# પ્રસ્તાવના

આ ડાયરી રોલેટ સત્યાગ્રહ અને અસહકારના કાળની છે. તેને પાને પાને નિદ્રામાં સૂતેલા દેશને જગાડવાના ગાંધીજીના ઉત્કટ પ્રયત્નનાં આપણને દર્શન થાય છે. આપણા દેશની સ્વાતંત્ર્યપ્રાપ્તિની લડતના ઇતિહાસમાં એ કાળ અજબ જાગૃતિ અને ઉત્સાહનો હતો. એની નવીનતાને લીધે એમાં પ્રજાને અનેરું ચેતન દેખાતું હતું. સ્વાતંત્ર્ય મળ્યું તે પહેલાં આપણે ત્રણ મોટી લડતો આપી છે: ૧૯૨૦–૨૧ની અસહકારની લડત, ૧૯૩૦ 'થી ૧૯૩૪ની સવિનય ભંગની લડત, અને ૧૯૪૨ની 'હિંદ છોડો' ની લડત. આ ત્રણે લડતનું મહત્ત્વ બહુ ભારે છે. પણ ૧૯૨૦–૨૧ની લડતથી કેવળ આપણા દેશના જ ઇતિહાસ માટે નહીં પણ દુનિયાના ઇતિહાસ માટે લડવાની એક તદ્દન નવી જ પદ્ધતિનો પ્રયોગ શરૂ થયો, એટલે તેનું સવિશેષ મહત્ત્વ છે. ગાંધીજી શાન્તતા અને સૌમ્યતાની મૂર્તિ હતા. પણ લડતને પ્રસંગે તેઓ એવી ઉગ્રતા ધારણ કરતા અને એવા મરણિયા બનતા કે તેમને જોનાર અને સાંભળનાર સૌને તેમની ઉત્કટતાનો ચેપ લાગતો. તેના ઉપર સૂર્ય કદી આથમતો નથી એવું જે સામ્રાજ્યને વિષે કહેવાતું અને જે સામ્રાજ્યનાં મૂળિયાં આપણા દેશમાં બહુ ઊંડે ગયેલાં છે એમ મનાતું, એટલે સુધી કે એની છત્ર-છાયા નીચે આપણા દેશની પ્રગતિ પહેલાં કદી નથી થઈ એવી થઈ રહી છે, એવું માનનારો એક બહુ મોટો સુશિક્ષિત વર્ગ આપણા દેશમાં હતો, જે વર્ગમાં એક કાળે ગાંધીજી પોતે પણ હતા, તે બ્રિટિશ સલ્તનતની પ્રતિષ્ઠા 'શયતાની' એ એક જ વિશેષણ લગાડીને ગાંધીજીએ ધૂળ મેળવી નાખી. પછી સરકારી અમલદારો તથા પોલીસનો રુઆબ કે ડર તો લોકોમાં રહે જ શાનો? એ બિચારાઓની તો સમાજમાં એક કોડીની પણ કિંમત રહી નહીં. આખી આમ-જનતા સ્ત્રીઓ અને બાળકો સુધ્ધાં 'આ સરકાર અમારે ન જોઈએ એમ ખુલ્લંખુલ્લા બોલતાં થઈ ગયાં. આવડા વિશાળ દેશમાં આવડી મોટી ક્રાંતિ ગાંધીજીએ કરી નાખી તેનું બ્યાન મહાદેવભાઈની મોહક શૈલીમાં આ ડાયરીમાં આપણને મળે છે.

બ્રિટિશ સામ્રાજ્યની સેવા ગાંધીજીએ જેટલી કરી છે, તેટલી ભાગ્યે જ બીજા કોઈ હિંદીએ કરી હશે. દક્ષિણ આફ્રિકામાં લશ્કરમાં માંદાઓની

સારવાર કરવા માટે એ વાર તેમણે પોતાની સરદારી નીચે હિંદીઓની ટુકડીઓ ઊભી કરી હતી. જોકે નિયમ પ્રમાણે જ્યાં સામસામે ગોળીઓ છૂટતી હોય ત્યાં એવી ટુકડીના માણસોને કામ કરવા જવાનું હોતુ નથી. છતાં ખૂનખાર યુદ્ધ ચાલતું હોય ત્યાંથી ઘાયલો ઉપાડી લેવા માટે પોતાની ટુકડીને લઈ જઈ ને ગાંધીજીએ અનેક વાર પોતાના અને પોતાના માણસોના જાન જોખમમાં નાખ્યા હતા.

૧૯૧૪થી ૧૯૧૮નું મહાયુદ્ધ ફાટી નીકળ્યું તે વખતે તેઓ ઇંગ્લંડમાં હતા. ત્યાં હિંદીઓનુ એક શુશ્રૂષાદળ તેમણે ઊભું કર્યું. તેની તૈયારીના સખત કામને લીધે ઇંગ્લંડની ઠંડીમાં તેમને પ્લુરસીની બીમારી લાગુ પડી. એ જ યુદ્ધ માટે ૧૯૧૭માં ખેડા જિલ્લામાં તેમણે સૈન્યભરતીનું કામ ઉપાડ્યું. તેને અંગે કરવા પડેલા ભારે રખડપાટને લીધે તેમને સખત મરડો થઈ આવ્યો અને તેમાંથી બચાશે કે કેમ, એવો ભય પણ થોડો વખત તો પેદા થયો હતો. આ સેવાની પાછળ બ્રિટિશ સામ્રાજ્યથી આપણા દેશનું હિત થશે એવી તેમની શ્રદ્ધા હતી.

સામ્રાજ્ય પ્રત્યે ભારે વફાદારી રાખતા ત્યારે પણ સામ્રાજ્યના અન્યાય સામે તો ભારે લડતો તેમણે આપેલી જ છે. દક્ષિણ આફ્રિકાની જગમશહૂર લડત ઉપરાંત ગિરમીટ પદ્ધતિ બંધ કરાવવા માટે તેમણે દેશમાં ઉપાડેલી ઝુંબેશ, ચંપારણ અને ખેડાની લડતો તથા રોલેટ કાયદા સામે ઉપાડેલો સત્યાગ્રહ એ તેમની વફાદારીના કાળ દરમ્યાન આપેલી લડતો છે.

પછી પંજાબના અત્યાચારો અને ખિલાફતની બાબતમાં મુસલમાન કોમને થયેલો અન્યાય, એ બે પ્રસંગો સામ્રાજ્ય પ્રત્યેની વફાદારીને ડગમગાવી નાખે એવા બન્યા. છતાં પંજાબના અત્યાચારો માટે સરકારે તપાસ સમિતિ નીમી અને ખિલાફતના અન્યાયની બાબતમાં બ્રિટિશ પ્રધાનમંડળનો છેવટનો જવાબ નહોતો મળ્યો ત્યાં સુધી તેમણે ખામોશ રાખી, એટલે સુધી કે ૧૯૧૯ના ડિસેમ્બરની અમૃતસરની કોંગ્રેસમાં મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા બાબત ઠરાવ વિષે બોલતાં એ સુધારા આપણે બિનશરતે સ્વીકારી લેવા જોઈએ અને એ સુધારાનો અમલ કરવામાં સરકારને સંપૂર્ણ સહકાર આપવો જોઈએ એમ કહી ઠરાવનું સમર્થન કર્યું. તિલક મહારાજ પ્રતિયોગી સહકાર (રિસ્પૉન્સિવ કોઑપરેશન)ના મતના હતા. તેમને મૂળ ઠરાવ સ્વીકારી લેવા કોંગ્રેસના મંચ ઉપર ટોપી ઉતારી પગે પડીને ગાંધીજીએ વિનંતી કરી. સદ્ભાગ્યે તિલક મહારાજ સાથે તે વખતે સમાધાન થઈ ગયું. અને ખુલ્લી કોંગ્રેસમાં ઠરાવ ઉપર મતગણતરી લેવાનો પ્રસંગ ટળી ગયો. પણ ત્યારથી જ કોંગ્રેસ ગાંધીજીના પૂર્ણ પ્રભાવ નીચે આવી ગઈ.

ગાંધીજીની બ્રિટિશ સામ્રાજ્ય પરની શ્રદ્ધા ભારે હોવા છતા વેવલી ન હતી ૧૯૧૫ના આરંભમા તેઓ હિંદુસ્તાનમા આવ્યા ત્યાર પછી ગોખલેજીના આગ્રહથી કોઈ પણ જાહેર પ્રશ્ન ઉપર એક વરસ સુધી ભાષણ ન કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો એ નિશ્ચયની મુદત ૧૯૧૬ના જાન્યુઆરીની આખરે પૂરી થઈ ત્યાર પછી પહેલુ ભાષણ ફેબ્રુઆરીની ચોથી તારીખે હિન્દુ યુનિવર્સિટીના ખાતમુહૂર્ત પ્રસગે તેમણે બનારસમા આપ્યુ વાઈસરોય સાહેબ તે પ્રસગે ત્યા આવેલા હોઈ મચ ઉપર રાજામહારાજાઓ પોતાના ઝવેરાત પહેરી દરબારી પોશાકમા બેઠેલા હતા મિસિસ બેસટ તથા બીજા દેશનેતાઓ પણ ત્યા હતા હિંદુસ્તાનમા આવ્યા પછી કરેલા એ પહેલા જ ભાષણમા ગાંધીજી જાણે પોતાનો કાર્યક્રમ જાહેર કરતા હોય એવી રીતે દિલ ખોલીને બોલવા લાગ્યા કાશીવિશ્વનાથના મદિરની આસપાસની ગદકીનુ વર્ણન કરતા આપણી ગદી ટેવો અને આખા દેશમા જોવામા આવતી અસહ્ય ગદકીને તેમણે આપણી રાષ્ટ્રીય એબ તરીકે વર્ણવી રાજામહારાજાઓએ પહેરેલા ઝવેરાત ઉપર ટીકા કરતા એમની અને બીજા શ્રીમત લોકોની મોટી મહેલાતો સાથે દેશના અસખ્ય ગરીબોની ઝૂપડીઓની સરખામણી કરી, અને એ આર્થિક અસમાનતા આપણા દેશને માટે ભયકર છે એમ જણાવ્યુ વાઈસરોય લોર્ડ હાર્ડિંજની સલામતી માટે ત્યા રાખવામા આવેલો સખત ચોકી પહેરો અને કડક બદોબસ્ત પ્રજા ઉપરનો અવિશ્વાસ સૂચવે છે એમ પણ જણાવ્યુ આપણા દેશના નેતાઓ જ્યા જાય છે ત્યા છૂપી પોલીસ તેમના ઉપર જાપતો રાખે છે અને આપણે જાણે કેદીની સ્થિતિમા હરીફરી શકીએ છીએ એવુ સૂચન કર્યું સાદી અમલદારોની તુમાખી અને લોખડી ચોકઠાની વાત કરી અગ્રેજી ભાષા મારફતે આપણને કેળવણી મળતી હોઈ આપણા ભણેલા લોકો આમજનતાથી અને પોતાના કુટુબીઓથી પણ કેવા અલગ પડી જાય છે તે જણાવ્યુ બ્રિટિશ રાજ્યનો અન્યાય અને જુલમ કેવી રીતે ત્રાસવાદીઓ (ટેરરિસ્ટ)ને પેદા કરે છે તે પણ કહ્યુ પોતે પણ એક અર્થમા એનાર્કિસ્ટ હોવા છતા પેલા ત્રાસવાદીઓ કરતા પોતાની પદ્ધતિ જુદી છે એ જણાવીને કહ્યુ કે આપણે જો ઈશ્વર ઉપર વિશ્વાસ રાખતા હોઈએ, અને તેનો ડર રાખીને ચાલતા હોઈએ તો બીજા કોઈનો પણ — અહી બેઠેલા મહારાજાઓનો, વાઈસરોયનો, છૂપી પોલીસનો કે જ્યોર્જ બાદશાહનો પણ, — ડર રાખવાની જરૂર નથી પછી જાહેર કર્યું કે મને જો આવશ્યક જણાશે કે હિંદુસ્તાનના ઉદ્ધાર અર્થે અગ્રેજોએ અહીથી ચાલ્યા જવાની જરૂર છે — અથવા તો તેમને હાંકી કાઢવાની જરૂર છે, તો છાપરે ચઢીને એમ કહેતા હુ જરાયે સકોચ રાખવાનો નથી મારી એ માન્યતા જાહેર કરવાને માટે

મરણને ભેટવું પડે તો તેની મારી પૂરી તૈયારી છે. આ જાતનું ભાષણ મંચ ઉપર બેઠેલા કેટલાક નેતાઓને અને સભાના ઠરેલ ગણાતા વર્ગને ન ગમે એ સ્વાભાવિક હતું. મિસિસ બેસંટે. ગાંધીજીને બંધ કરવા સૂચના પણ કરી. વિદ્યાર્થીઓ પોકાર કરવા લાગ્યા કે 'આગળ ચલાવો,' રાજામહારાજાઓ મંચ ઉપરથી ઊઠીને ચાલવા માંડયા અને સભામાં ભારે ખળભળાટ થયો. ગાંધીજીનું ભાષણ એટલેથી અધૂરું રહ્યું.

પણ જેની આગાહી ગાંધીજીએ કરી હતી, તે સ્થિતિ ચાર જ વર્ષ પછી આવીને ઊભી રહી. ખિલાફતની બાબતમાં જે નિર્ણય થયો હતો તેમાં બ્રિટિશ સરકાર કશો ફેરફાર કરાવી શકે એમ નથી, એવો છેવટનો જવાબ મળી જતાં ૧૯૨૦ના માર્ચમાં ખિલાફત પરિષદમાં એકઠા થયેલા મુસલમાનોને ગાંધીજીએ સલાહ આપી કે આનો ઉપાય સરકાર સાથે સંપૂર્ણ અસહકાર કરવો એ જ છે. તેની સાથે હિંદુઓને પણ કહ્યું કે, આપણા દેશબંધુઓના દીન ઉપર જે વખતે હાથ નાખવામાં આવ્યો છે તે વખતે તેમને પડખે ઊભા રહેવાનો આપણો ધર્મ છે.

પંજાબના અત્યાચારો બાબત જે તપાસ સમિતિ નિમાઈ હતી તેનો રિપોર્ટ તા. ૨૬-૫-'૨૦ના રોજ બહાર પડયો. તેની ભલામણો જરાયે સંતોષકારક ન હતી. એ રિપોર્ટ કરતાં પણ તેના ઉપર હિંદી સરકારે જે ઠરાવ બહાર પાડયો તે વધારે ખતરનાક હતો. પંજાબનાં અમાનુષી અત્યાચારો પાછળ મૂળ જેનો હાથ હતો તે પંજાબના લેફ્ટનન્ટ ગવર્નર સર માઈકલ ઓડવાયર વિષે ઠરાવમાં જણાવવામાં આવ્યું કે તેણે ભારે બાહોશી અને હિંમતથી મહા મુશ્કેલીના સમયમાં પોતાની ફરજ બજાવી તે માટે સરકાર તેની કદર કરે છે. જલિયાંવાલા બાગમાં સેંકડો નિર્દોષ માણસોની કતલ કરનાર જનરલ ડાયર વિષે જણાવવામાં આવ્યું કે તેણે જોઈએ તે કરતાં વધારે લશ્કરી બળ વાપરવામાં માત્ર ગણતરીની ભૂલ કરી હતી. તેની પાસે તેના હોદ્દાનું રાજીનામું અપાવ્યું; પણ તેને બીજી કશી સજા કરવામાં ન આવી, તેને ઠપકો સુધ્ધાં ન આપવામાં આવ્યો. કેટલાક અંગ્રેજોએ, તો સામ્રાજ્યના બચાવનાર તરીકે એને બહુમાન આપ્યું અને, એને મદદ કરવા માટે ફંડ ઊભું કર્યું. આ ઉપરાંત રિપોર્ટ બહાર પડે તે પહેલાં જ હિંદ સરકારે એક ફતવો બહાર પાડી જે જે અમલદારો ઉપર અત્યાચારો કરવાના આરોપ મૂકવામાં આવ્યા હતા, તેમના ઉપર એ આરોપો માટે કોઈના મુકદ્દમા ચાલી શકશે નહીં એમ જાહેર કરી દીધું હતું. એટલે અસહકાર માટે ખિલાફત ઉપરાંત પંજાબના અન્યાયનું કારણ પણ ભળ્યું.

તા. '૨૦-૬-'૨૦ના રોજ વાઈસરોયને કાગળ લખી (જુઓ પાનું ૧૮૩-૮૬) ગાંધીજીએ પોતાની અસહકારની યોજનાની તેમને ખબર આપી. તા. ૧લી ઑગસ્ટે, જે દિવસે તિલક મહારાજનું અવસાન થયું તે જ દિવસે, અગાઉથી નક્કી થયા પ્રમાણે દેશ આગળ અસહકારનો કાર્યક્રમ જાહેર કરવામાં આવ્યો. ઑગસ્ટ માસની આખરમાં અમદાવાદમાં ગુજરાત રાજકીય પરિષદ ભરીને તેમાં અસહકારનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. સપ્ટેમ્બરના પહેલા અઠવાડિયામાં કલકત્તામાં કૉંગ્રેસના ખાસ અધિવેશનમાં અસહકારનો ઠરાવ પસાર કરીને અસહકારના કાર્યક્રમને કૉંગ્રેસે વિધિપુરઃસર અપનાવ્યો. ગાંધીજીએ કૉંગ્રેસમાં જાહેર કર્યું કે ધારાસભાઓનો, અદાલતોનો, સરકારી ખિતાબોનો, શાળા કૉલેજોનો, તથા પરદેશી કાપડનો આપણે બરાબર બહિષ્કાર કરી શકીશું તો એક વર્ષની અંદર સ્વરાજ્ય લઈને બેસી જઈ શકીશું. પણ લોકો 'જો' અને 'તો' ઉપર ઓછું વજન મૂકે છે. તેમણે તો 'એક વરસમાં સ્વરાજ'ની હાકલ પકડી લીધી.

સરકારી અદાલતોને બદલે લવાદી પંચો સ્થાપવાનાં હતાં, સરકારી શાળા કૉલેજોને બદલે રાષ્ટ્રીય શાળાઓ અને મહાવિદ્યાલયો સ્થાપવાનાં હતાં તથા પરદેશી કાપડનો બહિષ્કાર રેંટિયા ચલાવીને તથા ખાદી ઉત્પન્ન કરીને કરવાનો હતો. આ કાર્યક્રમ અમલમાં મૂકવા નાણાં જોઈએ તે માટે ૧૯૨૧ની જુલાઈ આખર પહેલાં એક કરોડ રૂપિયાનો તિલક સ્વરાજ ફાળો એકઠો કરવાનું ઠરાવવામાં આવ્યુ. એ મુદત પૂરી થાય તે પહેલાં એક કરોડને બદલે સવા કરોડ રૂપિયા એકઠા થઈ ગયા. પરદેશી કાપડના બહિષ્કાર માટે શહેરોમાં તેમ જ ગામડે ગામડે વિદેશી કાપડની હોળીઓ કરવામાં આવી. આ ઉપરાંત કૉંગ્રેસના દફતરે એક કરોડ સભ્યો નોંધવાના હતા તથા દેશમાં વીસ લાખ રેંટિયા ચાલુ કરવાના હતા. આ કાર્યક્રમમાં ખંડનાત્મક અને રચનાત્મક બંને પ્રકારની પ્રવૃત્તિઓ હતી. વિદેશી કાપડની હોળી કરવી, સરકારી અદાલતો તથા શાળાઓનો બહિષ્કાર કરવો, વગેરે ખંડનાત્મક પ્રવૃત્તિઓ દેશમાં બાઝી ગયેલાં જૂનાં જાળાંની સાફસફી માટે હતી; ત્યારે રાષ્ટ્રીય શાળાઓ ખોલવી, લવાદી પંચો સ્થાપવાં, ખાદીની ઉત્પત્તિ વધારવી, અસ્પૃશ્યતા નાબૂદ કરવી, હિંદુમુસલમાન એક્તા કરવી, વગેરે રચનાત્મક પ્રવૃત્તિઓ દેશમાં નવું ચેતન આણવા, લોકોની શક્તિ વધારવા તથા દેશને સ્વાવલંબી બનાવવા માટે હતી ગાંધીજીનો વિશેષ ઝોક રચનાત્મક કાર્યક્રમ ઉપર જ હતો.

આ લડતમાં પ્રજાનો નૈતિક પારો ગાંધીજી જેટલો ઊંચે ચડાવી શક્યા તેટલો ઊંચે ચડાવવાનો પછીની લડતો વખતે ગાંધીજીને અવકાશ નહોતો

મળ્યો કારણુ લડત શરૂ થતા જ તેમને પકડી લેવામાં આવતા. આ વખતે તો શું કરવુ, એ બાબતમા સરકાર જાણે મૂંઝાઈ ગયેલી હતી મુબઈના ગવર્નરે તો એટલે સુધી કહેલુ કે ચૌરીચૌરાના હત્યાકાડને લીધે ગાધીજીએ લડત બંધ રાખી, બાકી સ્વરાજ્ય એમના હાથવેંતમા હતુ

અસહકાર એટલે આત્મશુદ્ધિ, સ્વાવલબન, બલિદાન, નિર્ભયતા, એમ કેમ કહીને નહી, પણ લોકો પાસે આચારમાં મુકાવીને લાબા કાળથી સૂતેલી પ્રજાને ગાધીજીએ ટકાર કરી આત્મશુદ્ધિ અને ઉત્સાહનુ મોજુ આખા દેશમા એવુ ફરી વળ્યુ કે જેમની પાસેથી કોઈએ એવી અપેક્ષા પણ ન રાખી હોય અથવા જેમણે પોતે જ પોતાને વિષે એમ ન માન્યુ હોય એવા ભોગો આપવાને અને કષ્ટો વેઠવાને લોકો તૈયાર થઈ ગયા જેમણે કોઈ દિવસ ટાઢ-તડકો ન જોયો હોય એવા સુવાળા શહેરી લોકો પણ ખરે બપોરે અથવા મધરાતે ગામડે ગામડે અસહકારનો સદેશો ફેલાવવા પગપાળા ઘૂમવા લાગ્યા. એ અજબ જાગૃતિના અને આપભોગના પૂરમા જ અત્યારના આપણા મુખ્ય કાર્યકર્તાઓ અને નેતાઓ ઘડાઈને નિર્માણ થયા છે દેશબધુ દાસ, પડિત મોતીલાલજી, વગેરે તો ગાધીજી કરતા વયમા મોટા હોઈ તેમની વાત જવા દઈએ, પણ જવાહરલાલજી, સરદાર વલ્લભભાઈ, રાજાજી, મૌલાના અબુલ કલામ આઝાદ, રાજેન્દ્રબાબુ વગેરે આ લડતમા જ ગાધીજીની સરદારી નીચે ઘડાયા એમ કહેવાય છે કે નેતાએ લોકોનો જો બરાબર સાથ મેળવવો હોય તો સિદ્ધાતની બાબતમા સમાધાન કરી લોકોની કક્ષા ઉપર આવવા તેને નીચે ઊતરવુ પડે છે તેમ ન કરે તો તે એકલો પડી જાય છે પણ ગાધીજીએ કદી સિદ્ધાતની બાબતમા તડજોડ કરી નથી છતા તેમને બધી જાતના વર્ગોનો અને આમજનતાનો જેટલે સાથ મળ્યો છે, તેટલો દુનિયામા બીજા કોઈ નેતાને નહીં મળ્યો હોય ગાધીજીમા પણ સમાધાન વૃત્તિ નહોતી એમ નહી, પણ તે જુદા પ્રકારની કઈ વસ્તુ સિદ્ધાતની હોઈ વિશેષ મહત્ત્વની છે અને કઈ વસ્તુ સિદ્ધાંતની ન હોઈ ઓછા મહત્ત્વની છે, તેનો બહુ સૂક્ષ્મ વિવેક તેઓ ઝટ કરી શકતા એટલે જ સિદ્ધાતની બાબતમા પહાડ જેવા અડગ રહેવા છતા લોકો સાથે એમના થઈને ભળી જવાની અને પોતાના આત્મબળથી તેમને ઉપર ચઢાવવાની શક્તિ તેઓ ધરાવતા આ વસ્તુ તેમણે તૈયાર કરેલા નેતાઓ અને કાર્યકર્તાઓમા પણ પોતપોતાની શક્તિ પ્રમાણે ઓછાવત્તા પ્રમાણમા આવેલી છે તેથી જ આજે શસ્ત્રબળમા બીજા દેશો કરતાં ઘણા પાછળ હોવા છતા દુનિયામા આપણે વિશિષ્ટ સ્થાન ભોગવીએ છીએ ૧૯૨૦–૨૧મા ગાધીજીએ સારા દેશમા અહિંસાનો અને આત્મશુદ્ધિનો જે મત્ર ફૂક્યો તેના આ પ્રતાપ છે

આ લડતની ખાસ વિશેષતા તો એ છે કે તે વખતે હિંદુ-મુસલમાન એકતાનાં જેવાં દશ્યો આપણને જોવાનાં મળ્યાં તેવાં પછીથી જોઈ શકાયાં નથી. ભવિષ્યમાં ક્યારે જોઈ શકીશું તે આજે કહેવું મુશ્કેલ બની ગયું છે. આજે તો ગાંધીજીના સિદ્ધાંતો અને તેમના કાર્યક્રમ વિશેનાં શ્રદ્ધા અને જુસ્સો ગાંધીજીની સાથેના કાર્યકર્તાઓમાંથી પણ જાણે ઓસરી ગયાં હોય એવું દેખાય છે. છતાં ગાંધીજીએ જે બીજ નાખ્યાં છે તે વહેલાંમોડાં પાંગર્યા વિના રહેવાનાં નથી.

તે કાળની અજબ જાગૃતિ અને ચેતનનાં વર્ણન આ ડાયરીમાંથી આપણને જોવા મળે છે. દિલગીરી એટલી જ રહે છે આ કાળમાં મહાદેવભાઈ બધો વખત ગાંધીજીની સાથે રહી શક્યા નહોતા. ૧૯૧૯ના એપ્રિલમાં થયેલા પંજાબના અત્યાચારો પછી ગાંધીજીને છેક ઑક્ટોબર માસમા ત્યાં જવાની રજા મળી. પણ તે વખતે મહાદેવભાઈ ટાઇફૉઇડની બીમારીમાં સપડાયેલા હોઈ સાથે જઈ શક્યા ન હતા. ચારેક મહિના તેઓ પથારીવશ રહ્યા. એટલે અમૃતસરની કૉંગ્રેસમાં તિલક મહારાજ સાથેના પેલા ભવ્ય દશ્યનુ મહાદેવભાઈની કલમનું વર્ણન આપણને મળી શક્યું નથી. એ ઉપરાંત ગાંધીજીના કહેવાથી તેઓ થોડો વખત દાસબાબુ સાથે અને ઘણો વખત પંડિત મોતીલાલજીની સાથે રહ્યા હતા એટલે એ ગાળાની ડાયરી આપણને મળતી નથી. આ ડાયરી વચમાંના તૂટક ગાળાઓ સાથે ૧૯૨૧ના જૂન સુધીની છે. ૧૯૨૧ના ડિસેમ્બરમાં મહાદેવભાઈ ગિરફતાર થયા ત્યાં સુધી તેઓ પંડિત મોતીલાલજીની સાથે હતા. તે વખતે શ્રી કૃષ્ણદાસ નામના એક બંગાળી સજ્જન ગાંધીજીની સાથે ફરતા હતા. તેમણે 'ગાંધીજી સાથે સાત માસ' એ નામનુ પુસ્તક અંગ્રેજીમાં લખેલુ છે. નવજીવન કાર્યાલય તરફથી તેનો ગુજરાતી અનુવાદ થોડા વખતમાં પ્રસિદ્ધ થવાનો છે.

બીજી ડાયરીઓની માફક ગાંધીજીના કેટલાક સુંદર પત્રો આ ડાયરીનું પણ ભારે આકર્ષક અંગ છે. અમદાવાદ, મુંબઈ તથા પંજાબમાં થયેલાં તોફાનોને લીધે રોલેટ કાયદા સામેનો સત્યાગ્રહ મુલતવી રાખવો પડ્યો તે વખતે ગાંધીજીએ પત્રિકાઓ દ્વારા સત્યાગ્રહના રહસ્યનું શિક્ષણ લોકોને આપ્યુ હતુ. એ બધી પત્રિકાઓ પરિશિષ્ટમા આપી છે. તે ઉપરાંત બ્રિટિશ સામ્રાજ્ય પ્રત્યેની પોતાની વફાદારી કેમ છોડવી પડી અને તેની સાથે અસહકાર કેમ કરવો પડ્યો, તે વિષે અંગ્રેજ પ્રજાને તથા બીજાઓને લખેલા ખુલ્લા પત્રો પણ પરિશિષ્ટમા આપ્યા છે.

નરહરિ પરીખ

# અનુક્રમણિકા

# જાગ્યા ત્યાંથી સવાર

"Only that day dawns to which we are awake."
— Thoreau

"જે દેશ રંડાઈ ગયો છે, જે દેશનું શૂર ચાલ્યું ગયું છે, નૂર ચાલ્યું ગયું છે, હીર ચુસાઈ ગયું છે, જે દેશ હતાશ થઈ ગયો છે ત્યાં અનેક માણસોને ભોગ લીધા વિના છૂટકો નથી."

મુંબઈ: આજે હરસનું ઑપરેશન કરવામાં આવ્યું. સાડા આઠ વાગ્યા સુધી ઊંઘ્યા: પછી ભાનમાં લવરી પર ચઢ્યા. તેમાં

૨૧-૧-'૧૯

છેલ્લો સપાટો બહુ સુંદર હતો: "સરકારે બે વસ્તુઓ કરવી જ જોઈએ; નિમક વેરો રદ કરવો જોઈએ, અને દૂધનો ઉદ્યોગ રાષ્ટ્રાધીન (નૅશનલાઈઝ) કરવો જોઈએ. આટલું થાય તો ઘણું દુઃખ ટળે. નિમક વેરા જેવો ઘાતકી કર કેમ સ્વીકારાયો હશે તે જ સમજાતું નથી. એ પસાર થયો ત્યારે આખા દેશને સળગાવી શકાત. જે વસ્તુ વિના માણસને ઘડીભર પણ ચાલે એવું નથી તે વસ્તુ ઉપર વેરો કેવો?"

સ્વસ્થ થયા પછી રાતે બાર વાગ્યે પત્રો લખાવવા માંડ્યા. નરહરિની દૂધના વ્રતના સુધારા સંબંધે ટીકા આવી હતી. 'આપે બકરીનું દૂધ લેવા માંડ્યું તેથી અમે સૌ રાજી થયા છીએ પણ આવી રીતે વ્રતના નવા અર્થો શોધી કાઢી તેને ધીમે ધીમે તોડવું, એના કરતાં સીધેસીધું છોડી દેવું એમાં સભ્યતા છે,' ઇત્યાદિ. એને જવાબ:

"ભાઈશ્રી નરહરિ,

"અત્યારે રાતના સાડાબાર વાગ્યા છે. ગઈ કાલે હરસ કપાવ્યા. ખૂબ વેદના ભોગવ્યા પછી મોર્ફિયા (અફીણ) પિચકારી વાટે ચઢાવ્યું. એનું ઘેન ચઢ્યું, અને ઊંઘ આવી. બપોરના બે વાગ્યાથી ઊંઘ્યો તે રાતે પાછો બાર વાગતે જાગ્યો છું, એટલે મગજ શાંત છે, અને હવે તુરતાતુરત નિદ્રા નહીં આવે. વળી ભાઈ મહાદેવનો અત્યારે જાગવાનો વારો છે, તેથી તમને કાગળ લખવાનો ઇરાદો થવાથી કાગળ લખાવું છું.

"સૌ ઉમેદ રાખે છે કે કાપવાની ક્રિયા થવાથી હું હરસના દર્દમાંથી સદાને સારુ મુક્ત થઈશ. જો એમ થશે તો મારું શરીર ઝપાટાભેર વળવાનો સંભવ છે. મારું મહિનો માસ તો અહીં રહેવાનું થશે જ અને ત્યાર બાદ બીજે ઠેકાણે જતાં પહેલાં આશ્રમમાં આવી જવાનો છું. મારી તબિયત વિષે કોઈ ચિંતા ન કરો એ મારી માગણી છે.

"દૂધ વિષે મેં જે છૂટ લીધેલી છે તે ઉપરની તમારી ટીકા વાંચીને બહુ ખુશ થયો છું. મંદવાડને લીધે કે કોઈ પણ કારણસર જ્યારે કોઈ મિત્રને

એમ લાગે કે આમાં મિત્રની નબળાઈ છે તો જોનાર મિત્રની ફરજ છે કે એ નબળાઈ તરફ પેલાનું ધ્યાન ખેંચવું. માણસને પડવાની લાલચ એટલી બધી હોય છે, અને પોતાને છેતરવાની એટલી બધી સગવડ કુદરતે જ તેને કરી આપી છે, કે સાવધાન રહેનાર માણસ પણ જો નબળો હોય અથવા એના બધા ત્યાગો વૈરાગ્ય વિનાના હોય તો એ અવશ્ય પડે. એટલે મેં ઉપર બતાવ્યું તે પ્રમાણે મિત્રોએ એકબીજાની ચોકી રાખવાની જરૂર છે. એ ચોકી તમે બધા સંપૂર્ણતાએ કરો એ હું ઇચ્છું છું. તેમાં તમારી અને મારી ઉન્નતિ છે. કાંઈ પણ મોટો ફેરફાર કર્યા પહેલાં ભાઈ મહાદેવની સાથે તો હું મસલત કરું છું જ, પણ મને એવી ધાસ્તી હંમેશાં લાગ્યાં કરેલ છે કે મહાદેવ મારી નબળાઈ એને પોતાના અગાધ પ્રેમને લીધે પિછાની શકતા નથી, અને જ્યારે પિછાને છે ત્યારે દરગુજર કરે છે, તેથી હું તેની સાથેની મસલતનો પૂરેપૂરો લાભ નથી લઈ શકતો. તમારી ટીકા તમે મારા જ પત્રમાં લખી હત તો હું વધારે ખુશ થાત. મને આટલો તો નિશ્ચય છે કે મિત્રો મારી પાસે વિરુદ્ધ દલીલ મૂકે તે હું પૂરેપૂરી સમજી શકું છું કેમ કે હું તટસ્થ છું. એટલે જ્યાં જ્યાં આપણા વિચારોની એકતા ન હોય ત્યાં ત્યાં મને લાગે છે કે તમારે બધાએ તમારો મતભેદ તુરત જણાવવો; એ મારા મગજ ઉપર ગંભીર અસર નહીં કરે અને મારાં કાર્યો વિષે મારે પોતે જ જે કાજીનું કાર્ય કરવું પડે છે એ દુર્દશામાંથી હું છૂટી જઈશ. મને પોતાને તો એવો નિશ્ચય છે કે હું મારાં વ્રતોને ઘણી કાળજીપૂર્વક અને પૂરી સફળતા સાથે જાળવી શક્યો છું. મેં બકરીનું દૂધ લેવાનું શરૂ કર્યું તેના પહેલાં મેં ૨૪ કલાક સુધી વિચાર કર્યો, અને હું તો એમ કહેવા ઇચ્છું છું કે જ્યાં જ્યાં મેં છૂટ લીધી ત્યાં ત્યાં મેં સબળ કારણોથી લીધી છે. મને જીવવાનો બિલકુલ આગ્રહ નથી, અને મંદવાડના પાંચ કરતાં વધારે માસ થઈ ગયા તોપણ એ મારી બેદરકારીની સ્થિતિ કાયમ છે. મે દૂધનું વ્રત લીધું તે વેળાએ ગાય અને ભેંસના દૂધ સિવાય મારા મનમાં બીજા દૂધનો ખ્યાલ ન હોઈ શકે અને ન હતો. મેં દૂધનો ત્યાગ કરવાનું વ્રત લીધું તે વખતે હું ખૂબ વિચારી ગયો હતો. ગાયો અને ભેંસોની ઉપર પડતી હાડમારીઓનો મને ભારે ખ્યાલ હતો, તેથી મેં દૂધનું વ્રત લીધું.* આ સમયે મારી શી ફરજ છે? મારે જે

---

*દૂધના ત્યાગ વિષે ગાંધીજીએ આત્મકથામાં નીચે પ્રમાણે લખ્યું છે:

"દૂધ ઇન્દ્રિયવિકાર પેદા કરનારી વસ્તુ છે એમ હું પ્રથમ રાયચંદભાઈ પાસેથી સમજ્યો હતો. અન્નાહારના અંગ્રેજી પુસ્તકો વાંચવાથી તે વિચારમાં વૃદ્ધિ થઈ. પણ જ્યાં સુધી બ્રહ્મચર્યનું વ્રત નહોતું લીધું ત્યાં સુધી દૂધ છોડવાનો ખાસ

સ્વાભાવિક અર્થ નીકળી પડે છે, એ ગ્રહણ કરવો કે જે અર્થ આપણે અતિશય સૂક્ષ્મતા કરીને કાઢીએ તે લેવો? મને લાગે છે કે મારાં વ્રતો વિષે જેટલે દરજ્જે ઉદાર અર્થ મળી શકે તેટલે દરજ્જે મારે છૂટ લેવી જોઈએ. આ છૂટમાં હું સૂક્ષ્મ રીતે પણ મારા વ્રતનો ભંગ થાય છે એમ કબૂલ નહીં કરું. વૈદકશાસ્ત્રથી જે પ્રયોગ હું કરી રહ્યો હતો તેને હવે ઘણો ધક્કો પહોંચે

---

ઇરાદો નહોતો કરી શકયો. શરીરના નિભાવને સારુ દૂધની જરૂર નથી એમ તો હું ક્યારનોયે સમજતો થઈ ગયો હતો. પણ એ ઝટ છૂટે એવી વસ્તુ નહોતી. ઇન્દ્રિયદમનને અર્થે દૂધ છોડવું જોઈએ એમ હું વધારે ને વધારે સમજતો હતો. તેવામાં ગાય ભેંસો ઉપર ગવળી લોકો તરફથી ગુજરવામાં આવતા ઘાતકીપણા વિષેનું કેટલુંક સાહિત્ય મારી પાસે કલકત્તેથી આવ્યું. આ સાહિત્યની અસર ચમત્કારી થઈ. મેં તે વિષે મિ. કેલનબેકની સાથે ચર્ચા કરી. . . .

"મિ. કેલનબેકે સૂચના કરી: 'દૂધના દોષોની તો આપણે ઘણી વેળા વાતો કરીએ છીએ, ત્યારે આપણે દૂધ કાં ન છોડી દઈએ? એની જરૂર તો નથી જ.' હું આ અભિપ્રાયથી સાનંદાશ્ચર્ય પામ્યો. મેં સૂચના વધાવી લીધી. ને અમે બંનેએ ટૉલ્સ્ટૉય ફાર્મમાં તે જ ક્ષણે દૂધનો ત્યાગ કર્યો. આ બનાવ ૧૯૧૨ની સાલમાં બન્યો."

દૂધ વિષે ગાંધીજીએ પોતાના વિચારોમાં અનુભવે ફેરફાર કર્યા છે. પોતાના છેલ્લા વિચારો તેમણે આગાખાન મહેલમાં લખેલા પોતાના 'આરોગ્યની ચાવી' (૧૯૪૨) પુસ્તકમાં નીચે પ્રમાણે આપ્યા છે:

"મારો પક્ષપાત શાકાહાર તરફ હોવા છતાં અનુભવે મારે કબૂલ કરવું પડ્યું છે કે, દૂધ અને દૂધમાંથી નીપજતા પદાર્થો—માખણ, દહીં, વગેરે વિના મનુષ્ય શરીરનો નિભાવ સંપૂર્ણ રીતે નથી થઈ શકતો. મારા વિચારોમાં આ મહત્ત્વનો ફેરફાર થયો છે. મેં દૂધ, ઘી વિના છ વર્ષ ગાળ્યાં છે. તે વખતે મારી શક્તિમાં કશી ન્યૂનતા નહોતી આવી. પણ મારા અજ્ઞાનને લીધે હું ૧૯૧૮ની સાલમાં સખત મરડાનો ભોગ બન્યો. શરીર હાડપિંજર થઈ ગયું. હઠપૂર્વક દવા ન લીધી અને એટલી જ હઠપૂર્વક દૂધ કે છાશ ન લીધાં. શરીર કેમે ન બાંધી શકાય. દૂધ ન લેવાનું મેં વ્રત લીધું હતું. દાક્તરે કહ્યું: 'પણ તે તો ગાય ભેંસના દૂધને વિષે હોય. બકરીનું દૂધ કેમ ન લેવાય?' ધર્મપત્નીએ ટાપસી પૂરી, ને હું પીગળ્યો. ખરું જોતાં જેણે ગાય ભેંસના દૂધનો ત્યાગ કર્યો હોય તેને બકરી વગેરેના દૂધની છૂટ ન હોવી જોઈએ, કેમ કે એ દૂધમાં પદાર્થો એક જ જાતના છે. ફરક કેવળ માત્રાનો જ છે. એટલે મારા વ્રતના અક્ષરનું જ પાલન થયું. તેનો આત્મા તો હણાયો. ગમે તેમ હોય. બકરીનું દૂધ તુરત આવ્યું ને મેં લીધું. મને નવચેતન આવ્યું. શરીરમાં શક્તિ આવી ને ખાટલેથી ઊઠયો. એ ને એવા બીજા અનેક અનુભવો ઉપરથી હું લાચારીથી દૂધનો પક્ષપાતી થયો છું. પણ મારો દૃઢ વિશ્વાસ છે કે, અસંખ્ય વનસ્પતિઓમાં કોઈક તો એવી છે જ કે જે દૂધ અથવા છાશની સંપૂર્ણ ગરજ સારે અને જે તેના દોષથી મુક્ત હોય. પણ આ શોધ તો થાય ત્યારે ખરી."

ખરો, પણ વૈદકશાસ્ત્રનો પ્રયોગ આધ્યાત્મિક વસ્તુ નથી. દૂધના ત્યાગમાં જે સંયમ અને આધ્યાત્મિકતા હતાં તે તો પૂરેપૂરાં નભ્યાં છે. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ મિત્રોનો આગ્રહ પણ વધતો જ ચાલ્યો. દા. મહેતા તારો કર્યાં જ કરે છે. બીજા હજારો હિંદીઓ મારા દર્દથી અતિશય અકળાઈ ગયા છે. મારી માંદગીને લીધે બા જોકે હમેશાં રુદન અને કલ્પાંત નથી કરતી, પણ એનો આત્મા તો અતિશય પીડાયો જ છે. આવે સમયે મારી શી ગતિ? એક જ જવાબ એ પ્રશ્નનો મળી શકે. વ્રતને તલમાત્ર પણ હાનિ પહોંચાડયા સિવાય જ્યાં જ્યાં ઉદારતા વાપરી શકાય ત્યાં ત્યાં ઉદારતા વાપરીને મારે છૂટ લેવી. આજ તો આટલેથી બંધ રાખીશ. બીજી દલીલો તો ઘણી છે. પણ જે મુખ્ય દલીલ છે એ જ મેં તમને આપી છે. આ મારી દલીલ તમને સંતોષકારક ખુલાસો ન આપતી હોય અને હજી પણ તમે મારા કામને વિષે નબળાઈ જ જુઓ તો મને જરૂર ટીકા મોકલજો. બીજાઓની સાથે મસલત કરીને પણ તમે મને ટીકા મોકલશો તો હું બહુ રાજી થઈશ. તમારી ટીકા મને બરોબર જણાશે તોપણ હાલ તુરતમાં હું દૂધ જારી જ રાખીશ. એટલે રખેને હું દૂધ છોડી દઉં એ ધાસ્તીએ તમે સંકોચ ન કરજો.

"મણિબહેનને તમે કાળજીપૂર્વક શીખવ્યાં કરો છો, એ મને બહુ પ્રિય લાગે છે. આપણાં બધાં બૈરાંને આપણે આગળ મૂકી શકીએ તો તેમાંથી ઘણાં મોટાં પરિણામો આપણે લાવી શકીશું."

બીજો કાગળ

"ચિ. બલિ,[1]

"તમારો કાગળ મને મળ્યો. મારી તબિયત નરમ ગરમ રહ્યાં કરે છે. ચારેક દિવસ થયાં હું હરસથી ખૂબ પીડાયો. ગઈ કાલે દાક્તરે નસ્તર મૂકયું છે, એટલે હવે ખબર પડશે કે દુખાવામાંથી મુક્ત થઈશ કે નહીં. છોકરાંઓ ગમ્મત કરે છે. પરમ દિવસે કુમી[2]ની સાથે મોકલ્યાં હતાં. ગાતના સુવાને સારુ છોકરાંઓને કુમીની સાથે નથી જવા દેતાં. હરિલાલનો કાગળ છે તેમાં લખે છે કે છોકરાંઓના સૂવાના સ્થળમાં ફેરફાર ન કરવો. હું તમારી મરજી પ્રમાણે છોકરાંઓની વ્યવસ્થા નથી કરી શકતો તેથી તમને બંનેને બહુ દુઃખ થાય છે, જતાં મારે ધાતકીપણું વાપરીને પણ છોકરાંઓને તમારી પાસે મોકલવાની

૧. ગાંધીજીના મોટા દીકરા હરિલાલભાઈનાં પત્ની ચચળ ઉર્ફે ગુલાબ બહેનનાં મોટાં બહેન.

૨. કુમીબહેન અથવા કુમુબહેન પણ તેમનાં મોટાં બહેન.

ના લખવી પડે છે. છોકરાંઓ વખતોવખત હેરફેર ન કરે એ અત્યંત આવશ્યક છે. કાલથી છોકરાંઓને ભણાવવા સારુ માસ્તરનો પણ બંદોબસ્ત કર્યો છે. મનુ[1]ના જે ઉપચારો ચાલે છે તેથી મનુ દિવસે દિવસે વધતી જાય છે. રામી[2]નું પણ એમ જ. આવી સ્થિતિમાં જો તમે માત્ર છોકરાંનો સ્વાર્થ તપાસશો તો તો છોકરાંઓને ત્યાં મોકલવાનો આગ્રહ નહીં કરો. પણ તમે દર માસે કે બે માસે કે વધારેમાં વધારે ત્રણ માસે, સાબરમતી આવો, આશ્રમમાં રહી જાઓ, અને છોકરાંઓની સાથે રમત ગમત કરો એ હું ઇચ્છું છું. તમારી સાથે રહેવામાં મને સહવાસ મળશે એ વધારામાં. છબલભાભી[3] અને ચંચળ[4] એ બંનેના જવાથી તમને ભારે આઘાત પહોંચ્યો છે. જો તમારું દુઃખ કોઈ પણ રીતે વહોરી શકાતું હોય તો હું વહોરી લઉં અને તમને જિંદગી પર્યંત આવી ગયલા દુઃખમાંથી મુક્તિ આપું. તમે મને દીકરી સમાન જ છો, મારી ઉપર તમે ગમે તેવા કાગળો લખી શકો છો. વખતોવખત લખતાં જ રહેજો. બા તમને આશીર્વાદ કહેવડાવે છે."

તા. ૨૦મીએ મૂળજી જેઠા માર્કેટવાળાઓએ ગાંધીજીના નામે એક વિચિત્ર પ્રકારનો સત્યાગ્રહ કર્યો. માર્કેટના દરવાજા રોકીને પાંચ પાંચ સાત સાત જણા સૂઈ ગયા. અને "ગરીબોના પેટ ઉપર પગ મૂકીને ભલે જાઓ" એવાં પાટિયાં મૂક્યાં. એમના નેતા જેરાજાણીએ એક દિવસ ઉપવાસનું વ્રત લીધું. આ બાબતની ખબર પડતાં ગાંધીજીએ જેરાજાણીને બોલાવ્યા અને તેમને નીચે પ્રમાણે ઠપકો આપ્યો : 'તમે આ જે કર્યું છે તેમાં ક્યાંય સત્યાગ્રહ નથી. સત્યાગ્રહ એ વસ્તુ નથી કે જે વડે તમે સામાની પાસે બળાત્કારે કાંઈ કઢાવી શકો. સત્યાગ્રહ તો પ્રેમથી કઢાવી લેવામાં રહેલો છે. તમે જે લાંઘણ કરવા ધારો છો તે લાંઘણ કરીને શુદ્ધમાં શુદ્ધ ઇન્સાફ નહીં મેળવી શકાય. લાંઘણથી તમારી માગણી ન્યાયી છે એમ કેમ કહી શકો ? મારું અનુકરણ મારી સંમતિ વિના કેમ થાય ? તમે જે કર્યું છે તેમાં સત્યાગ્રહ નથી પણ અસત્યાગ્રહની સીમા આવી જાય છે. તમે નોકરીએ ન ચડો અને એમને મરજી પડે તે માણસોને રાખી લેવા દો એ સત્યાગ્રહ છે અને એ જ વાજબી

---

૧. અને ૨. ભાઈ કાન્તિ, બહેન રામી, ભાઈ રસિક તથા બહેન મનુ એ હરિલાલભાઈનાં બાળકો.

૩. હરિલાલભાઈનાં સાસુ. હરિલાલભાઈના સસરા શ્રી. હરિલાલ વખતચંદ વોરા રાજકોટમાં સુપ્રસિદ્ધ વકીલ હતા અને ગાંધીજીના પરમ મિત્ર હતા. તેમને કુદરતી ઉપચારનો ઘણો શોખ હતો. એ વિષય ઉપરનાં પુસ્તકો વાંચતા તથા પાસે રાખતા. ગાંધીજી પહેલાં કુદરતી ઉપચારનાં પુસ્તકો વાંચેલ તે એમની પાસેથી મેળવીને.

૪. હરિલાલભાઈનાં પત્ની.

છે.' પછી પૂછ્યુ કે લાંઘણ કેટલા દિવસનુ છે? જવાબમા કહેવામા આવ્યુ કે એક દિવસનુ. એટલે બોલ્યા 'ત્યારે અડચણ નથી પણ તમે તમારુ પગલુ રહેવા દો, અને એને વહેવામા વહેલુ મૂકેલો. મે તો દસ હજારના કસમ તૂટતા[1] રોકવા માટે ઉપવાસ કરેલો.'

આ પછી ઘણી ચર્ચાઓ ઊભી થઈ. તેમા 'ક્રૉનિકલ'ના રિપોર્ટે તો હદ વાળી એમ કહી શકાય. એટલે તા. ૨૪મીએ 'ક્રૉનિકલ'ને એનો ઇનકાર કરતો કાગળ મારે લખવો પડ્યો. બાપુએ કહ્યુ 'એ કાગળમા મે જે વાજબીપણા માટે કહેલુ તે નથી આવતુ.' મે કહ્યુ 'તમે તો એની લાગણી માટે બોલ્યા હતા, દરવાજા રોકવા માટે નહી.' એટલે તુરત જ એમણે કહ્યુ 'હા ત્યારે એ બાબત સ્પષ્ટ કરી કાગળ મોકલો.'

૨૪-૧-'૧૯

મિસ એસ્થર ફેરિંગ[2]નો પત્ર

* "આપણે વ્રત શુ એટલા માટે લઈએ છીએ કે તેથી આપણા ચારિત્ર્યને સહાય અને બળ મળે? ઇશ્વર શુ એમ ઇચ્છતો હશે ખરો કે આપણે કોઈ પણ જાતના વ્રતો લઈએ? વ્રત આત્મઘાતક ન નીવડે શુ? બાપુ, હુ અતિ પૂજ્યભાવથી આ પ્રશ્નો તમને પૂછુ છુ. કારણ આ પ્રશ્ન ઉપર વિશેષ પ્રકાશ મેળવવા ઇચ્છુ છુ. હુ માનુ છુ, બાપુ, કે તમે અત્યારે દુખ વેઠી રહ્યા છો, તેથી ઇશ્વરને પણ દુખ થતુ હશે. હુ જાણુ છુ આ દુખ તમે આનદથી સહી રહ્યા છો. પણ ઇશ્વર જો પરમ પિતા હોય, ઇશ્વર જો પૂર્ણ પ્રેમસ્વરૂપ હોય, તો તેના સન્તાનો પોતાની ઉપર બોજો લાદે, જે ઉપાડવાનુ તેમને કહેવામા નથી આવ્યુ, ત્યારે તેને દુખ ન થાય? તમે જો મને વ્રતનો વિશેષ ઊડો અર્થ સમજાવશો તો તે મારા પોતાના જીવનમા મદદરૂપ થશે.

૨૧-૧-'૧૯

---

1 અમદાવાદમા મિલમજૂરોની હડતાલ વખતે

2 આ બહેન વિષે ડાયરી પુ. ૪મા ટિપ્પણ લખેલુ છે. વાચકની સગવડ ખાતર અહી તે ફરી ઉતારુ છું. આ બહેન ડેનમાર્કના છે. ત્યાથી હિંદુસ્તાનની સેવા કરવા એક ડેનિશ મિશન સાથે અહી આવ્યા. બાપુના સસર્ગમા આવ્યા પછી *મિશનના ધાર્મિક સિદ્ધાંતો સાથે મેળ રહ્યો નહી એટલે ૧૯૨૦ના આખર ભાગમા તેઓ* મિશનમાથી છૂટા થયા. થોડો વખત શાન્તિનિકેતનમા અને થોડો વખત સાબરમતી આશ્રમમા ગાળી તેઓ પાછા સ્વદેશ ગયા. તેઓ એક હિંદી ભાઈ ડૉ. મેનન સાથે પરણ્યાં છે.

* ચોથા પુસ્તકની માફક આ પુસ્તકમા પત્ર જે ભાગ મૂળ અંગ્રેજી લખાણનુ ભાષાન્તર છે તેની આગળ આવુ નિશાન મૂક્યુ છે.

એને નીચે પ્રમાણે જવાબ આપ્યો:

"પ્રિય એસ્થર,

"તારા બહુ યોગ્ય પ્રશ્નનો બને તેટલો વિસ્તારથી જવાબ આપવા હું પ્રયત્ન કરીશ. અમુક વસ્તુ કરવાનો અથવા ન કરવાનો પાકો નિર્ધાર કરવો એનું જ નામ વ્રત. આત્મસંયમના સપ્તાહમાં મુક્તિ ફોજના સર્બો મુરબ્બા અને બીજી એવી મીઠાઈઓ અમુક વખત સુધી ન ખાવાનાં વ્રત લે છે. લેન્ટ* દરમ્યાન રોમન કૅથલિક ખ્રિસ્તીઓ અમુક પરહેજી પાળે છે. એ પણ વ્રત જ છે. એ બંનામાં એકસરખા જ પરિણામની આશા રાખવામાં આવે છે, એટલે કે, આત્માની શુદ્ધિ અને અભિવ્યક્તિ. આવા સંકલ્પો કરીને આપણે દેહનું દમન કરીએ છીએ. દેહ પાર્થિવ અથવા જડ છે, આત્મા ચેતન્યમય છે. જડ અને ચેતન વચ્ચે આંતરિક સંઘર્ષ ચાલી રહ્યો છે. જડનો ચેતન ઉપર વિજય થાય તો આત્મવિનાશ સમજવો. એ તો સૌ સ્વીકારે છે કે જેટલે દરજ્જે આપણે શરીરને લાડ લડાવીએ અને આત્માની અવમાનના કરીએ . . . (આ વાક્ય આટલેથી અધૂરું રહી ગયું લાગે છે). શરીર અથવા જડ તત્ત્વનો પણ ઉપયોગ તો છે જ તેની મારફત જ આત્માની અભિવ્યક્તિ થઈ શકે છે. પણ એ પરિણામ ત્યારે જ લાવી શકાય, જ્યારે શરીરનો ઉપયોગ આત્મોન્નતિના સાધન તરીકે કરવામાં આવે. માનવકુળનો મોટો ભાગ શરીરનો એ રીતનો ઉપયોગ કરતો નથી. પરિણામ એ આવે છે કે શરીર અથવા તો જડ તત્ત્વનો આત્મા અથવા ચેતન તત્ત્વ ઉપર વિજય થતો દેખાય છે. આપણે જેઓ જાણીએ છીએ કે આ શરીર સદા પરિવર્તનશીલ છે અને નશ્વર છે, તેમાં રહેલો આત્મા જ અવિનાશી છે, તેમણે તો દૃઢ સંકલ્પો કરીને પોતાના શરીર ઉપર એટલો કાબૂ મેળવવો જોઈએ કે આત્માની સેવા અર્થે આપણે તેનો પૂરો ઉપયોગ કરી શકીએ. બાઇબલના નવા કરારમાં આ વિચાર ઠીક ઠીક સ્પષ્ટ કરવામાં આવેલો છે. પણ હિંદુ શાસ્ત્રોમાં તે જેટલો પરિપૂર્ણતાથી અને વિશદ રીતે સમજાવવામાં આવ્યો છે, તેટલો બીજે ક્યાંય સમજાવેલો મેં જોયો નથી. રામાયણ અને મહાભારતના પાને પાને આત્મસંયમનો આ નિયમ તું લખેલો જોશે. આ બે ગ્રંથો તેં વાંચ્યા છે? ન વાંચ્યા હોય તો તારે બને તેટલા વહેલા કાળજીપૂર્વક અને શ્રદ્ધાની નજરે વાંચવા જોઈએ. આ બન્ને ગ્રંથોમાં પરીકથા જેવી ઘણી વસ્તુઓ આવે

*માર્ચની ૨૧ મીએ અથવા ત્યાર પછી જે પૂનમ આવે તે પછીનો રવિવાર એ 'ઈસ્ટર દિન' કહેવાય છે. તે દિવસે ઈશુ ખ્રિસ્તનું પુનરુજ્જીવન થયું એટલે કે કબરમાંથી તેઓ ઊઠયા એમ મનાય છે. ઈસ્ટર પહેલાના ઉપવાસ, તપશ્ચર્યા અને પ્રાર્થનાના ચાળીસ દિવસોને 'લેન્ટ' કહે છે.

છે. પણ એ ગ્રંથો જનતા માટે લખાયેલા હોઈ. કર્તાઓએ જાણી જોઈને એવી રીતે લખવાનું પસંદ કર્યું છે, જેથી આમજનતાને તે રોચક થઈ પડે. કરોડો લોકોને સત્ય સમજાવવાની તેમણે સહેલામાં સહેલી રીત અખત્યાર કરી છે અને હજારો વર્ષોનો અનુભવ પુરવાર કરે છે કે તેમને અદ્ભુત યશ મળ્યો છે. મારી વાત બરાબર ન સમજાય અથવા શંકા પડે તો મને લખજે અને હું ફરી સમજાવવાનો પ્રયત્ન કરીશ.

"મેં એક નસ્તર મુકાવ્યું છે. આજે છઠ્ઠો દિવસ છે. નસ્તર સફળ થયું છે કે કેમ તે હું જાણતો નથી. પણ દાક્તર નામાંકિત છે અને ખૂબ કાળજીવાળો છે તેમાં તો શંકા જ નથી. નસ્તર મૂકયા છતાં મારું દરદ ચાલુ રહે તો તેમાં દાક્તરનો કશો વાંક નહીં ગણાય. પ્યાર.

બાપુ"

સવારે મિસિસ પોલાકને વિલાયત જવા માટે ઇમ્પીરિયલ સિટિઝનશિપ એસોસિયેશનમાંથી પૈસા મળવા જોઈએ એવી સૂચના કરવા જહાંગીર પીટીટને મળવા એમને બંગલે ગયો એ ન મળ્યા. જાઈજી પીટીટ મળ્યાં. ખૂબ વાતો કરી. આવીને મેં એ બાઈએ મારા ઉપર પાડેલી સરસ છાપની બાપુને વાત કરી. તરત જ તેઓ બોલ્યા: "ઓહો એ તો હેવી છે. પારસી લોકની ઉત્તમમાં ઉત્તમ ખાસિયત એ બાઈમાં બધીયે છે, ખરાબ ખાસિયત એકે નથી. એ બાઈ ધનવાનની દીકરી છે, એવો ખ્યાલ એના મનમાં છે જ નહીં. આ બાબતમાં તેમ જ દરેક બાબતમાં એ પોતાનો સ્વતંત્ર મત દર્શાવ્યા વિના નહીં રહેવાની, અને પછી તમને ગમે તે કરો, એમ કહી દેવાની. આ જ વૃત્તિથી એ જહાંગીર જેવા માણસ સાથે ટકી રહી શકી છે."

૨૬–૧–'૧૯

રાત્રે ફ્રીમેસન્ત્રીની વાત કરતાં કહે કે એના જેવું ધતિંગ એકે નથી, પણ એની સામે લડવાને જે સાહિત્ય જોઈએ તે આપણા ખ્યાલમાં પણ ન આવી શકે એટલું છે

આજે નરહરિના પુસ્તક[1]નો ઉપોદ્ઘાત લખાવ્યો. પછી કહે કે "એ કિસ્સાનાં સ્મરણો મને તો એવાં અને એટલાં બધાં છે કે કોઈ બીજાને ન હોય. એ તો લખવા બેસું તો એક હજાર પાનાં લખી શકું. એક મોટી કથા જેવું[2] પુસ્તક થાય પણ એ ક્યારે લખાય? વિલાયત જઈએ, અને ત્યાં ખૂબ સામગ્રી લઈ જઈએ તો ત્યાંની નિરાંતમાં એ કામ થાય."

૨૭–૧–'૧૯

૧. વસાહતી પ્રશ્નો, વિશેષે કરીને દક્ષિણ આફ્રિકાના પ્રશ્નો ઉપર ગોખલેજીનાં વ્યાખ્યાનોનો અનુવાદ.

૨. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ પછીથી ગાંધીજીએ લખ્યો છે.

દૂધના વ્રત સંબંધી કાગળના ઉત્તરમાં નરહરિનો કાગળ : 'એ છૂટછાટમાં ઉદારતા સંપૂર્ણ છે, પણ એમાં માત્ર વ્રતનો શબ્દાર્થ પાળેલો કહેવાય. દૂધને જો માંસ જેવું ગણીએ તો ગાયના દૂધ જેવું જ બકરીનું દૂધ પણ ગણાય.' તેને ઉત્તર :

"તમારો કાગળ મેં સાંભળ્યો. તમે ખુલ્લા દિલથી લખ્યું છે તે મને બહુ ગમ્યું છે. હજી પણ વિશેષ લખો એવી આશાએ હું આ જવાબ વાળું છું. મારા વ્રતનો વિશાળ અર્થ તો તમે કર્યો છે એ જ થાય. એટલે જે દહાડે મેં બકરીનું દૂધ લેવાનો નિશ્ચય કર્યો એ જ દહાડે મેં ટીકા કરી કે તેમાંનો રસ હવે વહી જશે. હવે હું દૂધ વિનાના ખોરાકનાં અખતરા નથી કરી શકતો. હું આખિજ ખોરાક નથી ખાતો એવું ગુમાન હવે નથી રાખી શકતો. એમ છતાં વ્રત તૂટતું નથી એમ તો મને તમારો કાગળ સાંભળતાં લાગે છે. મને લાગે છે કે મારા વ્રતનો સંકુચિત અર્થ તો મેં કર્યો એ જ છે. વ્રત લેતી વખતે બકરીના દૂધનો પ્રશ્ન જ મારી સમક્ષ ન હતો. વળી हुं अेटले सुधी कहेवा इच्छुं छु के मारा वन्ने व्रतनी अदर मोटी वारीओ रही गई अे मारा व्रतनी अति पवित्रता सूचवे છે. પાંચ વસ્તુના વ્રતમાં હિંદુસ્તાનની બહારનો મુલક મને છૂટ આપનારો રહ્યો,[1] દૂધના વ્રતમાં બકરી મને સહેજે માતા સમાન થઈ પડી. સંકુચિત અર્થ કરીને પણ વ્રત જાળવવાના આપણાં શાસ્ત્રોમાં ઘણા દાખલા છે. એ બધાનું રહસ્ય હવે હું વધારે સમજી શકું છું. મારા જેવા માણસે વ્રતનો ભંગ કર્યો એમ કહેવાય તેના કરતાં વ્રતનો અક્ષરાર્થ તો છેવટે પાળ્યો એમ કહેવાય એ વધારે સારું છે. બકરીના દૂધથી મારો ગુજારો થઈ રહેશે એમ હું માનું છું. પણ એવું કહેનારા તો નીકળી આવે છે, અને હજુ નીકળી આવશે કે ગાયનું દૂધ લીધા વિના સંપૂર્ણ તાકાત નહીં આવી શકે. તે વખતે કાંઈ હું ગાયનું દૂધ તો નહીં જ લઉં. વળી બધી જગ્યાએ બકરીનું દૂધ મળી શકશે એમ પણ નહીં બને. એટલે વ્રતનો અક્ષરાર્થ પાળતાં પણ કાંઈક અગવડ રહી જશે. પણ અત્યારે હું અગવડસગવડનો પ્રશ્ન આપણી સમક્ષ નથી રાખતો. જે સંકુચિત

૧. આખા દિવસમા પાંચ વસ્તુથી વધારે કાંઈ પણ ન ખાવાનું અને રાત્રિભોજનત્યાગનું વ્રત ગાંધીજીએ ૧૯૧૫માં કુંભ મેળા વખતે હરદ્વારમાં લીધું હતું અને અંત સુધી પાળ્યું હતું. તેમાં પણ હિંદુસ્તાનની બહાર વધારે વસ્તુઓ લઈ શકાય એવી છૂટ હતી. તે વખતની માંદગીમા શરીર બંધાતું જ ન હતું, તેમાં દાક્તરો અને મિત્રો પાચ વસ્તુઓના આ વ્રતને પણ કારણરૂપ ગણતા. તેમની સૂચના હતી કે ત્રણેક મહિના પરદેશ જઈ આવવું. ગાંધીજી પણ જવા તરફ ઢળ્યા હતા. પણ બકરીનું દૂધ લેવા માંડવાથી તબિયત કાંઈક બંધાવા માંડી અને રોલેટ બિલો સામેનું આંદોલન આવી રહ્યું એટલે ન ગયા.

અર્થ હું મારા વ્રતનો કરું છું એ સંભવિત છે કે નહીં એ જ આપણે વિચારવું રહ્યું, જો એ અર્થ સંભવિત હોય તો એ અર્થ કરીને મારે મિત્રવર્ગનું દુઃખ ટાળવું અને દેહને બચાવી લેવો, એ મારો આપદ્ધર્મ છે. જ્યાં સુધી પોતાનું વ્રત ભૂલભરેલું ન લાગે અથવા પાપયુક્ત ન લાગે ત્યાં સુધી કોઈની પણ ખાતર એ વ્રત છોડવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી, એમ મને તો ભાસે છે. જો એક વખત પણ વ્રત તોડવાની છૂટ આપવામાં આવે તો વ્રતો પાળી શકાય જ નહીં અને વ્રતનો મહિમા ચાલ્યો જાય. પણ વ્રતના જે જે અર્થ થઈ શકતા હોય તે તે અર્થો કરીને તેનો લાભ લેવો એમાં હું કાંઈ જ હાનિ નથી જોતો. એકાદશીને દહાડે સામાન્ય મીઠું ન લેતાં સિંધવ લઈને એકાદશી પાળી છે એમ મનને સમજાવે છે એ છેતરપિંડી નથી. સામાન્ય મીઠું તો ન જ લેવાય, પણ મીઠાનો સ્વાદેય મૂકી નથી શકાતો તેથી તેની અવેજમાં મળતાં બીજાં મીઠાં લઈને પણ એકાદશી પાળનાર કાંઈક સંયમ તો પાળે છે. એ કોઈ દહાડો સિંધવ પણ છોડે.

"મારો ઉત્તર હું લંબાવતો નથી. જે લખ્યું છે એ વિચારી જોજો, અને ફુરસદ મળે ત્યારે લખવા જેવું હોય તો લખજો.

"આપણા પત્રોની લેવડદેવડમાંથી બધા કાંઈક શીખીશું, અને મારાથી ભૂલ થતી હશે તો તેનું દર્શન મને થઈ રહેશે."

રેવાશંકર સોઢાનો[1] કાગળ: મારે ભણવું છે, ભણવાની ખાસ સગવડ જોઈએ છે.

તેને ઉત્તર:

"તમારો કાગળ મળ્યો. તમારી વિદ્યા સંપાદન કરવાની અભિલાષા મને પસંદ પડેલ છે. તેને હું માન આપવા પણ ઇચ્છું છું. પણ અત્યારે મારે તેને રોકવી પડશે. વિદ્યાનો રાગ એ કેટલીક વેળાએ ત્યાગવા યોગ્ય છે. મને પોતાને સંસ્કૃતની બહુ ત્રુટી લાગે છે; મરાઠી, બંગાળી અને તામિલ શીખવાની હોંશનું હું વર્ણન નથી કરી શકતો. છતાં મારા હાથમાં આવેલાં એક પછી એક કાર્યને લીધે મારા લોભને મારે રોકવો પડ્યો. ચિ. દેવદાસને ઘણું જ્ઞાન આપવાની ઇચ્છા થઈ જાય છે. જ્ઞાન મેળવવાની તેની શક્તિ સરસ છે. તેનો સદુપયોગ તે કરે એવો છે એવો મારો વિશ્વાસ છે. એમ છતાં એણે મદ્રાસી ભાઈઓને હિંદી શીખવવાનું એ વધારે જરૂરી કાર્ય છે. તેથી એનો અભ્યાસ રોક્યો છે. ચિ. મગનલાલનો પોતાનો દાખલો લો. એના અભ્યાસની ત્રુટીનો તો કાંઈ પાર જ નથી. જો એ પોતાનો અભ્યાસ વધારી શકે તો તેનો એ ભારે ઉપયોગ કરી શકે એ તો આપણે બધા કબૂલ કરશું. તેનો અભ્યાસ

1. દક્ષિણ આફ્રિકાના એક સાથી જેઓ આશ્રમમાં રહેવા આવેલા.

પૂરો નથી થયો, એ ખામી મને વારંવાર જણાયાં કરે છે. એમ છતાં જ્યારથી તે મારી સાથે જોડાયા છે ત્યારથી બીજાં કાર્યની અંદર એને રોકવા પડયા છે તેથી એની પાસે હું વધુ અભ્યાસ નથી કરાવી શક્યો. આવા તો બીજા ઘણા દાખલા હું આપી શકું. પણ મેં જે આપ્યા છે તેટલા તમને સંતોષવાને માટે બસ છે. હાલ તુરતમાં આપણે આશ્રમમાંથી એવાં એવાં કામો લેવાનાં છે કે તેમાં જેટલા માણસોને રોકી શકાય તેટલાને રોકવાની જરૂર છે. તેથી મને લાગે છે કે હાલ તુરત તમને જે કામ સોંપવામાં આવે તે કામ તમેં એકનિષ્ઠાથી કર્યા કરો અને તેમાં પૂરો સંતોષ આપો. તમારો અભ્યાસ મારા ધ્યાનમાં રહ્યાં જ કરવાનો છે અને જે વખતે મને અવસર આવ્યો જણાશે તે વખતે હું એ તકને ચૂકવાનો નથી આ મારા ઉત્તરથી તમને સંતોષ ન વળે તો તમારે જે લખવું હોય તે લખજો. હું તમને સંતોષીને તમારી પાસેથી કામ લેવા ઇચ્છું છું

"તમારી તબિયત ખૂબ સાચવજો. મારી તબિયત સારી થતી જાય છે, એમ મને લાગે છે. અહીંમાં જે ઉપચાર ડૉક્ટર કરી રહ્યા છે તે પૂરો થયે, મારો વિચાર બીજે ક્યાંય જતા પહેલા આશ્રમમાં આવી જવાનો છે. પણ તેમા તો મહિનો માસ ચાલ્યો જાય એટલે તમારે તો જે લખવું હોય તે લખી જણાવવું. મળશુ ત્યારે વાત કરશુ એમ સમજી આળસ ન કરજો સંપૂર્ણ છૂટથી તમારે લખવું જોઈએ"

આજે નામદાર વિઠ્ઠલભાઈને એમના બિલ[1] સબંધે લખ્યુ કે "હિંદુ સમાજ આટલો ખળભળી ઊઠ્યો છે તે જોતાં છતા

૨૮–૧–'૧૯ તમે તમારુ બિલ સમાજને જરૂરનું છે એમ માનો છો ? એ સવાલ ચર્ચવા માટે મળી જાઓ તો સારું."

મિસિસ બેસટ ખબર લેવા આવ્યા ખરી રીતે ડેપ્યુટેશન[2] માટે ગાંધીજીનુ માપ કાઢવા આવેલાં બાપુએ કહ્યુ કે "હુ

૨૯–૧–'૧૯ તો સ્વતત્ર રહીને જાઉ " તરત જ વળગી પડયા "ત્યારે સ્વતત્ર રીતે અમે જ તમને મોકલી શકીએ છીએ અમારા ડેપ્યુટેશનમા કેમ ન જાઓ ? ૧૪મી પહેલા વિચારજો " સારાશ આ જ હતો બપોરે પંડિતજી આવ્યા ડેપ્યુટેશનની જ વાત બાપુએ કહ્યુ કે

---

૧. આંતરજ્ઞાતીય લગ્નોને કાયદેસર ઠરાવનારુ બિલ.

૨ મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાના સબધમા પાર્લમેન્ટરી કમિટી આગળ હિંદુસ્તાનનો કેસ રજૂ કરવા માટે જનારુ ડેપ્યુટેશન

"કૉંગ્રેસ ડેપ્યુટેશન ન જાય તો કેવું સારું! આપણે જે માણસો મોકલવાના છીએ તે માણસ આપણને શોભા આપે એવા નથી." પંડિતજી કહે: "નહિ આપણે એ એમાં હોઈએ તો પછી બીજા અનુસરશે?" બીજી ઘણી વાતો થઈ. રાત્રે મિસિસ બેસંટને ત્યાં ગયા. મિસિસ બેસંટે મને કહ્યું: "અમારા જેવાં સખત કામમાં ભીંસાયેલાં માણસોને તો બે કલાકની આવી હવા પણ બહુ ભારે થઈ પડે છે. અને આવી જગામાં તમે ગાંધીજીને કેમ રાખ્યા છે? બીજે જો સારી જગ્યાએ હોત તો પચીસ દહાડા વહેલા સારા થાત." પાછાં આવતાં રસ્તે એ વાત મેં બાપુને કરી. બાપુએ જવાબ આપ્યો, "ઉત્તમમાં ઉત્તમ માણસ પણ સંયમ નથી સમજતા, શરીરની સગવડનો જરાયે ભોગ નથી આપી શકતા. આપણી અવદશા છે."

પટેલ બિલના સંબંધમાં દફતરી વાત કરવા આવ્યા. પેટા જ્ઞાતિ વચ્ચેનાં લગ્નની હિંદુ લૉ રજા આપે છે કે નહીં એ પ્રશ્ન નીકળ્યો. ડૉ. તેજબહાદુર સપ્રુએ કહ્યું કે નથી રજા આપતો. બાપુએ જણાવ્યું કે સંયમ એ જ હિંદુ-ધર્મના મૂળમાં છે, અને સંયમની જ દલીલે હું આ બિલની વિરુદ્ધ છું.[1]

તા. ૨૯મીનો સૈયદ હુસેનનો તાર આવ્યો:

૩૦-૧-'૧૯ "તા. ૫મી ફેબ્રુઆરીએ 'ઇન્ડીપેન્ડન્ટ' પ્રગટ થાય છે. પહેલા અંકમાં પ્રગટ કરવા માટે કૃપા કરીને આપના હસ્તાક્ષરમાં સંદેશો મોકલો."

એને ઉત્તર:

"તમારા નવા સાહસને ફતેહ ઇચ્છતાં એમ કહેવાનું મન થાય છે કે તમારા પત્રનું જે નામ તમે પસંદ કર્યું છે તે નામને લાયક તેની અંદરનાં લખાણો હોય એવી હું બહુ આશા રાખું છું. હું વધુ આશા એ પણ રાખું છું કે પૂરા સ્વાતંત્ર્યની સાથે તમારા લેખોમાં એટલા જ પ્રમાણમાં આત્મસંયમ તથા સત્યનું કડક પાલન હશે. ઘણી વખત આપણાં પત્રોમાં, બીજાંઓમાં પણ એવું હોય છે, હકીકતને બદલે કલ્પના અને સંગીન દલીલને બદલે ઉભરા જોવામાં

1. તે વખતે બાપુ પેટાજ્ઞાતિ બહાર પણ લગ્ન કરવામાં અસંયમ માનતા. તેમના આ વિચારમાં બહુ પરિવર્તન થતુ ગયુ છે. અત્યારની જ્ઞાતિઓ હિંદુ સમાજને ભારે નડતરરૂપ છે અને તેનો નાશ થવો જોઈએ, એમ તેઓ પાછળથી માનતા થયા હતા. એક જ જ્ઞાતિવાળાં વચ્ચે થનારા લગ્નમાં ભાગ લેવાનું તેમણે બંધ કર્યું હતુ અને છેવટનાં વર્ષોમાં તો તેમાંથી એક પક્ષ હરિજન ન હોય તો તેવા લગ્નમાં પણ ભાગ નહોતા લેતા.

આવે છે. મેં જે ત્રુટીઓ તરફ તમારું ધ્યાન ખેંચ્યું છે તે ટાળીને તમારા પત્રને દેશમાં એક શક્તિ અને લોક કેળવણીનું એક સાધન બનાવશો."

પાછળથી ખબર પડી કે આ છાપવાની અધિપતિની હિંમત ચાલી નહોતી.

રૉલેટના દમનકારી કાયદાઓના સંબંધમાં મિ. ઓ. એસ. ધારે*નો કાગળ. કાયદાના ગર્ભ અને નિંદ્ય સ્વરૂપ ઉપર ટીકા. તેના ઉપર અલીભાઈઓના ભવિષ્યની આગાહી. માત્ર તમારા ઉપર જ આધાર રહ્યો છે એવી કરુણાજનક વિનંતી.

તેમને જવાબ:

¶ "તમારો કાગળ ગમગીનીભરેલો છે. છતાં તે મળતાં મને આનંદ થયો છે. હું વિચારતો જ હતો કે કેમ તમારો કાગળ આવતો નથી? અલીભાઈઓ ઉપર જ મારું ધ્યાન ચોંટેલું છે. હું માત્ર સરકારી તપાસના પરિણામની રાહ જોઈ રહ્યો છું. તપાસ પૂરી થઈ? તપાસને પરિણામે અલીભાઈઓને છોડવામાં ન આવે તો તેની સામે પગલાં લેવાનો સમય આવ્યો ગણાય. જરૂરી પગલાં લેવાની જવાબદારી મારે શિર છે તે હું જાણું છું. અને મારી તબિયત કાંઈક સારી હશે તો પગલું ભરવામાં હું એક ક્ષણનો પણ વિલંબ કરવાનો નથી. અત્યારની મારી તબિયત જોતાં મને એમ ચોક્કસ લાગે છે કે એવી જરૂર જ પડશે તો આ કામ ઉપાડવા જેટલી શક્તિ મારામાં આવી ગઈ હશે. મારા દાક્તરોની સલાહ એવી છે કે તેઓ મને મુક્ત કરે ત્યાર પછી પૂરા ત્રણ મહિના મારે હિંદુસ્તાનની બહાર આરામ લેવો. પરંતુ આ કામની ખાતર ત્રણ મહિનાનો આરામ હું જતો કરવા પૂરો તૈયાર છું. હું તમારી સાથે સંમત છું કે દેશમાં શાન્તિ જાળવવાને બહાને આ બિલ લાવવામાં આવે છે તે ધિક્કારી કાઢવા લાયક છે. એ બિલ પાસ થતું અટકાવવા આપણે એક પણ ઉપાય લેવાનું છોડવું જોઈએ નહીં. મારી દૃઢ માન્યતા છે કે તેના ભૂંડાપણાને લીધે જ આ કાયદો પસાર થઈ શકશે નહીં. હું ધારું છું કે વડી ધારાસભાના તમામ હિંદી સભ્યો બિલનો સખત વિરોધ કરશે જ. પરંતુ તેથી દેશે જબરદસ્ત આંદોલન ન ચલાવવું એમ કહેવાનો આશય નથી. એવા આંદોલનમાં મારો નમ્ર હિસ્સો લેવાની તૈયારી હું કરી જ રહ્યો છું બિલનું શું થાય છે તે હું નિહાળી રહ્યો છું. તુરતમાં જ એ કાયદો પસાર થઈ જશે એવો કશો ભય નથી. શક્ય તેટલું જબરું આંદોલન જગાવવા અને ફેલાવવા પૂરતો વખત મળી રહેશે. બિલનું જે થવાનું હોય તે થાઓ, હું ઇચ્છું છું કે પોતાને

* અલીભાઈઓના વકીલ.

અલીભાઈઓએ આ આંદોલનમાં જરા પણ ન ભળવું. હું આશા રાખું છું કે મારી સાથે મસલત કર્યા વિના તેઓ એક પણ પગલું ભરશે નહીં."

"ચિ. દેવદાસ,

"તમારા કાગળની આજે આશા રાખી હતી પણ ન આવ્યો. તમારાથી વિખૂટા પડતાં મને ઓછું દુઃખ નથી થયું. પણ વિખૂટા પડવામાં તમારો સ્વાર્થ અને તમારું કર્તવ્ય મેં જોયાં. તેથી મોહથી ઉત્પન્ન થતા દુઃખને મેં ટાળ્યું ને તમને જવાનો જ આગ્રહ કર્યો. મદ્રાસમાં તમારું કાર્ય પૂરું થયે, અભ્યાસ કરવાના તમારા કોડ હું પૂરા પાડીશ. પણ એટલું તમે માનજો કે જે અનુભવ તમે મેળવી શક્યા છો તે થોડાને જ મળ્યો હશે. 'આપણું આખું જીવન અભ્યાસીનું હોવું જોઈએ. જો તમારું જીવન તમે એ સૂત્ર ઉપર બાંધશો તો તમે કોઈ અભ્યાસને સારુ મોટા થઈ ગયા નહીં ગણાઓ. . . . કાગળ નિયમસર લખજો ને સંધ્યા (પ્રાર્થના) નિયમસર કરજો."

૨–૨–'૧૯

અલીભાઈઓના સંબંધમાં શ્રી ધારેનો લાંબો કાગળ, અત્યાર સુધી છુટકારો ન થયો તે બાબત. તેમને ઉત્તર:

૧૬–૨–'૧૯

૧. "તમારો કીમતી કાગળ મળ્યો. મેં તમને તાર કર્યો હતો કે મેં ગૃહમંત્રીને કાગળ લખીને સરકારના નિર્ણય વિષે પુછાવ્યું છે. જનાબ શ્વેબને થોડા વખત ઉપર એ ખબર મેં આપ્યા હતા અને એમ માન્યું હતું કે તમને અને તમારા મિત્રોને એમની પાસેથી એ ખબર મળ્યા હશે. તે વખતે શ્રી દેસાઈ મારી પાસે નહોતા એટલે હું બને તેટલા ઓછા કાગળો લખતો. મારા કાગળમાં જનાબ શ્વેબને મેં એમ પણ જણાવ્યું હતું કે પ્રતિકૂળ જવાબ મળશે તો લડત શરૂ થશે. તે વખતે મને એમ લાગતું હતું કે એ પ્રવૃત્તિ ઉપાડવા જેટલી મારી તબિયત સુધરી ગઈ હશે. કમનસીબે આમતેમ ઝોલાં ખાતા લોલક જેવી મારી તબિયત છે. હમણાં વળી ઊથલો ખાધો છે અને દાક્તરો કહે છે કે ત્રણ મહિના સુધી કોઈ જાતનો શ્રમ પડે એવું સાહસ મારે ખેડવું જોઈએ નહીં. હું તો ઝટપટ સાજા થઈ જવાનો પ્રયત્ન કરી રહ્યો છું અને હજી આશા સેવી રહ્યો છું કે દિલ્હીથી જવાબ આવશે ત્યાં સુધી કામ કરી શકવા જેવો થઈ ગયો હઈશ.

"તમારા કાગળમાંથી રોલેટ બિલો સંબંધી મને ઘણી વધારે ખબર મળે છે. હું એ બિલોને પૂરેપૂરાં ધિક્કારું છું. જો એ પસાર થાય તો સુધારા મારે મારે તો વ્યર્થ હશે. દેશમાં બનતી ઘટનાઓ હું બહુ કાળજીપૂર્વક નિહાળી રહ્યો છું. મને ચોક્કસ લાગે છે કે અલીભાઈઓએ કશું પગલું ભરવાનો

વખત હજી આવ્યો નથી. તેમના ઉપર જે કૌટુમ્બિક આફતો આવી છે તેથી હૈયું ચિરાય છે. અત્યારે તો હિંદમાં ભાગ્યે જ કોઈ કુટુંબ એવું હશે જેણે પોતાનાં સગાંવહાલાં, ખોયાં ન હોય. ચોમેરથી દમાદીન નિયમિતતાથી એક જાતના જ સમાચાર મળ્યાં કરે ત્યારે લાગણીઓ પણ કાંઈક બુઠ્ઠી થઈ જાય છે."

મુખ્ય આશ્રમવાસીઓની સભા. બાપુનો કડક સંદેશ.

આશ્રમમાં કોઈ પણ રીતનો સંતોષ નથી. કારણ? મગનલાલના આચારવિચાર અને વચનો તરફ અસંતોષ, આચારમાં એક પ્રકારનું પક્ષપાતીપણું. આશ્રમને વિષે અન્યોને એટલે શાળાવાસીઓને અશ્રદ્ધા. આ દશામાં મારી શી સ્થિતિ?

૧૭–૨–'૧૯

મારે અક્કડ સિદ્ધાંતો તમારી આગળ મૂકવાના છે. બહેનોને નથી બોલાવી. પણ તેમને પણ કંટાળો ઊપજી રહેલ છે. તેમનો જવાનો વિચાર થઈ ગયેલ છે. તેમને મેં કહી દીધેલ છે કે તમે જે અહીં મેળવ્યું છે તે બીજે ક્યાંય નહીં મેળવી શકો. તમે આશ્રમને જીરવી શકો તો રહી શકો. માટે વિચારીને રહેજો અથવા છોડજો. અસંતોષ છતાં વળગી કેમ રહ્યા છે? બધા અશક્તો તો નથી. મારા તરફની પ્રીતિ અને મોહને લીધે.

ત્યારે પહેલું સૂત્ર એ નીકળે છે કે કોઈ પણ માણસના કાર્યની બહાર તેને વિષે મોહ રાખવો એ આંધળો મોહ છે. દક્ષિણ આફ્રિકામાં મને એવા આંધળા મોહવાળા માણસો મળ્યા છે. તેમને મેં કહેલું કે ફિનિક્સ જે મારી કૃતિ છે તે નકામી લાગે તો હું પણ નકામો છું. મારી કૃતિને વિષે અશ્રદ્ધા હોય તો મારે વિષે અશ્રદ્ધા આવવી જ જોઈએ. મને માણસની પરીક્ષા છે. પણ હું એ અત્યારે સિદ્ધ નથી કરી શકતો. છતાં તમને આશ્રમને વિષે અશ્રદ્ધા હોય, અસંતોષ હોય તો છોડીને ચાલ્યા જાઓ. જેઓ માત્ર આપવાને જ આવ્યા હોય તે રહી શકે. અથવા ગાંધીની બેવકૂફી, ભૂલો બતાવવા આવ્યા હોય તે રહી શકે. પણ તેવો કોઈ હું જોતો નથી. લેવદેવની ઉપર સૌ આવ્યા છે. આશ્રમની કિંમત આપણા સૌ ઉપરથી અંકાય. માણસની કિંમત માણસની કૃતિની બહાર આપણે નથી આંકી શકતા.

દક્ષિણ આફ્રિકામાં મારી મોટામાં મોટી કૃતિ ફિનિક્સ છે. એ ન હોત તો દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ ન હોત. આ આશ્રમ ન હોય તો હિંદમાં સત્યાગ્રહ ન થઈ શકે. આમાં મારી ભૂલ હોય. પણ ભૂલ હોય તો હું ત્યાજ્ય છું. હું તો દેશને કહેવાનો છું કે મારી ગણના ચંપારણથી કે ખેડાથી નહીં કરશો, પણ આશ્રમથી જ કરશો. તમને અહીં કુવ્યવસ્થા, મોહ, વગેરે લાગે તો મારા બધા કાર્યમાં તમે આ જ વસ્તુ જોશો. આશ્રમમાં હું પહેલો

આશ્રમી છું અને આશ્રમના આદર્શો હું જ્યાં સુધી પાળી રહ્યો છું ત્યાં સુધી આશ્રમ ચાલી રહ્યો છે. હું કોઈને ન રાખી શકીશ તો મારા આત્માનું શુદ્ધ નિરીક્ષણ કરીશ, શુદ્ધ બલિદાન આપવાનો પ્રયત્ન કરીશ. બીજી કૃતિ ઉપરથી મારું મહત્ત્વ ન જુઓ. મને આશ્રમથી જ આંકો. આશ્રમમાં મારી એક કૃતિ મગનલાલ છે. મારા અનુભવમાં મગનલાલના પચાસ લાખ અવગુણ જોવામાં આવ્યા છે તો સો લાખ ગુણ જોવામાં આવ્યા છે. પોલાક મગનલાલની આગળ બાળક છે. મગનલાલે જે ઘા ઝીલેલા છે તે પોલાકે નથી ઝીલેલા. મગનલાલે પોતાના કાર્યનું બલિદાન આપેલું છે, મારે માટે નહીં પણ આદર્શ માટે. મગનલાલ મારી ગુલામી કરે છે એમ નથી. એ આદર્શને વશ છે. એક વાર મને મગનલાલ સલામ કરી જવા તૈયાર થયા હતા.

એટલે મગનલાલને કાઢીને હું આશ્રમ નહીં ચલાવી શકું. તેમ કરું તો હું એકલો જ આશ્રમમાં રહું. જે કાર્ય કરવાનાં છે તેમાં મગનલાલની પણ સંપૂર્ણ જરૂર છે. એના કરતાં ચઢતો મેં જોયો નથી. એનામાં ક્રોધ, અપૂર્ણતા છે છતાં એ એકંદર રીતે સરસ માણસ છે. એની પ્રામાણિકતા વિષે મને શંકા નથી. મગનલાલ જેટલે દરજ્જે ખરાબ છે તેટલે દરજ્જે હું ખરાબ છું, એ તમારે સિદ્ધ માની લેવું રહ્યું.

મને મારા ભાઈ, અથવા માબાપની સાથે વઢવાડ થઈ હોય તે હુ બીજાને કહેવા ન જાઉં તેમ જે સંસ્થાની અંદર આપણે રહેતા હોઈએ તે સંસ્થાની અંદરના કોઈ માણસની સામે બીજે ઠેકાણે આપણે ફરિયાદ ન લઈ જઈએ. જે માણસને બીજા માટે તિરસ્કાર આવે અથવા શંકા આવે તે કાળે તેનો તેણે ત્યાગ કરવો. એમ જ્યારે જગતને છોડશે ત્યારે એ એકલો થઈ રહેશે અને ત્યારે તે કાં તો આપઘાત કરશે અથવા પોતાની અપૂર્ણતાનું જ્ઞાન પ્રાપ્ત કરી તિરસ્કારથી મુક્ત થશે. જે સંસ્થામાં રહેતા હો તેને વિષે બીજાની આગળ તો નહીં પણ પોતાના મનમાં પણ માઠું ન લાવવું. મનમાં એવો વિચાર આવે કે તરત તેનો ત્યાગ કરવો. આશ્રમમાં ખરો આનંદ તો હુ બહાર હોઉં ત્યારે જ હોવો જોઈએ. હું જો મુરબ્બી હોઉં તો મારાં કહેણ સ્મરણમાં રાખીને સદ્વર્તન રાખવું. અત્યારે છૂટ લઈને તમે ગમે તેમ વર્તન કરો પણ હું ગયો ત્યારે તો તેમ થાય જ નહીં.

મારી ગેરહાજરીમાં એકતા ન હોય તો મારામાં ખામી છે, અને મારો તમારે ત્યાગ કરવો જોઈએ

આશ્રમમાં અસંતોષની દશા કાઢું તો મગનલાલને શાંતિ આપવા માટે. મગનલાલની શાંતિ માટે નહીં પણ દેશને માટે, કારણ મગનલાલનું મેં દેશને બલિદાન આપ્યું છે.

કા તો આશ્રમનો ત્યાગ, કા તો મગનલાલનો ત્યાગ મારી પાસે કરાવવો જ મગનલાલ ઝેરવેર કરે છે એમ મને લાગ્યુ નથી ત્યા સુધી એને નહી કાઢુ જગતની પાસે માણસ માટે માણસના કાર્ય સિવાય બીજુ પ્રમાણ નથી જેવી એની કૃતિ તેવો જ તે માણસ છે આ જ આરોપ મારા ગાઢ મિત્ર મિ કિચને[1] કરેલ છે પણ મગનલાલે જે સુદૃઢ, સુવ્યવસ્થિત કાર્ય કર્યું છે તેવુ કોઈએ નથી કર્યું

દેવદાસને પત્ર લખાવ્યો

૨૩–૨–'૧૯

"તમારા પત્રો આવ્યા છે ભરોસો વગર વિચાર્યે કોઈને આપવો જ નહી કે જેથી વચનભગના દોષમા આવી જવાય હરિલાલના અક્ષર ઘણા ખરાબ હતા, તેણે સુધારી લીધા ત્રણુ ભાઈઓના અક્ષર તો સરસ થયા તમારા અક્ષર તો દહાડે દહાડે બગડતા જાય છે સ્વામીજીની વતી જે હિંદી કાગળ તમે લખેલો છે તે ઘણી જ મુશ્કેલીથી ભાઈ મહાદેવ વાચી શક્યા છે મારાથી તો ન જ વચાયો ખરાબ અક્ષર એ નાનોસૂનો દોષ નથી સારા અક્ષર એ ભૂષણ છે ખરાબ અક્ષરથી આપણે આપણા મિત્ર મુરબ્બીઓ ઉપર બહુ મોટો બોજો મૂકીએ છીએ અને ખરાબ અક્ષર લખીને આપણે પ્રવૃત્તિને હાનિ પહોચાડીએ છીએ તમે જાણો છો કે ગોટાળા અક્ષરવાળા કાગળો હુ તરત વાચી શકતો નથી એટલે તમારા અક્ષર તમે સુધારો એ હુ તમારી પાસે માગી લઉ છુ

"મારી તબિયત સારી રહે છે કાચુ ચાર શેર દૂધ ચાર ટક થઈને પીઉ છુ બે બકરીઓ બાધી છે સાત દિવસ સુધી તો દૂધ સિવાય કાઈ જ નથી લીધુ આજે દરેક વખત સાત સાત દ્રાક્ષ લેવાની ભલામણ ડૉ આઇસે[2] કરાવી છે હજી હાલીચાલી નથી શકાતુ આમ છતા બરફ સાહેબ[2] માને છે કે હુ થોડા દિવસમા હરતોફરતો થઈ જઈશ એમનુ ત્રીજુ નામ દૂધાભાઈ રાખવા ધાર્યુ છે, કેમ કે, એઓ હમણા દૂધઘેલા થયા છે તેઓ એમ માને છે કે દૂધ એ સર્વોપરી ખોરાક છે એટલે મે કહ્યુ તમારે તો જન્મપર્યંત દૂધ જ લેવુ જોઈએ લ્હાવ તો લઈ રહ્યા છે હવે જોઈશુ શુ થાય છે

"મારી ઉમેદ છે કે માર્ચ માસની આખર સુધીમા હુ ત્યા પહોચીશ

---

૧ બાપુના દક્ષિણ આફ્રિકાના સાથી બાપુ તેમને વિષે કહે છે 'હર્બર્ટ કિચન એક શુદ્ધ હૃદયના વીજળીનુ કામ જાણનાર અગ્રેજ હતા તેમણે બોઅર લડાઈમા અમારી સાથે કામ કર્યું' તેઓ થોડી મુદત સુધી ઇન્ડિયન ઓપિનિયન'ના અધિપતિ પણ હતા

૨ ડૉ કેળકર તેઓ નિસર્ગોપચારક છે અને બરફના ઉપચારના ભારે હિમાયતી છે તેથી આશ્રમમા તેમને 'આઇસ ડાક્તર' કહેતા

"સત્યાગ્રહી યોદ્ધાઓની સભા સોમવારે સત્યાગ્રહાશ્રમમાં થવાની છે. દરેકની પાસે ત્યાં શાં શસ્ત્રો છે, કેટલો દારૂગોળો છે એ બધું વિચારીને છેવટનો નિશ્ચય થશે. લડાઈને સમયે રાવણે સભા ભરી હતી તેનું શામળભટ્ટે વર્ણન આપ્યું છે તે તમે જો વાંચ્યું હોય તો મહાદેવભાઈને સોમવારનો ઘનિદાસ નહીં આપવો પડે.

"મનુ મારા સિવાય બધાની પાસેથી ચરખી ચોરી રહી છે, એટલે આશ્રમમાં ગોટામાં મોટા ખડબૂચો જેવી લાગે છે. ગણપતિની સ્થાપના કરવી હોય તો કયાંકથી એક સૂંઢ લાવીને ચોંટાડીએ તો મનુ શોભે એમ છે. એનો પ્રકાશ નાયનો ચાલ્યો છે. તેથી એ બધાંનું રમકડું થઈ પડી છે. રસિક પોતાની રસિકતા ઘણીવાર તો સોટીઓ વાપરીને બતાવે છે. કાંતિ શાંત થતો જાય છે. રામીની તબિયત સાધારણ ચાલી રહી છે. એ બધાંઓનું કામકાજ કરવામાં બાનો વખત ચાલ્યો જાય છે, કંટાળારૂપ પણ લાગે છે એમ જોઉં છું. તેથી સ્વભાવ કોઈક વાર ભારે ચીડિયો થઈ જાય છે, અને જેમ કુંભાર ખિજાય તો ગધેડીનો કાન આમળે છે, તેમ કુંભારણ ગધેડાના ધણી તરફ વર્તતી હશે એવું હું અનુમાન કરું છું.

"આટલા વિનોદ પછી તેના ઉત્તર રૂપે કાંઈક ગંભીરતા આપુ:

"*It is my firm belief that every Indian ought to know well his mother tongue and Hindi-Urdu, which is without doubt the only common medium of expression between lacs of Indians belonging to different provinces. There can be no self-expression without this necessary equipment.* (મારી દૃઢ માન્યતા છે કે દરેક હિંદીએ માતૃભાષા તેમ જ હિંદી-ઉર્દૂ સારી રીતે શીખી લેવાં જોઈએ. જુદા જુદા પ્રાંતના લાખો હિંદીઓ માટે વ્યવહારની સામાન્ય ભાષા હિંદી-ઉર્દૂ જ છે એ વિષે શંકા નથી. આ આવશ્યક તૈયારી વિના આપણા વિચારો આપણે વ્યક્ત કરી શકીશું નહીં.)

"આ તમે મોકલ્યુ છે તેનો તરજુમો જોઈએ. ધ્યાનમંત્રને સારુ તામિલમાં આ આપજો: 'કરકક કરકક કસડ્રમ'. એની નીચે 'ટીપે ટીપે સરોવર ભરાય'નું હિંદી સ્વામીજી આપશે, અને તેની નીચે અંગ્રેજી constant dropping wears away stones (દોરડીએ છેદાય છે પાકા કાળા પહાણ). તામિલ કહેવત પોપના પુસ્તકમાં પહેલા પાના ઉપર આપેલી છે. તેનું તેલુગુ શોધીને તે પણ મૂકજો.

"તમારી પ્રાયમર છપાવતાં પહેલાં અહીં ટીકાને સારુ મોકલશો, તો ફાંટા વગેરે જોઈ જશે, અને છપાવો ત્યારે તેનાં પ્રૂફ મોકલશો તો કળાની દષ્ટિએ પણ સ્થાનમંત્ર વગેરેની ગોઠવણી જોઈ શકાશે. બહુ ઉતાવળની જરૂર માનો તો ન મોકલશો. ,"

"સુરેન્દ્રના ઉદ્‌ગાર ત્યાંની શાળાને વિષે છે તે અહીંને વિષે પણ હતા. ઘણી વખત પહેલો દેખાવ સરળ માણસ ઉપર એક છાપ પાડે છે, અને એ વાસ્તવિક છે. મિસ મોલ્ટિનો[1]એ ફિનિક્સને પૃથ્વી ઉપરના સ્વર્ગની ઉપમા આપી છે. જો તે ફિનિક્સમાં કાંઈ કાળ સુધી રહી હોત તો મારી ખાતરી છે કે કાંઈ ફેરફાર થાત જ. બીનને ફિનિક્સ પ્રથમ દષ્ટિએ સર્વોત્કૃષ્ટ લાગ્યું. થોડા મહિના રહ્યા પછી ફિનિક્સ જેવી કોઈ પણ ખરાબ સંસ્થા એ કલ્પી નહીં શકયા.

"આજને સારુ તો હવે થયું.

(આટલું લખાવ્યા પછી પોતાના અક્ષરે લખ્યું)

"આ પણ કદાચ કહેવત સારુ ચાલે:—

"રસિકલાલ હરિલાલ મોહનદાસ કરમચંદ ગાંધી
બકરી...............................બાંધી
બકરી દોવા દોયે.......................નહીં
ગાંધી રોતા રોયે.... .. ..... .. નહીં."

કવિવર રસિક
બાપુના આશીર્વાદ"

આવી જ વિનોદની વૃત્તિમાં હરિલાલને કાગળ :

"શુભોપમાલાયક સત્યાગ્રહીઓની પેઢી,[2]

"આ કાગળ શરૂ કરતો હતો તેવામાં મારે કચેરી ભરવી પડી. તહોમતદાર રસિક હતો ફરિયાદી એક નિર્દોષ કૂતરો હતો. ફરિયાદીએ પોતાના રુદનથી જણાવ્યું કે કોઈએ તેને માર માર્યો. મેં જોયું તો તહોમતદાર રસિક માલૂમ પડ્યો. તહોમતદારે ગુનો કબૂલ કર્યો. આગલા ગુના પણ કબૂલ કર્યા. મને ભગવાન શ્રીકૃષ્ણ અને શિશુપાલ યાદ આવ્યા. શિશુપાલના સો ગુના શ્રીકૃષ્ણચંદ્રે માફ કર્યા. તે ઉપરથી દયા ખાઈ કોરટે તહોમતદાર રસિકના પાંચ ગુના માફ કર્યા ને ચેતવણી આપી કે હવે પછી ગુનો કરશે તો માફ નહીં થાય. પણ પથરા મારવાથી કૂતરાને જે દુઃખ થાય છે તેનો જાતિ અનુભવ તહોમતદારને કરાવવામાં આવશે.

1. દક્ષિણ આફ્રિકાનાં એક ગોરાં મદદગાર.

2. હરિલાલભાઈ તથા દક્ષિણ આફ્રિકામાં એમની સાથે જેલમાં ગયેલા એમના દાવાક મિત્રોને ગાંધીજીએ વિનોદમાં સત્યાગ્રહીઓની પેઢી કહી છે.

"હું લખું છું ને કાંતિલાલ ખડિયો ઝાલી રહ્યા છે.' રામીબહેન તથા કાંતિલાલ કાગળ લખાતો જાય છે તેમ વાંચતાં જાય છે, ને સુધારતાં જાય છે. તહોમતદાર પણ ખાટલા પાસે ભરાઈ રહ્યો છે. મનુબાઈ વચમાં પોતાનું હાસ્ય સંભળાવી રહ્યાં છે. હવે, તો વળી ખાટલા પર આવવાને સારુ રુદન કરે છે. આ દૃશ્ય તમારું, જડીબહેન ઇ૦ના બચપણનું સ્મરણ કરાવે છે.

"જોકે ખાટલે પડી રહેવું પડે છે તોપણ મારી તબિયત સારી ગણાય, એ તો ઉપરથી જોઈ શકશો.

"અહીં સત્યાગ્રહની વાતો ચાલ્યાં કરે છે. આ બધી વાતો તમને મહાદેવભાઈ લખશે – અથવા મારાથી લખાશે તો હું લખીશ.

બાપુના આશીર્વાદ"

દી. બ. વિજયરાઘવાચારી*નું સત્યાગ્રહ કરવા માટે બાપુને નિમંત્રણ-બહુ સુંદર પત્ર. નીચે આપું છું:

"ખાનગી તા. ૧૯–૨–૧૯

"ભાઈશ્રી,

"આપણા બન્નેના મિત્ર નામદાર પટેલે ગયા જાન્યુઆરીમાં કહેલું કે મારો પરિચય તેઓ આપને કરાવશે. હું આશા રાખું છું કે મારા ઉપર એ કૃપા કરવાનું તેઓ ભૂલી ગયા નહીં હોય. ઈશ્વરકૃપાથી હવે તમારી તબિયત સારી થઈ ગઈ છે એટલે સ્વાતંત્ર્યની કૂચમાં આ કટોકટીને વખતે, દેશ સ્વાભાવિક રીતે જ માર્ગદર્શક સૂચનો માટે આપની પ્રત્યે મીટ માંડે છે. અતિશય અણધારેલી ઘટનાઓથી રાજદ્વારી સ્થિતિ બહુ ગૂંચવાઈ ગઈ છે. આપણી તમામ શક્તિ રોકી લે એવો પ્રશ્ન એ છે કે, એક તરફથી સીડિશન કમિટીના રિપોર્ટને આધારે ઘડવામાં આવેલા કાયદાઓને પસાર થતા અટકાવવા માટે, અને બીજી તરફથી રાજદ્વારી સુધારાની બાબતમાં આપણા વિચારો અને આદર્શો કાયમ માટે અને સફળ રીતે સંગઠિત કરવા માટે, એમ બેવડા હેતુ માટે આપણે શું કરવું? પોતાની અણધારી નિરુપાયતાને કારણે દેશમાં જ્યાં ત્યાં 'પૅસિવ રીઝિસ્ટન્સ'ના વિચાર ચાલી રહ્યા છે. વિચારકો તથા નેતાઓની એ જવાબદારી છે કે આ પવિત્ર લડતની આવશ્યકતા સ્વીકારે અને તે ચલાવવાની રીતો તથા સાધનો યોજે. અમે કશા નિર્ણય ઉપર આવીએ તે પહેલાં તમારી સાથે મસલત કરી લેવી જોઈએ એવી અમારામાંના ઘણાની તીવ્ર ઉત્કંઠા છે. તમે અને એટલા વહેલા દક્ષિણમાં

* તામિલનાડના કોંગ્રેસી નેતા. અને ૧૯૨૦ની નાગપુર કોંગ્રેસના પ્રમુખ.

મુલાકાતે થોડા દિવસ માટે ન આવો ? અને તમારી સલાહથી અમને મદદ ન કરો ? જરૂર હું તમારી પાસે આવી જાઉં પણ સઘળી બાજુનો વિચાર કરતાં અમને એમ લાગે છે કે મારા જેવા એકાદ માણસને તમારા વિચારો કહી બધાને સમજાવવાનું તેને સોંપો તેને બદલે આ તરફનાં કેટલાંક મહત્ત્વનાં મથકોની તમે પોતે જ મુલાકાત લો એનું પરિણામ ઘણું સારું આવે. અમે દુઃખમાં છીએ અને નિરાશામાં પણ. રાષ્ટ્રીયતાના જે મજબૂત કિલ્લા ગણાય છે અને જેમના ઉપર ગરમ વિચારવાળા પ્રચ્છન્ન રાજદ્રોહીઓ હોવાનો શક લાવવામાં આવે છે તેમની અણધારી પ્રવૃત્તિઓએ અમારાં દુઃખ અને નિરાશામાં મોટો ફાળો આપ્યો છે અને હજી આપી રહી છે. આ દુષ્ટ મુશ્કેલીઓને પહોંચી વળવા હિમ્મતપૂર્વક મહેનત કરવાની અને ઈશ્વરને મંજૂર હોય તેવા શક્ય તેટલા તમામ ઉપાયો યોજવાની આપણી પવિત્ર ફરજ છે. આ જીવસટોસટની ઘડીએ અમારી વહારે ધાવા આપને વિનંતી છે.

"મારા કાયમી સરનામે જવાબ લખવા કૃપા કરશો.

વિજયરાઘવાચારીના
અતિ પ્રેમપૂર્વક નમસ્કાર'

તેમને ઉત્તર.

"તમારો કાગળ બહુ સુંદર છે. તે ઉપરથી મને એમ થઈ જાય છે કે હું હમણાં જ મદ્રાસ દોડી જાઉં. બહુ વખતથી ત્યાં જવાનો વિચાર તો કરું જ છું. પણ મારી કથળેલી તબિયત આડે આવ્યાં કરી છે. અત્યારે પણ તબિયત સારી નથી છતાં લડત વહેલી ન ઊપડે તો અથવા અલીભાઈઓ માટે મારે લખનૌ ન જવું પડે તો જરૂર વહેલી તકે હું મદ્રાસની મુલાકાત લઈશ. મને ચોક્કસ લાગે છે કે સિલેક્ટ કમિટીમાં આ બિલોમાં ધરમૂળના ફેરફાર ન કરવામાં આવે તો તેનો સખતમાં સખત વિરોધ આપણે કરવો જ જોઈશે. આ બિલો બહુ ભયંકર છે એટલા જ માટે હું એમને ધિક્કારું છું એમ નથી. ધિક્કારવાનું મોટું કારણ તો એ છે કે આ બિલો હિંદી સરકારના હાડમાં ઊંડે ઘર કરી બેઠેલા રોગની અચૂક નિશાની છે. એ રોગથી સરકાર મુક્ત થાય તો જ આ સુધારાની અંદર આપણે કાંઈક સાચી સ્વતંત્રતા ભોગવી શકીએ. તમને થોડા વખતમાં જ ફરી લખવાની હું આશા રાખું છું. સત્યાગ્રહના પ્રશ્ન ઉપર વિચાર કરવા આવતી કાલે જ ગુજરાતીઓની એક સભા રાખી છે. સત્યાગ્રહમાં જે અર્થ સમાયેલો છે તે 'પેસિવ રીઝિસ્ટન્સ' શબ્દથી બહુ ઓછો વ્યક્ત થાય છે."

. મિસ શ્લેઝિનનો[1] દોઢસો પાઉંડની લોન માટે પત્ર આવેલો. એ એને આપવા માટે બાપુએ રુસ્તમજીને[2] તાર કરેલો. શ્લેઝિન પોતાના સ્વભાવ પ્રમાણે ચિડાયેલી અને તેણે રોષભરેલો કાગળ લખેલો. છતાં લખેલું કે :

"પરંતુ તમારો સુવ્યવસ્થિત ઢબે કામનો અટોપ એક વાર તો પ્રશંસાપાત્ર ગણાય."

તેને જવાબ :

"સુવ્યવસ્થિત થવાનું એક વાર તમે મને શ્રેય આપ્યું તે તમારી બહુ સારપ છે. મારે વિષે મારો પોતાનો અભિપ્રાય એવો છે કે હું દુનિયામાં સૌથી વધારે સુવ્યવસ્થિત માણસ છું અને જ્યાં સુધી એ મારો ભ્રમ છે એમ કોઈ સાબિત નહીં કરી આપે ત્યાં સુધી એ માન્યતામાં હું રાચ્યાં કરીશ અને તારા જેવાનું દુકુંધ્વાયું પ્રમાણપત્ર મારા એ આનંદમાં વૃદ્ધિ કરશે. પૈસા ધીરવા જેવા સાદા કામ માટે બેંકને બદલે મિત્રને મેં મારું વાહન બનાવ્યું તેથી, હું જાણતો જ હતો કે તમારા કૂલણજીપણાને, સ્વાભિમાનને, ભવ્ય સ્ત્રીત્વને, અથવા તમારે જે કહેવું હોય તેને હું આઘાત પહોંચાડીશ. પણ મેં તમારી અવ્યવહારુ સલાહ લીધી હોત તો તમને પૈસા પહોંચાડતાં મને ઘણો વધારે વખત લાગત. કારણ તમારે જાણવું જોઈએ કે અત્યારે હું હિંદુસ્તાનમાં રહું છું. અહીંની આબોહવા અને આસપાસની પરિસ્થિતિને શોભે તેવી રીતે અમે, હોતા હૈ, ચલતા હૈ, એ ઢબે કામ કરીએ છીએ. અહીં બેંકો પોતાના ઘરાકોની સેવક નથી હોતી, પણ સ્વામી હોય છે, સિવાય કે ઘરાક અમારા રાજ્યકર્તાઓની જાતનો હોય. વળી તમને દોઢસો પાઉંડ મોકલતાં કદાચ પંદર પાઉંડ ખર્ચના લાગ્યા હોત. તમને તો તમારા કવિ સ્વભાવ પ્રમાણે પૈસાનો કશો હિસાબ ન હોય. પણ હું તો સાદો સીધો દુનિયાદારી માણસ રહ્યો, એટલે હું તો સમજું છું કે માણસને પોતાની કેળવણી પૂરી કરતાં દોઢસો પાઉંડ પૂરા થાય એમ છે. તેમાંથી જો હું પંદર પાઉંડ આમ ખર્ચી નાખું તો મૂળ રકમનો એક દશાંશ ભાગ જે હું સહેજે બચાવી શકું એમ હતું તે ખર્ચીને મેં એટલો બગાડ જ કર્યો હોત. ઇતિ સિદ્ધમ્.

---

૧. દક્ષિણ આફ્રિકામાં શરૂઆતમાં બાપુની ઑફિસમાં ટાઇપિસ્ટ તરીકે કામ કરતાં. પછીથી બાપુના બહુ વિશ્વાસુ સાથી બન્યાં. સત્યાગ્રહની લડતમાં તેમણે બહુ મદદ કરેલી. તેમની ત્યાગવૃત્તિ, નિર્ભયતા, પ્રામાણિકતા અને કુશળતાનાં વખાણ કરતાં બાપુ કદી થાકતા નહીં. એ કાંઈક સફ્રેજેટ (સ્ત્રીઓના અધિકાર માટે લડનારાં) સ્વભાવનાં હતાં.

૨. પારસી રુસ્તમજી તરીકે દક્ષિણ આફ્રિકામાં ઓળખાતા ત્યાંના શ્રીમંત વેપારી બાપુના અસીલ. સત્યાગ્રહની લડતમાં પણ જોડેલા. ત્યાંની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં આર્થિક અને બીજી સારી મદદ કરતા.

"તમને મળેલા પૈસા, જરૂર તમે ઉછીના લીધેલા ગણશો. હું માનું છું કે મેં રુસ્તમજી શેઠને એ પ્રમાણે કહ્યું છે. પણ એ હું સોગંદ ઉપર કહી શકતો નથી. કારણ સામાન્ય રીતે મેં લખેલા કાગળોની હું નકલ રાખતો નથી. જ્યારે તમને પૈસા પાછા મોકલવાની ઇચ્છા થાય ત્યારે, તમે એમ ઇચ્છો તો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પાછા લેવામાં મને વાંધો નથી, એક જ શરતે કે મને આપવા માટે તમારે કોઈનું દેવું કરવું નહીં.

"ઉપર મેં જે લખ્યું છે તે ઉપરથી તમને ખબર પડશે કે મારી તબિયત પહેલાં કરતાં સારી છે. જોકે હજી હું પથારી છોડી શકતો નથી. કહે છે કે મારું હૃદય નબળું છે અને મારે ભારે શ્રમ લેવો જોઈએ નહીં. પણ મને પોતાને સારું લાગે છે અને હું પ્રફુલ્લિત છું.

"દેવીબહેન* મને નિયમિત લખતાં રહે છે. એ કહે છે કે તમે ભાગ્યે જ (અહીં શબ્દો રહી ગયા લાગે છે). લોકો પોતાની દેવીઓ સાથે એમ વર્તતા નથી. અથવા શું સ્ત્રીઓને જુદી રીતે વર્તવાનો ખાસ અધિકાર હોય છે?

"હા, હરિલાલને કારી ઘા લાગ્યો છે ચર્ચા બહુ ભારે હતી. મેં તમને ખાસ લખેલું નહીં, એમ ધારીને કે રામદાસ ઉપરના તારથી તમને બધાંને ખબર મળી જ જશે વળી તે વખતે હું એટલો બીમાર હતો કે કોઈને લખી શકું નહીં. હરિલાલનાં બધાં બાળકો અહીં છે અને આ કાગળ લખાતું છું તે વખતે મારી પાસે રમે છે.

"હિંદ સરકાર ધારાસભામાં અમુક કાયદા પસાર કરાવવા ધારે છે તેની સામે સત્યાગ્રહની વાતો ચાલી રહી છે. આવતી કાલે આશ્રમમાં યુદ્ધ પરિષદ મળવાની છે. તમે એટલું માનજો કે આવી પરિષદ ત્યાં થતી, જેમાં તમે એક પાત્ર (કે સ્ત્રીપાત્ર?) અને ઠીક ઠીક સમજદાર પ્રેક્ષક બનતાં હતાં તેની જૂઠી નકલ એ હશે. એટલે એ સભાનું તમને મારે વર્ણન આપવાની જરૂર નહીં રહે.

"અહીંના આશ્રમમાં સ્ત્રીઓને દાખલ કરવાની બંધી છે એ તમારી ટીકાથી મને આશ્ચર્ય થાય છે. એ ઉપરથી તો એમ જણાય છે કે તમે આશ્રમમાં કશો રસ જ લેતાં નથી. અહીં આશ્રમમાં તો ઘણીયે સ્ત્રીઓ છે. એ સઘળાંને કેળવણી આપવામાં આવે છે. એમાં ત્રણ કન્યાઓ છે. એ કન્યાઓ ઘરની જ છે. પણ એમાં દોષ અમારો નથી. બીજી કન્યાઓ નથી આવતી એનું કારણ તો એ છે કે અમારી શરતોએ લોકો પોતાની કન્યાઓ

* 'ઇન્ડિયન ઓપિનિયન'માં કામ કરતા મિ. વેસ્ટનાં બહેન.

મોકલવા તૈયાર નથી. થોડા જ દિવસના અહીંના વસવાટ પછી સ્ત્રીઓમાં કેટલું ભારે પરિવર્તન થઈ જાય છે એ જોઈ ને તમે તો નાચવા માંડો. પડદો અને બીજાં બધાં અકુદરતી બંધનો જાણે જાદુની પ્રમાણે ખરી પડે છે. હું જાણું છું કે તમે અહીં આવશો ત્યારે તેમનામાંની ઘણીને તો ભેટી પડશો. માત્ર તમારું ગુજરાતીનું જ્ઞાન તાજું કરી લેવું પડશે.

"ઈમામ સાહેબ અને હાજી સાહેબ અહીં જ છે, અલબત્ત એમની દીકરીઓ પણ."

આશ્રમમાં રાત્રે રોલેટ બિલો સામે સત્યાગ્રહનો વિચાર કરવા શુદ્ધ પરિષદ ભરાઈ. બહારથી વીસેક જણ આવ્યાં હતાં. શ્રીમતી સરોજિની નાયડુ, મિ. હોર્નિમૅન, શ્રી ઉમર સોબાની, શ્રી શંકરલાલ બૅંકર, શ્રી વલ્લભભાઈ, શ્રી ઇન્દુલાલ વગેરે હતાં. ખૂબ ચર્ચા થઈ. બાપુએ બધાંને બહુ સાવધાન કર્યાં પણ બધાં સત્યાગ્રહ માટે બહુ ઉત્સુક હતાં. સત્યાગ્રહીઓ માટે નીચે પ્રમાણે પ્રતિજ્ઞા ઘડવામાં આવી:

૨૪–૨–'૧૯

"અમારી અંતઃકરણપૂર્વક માન્યતા છે કે જે બે રોલેટ બિલો વડી ધારાસભામાં દાખલ થયાં છે તે અન્યાયી, સ્વાતંત્ર્ય અને ન્યાયના સિદ્ધાન્તોની આડે આવનારાં, અને સમસ્ત પ્રજાની તથા રાજ્યની પણ સહીસલામતીનો જેના પર આધાર છે એવા મનુષ્યમાત્રના મૂળ હક્કોનો નાશ કરનારાં છે, તેથી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે જો મજકૂર બિલો પસાર કરવામાં આવશે તો એ કાયદાઓનો અને હવે પછી અમે જે કમિટી નીમવાના છીએ તે કમિટીને યોગ્ય લાગે તે કાયદાઓનો અમે વિનયપૂર્વક ભંગ કરીશું, અને જ્યાં સુધી મજકૂર કાયદા રદ નહીં થાય ત્યાં સુધી આવા પ્રકારનો ભંગ કર્યાં કરીશું. વળી અમે એવી પ્રતિજ્ઞા કરીએ છીએ કે આ લડતને અંગે અમે ચુસ્તપણે સત્યને વળગી રહીશું, અને કોઈના પણ જાનમાલને કોઈ પણ રીતે નુકસાન નહીં કરીએ."

સત્યાગ્રહ વિષે કાગળો લખાવ્યા. ઍન્ડ્રૂઝને:

"પ્રિય ચાર્લી,

૨૫–૨–'૧૯

"આજે તમને મેં તાર કર્યો છે. પહેલો તાર કર્યો ત્યારે મેં તમને કાગળ લખવા ધારેલો, પણ એ ન લખી શક્યો. હું ભારે દુવિધામાંથી પસાર થઈ રહ્યો છું. દાક્તરો કહે છે કે મારે કોઈ પણ જાતનો શ્રમ ન લેવો જોઈએ. અંતરનો અવાજ કહે છે કે રોલેટ બિલોની અને વાઈસરૉય સાહેબના ભાષણની બાબતમાં મારે મારો અવાજ ઉઠાવવો જ જોઈએ. પરસ્પર વિરોધી વિચારો મારી પર કામ કરી રહ્યા

હતા અને શું કરવું એ સૂઝતું નહોતું. ઘણા મિત્રો માર્ગદર્શન માટે મારી સામે જોઈ રહ્યા છે. તેમને હું કેમ છોડી શકું ?

"ગઈ કાલે અમે આશ્રમમાં ભેગા થયા હતા. સારી સભા થઈ. સૌની ઇચ્છા એવી હતી કે આપણે થોડા હોઈએ તોપણ ઝંપલાવવું. પણ તેઓ મારી સલાહ પ્રમાણે કરવા ઇચ્છતા હતા. મને લાગતું હતું કે કારણ સાચું છે. મારે શું તેમનો ત્યાગ કરવો ? તેમ હું કેમ કરી શકું ? મારી જાત પ્રત્યે સાચા રહેવાનો મેં નિશ્ચય કર્યો. પરિણામ તમે જુઓ છો. અહીંનાં છાપામાંથી તમને વધુ વિગતો મળશે. હૃદયમંથનની પીડા ભોગવી રહ્યો હતો તે વખતે તમારી હાજરીની ઝંખના હું કેટલી કરી રહ્યો હતો તે ભગવાન જ જાણે છે. અત્યારે હું પૂરી શાન્તિમાં છું. વાઈસરૉયને તાર કરી દીધા પછી મારું ચિત્ત ખૂબ સ્વસ્થ થયું છે. તેમને ચેતવણી મળી ચૂકી છે. જબરો દાવાનળ પ્રગટી ઊઠે એવી સ્થિતિ છે. તે અટકાવવાનું એમના હાથમાં છે. જો દાવાનળ ભભૂકશે જ અને સત્યાગ્રહીઓ પોતાની પ્રતિજ્ઞાનું સચ્ચાઈથી પાલન કરશે તો તેથી વાતાવરણ વિશુદ્ધ થશે અને તેમાંથી જ સાચું સ્વરાજ આવશે.

"લીગ ઑફ નેશન્સના કરારો સમજાવતાં મિ. સિસિલે જે ભાષણ કર્યું તેમાં આધુનિક સંસ્કૃતિનું ખરું સ્વરૂપ તેમણે અજાણતાં ખુલ્લું કરી દીધું છે, તે તમે જોયું ? તેમણે કહ્યાનું તમને યાદ હશે કે આડા ચાલનાર પક્ષ ઉપર લાવવામાં આવેલું નૈતિક દબાણ નિષ્ફળ જશે તો લીગનાં સંધ્યો છેલ્લો ઉપાય અજમાવતાં એટલે કે લશ્કરી બળનો ઉપયોગ કરતા પાછા પડશે નહીં.

"બળ ઉપરના આ મદારને અમારી પ્રતિજ્ઞા પૂરતો જવાબ છે.

"પણ આટલેથી પ્રકરણ પતી જતું નથી.

"મિ. અસ્વત* તરફથી મને લાંબો કેબલ (પરદેશનો તાર) મળ્યો છે. દક્ષિણ આફ્રિકાના યુનિયનમાં હિંદીઓની સ્થિતિ ખરેખર બહુ ગંભીર છે. દક્ષિણ આફ્રિકાની સરકાર ગઈ લડતમાંથી મળેલો બધો પાઠ જાણે ભૂલી જ ગઈ છે. ત્યાંના હિંદીઓને અહીંથી કશી મદદ ન પહોંચાડી શકાય તો એમની દશા છેક લાચાર થઈ જશે. એ લોકો પોતાની નબળાઈને લીધે સત્યાગ્રહ ન કરી શકે તો તેમનાં દુઃખો દૂર કરાવવા આપણે બધાએ અહીંની સરકારને કહેવું જોઈએ અને સરકાર જો પોતાની લાચારી જાહેર કરે તો સત્યાગ્રહ કરવો જોઈએ. એક જ સામ્રાજ્યની ભાગીદારીમાં એકબીજાથી વિરોધી દળો ન હોઈ શકે. મેં સરકારને લખ્યું છે અને આજે એક છાપાજોગો કાગળ મોકલું છું.

"એક ત્રીજું પ્રકરણ પણ છે. અલીભાઈઓના કેસ બાબત સરકારને સલાહ આપવા નિમાયેલી કમિટીએ બે મહિના થયા પોતાનો રિપોર્ટ આપી

* દક્ષિણ આફ્રિકાના એક કાર્યકર્તા

દીધો છે. એ બધાં કાગળિયાં મેં વાંચ્યાં છે. તેમના ઉપર મૂકવામાં આવેલા તહોમતનામામાં એવું કશું નથી જેથી તેમની અટકાયત સકારણ ગણી શકાય. જો હજી તેમનો છુટકારો ન થાય તો એ સત્યાગ્રહ માટે ત્રીજો કેસ છે.

"આ બધો બોજો હું આસાનીથી ઉપાડી શકું છું. છેલ્લા બે વિષે તો મારે કશું હૃદયમંથન નથી કરવું પડ્યું. જો મુખ્ય લડત શરૂ થાય તો આ બે હું એની સાથે ભેળવી દઉં અને એ રીતે ત્રિપુટી પૂરી થાય.

"તારથી તમારા અભિપ્રાયની હું આતુરતાપૂર્વક રાહ જોઉં છું. વિગતવાર લેખી અભિપ્રાય પછી આપજો. આશ્રમમાં બધી બહેનોએ પ્રતિજ્ઞા ઉપર સહીઓ કરી છે તે સાંભળીને તમને કશી નવાઈ નહીં લાગે. . . ."

બીજો કાગળ નટરાજન[1]ને લખાવ્યો :

"સત્યાગ્રહ-પ્રતિજ્ઞાની અને વાઇસરૉયને મેં કરેલા તારની નકલો આ સાથે મોકલું છું. હું જાણું છું કે આ બિલો મને જેટલાં ત્રાસદાયી લાગે છે તેટલાં જ તમને પણ લાગે છે. તેને મારે લેવાના ઉપાયની બાબતમાં તમે મારી સાથે એકમત ન પણ થાઓ. છતાં હું આશા રાખું છું કે તમે આ પ્રતિજ્ઞા મનમાંથી એકદમ કાઢી નાખશો નહીં. સરકારના અત્યાચારો સામે ઊછરતી પેઢીને તમે કશો અસરકારક ઉપાય નહીં બતાવો તો તમે ઝેરવેરની ભૂતાવળ જગવશો અને બંગાળના હિંસામાર્ગના વિચારોનો એટલો ફેલાવો થશે કે પછી આપણે સૌને હાથ ઘસવા પડશે. દમનનીતિ ત્યાં સુધી જ કારગત નીવડે છે જ્યાં સુધી લોકો એનાથી બી જાય. પરંતુ જ્યારે અસાધારણ તાણ આવી પડે ત્યારે કાયર લોકો પણ અસાધારણ હિંમત બતાવે છે એવું બનેલું જાણ્યું છે. જાતે કષ્ટસહન કરવું એ સત્યાગ્રહનો એક અર્થ છે. તેમાં આપણી સંસ્કૃતિના ભાવને જ હું અનુસરું છું, અને જુવાન દેશભક્તો આગળ એવું અમોઘ સાધન ધરું છું જે અખત્યાર કરતાં એમને કદી નિરાશા નહીં સાંપડે.

"મેં મોકલેલા કાગળો હમણાં ખાનગી ગણજો. વાઇસરૉયનો જવાબ આવી ગયા પછી તે હું બહાર પાડી શકું. વાઇસરૉય ઉપરનો તાર તો મુદ્દલ બહાર પાડવાનો જ નથી. એની નકલ મેં તમને એટલા માટે જ મોકલી છે કે તમારા અભિપ્રાય માટે હું ભારે માન ધરાવું છું. આ કાગળ સર નારાયણને[2] પણ કૃપા કરીને વંચાવશો?

"દક્ષિણ આફ્રિકાની પરિસ્થિતિ ઉપર મારું ખખાંજોગું નિવેદન તમે થોડા જ વખતમાં જોશો. કદાચ આ બાબતમાં તમે મારી સાથે સંમત થશો

1. 'ઇન્ડિયન સોશિયલ રીફૉર્મર'ના તંત્રી અને એક વિચારક નેતા.
2. સર નારાયણ ચંદાવરકર.

કે જો સરકાર પોતાની લાચારી જાહેર કરે તો આપણે સત્યાગ્રહ કરવો અને દક્ષિણ આફ્રિકામાંના આપણા દેશબન્ધુઓને ઝઝૂમી રહેલા વિનાશમાંથી બચાવવા."

એવો જ કાગળ સર સ્ટેનલી રીડ[1]ને લખાવ્યો :

ग "સાથેના કાગળો તમને મોકલતાં હું કાંઈક સંકોચ અનુભવું છું. પણ મને લાગે છે કે મારે માટે ખરો માર્ગ એ છે કે મારે એ તમારી જાણબહાર રાખવા જોઈએ નહીં. સંભવ છે કે બિલો વિષેના મારા અભિપ્રાયને વિષે તેમ જ તેની સામે દાદ મેળવવા લેવા ધારેલા ઉપાયો વિષે તમે મારી સાથે બિલકુલ સંમત થશો નહીં. એ બાબત હું કશી દલીલ નહીં કરું. કારણ વાઈસરૉય ઉપરના તારમાં મેં કરી છે તેથી વિશેષ દલીલ હું કરી શકું એમ નથી.

"બધા કાગળો ખાનગી છે.

"આ બાબત ઉપર તમારા નિખાલસ અભિપ્રાયને હું કીમતી ગણીશ."

સર દિનશા[2]ને પત્ર :

"મેં ભાઈ શંકરલાલ બેંકરને ગઈ કાલે કહેલું કે સત્યાગ્રહ-પ્રતિજ્ઞા આપને બતાવે અને નામદાર વાઈસરૉયને કરેલો તાર પણ બતાવે. તે આપે જોયાં હશે. આપ તે લડતમાં દાખલ થાઓ એવું તો હું કેમ માગી શકું? પણ આપનો આશીર્વાદ તો જરૂર માગું છું. કાંઈ જ કામ ઉતાવળે નથી કરવાનો. વાઈસરૉયનો જવાબ આવશે ત્યારે જ પ્રતિજ્ઞા બહાર પડશે. મને લાગે છે કે હવે ઊછરતા જુવાનોને સારુ અરજીઓ વગેરે ઉપાય બસ નથી, તેઓને આપણે કંઈક પણ અસરકારક આપવું જોઈએ. મને તો લાગે છે કે બૉમ્બની પ્રવૃત્તિ અટકાવવાનો ઉપાય માત્ર સત્યાગ્રહ છે એ દૃષ્ટિએ આપની સહાય હું માગી શકું છું.

"મારી તબિયત સારુ આપે હમેશાં ચિંતા રાખી છે એને સારુ હું આભાર શી રીતે બતાવું? હવે ઠીક છે. હજી હૃદય નબળું છે. કદાચ આ લડાઈ રૂપી ટૉનિકથી એની મેળે તબિયત ઠેકાણે આવી જશે."

સત્યાગ્રહની પ્રતિજ્ઞાનો ખરડો છાપાંમાં મોકલી આપતાં તેમના ઉપર લખેલો કાગળ:

૨૬-૨-'૧૯ ग "સાહેબ,

"રૉલેટ બિલો વિરુદ્ધ સત્યાગ્રહ-પ્રતિજ્ઞાનો ખરડો આ સાથે મોકલું છું. જે પગલું લેવાયેલું છે તે કદાચ હિંદુસ્તાનની તવારીખમાં બહુ ભારે ગણાય. હું ખાતરી આપું છું કે તે લેવામાં જરાય ઉતાવળ નથી થયેલી.

1. 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના એડિટર 2. વયોવૃદ્ધ લિબરલ નેતા.

મેં પોતે તો તેના વિચારમાં અનેક ઉજાગરા કીધા છે. આ પગલાનાં પરિણામોનું મેં બરાબર માપ લીધું છે. સરકારની સ્થિતિનો પણ યોગ્ય આંક બાંધવાનો પ્રયત્ન કર્યો છે. પણ આ વિચિત્ર બિલો દાખલ કરવા સારુ હું કશું પ્રયોજન જોઈ શકતો નથી. રોલેટ કમિટીનો રિપોર્ટ મેં વાંચ્યો છે. તે વાંચતાં કમિટીની વર્ણનશક્તિનાં વખાણ કર્યા વિના મારાથી રહેવાયું નહીં. પણ તે ઉપરથી જે નિર્ણય ઉપર કમિટી આવી છે તેનાથી તદ્દન ઊલટા જ નિર્ણય ઉપર હું આવ્યો છું. એ રિપોર્ટ ઉપરથી હું તો સ્પષ્ટ રીતે એ જ નિર્ણય આપું કે છૂપી ખુનામરકી રૂપી રોગ હિંદુસ્તાનમાં માત્ર મર્યાદિત ક્ષેત્રોમાં અને છૂટાછવા બહુ થોડા લોકોમાં ફેલાયલો છે. આવા લોકોની હસ્તી સમાજને સા જોખમકારક છે. પણ આ જોખમ કરતાં વધારે ભયંકર જોખમ તો આ બિલ છે, જે આખા હિંદુસ્તાનને લાગુ પાડવા ધારેલાં છે અને જે સ્થિતિ નખશ સુધરી શકે તે સ્થિતિ સુધારવાને સરકારના હાથમાં કુહાડો આપનારાં છે. વળી કમિટીએ એક ઐતિહાસિક બીનાનું કેવળ દુર્લક્ષ કર્યું છે. તે એ છે કે હિંદુસ્તાનના કરોડો લોકો પોતાના હૃદયની કોમળતાને સારુ પૃથ્વીમાં પંકાયેલા છે.

"હવે આપણે બિલોનું જડતર તપાસીએ. બિલો દાખલ થયાં તે પ્રસંગે નામદાર વાઈસરૉયે બે ખાતરી આપી: એક સિવિલ સર્વિસને અને બીજી અંગ્રેજ વેપારીઓને. આપણામાંના ઘણાને વાઈસરૉય સાહેબના આ બાબતનાં ભાષણ વિષે બહુ વસવસો રહે છે. મારે તો કબૂલ કરવું જ જોઈએ કે એ ખાતરીના હેતુ અને હદ હું સમજી શકતો નથી. જો તેનો અર્થ એવો હોય કે સિવિલ સર્વિસના અને અંગ્રેજ વેપારીઓના લાભોને, હિંદુસ્તાનનાં હિત અને આર્થિક હાજતો કરતાં વિશેષ ગણવામાં આવશે, તો કોઈ પણ હિંદીથી એ સિદ્ધાંતનો સ્વીકાર નહીં થાય. તેનું પરિણામ તો એ આવશે કે સામ્રાજ્યની અંદ ભાઈઓ ભાઈઓ વચ્ચે તીવ્ર ઝઘડો જાગશે. મોંટેગ્યુ–ચેમ્સફર્ડના રિપોર્ટ પ્રમાણે સુધારા થાઓ યા ન થાઓ, આ ક્ષણે આપણને જે જરૂરનું છે તે તો એ છે કે, આ તાત્વિક મુદ્દા વિષે ઘટતી અને વાજબી સમજૂતી થવી જોઈએ એનો જેમ તેમ નિકાલ કરવાથી ખરો સંતોષ નથી થવાનો. મહાન સિવિલ સર્વિસરૂપી મહાજને સમજવું જોઈએ કે હિંદુસ્તાનમાં માત્ર નામના નહીં પણ હિંદના ખરેખરા ટ્રસ્ટી અને સેવક તરીકે જ તેઓ રહી શકે છે. મોટી અંગ્રેજ પેઢીઓએ સમજવું જોઈએ કે તેઓ હિંદુસ્તાનની કળા, વેપાર અને હુનરનો નાશ કરવાને નહીં પણ તેની હાજતોમાં જે ત્રુટી હોય તેની પૂરણી કરવાને જ રહી શકે છે. જો આ બે વસ્તુનો સ્વીકાર થાય તો તે બે રોલેટ બિલની પૂરેપૂરી ગરજ સારી શકશે, અને હું ખાતરી આપું છું કે આ બે વસ્તુઓથી રાજ્યની સામે થતાં ગમે તે કાવતરાંને પહોંચી વળી શકાશે.

"સર જ્યોર્જ લાઉન્ડ્ઝે પ્રજામતનો અનાદર કરીને બળતામાં ઘી હોમ્યું છે. તેઓ સાહેબ હિંદનો ઇતિહાસ ભણેલા છે પણ ભૂલી ગયા જણાય છે. નહીં તો જે સરકારના તેઓ પ્રતિનિધિ છે તે સરકારે આજ સુધીમાં પ્રજામતને વશ થઈને પોતાના પાકા વિચારો ફેરવેલા છે એવા દાખલાઓનું તેમને સ્મરણ હોત. રાજ્યકર્તારૂપી શરીરમાં ઊંડા રહેલા રોગની આ બિલો એક સ્પષ્ટ નિશાની છે એમ હું શા સારુ માનું છું એ સમજવું હવે સહેલ થઈ પડશે. આવા રોગોનો આકરો જ ઇલાજ હોય. આ બિલોથી અને તે દાખલ થયાં તે વખતના પ્રસંગો જે ભાવ સૂચવે છે તેથી અધીરા થયેલા, ઉતાવળા અને તપી ગયેલા જુવાનો છૂપી ખુનામરકીનો ઇલાજ પસંદ કરશે. જે તિરસ્કાર અને દ્વેષનો ખુનામરકી ચોખ્ખો પુરાવો છે તે તિરસ્કાર અને દ્વેષમાં આ બિલો વધારો જ કરશે. સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેનારાઓએ હરકોઈ પ્રકારનાં દુઃખ સહન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. સરકારની તરફ તેઓને દ્વેષ નથી અને તેથી તેઓની માગણીમાં એટલું બધું બળ રહેલું છે કે તેઓની સામે થવાય જ નહીં; એટલે સરકાર તરફનાં દુઃખોનું નિવારણ કરવાને જેઓ ખુનામરકીને અસરકારક ઉપાય ગણે છે તેઓને તેના બદલામાં આવાં અમોઘ અસ્ત્રની તેઓ ભેટ કરે છે. વળી તે અસ્ત્ર તેનો ઉપયોગ કરનારને અને પ્રતિપક્ષી બંનેને સુખદાયી છે. સત્યાગ્રહીઓ જો પોતાના આ અસ્ત્રનો ઉપયોગ બરાબર સમજતા હશે તો મને પરિણામનો જરાય ભય નથી. તેમની એ સમજવાની શક્તિ વિષે શંકા લાવવાનું મારું કામ નથી. સત્યાગ્રહ જેવો જલદ ઉપાય લેવા સરખો આ રોગ છે કે નહીં, અને તેને મટાડવાને સારુ બીજા હળવા ઉપાયો લેવામાં આવ્યા છે કે નહીં તે જાણી લેવાની સત્યાગ્રહીઓની ફરજ છે. તેઓને ખાતરી થઈ છે કે રોગ ભયંકર છે અને હળવા ઉપાયો નિષ્ફળ ગયા છે. બાકી બધુ હરિને હાથ છે."

પ્રતિજ્ઞાપત્ર પર સહી લેનાર સ્વયંસેવકોને માટે નીચેની સૂચનાઓ કાઢી :

કોઈ પણ માણસની સહી લેતાં પહેલાં સ્વયંસેવકે સત્યાગ્રહ-પ્રતિજ્ઞા તેને વાંચી સંભળાવવી જોઈએ. એ પ્રતિજ્ઞાના ત્રણ વિભાગ છે: પ્રથમ વિભાગ પ્રતિજ્ઞાનો હેતુ દર્શાવનારો છે. એટલે કે પ્રતિજ્ઞા કરનાર માને છે કે રોલેટ બિલો અન્યાયી છે, સ્વતંત્રતાના સિદ્ધાંતને તોડે છે અને મનુષ્યના કુદરતી હકનો નાશ કરે છે. આમ કહેનારને રોલેટ બિલનું સારું જ્ઞાન હોવું જોઈએ, તેથી પ્રતિજ્ઞા લેનારને તે બિલની સમજ પાડવી એ સ્વયંસેવકની ફરજ છે. [આ સમજને સારુ સભાએ બહાર પાડેલી બિલની સમજૂતી સ્વયંસેવકે ધ્યાનપૂર્વક વાંચી જવી.]

બીજો ભાગ પ્રતિજ્ઞાનો છે. આમાં રોલેટ બિલ અને બીજા કેટલાક કાયદાઓના વિનયપૂર્વક અનાદર કરવાની વાત છે 'વિનયપૂર્વક'નો અર્થ સહી કરનારને બરોબર સમજાવવો, જેમ કે નીતિનો ભંગ કરીને કાયદો તોડવો એ વિનયપૂર્વક અનાદર નથી, અથવા તો કાયદાનો ભંગ કરતાં સંબંધમાં આવતા અમલદારોની સામે ઉદ્ધતાઈ વાપરવી એ પણ વિનયપૂર્વક અનાદર નથી; પણ અમુક પુસ્તકો જે સરકારે બાધિત ગણ્યાં હોય તે પુસ્તક આપણે શુદ્ધ બુદ્ધિથી નિર્દોષ માનીએ તો આવાં પુસ્તકોનો પ્રસિદ્ધ ઉપયોગ અને પ્રચાર કરવો એ વિનયપૂર્વક અનાદર છે. આવા અનેક દાખલાઓ સ્વયંસેવકોએ વિચારી લેવા અને સહી કરનારને પ્રસંગોપાત્ત સમજાવવા.

કાયદાનો અનાદર કરતાં જે દુઃખ ઉઠાવવાં પડે તે ઉઠાવવાને તથા જરૂર પડે તો પોતાના જાનમાલનો ભોગ આપવાને પ્રતિજ્ઞા કરનાર તૈયાર રહેશે, અને કાયદાઓ રદ થાય નહીં ત્યાં સુધી આ પ્રકારની લડત એકલે હાથે પણ ચલાવવાનો આગ્રહ ધરશે. આ પ્રમાણે જોખમ ખેડવા તૈયાર હોય તેની જ સ્વયંસેવક સહી લેશે.

પ્રતિજ્ઞાનો ત્રીજો ભાગ એ છે કે સત્યાગ્રહ કરનાર, સત્યાગ્રહની મુદત દરમ્યાન સત્ય અને અહિંસા વ્રતનું નિશ્ચય રીતે પાલન કરશે, એટલે કે કદી પણ પોતાનું અજ્ઞાન ઢાંકવાનો તથા કોઈની કોચવણીનો દોષ નહીં કરે. સ્વયંસેવક સત્ય અને અહિંસાનાં વ્રતોનું પાલન કરવાની ભારે જવાબદારી સમજીને જ સહી કરવાની દરેક જણને પ્રથમ ચેતવણી આપશે. પોતાના જ્ઞાનની બહારની વાત તે કદી નહીં કરે, કે કોઈ પણ પ્રકારની ખોટી આશા કોઈને નહીં આપે, એટલું જ નહીં, પણ પોતાને પૂછવામાં આવેલી બાબતનો ખુલાસો પોતે ન આપી શકે તો કમિટીને પૂછીને તે આપશે, અથવા તેની પાસે જઈને સમજી લેવાનું પૂછનારને કહેશે. અહિંસામાં અદ્વેષ તો આવી જ જાય છે એટલે અજાણ્યે પણ સ્વયંસેવક વિપક્ષીઓની નિંદા કે વગોવણી ન જ કરશે. પોતાનું કામ કરવામાં પોલીસ કે બીજા કોઈ તરફથી અટકાયત થાય તો તેની સામે ન થતાં તેને વિનયપૂર્વક તે પોતાની ફરજ સમજાવશે, અને ગમે તે થાય તોપણ તે ફરજ બજાવ્યે જ તેનો છૂટકો છે એવો આગ્રહ ધરશે.

પછી કેટલીક સામાન્ય સૂચનાઓ છે:

(૧) સહી લેવા નીકળનાર દરેક સ્વયંસેવકે ધ્યાનમાં રાખવાનું છે કે સમજ વિના સહી કરનાર સો જણ કરતાં જ્ઞાનપૂર્વક સહી કરનાર એક જણની કિંમત વધારે છે, એટલે તે સહીની સંખ્યામાત્ર વધારવાની નેમ કદી નહીં રાખે.

(૨) રોલેટ બિલની સમજૂતી પોતે સમજપૂર્વક વાંચી વિચારી હશે, એટલે જેઓએ મૂળ બિલો અથવા તેનો તરજુમો નહીં વાંચ્યાં હોય તેવા સત્યાગ્રહ લેનારા ભાઈઓને તે સમજાવશે.

(૩) પ્રતિજ્ઞા સમજાવતાં સત્યાગ્રહીની ખરી કસોટી, ખરું બળ, તેનું દુઃખ સહન કરવાની શક્તિ છે, એ વાત ઉપર તેણે યોગ્ય ભાર મૂકવો. અને સહી કરનારને ચેતવણી આપવી કે સત્યાગ્રહ કરવાથી જેલ ભોગવવાના અથવા જાનમાલ ખોઈ બેસવાના જેવાં સંભવિત સંકટો માટે પ્રથમથી જ તૈયાર થઈને તેઓએ સહી કરવી. આવી રીતે સમજાવ્યા પછી જો તેને ખાતરી થાય કે પ્રતિજ્ઞા કરવાની ઇચ્છા રાખનાર માણસે પાકો નિશ્ચય કરી લીધો છે, તો તેને નમ્રતાથી વિનંતી કરીને કહેવું કે સત્યાગ્રહ ઑફિસમાં આવીને તેમણે સહી કરી જવી. કોઈ ખાસ કારણસર ઑફિસમાં ન આવી શકતા હોય તેમની ઑફિસની બહાર સહી લેવાને હરકત નથી.

(૪) ૧૮ વર્ષની અંદરનાં સ્ત્રીપુરુષોની તથા વિદ્યાર્થીઓની સહી તેવા માણસના આગ્રહ છતાં પણ નહીં લેવી. ૧૮ વર્ષથી વધારે ઉંમરનાં છતાં કાચી સમજનાં લાગતાં હોય તેવાંઓની સહી પણ ન લેવી. જેવાઓની કમાણી ઉપર જ તેમના કુટુંબનો અને સગાંવહાલાંનો આધાર હોય તેવાઓને સહી નહીં કરવાનું સમજાવવું.

(૫) સહી લીધા પછી દરેક જણનું પૂરેપૂરું ઠેકાણું તથા ધંધો શુદ્ધ અક્ષરે પોતે જ લખી લેવો. જે માણસની ઊકલી શકે એવી સહી નહીં હોય તેની સહી નીચે શુદ્ધ ચોખ્ખે અક્ષરે તેની નકલ કરવી. સહી લેવાની તારીખ પણ હરવખતે લેતા રહેવું.

(૬) દરેક સહીના સાક્ષી તરીકે સ્વયંસેવકે પોતે સહી કરવી.

મદ્રાસ યાત્રા*: તા. ૧૮-૩-'૧૯ના રોજ મદ્રાસના સમુદ્ર કિનારા ઉપર પ્રચંડ માનવમેદની સમક્ષ બાપુનું ભાષણ થયું. પહેલાં તેઓ નીચે પ્રમાણે થોડુંક બોલ્યા:

૧૮-૩-'૧૯ થી
૩૦-૩-'૧૯

---

* આ યાત્રા દરમ્યાન મહાદેવભાઈએ ડાયરી લખેલી હોય એમ જણાતું નથી. પણ બાપુજીના ભાષણોની તથા મદ્રાસ છોડતી વખતે તેમણે શ્રી રંગસ્વામીને લખી મોકલેલા સંદેશાની છાપાંની કાપલીઓ તેમણે સંઘરી રાખી છે. તે ઉપરાંત તાંજોરમાં થયેલી એક પ્રશ્નોત્તરીની નોંધ પણ છૂટાં કાગળિયાં પર લખી રાખી છે. એ બધા ઉપરથી ઉપરનો હેવાલ તૈયાર કરેલો છે.

આ યાત્રામાં રાજાજી પહેલવહેલા બાપુજીને મળ્યા. એ માટે જુઓ 'આત્મકથા', ભા. ૫, પ્રકરણ ૩૦ 'એ અદ્ભુત દૃશ્ય!'

હું થોડુંક એકે એકે જ બોલું છું તે માટે ક્ષમા કરશો. મારું હૃદય નબળું હોવાથી, જરા પણ શ્રમ નહીં લેવાનો મને દાક્તરોનો સખત હુકમ છે. તેથી મારે જે કહેવાનું છે તે તમને વાંચી સંભળાવવા મારે બીજાની મદદ લેવી પડશે. પરંતુ હું ભાઈ દેસાઈને તે વાંચવા કહું તે પહેલાં તમને એક ચેતવણી આપવા ઇચ્છું છું. પ્રતિજ્ઞા ઉપર સહી કરતાં પહેલાં ખૂબ વિચાર કરજો. પણ એક વાર સહી કર્યા પછી ધ્યાનમાં રાખવું કે પ્રતિજ્ઞાનો ભંગ કદાપિ ન થાય. આપણી પ્રતિજ્ઞા પાળવામાં તમને અને મને પ્રભુ બળ આપો એવી મારી તેના પ્રત્યે પ્રાર્થના છે.

પછી મહાદેવભાઈએ બાપુનું લખેલું ભાષણ વાંચી સંભળાવ્યું હતું:

તમે ઘણીયે સભાઓ જોઈ હશે પરંતુ આજકાલની સભાઓ પહેલાંની સભાઓ કરતાં જુદા પ્રકારની છે. રોલેટના નામથી ઓળખાતાં બિલો રૂપી જે આફત આપણા ઉપર આવી પડી છે તેને દૂર કરવા માટે કાંઈ ચોક્કસ તાત્કાલિક ઉપાય લેવાનું અને કાંઈ ચોક્કસ તાત્કાલિક આપભોગ આપવાનું આ સભાઓમાં તમને કહેવામાં આવે છે. તેમાંના પહેલા બિલમાં મહત્ત્વના ફેરફાર થયા છે અને તેના ઉપર વિચાર કરવાનું હાલમાં મુલતવી રહ્યું છે. પરંતુ આટલા ફેરફાર થયા છતાં એ બિલ અતિશય ભયંકર છે અને તેનો વિરોધ કરવાની જરૂર છે જ. બીજું બિલ, કદાચ આ જ ક્ષણે ધારાસભામાં પસાર થયું હશે. પરંતુ ધારાસભાના સઘળા બિનસરકારી સભાસદોએ એકકે અવાજે અને સખત શબ્દોમાં તેનો વિરોધ કર્યો છે. એટલે ખરી રીતે તો તે બિલ તે સભાએ પસાર કર્યું કહેવાય જ નહીં. આ બિલો ખરાબ છે તેટલા જ માટે આપણે તેનો વિરોધ કરતા નથી, પરંતુ આ બિલો દાખલ કરનારી સરકારે લોકમતનો અનાદર કરવો ઉચિત ધાર્યો છે અને કેટલાક સરકારી સભાસદોએ તો બડાશ મારી છે કે અમે લોકમતનો એવો અનાદર કરી શકીએ છીએ, તેથી પણ આપણે આ બિલોનો વિરોધ કરીએ છીએ. આટલે સુધી તો બિલોના વિરોધમાં દેશના જુદા જુદા વિચારવાળાઓ સઘળા સંમત છે.

### પ્રતિજ્ઞા લેનારાઓનો ધર્મ

પરંતુ મેં પ્રાર્થનામય ચિત્તે પુષ્કળ વિચાર કર્યા પછી અને સરકારનું દૃષ્ટિબિન્દુ બહુ જ કાળજીપૂર્વક તપાસ્યા પછી આ બિલોની સામે સત્યાગ્રહ કરવાની પ્રતિજ્ઞા લીધી છે, અને મારી સાથે સંમત થતાં હોય તે ભાઈબહેનોને તેમ કરવા આમંત્રણ આપ્યું છે. આપણા કેટલાક દેશબાંધવો, જેમાં આપણા ઉત્તમ આગેવાનો પણ છે, તેઓએ જાહેરનામાં કાઢી આપણને ચેતવ્યા છે

અને એટલે સુધી કહ્યું છે કે આ સત્યાગ્રહની હિલચાલ દેશહિતની વિરુદ્ધ છે. તેમને માટે અને તેમના અભિપ્રાય માટે મને ભારે માન છે. તેમાંના કેટલાકના હાથ નીચે મેં કામ કરેલું છે. સર દીનશા વાચ્છા અને બાબુ સુરેન્દ્રનાથ બેનરજી હિંદુસ્તાનના સન્માન્ય લોકનેતા ગણાતા હતા ત્યારે હું તો સાવ બાળક હતો. શ્રી શાસ્ત્રિયારે તો દેશને સર્વસ્વ સમર્પણ કરેલું છે. તેમની સાચદિલી અને પ્રામાણિકતા અનુપમ છે. દેશભક્તિમાં તેઓ કોઈથી પાછા પડે એવા નથી. હું તેમની સાથે પવિત્ર અને અતૂટ સ્નેહગાંઠથી બંધાયેલો છું. એ જાહેરનામાં ઉપર સહીઓ કરનારા તરફ મને સ્વભાવથી જ આકર્ષણ થાય તેમ છે. એટલે તેમનો વિરોધ કરતાં મને અત્યંત દુઃખ થયું છે અને મેં સખત હૃદયપરીક્ષણ કર્યું છે. પરંતુ કેટલીક વાર એવા પ્રસંગો આવે છે જ્યારે આપણે અંતરાત્માના અવાજને વશ થવું જ જોઈએ. તે જ આપણો મોટામાં મોટો ઓમિયો છે. આવા પ્રસંગે દુઃખનાં આંસુ વહે એટલું જ નહીં પણ આપણા મિત્રોથી, આપણા કુટુંબથી, જે રાજ્ય સાથે આપણે સંબંધ હોય તેનાથી, ટૂંકાણમાં આપણું જે વહાલામાં વહાલું હોય તેનાથી વિખૂટા પણ પડવું પડે. અંતરાત્માના અવાજને આમ વશ થવું એ જ જીવનનો મહાન કાયદો છે. મેં જે પગલું લીધું છે તે માટે મારો બીજો કાંઈ બચાવ જ નથી. જાહેરનામાં ઉપર સહી કરનારાઓ પ્રત્યે મારું માન જરાયે ઘટયું નથી. સત્યાગ્રહની શક્તિ વિષે મને એટલી શ્રદ્ધા છે કે જો પ્રતિજ્ઞા લેનારાઓ પોતાની પ્રતિજ્ઞાને વળગી રહેશે તો હું ધારું છું કે આપણે લડતને અંતે તેમને બતાવી શકશું કે તેમાં વસવસો કે ભય રાખવા જેવું કશું ન હતું. મને ખબર છે કે આ જાહેરનામાં સામે કેટલાક સત્યાગ્રહીઓએ પણ રોષ કર્યો છે. હું સત્યાગ્રહીઓને જણાવું છું કે આમ રોષ કરવો એ સત્યાગ્રહના સિદ્ધાન્તથી વિરુદ્ધ છે. કોઈ પણ માણસ અને તેય વળી મિત્ર પોતાનો મતભેદ પ્રગટ કરે તો હું પોતે તો ખુશ થાઉં, કારણ તેથી આપણે સાવધાન થઈએ છીએ. આપણા જાહેરજીવનમાં એકબીજા ઉપર આળ ચડાવવાનું, એકબીજાને ટાણાં મારવાનું અને આડકતરા આક્ષેપો કરવાનું બહુ પેસી ગયું છે. જો આપણી આ ભારે ખામી સત્યાગ્રહ કાઢી નાખે અને તે કાઢી નાખશે જ, તો તે પણ એક ઇષ્ટ લાભ જ છે. હું સત્યાગ્રહીઓને બીજી એ વાત સૂચવવા માગું છું કે, આ બે જાહેરનામાં પ્રત્યે રોષ દર્શાવવો એ તો આપણી નબળાઈ કહેવાય. દરેક હિલચાલ અને ખાસ કરીને સત્યાગ્રહની હિલચાલ, તેના ટીકાકારોની નિર્બળતા અથવા મૌન ઉપર નહીં, પણ પોતાના આંતરિક બળ ઉપર ટકવી જોઈએ.

## સત્યાગ્રહનું બળ

ત્યારે સત્યાગ્રહનું બળ શેમાં રહેલું છે તે જોઈએ. સત્યાગ્રહ એટલે સત્યનો આગ્રહ. એનું સક્રિય સ્વરૂપ તે પ્રેમ. એના કાયદા પ્રમાણે, દ્વેષનો બદલો દ્વેષથી અથવા મારનો બદલો મારથી આપણે લઈ શકીએ નહીં, પરંતુ અપકારને બદલે ઉપકાર કરીએ. સત્યાગ્રહનું બળ તેમાં રહેલી સાચી ધર્મવૃત્તિને બરાબર સમજવામાં અને તે પ્રમાણે વર્તવામાં રહેલું છે. એક વખત રાજદ્વારી બાબતોમાં તમે ધર્મનું તત્ત્વ દાખલ કર્યું એટલે તમારી રાજદ્વારી દૃષ્ટિમાં મોટી ક્રાન્તિ થશે. પછી તમે તમારા વિરોધીઓને દુઃખ આપીને નહીં, પરંતુ જાતે દુઃખ વેઠી લઈને સુધારા કરાવશો. આ લડતમાં આપણે કષ્ટો સહન કરીને સરકાર ઉપર અસર પાડીશું અને આ ભૂંડાં બિલો પાછાં નહીં ખેંચી લેવાનો તેનો ઠરાવ ફેરવાવશું. પરંતુ કેટલાક તરફથી કહેવામાં આવે છે કે સરકાર આ ખોબા જેટલા સત્યાગ્રહીઓને અડશે જ નહીં, ને તેમને શહીદો બનાવશે નહીં. પરંતુ મારા નમ્ર મત પ્રમાણે તો આ દલીલમાં તર્કદોષ રહેલો છે. આમ કહેનારાની વાત આધાર વિનાની છે. જો સરકાર સત્યાગ્રહીઓને કંઈ કરે નહીં તો તો તેમની પૂરેપૂરી જીત થઈ છે, કારણ રૉલેટ બિલનો અને સાથે બીજા કાયદાઓનો પણ અનાદર કરવામાં તેઓ સફળ થયા. તેઓએ બતાવી આપ્યું કે સરકારનો વિનયપૂર્વક અનાદર કરવામાં કાંઈ જ હરકત નથી. પરંતુ આ લડત ખોબા જેટલાં સ્ત્રીપુરુષોથી અટકશે એમ માની લેવું એ જ યોગ્ય નથી.

'સત્યાગ્રહનો મારો અનુભવ તો એવો છે કે તે એવું જબરદસ્ત બળ છે કે એક વાર એનો પ્રયોગ શરૂ કર્યા પછી તે એવું વ્યાપક થાય છે કે આખા સમાજમાં એ સર્વોપરી વસ્તુ થઈ પડે છે અને એટલું પ્રસરે છે કે કોઈ પણ સરકાર તેની અવગણના કરી શકે જ નહીં. સરકાર કાં તો નમતું મૂકે, કાં તો ચળવળ કરનારાઓને પકડે. પરંતુ હું દલીલ કરવા ઇચ્છતો નથી અંગ્રેજીમાં કહેવત છે કે દૂધપાકના સ્વાદનો પુરાવો ચાખી જોવાથી મળે. ભલા માટે કે બૂરા માટે, લડતમાં હવે આપણે ઝુકાવ્યું છે. આપણી પરીક્ષા આપણા શબ્દોથી નહીં પણ માત્ર આપણાં કૃત્યોથી જ થવાની છે. એટલે પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરીએ તે પૂરતું નથી. આપણે સહી કરી એ તો આપણે તે પ્રમાણે વર્તવાનું નક્કી કર્યું તેની નિશાની છે; અને જેટલાએ સહી કરી છે તેઓ પ્રતિજ્ઞા પ્રમાણે વર્તશે તો હું હિમ્મતથી વચન આપું છું કે આપણે બન્ને બિલો પાછાં ખેંચી લેવડાવી શકશું અને સરકારને કે આપણા ટીકાકારોને આપણે માટે એક ઊની વરાળ સરખી કાઢવાપણું

રહેશે નહીં. આપણું ધ્યેય મહાન છે. આપણો ઉપાય પણ તેટલો જ મહાન છે. આપણે તે બન્નેને શોભાવીએ એવી મારી પ્રાર્થના છે.

તા. ૨૪-૩-'૧૯ના રોજ તાંજોરમાં કાર્યકર્તાઓ સાથે થયેલી પ્રશ્નોત્તરી નીચે આપી છે:

પ્ર૦ — સત્યાગ્રહ અને 'પૅસિવ રીઝિસ્ટન્સ' એક જ વસ્તુ છે કે જુદી જુદી? એક રાજકીય બળ છે અને બીજું ધાર્મિક છે એવો ભેદ બરાબર છે? એક ભાઈએ એવો અર્થ કર્યો છે કે સત્ય એટલે પુણ્ય અને આગ્રહ એટલે પ્રકોપ.

ઉ૦ — આ બાબત તમે મારું ધ્યાન ખેંચ્યું તેથી હું રાજી થયો છું. ખેડામાં તો વક્તાઓ માટે મેં નિયમ કર્યો હતો કે તેમણે પોતાનું વક્તવ્ય મને અગાઉથી લખીને આપવું જેથી કરીને મારા પાસ કર્યા વિના અને મંજૂર કર્યા વિના કોઈ કશું બોલે નહીં. તમે કહો છો એ સાવ સાચું છે કે લોકો આગળ કોઈ નવી વાત મૂકવામાં આવે ત્યારે તેઓ અધીં વાત જ સમજે છે, અંદર પોતાના વિચારો ઉમેરે છે અને આખી વસ્તુનું ખૂન કરે છે.

સત્યાગ્રહ અને 'પૅસિવ રીઝિસ્ટન્સ' એ શબ્દોના અર્થ વચ્ચે જે ભેદ મેં પાડ્યો છે તે નવો નથી. દક્ષિણ આફ્રિકામાં જ્યારે લડત ચાલતી હતી ત્યારે જ એ ભેદ મેં પારખેલો. શરૂ શરૂમાં તો અંગ્રેજ શ્રોતાઓને સત્યાગ્રહ શબ્દનો અર્થ સમજાવતાં મને હમેશ અડચણ આવતી. મને એ પણ સમજાઈ ગયું હતું કે 'પૅસિવ રીઝિસ્ટન્સ' શબ્દ વાપરવામાં અનર્થ થવાનો બહુ ભય હતો. એ વખતે હું 'ઇન્ડિયન ઓપિનિયન'નો તંત્રી તથા માલેક હતો. અમારી લડતને માટે ઉત્તમ નામ-શોધી આપનાર માટે મેં ઇનામ જાહેર કર્યું. એક સાથીએ લડત માટે તેનું ઠીક ઠીક સંપૂર્ણ સ્વરૂપ વ્યક્ત થાય એવો શબ્દ* સૂચવ્યો. મુખ્ય અર્થની તે બહુ નજીક હતો. મેં તેમાં સહેજ સુધારો કરીને સત્યાગ્રહ શબ્દ ઘડી કાઢ્યો. તેનો અર્થ છે: સત્યને આગ્રહપૂર્વક વળગી રહેવું. સત્ય એ સિક્કાની એક બાજુ છે. તેની બીજી બાજુ પ્રેમ છે. પ્રેમ એ સત્યનું સક્રિય રૂપ છે. ઇંગ્લંડના ઇતિહાસમાં જે 'પૅસિવ રીઝિસ્ટન્સ' આપણે જોઈએ છીએ તે હમેશાં નબળાનું હથિયાર ગણાયું છે. 'પૅસિવ રીઝિસ્ટર'નો એવો સિદ્ધાંત નથી હોતો કે તે હિંસા અથવા છળકપટનો આશ્રય કદી નહીં લે. સત્યાગ્રહ એ તો મહા બળવાનનું શસ્ત્ર છે, તમે જબરામાં જબરો હિંસક યોદ્ધો કલ્પી શકો તેના કરતાં પણ સત્યાગ્રહી વિશેષ બળવાન છે. સેફ્રેજિસ્ટ (સ્ત્રીઓના હક્કોની હિમાયત કરનાર) લોકોનું

* શ્રી મગનલાલભાઈ ગાંધીએ 'સદાગ્રહ' શબ્દ સૂચવ્યો હતો.

'પૅસિવ રીઝિસ્ટન્સ' તમે જાણો છો. એમણે જરૂર હિંસાનો આશ્રય લીધેલો છે. હું મિસિસ પૅન્કહર્સ્ટ*ને મળેલો છું. દક્ષિણ આફ્રિકામાં અમે શું કરતા તેની વાત મેં તેમને કરી ત્યારે તેઓ એટલાં હરખઘેલાં થઈ ગયાં હતાં કે તેનું તમારી આગળ વર્ણન કરવા મારી પાસે શબ્દો નથી. દક્ષિણ આફ્રિકાના એક પરોપકારી ખાણમાલેક જેઓ હું જે ભેદ પાડતો હતો તે સમજતા નહોતા તેઓ એક વાર બોલ્યા કે હિંદી ભાઈઓ નબળા છે એટલે તેમની પાસે આ જ ઉપાય છે. તેમને મેં સત્યાગ્રહના સિદ્ધાંતની વિગતવાર સ્પષ્ટતા કરીને જવાબ આપ્યો. સત્યાગ્રહમાં કોઈ પણ સ્થિતિએ હિંસાની શકયતા હોવાનો આપણે ઇનકાર કરીએ છીએ. પૅસિવ રીઝિસ્ટન્સ એ તો સગવડ પ્રમાણે વાપરવાનું એક રાજકીય શસ્ત્ર છે. સત્યાગ્રહ આપણા ધાર્મિક જીવન સાથે વણાઈ ગયેલી વસ્તુ છે. આપણા રોજબરોજના જીવનમાં આપણે એનો પ્રયોગ કરીએ છીએ. સત્યાગ્રહમાં એ વસ્તુ ગૃહીત કરી લેવામાં આવી છે કે કુટુંબના શાસનને જે કાયદા લાગુ પડે છે તે રાષ્ટ્રના શાસનને પણ લાગુ પાડવા જોઈએ.

પ્ર૦ — કુટુંબશાસન અને રાષ્ટ્રશાસન વચ્ચે ભેદ પાડનારી લીટી ક્યાં દોરવી?

ઉ૦ — બે વચ્ચેની સરખામણી છેક છેલ્લી હદ સુધી લઈ જવાની નથી. કુટુંબના વડીલ કોઈ વાર લાકડીનો પણ ઉપયોગ કરી લે છે માટે રાષ્ટ્રના વડીલ પણ તેમ કરી શકે એમ કહેવું યોગ્ય નથી. મારે મતે તો રાજ્યકર્તા અને પ્રજા વચ્ચેનો સંબંધ પૂરેપૂરો પિતાપુત્ર વચ્ચેના સંબંધ જેવો નથી. આપણે આવા શબ્દોનો પ્રયોગ કરીએ છીએ ખરા, પણ તેના પૂરા અર્થમાં નહીં. મનુ આ જાતના ખ્યાલને ટેકો આપે છે, પણ હું તે સ્વીકારતો નથી. આપણા પ્રશ્નને પૂરેપૂરો લાગુ પડે એવો દાખલો તો પ્રહ્‌લાદનો છે. એના પિતાએ કરેલા કાયદા પ્રહ્‌લાદના અંતઃકરણને માન્ય નહોતા. તે એનો હિંસાથી વિરોધ કરી શકતો હતો, પણ એણે કહ્યું કે, 'હું તમારો અહિંસાથી — સવિનય વિરોધ કરીશ. તમારા બળની સામે હું મારો પ્રેમ ધરીશ. તમારા નામનો જાપ કરવાને બદલે હું રામનામનો જાપ કરીશ.' અહીં હું વાઇસરૉયને મળવા જાઉં છું, પણ તેમને હું પિતાતુલ્ય ગણતો નથી. તેમને એટલા માટે માન આપું છું કે મને એમ લાગે છે કે એમની મારફત રાષ્ટ્રનું હિત થઈ શકે. એમના અમલથી સરવાળે રાષ્ટ્રનું ભલું થતું હોય તો હું એ અમલ સહન કરી લઉં. પણ એકંદર

* એક નામીતાં સેક્રેટ.

સરવાળે જો એનાથી મારા રાષ્ટ્રનું અધઃપતન થતું હોય તો મારે શું કરવું? હું જો હિંસાવાદી હોઉં તો જેટલું બળ હું જમાવી શકું તેટલું જમાવી તેનો ઉપયોગ કરું. પણ સત્યાગ્રહી હોઈ હું એના કાયદાનો સવિનય ભંગ કરું છું. હવે કેટલાક કાયદા સનાતન નીતિનિયમો ઉપર રચાયેલા હોય છે. એવા કાયદાને તો હું હંમેશાં માન આપું. પણ કેટલાક કાયદામાં નીતિ-અનીતિનો પ્રશ્ન નથી હોતો. કેવળ રાજ્યતંત્રની સગવડ માટે એ ઘડેલા હોય છે. એવા કાયદા ઉપયોગી હોય કે બિનઉપયોગી હોય, તેનો હું ભંગ કરું. કારણ એવા કાયદા મારફત એ મારી ઉપર રાજ્ય ચલાવે છે.

પ્ર૦ — કાયદાઓની બાબતમાં આ વિવેક કોણ કરે?

ઉ૦ — હું કરું.

પ્ર૦ — પરંતુ આવી બાબતમાં સર્વાનુમતિ ન હોવી જોઈએ?

ઉ૦ — ન પણ હોય. ધારો કે હિરણ્યકશિપુને પાંચ હજાર પુત્રો હોત. તો પ્રહ્લાદે બીજા ૪,૯૯૯ની સંમતિ મળે ત્યાં સુધી રાહ જોઈ હોત? અને ત્યાં સુધી વિષ્ણુનો જાપ જપવાનું મુલતવી રાખ્યું હોત?

પ્ર૦ — ત્યારે તો આ વ્યક્તિગત પ્રતીતિની વાત થઈ.

ઉ૦ — તમને બીજાઓની સંમતિ અને સહકાર મળે તો બહુ રૂડી વાત. પણ ન મળે તો તમારે એકલાએ આગળ જવું જોઈએ અને ધ્યેયે પહોંચવાને માટે મરવાને તૈયાર હોવું જોઈએ. રોલેટ બિલોનો દાખલો લો. મારા ઘરમાં આ બે ઓગ્ય પડ્યા ત્યારે એ કાયદા પાસ ન થવા દેવા મેં ચેમ્સફર્ડ સાહેબને બહુ વીનવ્યા. હું એમના પ્રત્યે આદર રાખું છું. કોઈ પણ રીતે એ નબળાપોચા માણસ નથી. તેઓ મને સાથ નહોતા આપતા તેનું મને દુઃખ લાગતું હતું. પણ પછી મારી અહિંસા જાગ્રત થઈ. મેં વિચાર્યું કે એ બિચારા શું કરી શકે? તેમને સનંદી અમલદારોની મદદથી રાજ્ય ચલાવવું રહ્યું. તેમના જબરા મહાજનના દબાણ નીચે તેઓ નિચોવાઈ રહ્યા છે. પછી મેં મારો વિચાર કર્યો. આવા નબળા હૃદય સાથે આવી મોટી લડતની ધુરા વહન કરવાનું માથે લેવું એ મૂર્ખાઈભરેલું સાહસ લાગતું હતું. મારા સાથીઓ સાથે મેં મસલત કરી. બિલો બહુ ભૂંડાં છે એ બાબત તેઓ સંમત જ હતા. વળી સત્યાગ્રહની શક્તિ વિષે તેમને પૂરી શ્રદ્ધા હતી. એક જણે તો એમ પણ કહ્યું કે આપણી સંખ્યા વધારવા આપણે શા માટે રાહ જોવી જોઈએ? એ સાંભળી હું તો ખૂબ રાજી થયો અને અમે ઝુકાવ્યું.

પ્ર૦ — તમે રોલેટ કાયદા સામે શી રીતે સત્યાગ્રહ કરશો? આપણા જેવા માણસોને એ ઓછા જ લાગુ પાડવાના છે?

ઉ૦ — જ્યારે સરકાર કાંઈ ખોટું કામ કરે ત્યારે મારે તેનો વિરોધ કરવાને માટે એવો વિચાર કરીને બેસી ન રહેવું જોઈએ કે એ ખોટું કામ સીધી રીતે મને લાગુ પડતું નથી. જો તેનાથી દેશનું અધઃપતન થતું હોય તો તેની સામે સઘળાં બળો યોજવાં જોઈએ. આપણે બીજા કાયદા પણ તોડી શકીએ.

પ્ર૦ — પણ બીજા કયા કાયદા તોડીએ?

ઉ૦ — સમાજમાં ઓછામાં ઓછો ઉત્પાત કરીને આપણા ધ્યેયે પહોંચવા માટે મેં કેટલાક રાજદ્વારી કાયદા પસંદ કર્યા છે. પ્રતિબંધ મુકાયેલું સાહિત્ય હું પ્રથમ લેવાનો છું. સરકારે બેવકૂફીભરેલી રીતે કેટલુંક સાહિત્ય જપ્ત કરેલું છે. એમાંનું સત્યાગ્રહની દૃષ્ટિએ મને જે સ્વચ્છ સાહિત્ય લાગે છે તેનો ફેલાવો કરવાનો મારો નિશ્ચય છે. મારા ધ્યાનમાં બીજો કાયદો વર્તમાનપત્રોને રજિસ્ટર કરાવવાને લગતો છે. કારણ ધારાપોથીમાંના દુષ્ટમાં દુષ્ટ કાયદા પૈકીનો તે છે. એણે પત્રકારોને અને તેથી રાષ્ટ્રને નિર્વીર્ય કરી નાખ્યાં છે. પત્રકારો સંદિગ્ધ અને દ્વિઅર્થી ભાષાનો આશ્રય લેવાનું શીખ્યા છે. આખા રાષ્ટ્રને તેનો ચેપ લાગવા માંડ્યો છે. આ બધું અધઃપતન કરનારું છે. આ કાયદાઓનો ભંગ કરવાથી તે રદ કરાવી શકીશું એવી આશા હું રાખતો નથી. પણ આપણાં વર્તમાનપત્રો નવ્વાણુ ટકા નકામી અને એક ટકો, તેય શંકાપડતી સારી વસ્તુથી ભરેલાં હોવાં જોઈએ નહીં. મારો વિચાર તો એવો છે કે ભલે એક પાનાનું હોય પણ સારા અને સ્વચ્છ લખાણવાળું આપણું પત્ર હોય.

મારા ધ્યાનમાં નિમકવેરો અને જમીન મહેસૂલનો કાયદો પણ છે. નિમકવેરામાં સંમત થઈને આપણે રાષ્ટ્ર પ્રત્યે મહાપાપ કર્યું છે એમ હું માનું છું. આપણે જો દબાઈ ગયેલી પ્રજા ન હોત તો આપણે ક્યારનાયે તેની સામે થયા હોત. હું દક્ષિણ આફ્રિકામાં હતો ત્યારથી આ કાયદો મને કઠતો રહ્યો છે. પણ હું પાંખો કાપી નાખેલા પંખી જેવો હતો.

પ્ર૦ — પણ સરકાર મીઠું બનાવવાનું બંધ કરે તો પછી એ કોણ બનાવે?

ઉ૦ — આપણે બનાવીએ. સરકારે એનો ઇજારો કર્યો તે પહેલાં આપણને પૂરતુ નિમક મળી રહેતું. પાણીની જેમ મીઠું તો છૂટથી મળવું જોઈએ. જમીન મહેસૂલની બાબતમાં ખેડાએ આપણને ઘણા પાઠ શીખવ્યા છે. ખેડા હિંદુસ્તાનનો એક સુંદરમાં સુંદર જિલ્લો છે. પણ આજે તેની પડતી થવા બેઠી છે. કારણ સરકારને જે જોઈએ તે પાઈએ પાઈ ખેડૂતો પાસેથી લઈ લેવામાં આવે છે. પાછા કહે છે કે લોકોને માટે આ બધું જરૂરનું છે, માટે સરકાર એ લઈ લે છે.

પ્ર૦ — પણ અમારે શું કરવું? અમે જમીન મહેસૂલ ભરવાનો ઇનકાર કરીએ, પણ લોકોમાં સંપ ક્યાં છે? અમારી જમીન બધી વેચાઈ જાય.

ઉ૦ — હેમ્પડને 'શિપ મની'* આપવાનો ઇનકાર કર્યો ત્યારે એ લોકોના સહકાર અને સંપની રાહ જોતો બેઠો ન હતો. પોતાનું કામ સરખું ચાલતુ હોય એમાં દખલગીરી થાય તે કોઈ સરકાર ન સાંખે. એટલે એ પોતાનું બળ આપણી સામે અજમાવી જ લેવાની. છતાં તદ્દન અપ્રસિદ્ધ માણસ પણ વાજબી રીતે એનો વિરોધ કરે ત્યારે સરકારનું કશું ચાલતુ નથી.

પ્ર૦ — પરંતુ આપણો વિરોધ વાજબી છે એવો સ્વીકાર કરાવતાં બહુ લાંબો વખત ન લાગે?

ઉ૦ — ના. સરકાર ચૂપચાપ તે સ્વીકારી લે છે. વસ્તુતઃ સરકાર સાથે મારો જે સંબંધ છે તે હું સત્યાગ્રહી છું તેથી જ છે. હું જો હિંસાવાદી હોત, તો આજે હું ક્યાં હોત?

પ્ર૦ — દક્ષિણ આફ્રિકામાં લડતનો મુદ્દો બહુ સાદો નહોતો?

ઉ૦ — ના. કદાચ દક્ષિણ આફ્રિકાના લોકો કહેશે કે અહીં આપણી લડત બહુ સાદી છે. ત્યાં તો અંદર અંદર વિખવાદ હતા, પક્ષાપક્ષી હતી, બાપ-દીકરા જુદા પડતા હતા અને એવું બધુ હતુ. વળી ત્યાંની પ્રજામાં કેટલાયે લોકો ખૂની, લૂંટારા અને ચોર હતા. પઠાણ તો ઘાની સામે ઘા જ કરે. પણ એ બધા અહિંસાની પ્રતિજ્ઞાથી બંધાયેલા હતા અને સરખા ચાલતા હતા.

---

* ઇંગ્લંડમા જૂના વખતમા એવો રિવાજ હતો કે રાજાને જ્યારે નૌકાસૈન્યની જરૂર પડે ત્યારે પોતાના બધા બંદરોના વહાણોમાથી જેટલા જોઈએ તેટલાં રાજા લઈ શકતો. પછીથી દરિયા કિનારાના પરગણામાંથી વહાણોને બદલે પૈસા લેવાનો રિવાજ પડ્યો. એ પૈસાને "શિપ-મની" કહેતા. પહેલા ચાર્લ્સને પાર્લમેન્ટ સાથે તકરારો ચાલ્યાં કરતી અને તે પૈસાની તગીમા રહેતો એટલે તેણે આ 'શિપ-મની'-નો કર આખા દેશ ઉપર નાખ્યો. આ કર અન્યાયી છે અને લોકસ્વાતન્ત્ર્ય ઉપર તરાપ મારનારો છે એમ કહી હેમ્પડન નામના ખેડૂત સજ્જને વિરોધ કર્યો. આ હેમ્પડન બુદ્ધિમાન, વિદ્વાન, અને ચારિત્ર્યવાન હતો. તે બહુ અસરકારક વક્તા પણ હતો અને લોકોમા બહુ પ્રિય હતો. રાજાના અન્યાયી અને ઉદ્ધત વર્તનથી લોકો અસંતુષ્ટ તો હતા જ એટલે હેમ્પડનના આ વિરોધને તેમણે વધાવી લીધો. પાચેક વર્ષ ઉપર રાજાએ ખેડૂતો પાસેથી ફરજિયાત લોન ઉઘરાવવા માડેલી ત્યારે પણ હેમ્પડને વિરોધ કરેલો અને લોનમા પૈસા નહી ભરેલા એટલે તેને બરાબર સજા કરવા રાજાએ એને પકડીને એના ઉપર કેસ ચલાવ્યો. રાજાના કાંધિયા જજોએ બહુ-મતીથી તેને ગુનેગાર ઠરાવ્યો પણ દેશ આખો સળગી ઊઠ્યો હતો એટલે રાજાને એની સજા રદ કરવી પડી અને 'શિપ-મની' કર પણ નાબૂદ કરવો પડ્યો.

ઉપવાસ વિષે બોલતાં કહ્યું:

મેં એક ઉપાય એવો શોધી કાઢ્યો છે જેનો અમલ સૌ કોઈ કરી શકે. તેમાં સંયમ તથા શિસ્ત રહેલાં છે.

તેની ધાર્મિક અસર ઉપરાંત ઉપવાસથી આ બિલોના ભયંકર સ્વરૂપનો લોકોને બરાબર ખ્યાલ આપી શકાશે. ઉપવાસ કરવા માટે મારી પત્ની, મારાં બાળકો તથા મારા નોકરોને મારે બધું સમજાવવું પડે. એમ સૌને મારે કેળવણી આપી શકાય. હડતાલમાં પણ મોટી કેળવણી રહેલી છે. સઘળા લોકો હડતાલ પાડે તો દેશભરમાં ઠેર ઠેર સભાઓ થવાની તેમાં બધા જઈ શકે.

બાપુએ નીચે પ્રમાણેનો સંદેશો તા. ૨૪–૩–'૧૯ના રોજ બહાર પાડ્યો:

મેં ઘણી સભાઓમાં સમજાવવા યત્ન કર્યો છે તે પ્રમાણે સત્યાગ્રહ એ ખરી રીતે ધાર્મિક હિલચાલ છે. તે શુદ્ધિ અને તપની ક્રિયા છે. જાતે સહન કરીને સુધારા મેળવવાનો અને દુઃખનું નિવારણ કરવાનો તે એક રસ્તો છે. તેથી હું સૂચના કરું છું કે ૧૯૧૯ના બિલ નં. ૨ની નામદાર વાઈસરૉયની મંજૂરી પ્રગટ કરવામાં આવે તે પછીના બીજા રવિવારને માનભંગ અને પ્રાર્થનાના દિવસ તરીકે પાળવો. આ પ્રસંગને છાજે એવી રીતે લોકલાગણી અસરકારક રીતે જાહેર કરવા માટે મારી નીચે મુજબ સલાહ છે. આગલી રાત્રે જમ્યા પછી ચોવીસ કલાક સુધી બધા પુખ્ત ઉંમરના માણસોએ જેને ધર્મ અથવા તંદુરસ્તીના કારણથી બાધ ન હોય તેમણે ઉપવાસ કરવો. આ ઉપવાસને કોઈ પણ પ્રકારે લાંઘણ રૂપે ગણવાનો નથી અથવા તો સરકાર ઉપર કોઈ પણ પ્રકારે દબાણ લાવવાનો તેનો હેતુ નથી. સત્યાગ્રહીઓએ લીધેલી પ્રતિજ્ઞામાં કાયદાનો જે ભંગ કલ્પેલો છે તે માટે તૈયાર થવાની આ એક જરૂરી તાલીમ ગણવાની છે. જાહેર હિત માટે જરૂરી હોય તે સિવાયનું તમામ કામ તે દિવસે બંધ રાખવું. બજારો અને બીજાં ધંધારોજગારનાં સ્થળો પણ તે દિવસે બંધ રાખવાં.

જે કામદારોને રવિવારે પણ કામ કરવું પડતું હોય તેઓ પહેલેથી રજા મેળવીને કામ બંધ કરી શકે. સરકારી નોકરોને પણ ઉપરની બે સૂચનાઓ પાળવાની ભલામણ કરતાં હું અચકાતો નથી, કારણ કે જોકે રાજકીય સભાઓ અને ચર્ચાઓમાં તેમણે ભાગ ન લેવો એ તેમને માટે ખસૂસ કરીને વાજબી છે, તોપણ મારા મત પ્રમાણે સિદ્ધાન્તની બાબતો વિષે પોતાની લાગણી અત્રે સૂચવેલી મર્યાદિત રીતે દર્શાવવાનો તેમને હક છે જ. તે દિવસે હિંદુસ્તાનના તમામ ભાગમાં અને ગામડાંઓમાં પણ જાહેર સભા ભરીને તેમાં આ કાયદો રદ કરવાની વિનંતી કરતા ઠરાવો પસાર કરવા.

જો મારી સલાહ સ્વીકારવા લાયક ગણાય તો આ વિષે વ્યવસ્થા કરવાની મુખ્ય જવાબદારી સત્યાગ્રહ સભાઓને શિર રહેશે. હું ઉમેદ રાખું છું કે બીજી જાહેર સંસ્થાઓ પણ આ કાર્યને સફળ કરવામાં મદદ કરશે.

તાંજોર અને ત્રિચિનાપલ્લી થઈને મદુરા ગયા. ત્યાંની જાહેર સભામાં ભાષણ કરતાં બાપુજીએ કહ્યું:

સરકારે ભેવડો અન્યાય કર્યો છે. તમારી, મારી અને દેશમાં વસતાં સૌ ભાઈબહેનોની ફરજ છે કે ન્યાયપુરઃસરના જેટલા ઉપાયો લઈ શકાય તેટલા લઈને આ અન્યાય દૂર કરવા આપણે પ્રયત્ન કરવો. આપણો હેતુ પાર પાડવા માટે જૂની ઢબના તમામ ઉપાયો તો આપણે અજમાવી ચૂક્યા. આપણે ઠરાવો કર્યા, અરજીઓ કરી, આ બિલો પાછાં ખેંચાવવા વડી ધારાસભામાં આપણા પ્રતિનિધિઓએ શકય તેટલા પ્રયત્નો કર્યા. પણ એ બધું કારગત ન નીવડ્યું. છતાં કોઈ પણ ઉપાયે આ અન્યાય તો નાબૂદ કરાવવો જ જોઈએ. કારણ આ બિલો આપણા સમાજશરીરને કોરી ખાનારા ઝેર જેવાં છે. જ્યારે રાષ્ટ્રનો આત્મા હણાય છે ત્યારે જે લોકોના હૃદયને આઘાત પહોંચ્યો હોય તેઓ એ અન્યાયને દૂર કરવા કાં તો હિંસાની પદ્ધતિનો આશ્રય લે છે અથવા હું જેને સત્યાગ્રહ કહું છું તે પદ્ધતિનો આશ્રય લે છે. હું માનું છું કે આખર ગાળે હિંસાની પદ્ધતિ નિષ્ફળ નીવડે છે. વળી આપણા લોકની પ્રકૃતિને તે બિલકુલ ભાવતી વસ્તુ નથી હિંસાની પદ્ધતિ માનવગૌરવ સાથે સુસંગત નથી. એ કાંઈ બરાબર જવાબ નથી કે આખો યુરોપ આજે લશ્કરી બળ ઉપર મુસ્તાક છે. સાચું પૌરુષ, સાચી બહાદુરી, આપણી અંદર રહેલા પશુને કાઢી નાખવામાં છે. ત્યારે જ આપણા આત્માના વિકાસનો માર્ગ મોકળો થાય છે. આ બીજું બળ જેને મેં ઘણી જગ્યાએ સત્યાગ્રહ, આત્મબળ અથવા પ્રેમબળ તરીકે વર્ણવ્યું છે તેનું નિરૂપણ પ્રહ્‌લાદની વાર્તામાં ઉત્તમ રીતે થાય છે. . . .

તા. ૩૦–૩–'૧૯ના રોજ સાંજે મદ્રાસમાં જાહેર સભા હતી પણ તે વખતે ગાંધીજીને બેઝવાડા જવા નીકળવાનું હતું એટલે તેમણે નીચે પ્રમાણે સંદેશો લખી મોકલ્યો:

ભાઈશ્રી રંગસ્વામી,

આંધ્રના મિત્રોને મેં વખત આપ્યો છે તે સાચવવા માટે બેઝવાડાની ટ્રેન મારે અત્યારે જ પકડવી જોઈએ. એટલે આજ સાંજની સભામાં હું હાજર નહીં રહી શકું તે માટે દિલગીર છું. પરંતુ આ પ્રાંતના દક્ષિણ ભાગના મારા પ્રવાસની મારા ઉપર જે છાપ પડી છે તે વિષે વિદાય લેતા પહેલાં કાંઈ

લખી નાખું' એમ મને થાય છે. મિત્રો તરફથી ઘણી ટીકાઓ થઈ છે અને શંકાઓ ઉઠાવવામાં આવી છે. તેનો જવાબ આપવા હું પ્રયત્ન કરીશ.

મદ્રાસ ઉપરાંત તાંજોર, ત્રિચિનોપલ્લી, મદુરા, તુતીકોરિન અને નેગાપટ્ટમ એટલા સ્થળોની મેં મુલાકાત લીધી છે. ઓછામાં ઓછી ગણતરી કરતાં મારાં ભાષણ સાંભળનારની કુલ સંખ્યા ત્રીસ હજાર હોવી જોઈએ. જેમને આપણને ચેતવણી આપવાનો તથા પોતાની શંકાઓ વ્યક્ત કરવાનો અધિકાર છે અને માતૃભૂમિ પ્રત્યે આપણા જેટલો જ પ્રેમ જેઓ ધરાવે છે તેમને ભય રહે છે કે આપણી દાનત ગમે તેવી શુભ હોય અને હિંસા ટાળવા માટેની આપણી આતુરતા ગમે તેટલી તીવ્ર હોય તોપણ જે લોકો ઉત્સાહના આવેશમાં આ લડતમાં જોડાશે તેઓ પૂરતો આત્મસંયમ નહીં પાળી શકે અને હિંસાને રસ્તે ચડી જશે, જેને પરિણામે જાનમાલની વ્યર્થ ખુવારી ઉપરાંત રાષ્ટ્રહિતને પણ નુકસાન થશે. લડત આપવાનું નક્કી કર્યા પછી હું દિલ્હી, લખનૌ અને અલાહાબાદ જઈ, મુંબઈ થઈને મદ્રાસ આવ્યો છું. એ બધાં સ્થળોની સભાઓના અનુભવ ઉપરથી મને જણાયું છે કે સત્યાગ્રહનો ઠરાવ થયા પછી સત્યાગ્રહની સભાઓમાં હાજરી આપનારાઓની વૃત્તિમાં ભારે પરિવર્તન થઈ ગયુ છે.

(આ પછી છાપાની કાપલીની દસેક લીટીઓ ફાટી ગઈ છે.)

બીજાં શહેરોની માફક આ પ્રાંતનાં શહેરોમાં પણ લોકોએ સભાઓમાં બહુ શાંતિ રાખી છે. એ વાત સાચી છે કે મારી તબિયતને ખાતર કશા ઘોંઘાટવાળા દેખાવો કરતાં તેઓ રોકાયા છે. તેની સાથે વધારે ઉચ્ચ ઉદ્દેશથી તેમ ન કરવું જોઈએ એમ પણ તેઓ સમજ્યા છે. લડતના નેતાઓ પણ સંયમની આવશ્યકતા પૂરી સમજ્યા છે. મારા અનુભવો ઉપરથી મારામાં ભવિષ્યને માટે ભારે આશાઓ બંધાઈ છે. આપણા મિત્રો જે જોખમનો ભય રાખે છે તેવો ભય મને નથી. મેં જે અનેક સભાઓનો ઉલ્લેખ કર્યો તે સભાઓ મારા આશાવાદને પુષ્ટિ આપે છે. તે ઉપરાંત હું હિંમતપૂર્વક કહું છું કે આવો ભય ટાળવાને માટે મનુષ્ય માટે શક્ય હોય તે બધી સાવચેતીઓ રાખવામાં આવશે.

એટલા માટે જ આપણી પ્રતિજ્ઞામાં તેના ઉપર સહી કરનારાઓ માટે બંધન રાખવામાં આવ્યું છે કે સત્યાગ્રહીઓની કમિટી પસંદ કરશે તે કાયદાઓનો જ સવિનય ભંગ કરવામાં આવશે. મને જણાવતાં આનંદ થાય છે કે સિંધના આપણા મિત્રો પ્રતિજ્ઞા બરાબર સમજ્યા છે. તેમનું નિર્દોષ સરઘસ બંધ રાખવાનો હૈદરાબાદના પોલીસ કમિશનરે હુકમ કાઢ્યો, તે હુકમનું તેમણે પાલન કર્યું છે કારણ આ લડત દેશના બધા જ કાયદાઓનો ભંગ

કરવા માટે નથી. સાહજિક વૃત્તિથી જ કાયદાનું પાલન કરનારો ન હોય એ સત્યાગ્રહી થઈ શકતો જ નથી. કાયદાનું પાલન કરવાનો તેનો સ્વભાવ જ, સર્વોચ્ચ કાયદો એટલે કે અંતરાત્માનો અવાજ જે સઘળા કાયદાઓથી પર છે, તેનું પરિપૂર્ણ પાલન તેની પાસે કરાવે છે. અમુક કાયદાઓનો તે સવિનય ભંગ કરે છે પણ તે માત્ર દેખીતો જ ભંગ હોય છે. દરેક કાયદો પ્રજાને વિકલ્પ આપે છે કે તેના પ્રથમ શાસનનું પાલન કરવું કે તેના બીજા શાસનનું. હું સૂચવવાની હિંમત કરું છું કે તેના બીજા શાસનને એટલે કે તેના ભંગની સજાને નોતરીને સત્યાગ્રહી કાયદાનું પાલન કરે છે. સાધારણ ગુનેગાર રાજ્યના કાયદા તે સારા હોય કે ખોટા, તેનો ભંગ કરે છે એટલું જ નહીં પણ એ ભંગનાં પરિણામ પણ ટાળવા ઇચ્છે છે. સત્યાગ્રહી ભંગનાં પરિણામને આવકારે છે. આ ઉપરથી જણાશે કે કોઈ પણ જાતનું અનિચ્છનીય પરિણામ ટાળવાને માટે જે ઉપાયો લેવાનું ડહાપણભર્યું ગણાય તે બધાં ઉપાયો લેવામ આવ્યા છે.

કેટલાક મિત્રો કહે છે કે 'તમે રોલેટ કાયદાનો ભંગ કરો તે અમે સમજી શકીએ, પણ સત્યાગ્રહી તરીકે એનો કશો ભંગ કરવાપણું તમારે છે જ નહીં. હવે બીજા કાયદાઓ જે તમે આજ સુધી પાળતા આવ્યા છો અને જે સારા પણ હોય તેનો ભંગ તમે કેમ કરી શકો? સારા કાયદા એટલે કે જે કાયદા નીતિનિયમો પરત્વેના છે તે કાયદાનો ભંગ તો સત્યાગ્રહી નથી જ કરવાનો. એવા કાયદાનો ભંગ કરવાનું પ્રતિજ્ઞામાં ધાર્યું જ નથી. પણ કેટલાક કાયદા એવા હોય છે જે સારા પણ નથી તેમ ખરાબ પણ નથી; નીતિને લગતા નથી તેમ અનીતિને લગતા પણ નથી. એવા કાયદા ઉપયોગી પણ હોય અને નુકસાનકારી પણ હોય. દેશના આપણે માનેલા સારા રાજ્યતંત્રની ખાતર આવા કાયદાનું પાલન કરવામાં આવે છે. રાજ્યને આવક થાય તે ખાતર કરેલા અથવા રાજદ્વારી હેતુથી અમુક કૃત્યોને ગુનો ગણનારા કાયદા આ બીજા પ્રકારના છે. આવા કાયદાથી સરકાર પોતાનું રાજ્ય ચલાવે છે. જ્યારે સરકાર એટલે સુધી ખોટું કરે કે તેથી રાષ્ટ્રના પ્રાણને આઘાત પહોંચે, જેમ રોલેટ કાયદા કરીને તેણે કર્યું છે, ત્યારે પ્રજાને હક પ્રાપ્ત થાય છે, તેનો ધર્મ થઈ પડે છે કે રાષ્ટ્રની ઇચ્છા આગળ સરકારને નમાવવા માટે આવશ્યક હોય તેટલે દરજ્જે આવા કાયદાઓનું પાલન ન કરવું.

મારા પ્રવાસ દરમ્યાન બીજી એક શંકા ઉઠાવવામાં આવી છે, કેટલાક મિત્રોએ એ વિષે મને લખ્યું પણ છે, કે ભંગ માટે કાયદા પસંદ કરવાનું કામ એક કમિટીને સોંપવું, એ સત્યાગ્રહના સિદ્ધાંત પ્રમાણે બરાબર છે? એવી

દલીલ કરવામાં આવે છે કે એનો અર્થ તો એ થયો કે તેમ કરવાથી આપણું અંતઃકરણ આપણે બીજાને સોંપી દઈએ છીએ. આ શંકામાં પ્રતિજ્ઞા વિષે ગેરસમજ રહેલી છે. પ્રતિજ્ઞા ઉપર સહી કરનાર એને પોતાને લાગેવળગે છે ત્યાં સુધી તો જે કાયદા સત્યાગ્રહીએ ભાંગવા યોગ્ય હોય તે બધા જ, જો એવી જરૂર પડે તો, ભાંગવાનું માથે લે છે. પરંતુ એવા બધા કાયદા તેણે ભાંગવા જ જોઈએ એવું તેના ઉપર બંધન નથી. એટલે કયા કાયદા તોડવા એની પસંદગીનું કામ, આવી બાબતમાં જેઓ નિપુણ છે અને જેઓ પોતે પણ પ્રતિજ્ઞાની મર્યાદાઓથી અવશ્ય બંધાયેલા છે એવાઓના વિવેક ઉપર છોડવામાં અંતઃકરણનો બાધ ન હોઈ શકે.

(અહીંની દરેક લીટીઓ કાઢી ગઈ છે.)

હું એ વિચારમાં માનનારો નથી કે એક જ રાજ્યસત્તા એકીસાથે પ્રજા ઉપર વિશ્વાસ રાખે અને તેનો અણવિશ્વાસ પણ કરે, પ્રજાને સ્વાતંત્ર્ય આપે અને તેનું દમન પણ કરે. જે સુધારા આવવાના છે તેનો અર્થ, રોલેટ કાયદા તેના ઉપર જે અસર પાડશે તેના પ્રકાશમાં કરવાનો મને અધિકાર છે. હું એમ કહેવાની હિંમત કરું છું કે રોલેટ કાયદારૂપી મહા વિઘ્ન આપણા માર્ગમાં છે. તે દૂર કરવા જેટલું બળ આપણે ન જમાવીએ તો સુધારા સફેદ ધોળેલી કબર જેવા નકામા થઈ પડવાના છે.

૬૭. એક વાંધાનો મારે જવાબ આપવાનો રહે છે. કેટલાક મિત્રોએ એવી દલીલ કરી છે કે અમે બોલ્શેવિઝમ આવવાનો જે ભય સેવી રહ્યા છીએ તેને "તમારી સત્યાગ્રહની ચળવળથી વેગ મળે છે." પરંતુ હકીકત એ છે, કે આપણા દેશ ઉપર આ આફત ઊતરતી રોકવાનું કોઈ પણ રીતે શક્ય હોય, તો એ સત્યાગ્રહથી જ છે. બોલ્શેવિઝમ એ આધુનિક ભૌતિક સુધારાનું આવશ્યક પરિણામ છે. ભૌતિક સંપત્તિની તેણે જે ઘેલી આરાધના માંડી છે તેમાંથી એવો પંથ નિર્માણ થયો છે, જેણે ભૌતિક પ્રગતિને જ પોતાનું ધ્યેય માની લીધું છે અને જે જીવનની સુંદરતર વસ્તુઓને ઓળખવાની શક્તિ ગુમાવી બેઠો છે. બોલ્શેવિઝમનું ધ્યેય ભોગવિલાસ છે, સત્યાગ્રહનું ધ્યેય આત્મસંયમ છે. સામાજિક અથવા રાજકીય જીવનના પ્રધાન અંગ તરીકે હું જો સત્યાગ્રહનો માર્ગ રાષ્ટ્ર પાસે સ્વીકારાવી શકું તો બોલ્શેવિઝમના પ્રચારથી ભય રાખવાની આપણે કશી જરૂર નથી. રાષ્ટ્રને સત્યાગ્રહનો સ્વીકાર કરવાનું કહેવામાં વસ્તુતઃ કશી નવી વસ્તુ જીવનમાં દાખલ કરવાનું હું કહેતો નથી. જે પ્રાચીન કાયદો અત્યાર સુધી આપણા જીવનનું નિયમન કરતો આવ્યો છે તેને માટે મેં એક નવો શબ્દ યોજ્યો એટલું જ મેં કર્યું છે. હું ભવિષ્ય ભાખું છું કે ભૌતિક તત્ત્વ ઉપર આધ્યાત્મિક તત્ત્વના, પશુબળ ઉપર પ્રેમ

અને સત્યના અંતિમ વિજયના કાયદાની આપણે અવમાનના કરીશું તો, હિંદુસ્તાનની આ પવિત્ર ભૂમિ ઉપર થોડાં જ વર્ષોમાં બોલ્શેવિઝમ ફાટી નીકળશે.

રાત્રે બેઝવાડાથી નીકળ્યા. સવારે ગાડી મોડી થવાથી કનેક્શન ચૂક્યા.

૩૧-૩-'૧૯

મિસ ફેરિંગને કાગળ:

"વહાલી દીકરી,

"મારો હાથ હજી એટલો ધ્રૂજે છે કે હું સ્થિર અને સતત નથી લખી શકતો. પણ મને લાગે છે કે તને કાંઈક મારા હસ્તાક્ષરમાં જ આપવા મારે પ્રયત્ન કરવો જોઈએ. તું સ્ટેશન ઉપર ન મળી તેથી મને બહુ દિલગીરી થઈ. તારે માટે અને બિચારા મહાદેવ માટે મને બહુ લાગી આવ્યું. તમે બન્ને બહુ લાગણીપ્રધાન છો. એક જ બીબામાં ઢળાયેલાં છો. ટ્રેન ઊપડી ચૂકી ત્યારે બારીમાંથી જોતાં હું કંપતો હતો. મને એમ થતું હતું કે ટ્રેન પકડવા મહાદેવ એવી ગાંડી દોટ મૂકશે કે કેવળ થાકથી જ ફસડાઈ પડશે. એઝવાડમાં એને જોયો ત્યારે મને નિરાંત થઈ.

૧-૯-'૧૯

"તેં લખવાને કબૂલ કર્યું હતું એ પ્રમાણે હું આશા રાખું છું તેં કલેક્ટરને લખી દીધું હશે. એણે કશો જવાબ આપ્યો કે કેમ તે મને જણાવજે.

"છોકરીઓને કહેજે કે તેમણે જે ધાબળી મને આપી છે તે હું રોજ વાપરું છું. પણ એમની પાસેથી હું એવી આશા રાખું છું કે તેઓ જલદી વણવાનું શીખી જાય અને જાતે કાંતી પણ લે. રેંટિયાનું સંગીત, હું જાણું છું તેના કોઈ પણ સંગીત કરતાં ચડી જાય એવું છે. કારણ એ સંગીતમાંથી છેવટે નાગાંને ઢાંકી શકાય છે. જ્યારે વપરાશ વિના યંત્રો કાટ ખાતાં હશે (કારણ યંત્રોના ઘેલા ઘોથી માણસ કોઈ દિવસ કાંઈ જવાનો છે) ત્યારે પણ લોકોને કપડાં તો જોશે જ અને હાથે કાંતેલા સૂતરના કપડાંની ફેશન થઈ પડશે. મગનલાલને હું લખું છું કે તને થોડું હાથે કાંતેલું સૂતર મોકલે.

"અમારી ટ્રેન મોડી હતી એટલે અમારે જે ગાડી લેવાની હતી તે અમે ચૂક્યા. એટલે અહીં આજે પડ્યા રહ્યા છીએ. તેથી જ તને આ કાગળ લખી શકું છું.

"હું ઇચ્છું છું કે તારી શાળામાં તું હિંદી દાખલ કરાવી શકે. તારા સુપરિન્ટેન્ડન્ટ સાથે મસલત કરજે. હિંદીની આવશ્યકતા વિષે તેં કાંઈ વાંચ્યું છે? પ્યાર."

૩૦મી માર્ચના દિલ્હીના હત્યાકાંડ વિષે મિ. ઍન્ડ્રૂઝને કાગળ :

¶ "પ્રિય ચાર્લી,

૫–૪–'૧૯ "દિલ્હીની કરુણ ઘટના વિષે વાંચીને ૨૪ કલાક તો હું બેહદ ગમગીન રહ્યો. હવે એ વિષે એટલો જ આનંદમાં છું. દિલ્હીમાં જે લોહી રેડાયું છે તે નિર્દોષ હતું. શક્ય છે કે દિલ્હીમાં સત્યાગ્રહીઓએ કાંઈ ભૂલ કરી હોય. પણ એકંદરે તો એમણે પોતાનો યશ જ વિસ્તાર્યો છે. હું હર્ષથી તો એટલા માટે ફુલાઉં છું કે પહેલે જ દિવસે પૂરી માત્રામાં ભોગ આપી શક્યા છીએ અને તે પણ શયતાનની સત્તાના પાયતખ્તના શહેરમાં. આ સુખમાં તમે ભાગીદાર થઈ શકો તો હું તમને કરવા ઇચ્છું છું.

"હું આશા રાખું છું કે તમારી શંકાઓનો જવાબ આપતો મારો કાગળ તમને મળ્યો હશે. મેં તમારી સામે એક અપીલ નોંધાવી છે. તેની નકલ આ સાથે મોકલું છું. તેનું તમારે જે કરવું હોય તે કરશો. પણ ગુરુદેવનો અભિપ્રાય મને મળવો જોઈએ.

"ખૂબ પ્યાર.

તમારો મોહન"

શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરને :

¶ "પ્રિય ગુરુદેવ,

"આપણા સામાન્ય મિત્ર ચાર્લી ઍન્ડ્રૂઝ સામે આ મારી અપીલ છે. આ રાષ્ટ્રીય લડત જોકે એક જ કાયદા સામે યોજાયેલી છે, છતાં વસ્તુતઃ એ સ્વમાનપ્રેમી રાષ્ટ્રને શોભે એવા સ્વાતંત્ર્ય માટેની લડત છે. એ પ્રસંગે પ્રકાશનને માટે તમારો સંદેશો મોકલી આપવા હું એમને ક્યારનો વીનવ્યાં કરું છું. મેં બહુ ધીરજ રાખી અને બહુ રાહ જોઈ. ચાર્લીએ તમારી બીમારીનું જે વર્ણન મને કરેલું તે ઉપરથી તમને પોતાને સીધું લખતાં હું ખચકાતો હતો. તમારી તબિયત એ રાષ્ટ્રનું ધન છે અને ચાર્લીની તમારા પ્રત્યેની ભક્તિ અદ્ભુત છે, દૈવી છે. હું જાણું છું કે એમનું ચાલે તો કોઈ પણ માણસને, કાગળ દ્વારા કે પોતાની હાજરીથી, તમારી શાન્તિ અને આરામમાં ભંગ પાડવા ન દે. કોઈ પણ જાતની તકલીફમાંથી તમને બચાવી લેવાની તેમની ઉચ્ચ અભિલાષાને હું માન આપતો હતો. તમારી તબિયત વિષે ચાર્લીએ આપેલા વર્ણન ઉપરથી હું ગભરાયો હતો. પણ મને ખબર પડી કે તમે તો બનારસમાં ભાષણો આપો છો. એટલે હું ચાર્લીના વર્ણનને સુધારી લઉં છું અને તમારી પાસે સંદેશો માગવાની હિંમત કરું છું. જેમને

આ અગ્નિમાંથી પસાર થવાનું છે તેમને માટે આશા અને પ્રેરણા આપતો સંદેશો મારે જોઈએ છે. આ લડતમાં મેં ઝુકાવ્યું ત્યારે તમે મને આશીર્વાદ મોકલી આપવા કૃપા કરી હતી. એટલે સંદેશો માગવાનો મને હક છે. તમે જાણો છો કે મારી સામે ઘણાં બળો ગોઠવાયેલાં છે. મને તેનો જરા પણ ભય નથી. કારણ મારી દૃઢ માન્યતા છે કે એ બધાં અસત્યનું સમર્થન કરી રહ્યાં છે. આપણામાં જો પૂરતી શ્રદ્ધા હોય તો એ શ્રદ્ધાથી આ બળોને હઠાવી દઈ શકાશે. એ બધાં બળો પણ મનુષ્ય મારફત જ કામ કરે છે. એટલે આ મહાન લડતમાં, જેઓ લડતને માન્ય કરનારા છે તેમની પાવક સહાય હું મેળવવા ઇચ્છું. દેશના રાજદ્વારી જીવનને વિશુદ્ધ કરનારા આ પ્રયત્ન વિષે તમારો વિચારશીલ અભિપ્રાય નહીં મળે ત્યાં સુધી મને શાન્તિ મળશે નહીં. એ બિલના તમારા પ્રથમ અભિપ્રાયમાં કશો ફેરફાર થયો હોય તો તે પણ મને જણાવતાં તમે કશો સંકોચ ન રાખશો. મિત્રોના વિરુદ્ધ અભિપ્રાય હોય તેને પણ હું કીમતી ગણું છું. કારણ, જોકે તેથી મારો માર્ગ બદલાશે નહીં તોપણ એ અભિપ્રાયો અમારે માટે દીવાદાંડી રૂપ થશે અને જીવનના તુફાનવાળા માર્ગમાં રહેલાં ભયસ્થાનોની અમને ચેતવણી આપતા રહેશે. એ રીતે ચાર્લીની મૈત્રી મારે માટે અમૂલ્ય ખજાનો થઈ પડેલી છે. કારણ પૂરો વિચાર કરી લીધા પહેલાંની તેની વિરોધની નોંધો હોય તો તેમાં પણ મને એ ભાગીદાર બનાવે છે. આને હું મોટો લહાવો ગણું છું ચાર્લી મને જે વિશેષ અધિકારો આપે છે તે આ કટોકટીને વખતે તમે પણ આપો એવી મારી વિનંતી છે.

તમે મઝામાં હશો અને મદ્રાસ પ્રાંતની મુસાફરીનો થાક ઉતારી નાખી પૂરેપૂરા સાજાતાજા થઈ ગયા હશો.

તમારો
મો૦ ક૦ ગાંધી"

દિલ્હીની ઘટના* ઉપરથી સત્યાગ્રહીની ફરજ વિષે બાપુએ નીચેની છાપાંજોગી ચાઠી બહાર પાડી :

"દિલ્હીની કરુણ ઘટના વિષે હું થોડીક ટીકા કરવા માગું છું તે માટે તમારા પત્રમાં મને જગા આપવાની કૃપા કરશો. દિલ્હીના જે લોકો રેલવે

* રોલેટ કાયદા સામે સત્યાગ્રહનો આરંભ પ્રાર્થના, હડતાલ, ચોવીસ કલાકના ઉપવાસ અને રોલેટ કાયદા પ્રત્યે વિરોધ દર્શાવનો ઠરાવ જાહેર સભામાં પસાર કરીને કરવાનો હતો. તે માટે રવિવાર ૩૦મી માર્ચનો દિવસ પ્રથમ નક્કી કરવામાં આવ્યો હતો. પણ આખા દેશમાં ૩૦મી માર્ચે ખબર નહીં પહોંચાડી શકાય એમ લાગવાથી પાછળથી દિવસ બદલીને તેની પછીનો રવિવાર એટલે ૬ઠ્ઠી એપ્રિલ નક્કી કરવામાં

સ્ટેશન આગળ એકઠા થયા હતા તેમની ઉપર એવો આક્ષેપ કરવામાં આવે છે કે:

૧. તેમાંના કેટલાક લોકો મીઠાઈ વેચનારાઓ ઉપર તેમની દુકાનો બંધ કરાવવા જબરદસ્તી કરતા હતા.

૨. કેટલાક લોકોને ટ્રામમાં તથા ટાંગામાં બેસતાં જબરદસ્તીથી અટકાયત કરતા હતા.

૩. કેટલાકે રોડાં ફેંક્યાં હતાં.

૪. આખું ટોળું સ્ટેશન ઉપર કૂચ કરી ગયું હતું અને તેણે જેઓને જબરદસ્તી કરવાના આરોપસર રેલવે સત્તાવાળાઓના કહેવાથી પકડવામાં આવ્યા હતા તેમને છોડી દેવાની માગણી કરી હતી.

૫. મૅજિસ્ટ્રેટે ટોળાને વીખરાઈ જવાનો હુકમ આપ્યો ત્યારે ટોળાએ વીખરાઈ જવાનો ઇનકાર કર્યો.

મેં સંન્યાસી સ્વામી શ્રદ્ધાનંદજીનો આ કરુણ ઘટનાનો હેવાલ વાંચ્યો છે. તેને મારે ખરો માનવો જ જોઈએ, સિવાય કે સત્તાવાળાઓ તેને ખોટો, પુરવાર કરે. તેમનો હેવાલ પહેલા ત્રણ આક્ષેપોનો ઇનકાર કરે છે. પણ બધા આક્ષેપો સાચા માની લઈએ તોપણ મને તો એમ લાગે છે કે સ્થાનિક સત્તાવાળાઓએ એક માખીને મસળી નાખવા માટે મોટા ઘણનો ઉપયોગ કર્યો છે. પરંતુ ટોળા ઉપર ગોળી ચલાવવાનું તેણે જે પગલું લીધું છે તે વિષે વધારે હું કોઈ બીજા પ્રસંગે કહીશ.

---

આવી હતી. પણ આ ફેરફારની ખબર દિલ્હી નહીં પહોંચી શકી હોવાથી ત્યાં ૩૦મી માર્ચે વિરોધ દિન ઊજવવામાં આવ્યો. શહેરમાં સંપૂર્ણ હડતાલ હતી. સાંજે ચાર વાગ્યે સરઘસ અને પછી જાહેર સભા રાખવામાં આવી હતી. આવી સંપૂર્ણ હડતાલ દિલ્હી જેવા શહેરના ઇતિહાસમાં અપૂર્વ હતી એટલે એ જોઈ ગોરા પોલીસ અમલદારો ચોંકેલા. સવારનો વખત તો શાન્તિમાં પસાર થઈ ગયો, પણ બપોરે બે વાગ્યા પછી સરઘસમાં જોડાવાના ઇરાદાથી જતા લોકો ઉપર ગમે તેવે બહાને સ્ટેશન આગળ ગોરા સોલ્જરોએ મશીનગન ચલાવી. તેમાં ડઝનેક માણસ ઘાયલ થયા તથા મરાયા. થોડી વાર પછી ચંદનીચોકમાં ક્લૉક ટાવર આગળ ગોળીબાર કરવામાં આવ્યો અને ત્યાં પણ દસેક જણ જખમી થયા. છતાં સ્વામી શ્રદ્ધાનંદજીની સરદારી નીચે સરઘસ નીકળ્યું અને જાહેર સભા થઈ. તેમાં ચાળીસ હજાર માણસની હાજરી હતી. સભા પૂરી થયા પછી સ્વામી શ્રદ્ધાનંદજી લોકો શાન્તિપૂર્વક પોતપોતાને ઘેર પહોંચી જાય એની વ્યવસ્થા કરતા હતા ત્યારે એક ગુરખા સિપાઈએ સ્વામીજીની છાતી સામે બંદૂક ધરીને કહેલું 'તુમ કો છેદ દેંગે.' સ્વામીજીએ જવાબ આપ્યો: 'મૈં ખડા હૂં, ગોલી ચલાઓ.' પછી તો આઠ દસ રાઇફલો તેમની સામે તાકવામાં આવી. પણ સ્વામીજી અડગ ઊભા રહ્યા એટલે પેલા ગુરખાઓ શરમાઈને જતા રહ્યા.

આ પત્ર લખવામાં મારો હેતુ તો સઘળા સત્યાગ્રહીઓને ચેતવણી આપવાનો છે. હું એ કહેવા માગું છું કે આક્ષેપો ૧ થી ૪માં કહેવામાં આવેલી બીના સાચી હોય તો એ સત્યાગ્રહની પ્રતિજ્ઞા સાથે અસંગત છે. પાંચમા આક્ષેપમાં વર્ણવેલું વર્તન પ્રતિજ્ઞા સાથે સુસંગત થઈ શકે. પરંતુ આક્ષેપ જો સાચો હોય તો એવું વર્તન તેના યોગ્ય અવસર કરતાં વહેલું ગણાય. કારણ પ્રતિજ્ઞામાં કમિટીની વાત કરેલી છે અને એ કમિટીએ રાયટ ઍક્ટ (હુલ્લડને લગતા કાયદા)ની રૂએ મૅજિસ્ટ્રેટે આપેલા હુકમનો અનાદર કરવાનું ઠરાવ્યું નથી. હું એ વાત મારાથી થઈ શકે એટલી વધુ સ્પષ્ટતાથી કહેવા ઇચ્છું છું કે આ આંદોલનમાં આપણી સલાહ અને સૂચના જેઓ સ્વીકારવા ન ઇચ્છતા હોય તેવા લોકો ઉપર આપણાથી જરા પણ દબાણ કરી શકાય નહીં. આ આંદોલનનો મૂળ ઉદ્દેશ સૌની વધારેમાં વધારે સ્વતંત્રતા જળવાય એ છે. એટલે જે માણસોને ખરી રીતે કે ખોટી રીતે પકડવામાં આવ્યા હોય તેમને છોડી મૂકવાની માગણી સત્યાગ્રહી બળજબરીથી ન કરી શકે. આપણી પ્રતિજ્ઞાનું તત્ત્વ એ છે કે આપણે જેલ વહોરી લેવી. જ્યાં સુધી કમિટીએ 'રાયટ ઍક્ટ'નો ભંગ કરવાનું નક્કી નથી કર્યું ત્યાં સુધી સત્યાગ્રહીઓની ફરજ છે કે કશી ધાંધલ કર્યાં સિવાય મૅજિસ્ટ્રેટના વીખરાઈ જવાના હુકમનું તેમણે પાલન કરવું અને એ રીતે પોતે કાયદાને માન આપનારા છે એ બતાવી આપવું. હું આશા રાખું છું કે આવતે રવિવારે સત્યાગ્રહ સભાઓમાં જે ભાષણો થશે તે આવેશ, ક્રોધ કે ચીડ વિનાનાં હશે. આ ચળવળની ફતેહનો આધાર પૂર્ણ શાન્તિ, આત્મસંયમ, સત્યપાલન તથા કષ્ટસહનની અમર્યાદિત શક્તિ ઉપર છે (પછીની સાતેક લીટીઓ કપાઈ ગઈ છે.)

૬-૪-'૧૯

રવિવારનો દિવસ મુંબઈમાં ભારે ઊજવાયો. લગભગ બે લાખ માણસ દરિયા ઉપર ભેગા થયા હતા. માધવબાગ સુધી જે શાંતિથી એઓએ કૂચ કરી તે કોઈ પણ જણને હેરત પમાડે એવી હતી. મિલમજૂરો માલિકોની રજા ન હોવાને લીધે જોડાઈ શકયા નહોતા. પણ તેમને જોડાવાની ફરજ પણ પાડવામાં નહોતી આવી મુસલમાનોએ પણ ભારે કીધી. પીલહાઉસની ઉપરની મસ્જિદમાં બાપુ, મિસિસ નાયડુ તથા જમનાદાસ ગયાં અને હૃદય હલમલાવનારાં ભાષણો કર્યાં. ગામનવમીએ સ્વદેશી વ્રત લેવાનો ઠરાવ થયો, મસ્જિદમાં એક બીજું વ્રત લેવાની સૂચના કરી કે જુમ્મા મસ્જિદમાં ભેગા મળી હિંદુમુસલમાને સત્યાગ્રહનું વ્રત લેવું કે તેઓ એકબીજા સાથે દિલ સાફ રાખીને બંને એક જ છે, સ્વપ્ને પણ જુદા હતા નહીં અને થશે નહીં એવી રીતે ભવિષ્યમાં વર્તશે.

'ઇન્ડિયન સોશિયલ રીફોર્મર'માં 'અપમાન અને પ્રાર્થનાનો દિવસ' એ વિષે બહુ સુંદર અગ્રલેખ પ્રગટ થયો.

ઘણા કાગળો આવ્યા. એમાં સરસમાં સરસ કાગળ બડો દાદા દ્વિજેન્દ્રનાથ ઠાકુરનો હતો:

"અતિ પૂજનીય મિત્ર શ્રી. ગાંધી,

"મારા હૃદયના ઊંડાણમાંથી ઇચ્છું છું કે આપણા અવળે માર્ગે દોરવાયેલા લોકોને પાપ ઉપર પુણ્યથી વિજય મેળવવામાં મદદ કરવાના તમારા કાર્યમાં અડગપણે તમે મંડ્યા રહેશો. કોઈ કોઈ વાર મને થાય છે કે લોકોને તપસ્યા અને ઉપવાસ કરવાનું તમે કહો છો તે ખાસ જરૂરની વસ્તુ નથી અને તેમ ન કરવું જોઈએ. પણ તરત જ બીજો વિચાર આવે છે કે અમારા દૃષ્ટિબિંદુથી એ વસ્તુનો ન્યાય તોળવા બેસવાનો અમને શો અધિકાર? એવા ઉચ્ચ સ્થળેથી તમને પ્રેરણા મળે છે કે તમારાં વચનો અને કૃત્યોની યોગ્યાયોગ્યતા વિષે શંકા ઉઠાવવાને બદલે અમારે તો એમાં પરમ પિતાનો, દિવ્ય જ્ઞાન અને દિવ્ય શક્તિથી ભરેલો આદેશ જ છે એમ સાભાર સ્વીકારવું જોઈએ.

"સર્વશક્તિમાન અને પરમ કૃપાળુ પરમાત્મા આ ભારે કસોટીમાં તમારી ઢાલ અને તમારું બળ બની રહો.

તમારો વહાલો બુઢ્ઢો બડો દાદા"

આ કાગળ મિ. હોર્નિમેનને છાપવા મોકલતાં બાપુએ એમને લખ્યું:

"પ્રિય હોર્નિમેન,

"આ સાથે એક ભારે કાગળ મોકલું છું. તમે દ્વિજેન્દ્રબાબુને તો ઓળખો છો. સર રવીન્દ્રનાથ ટાગોરના એ સૌથી મોટા ભાઈ થાય. એમના સ્વ. પિતાશ્રી દેવેન્દ્રનાથ ટાગોરની માફક એ પણ વસ્તુતઃ સંન્યાસીનું જીવન ગાળે છે. હું ધારું છું એમની ઉમર એંસી કરતાંય વધારે છે. મને લાગે છે કે આ કાગળ છાપવા જેવો છે. હું તો એટલે સુધી સૂચવું કે એનો ફોટો-પ્રિન્ટ છપાવો. પણ આ કાગળ એકલા આ જ કામ માટે નથી લખતો. મારે તો એ કહેવું છે કે પ્રેમની શાહીમાં કલમ બોળી આવતી કાલનો અગ્રલેખ તમે લખો. એવો લેખ લખવાની તમે બરાબર શક્તિ ધરાવો છો એટલું જાણવા જેટલો હું તમને હવે ઓળખતો થઈ ગયો છું. મારી સૂચના તમે સ્વીકારો તો હું એ પણ કહેવા ઇચ્છું છું કે એ લેખ નીચે તમારી સહી આવવી જોઈએ."

૭-૪-'૧૯ આજે ઇન્ડિયન પ્રેસ ઍક્ટનો ભંગ કરવા માટે સરકારમાં નોંધાવ્યા વિનાનું નીચેનું વર્તમાન પત્ર પ્રગટ કર્યું.

(આ પત્ર વાંચો, તેની નકલ કરો અને મિત્રોમાં તેનો પ્રચાર કરો. મિત્રોને વિનંતી કરો કે તેઓ પણ તેની નકલ કરીને પ્રચાર કરે.)

સત્યાગ્રહી
તંત્રી: મોહનદાસ કરમચંદ ગાંધી
લેબર્નમ રોડ, ગામદેવી, મુંબઈ.
અંક ૧. ૭-૪-૧૯૧૯ કિંમત એક પૈસો
[દર સોમવારે સવારે દસ વાગ્યે પ્રગટ થશે.]

**ગ્રાહકોને:**

આ પત્ર કાયદા પ્રમાણે નોંધાવવામાં આવ્યું નથી. એટલે તેનું વાર્ષિક લવાજમ ન હોઈ શકે. એવી ખાતરી આપવી પણ શક્ય નથી કે પત્ર કશા અંતરાય વિના પ્રગટ કરવાનું ચાલુ રાખી શકાશે. તંત્રીને સરકાર કોઈ પણ ક્ષણે પકડી શકે છે. જે તંત્રી પકડાય તેનું સ્થાન લેવાને તંત્રીઓની ધારા ચાલ્યાં જ કરે એવી સુખદ સ્થિતિમાં આપણો દેશ ન આવે ત્યાં સુધી આ પત્ર નિયમિત પ્રગટ થયાં જ કરશે એવી ખાતરી પણ આપી શકાય નહીં. તંત્રીઓનો સતત પ્રવાહ ચાલુ જ રહે તે માટે પ્રયત્ન કરવામાં અમે કશી કચાશ રાખીશું નહીં.

વર્તમાનપત્રો પ્રગટ કરવાને લગતો જે કાયદો છે તે સદાસર્વદા તોડયાં જ કરવાનો અમારો ઇરાદો નથી; એટલે રોલેટ કાયદા જ્યાં સુધી રદ નથી થયા ત્યાં સુધી જ આ પત્ર ચાલુ રહેશે.

**અમારું ધ્યેય:**

'સત્યાગ્રહી' શું કરશે એ પ્રશ્નના જવાબમાં અમારા ધ્યેયનો ખુલાસો આવી જાય છે. રોલેટ કાયદા રદ કરાવવાના ઉદ્દેશથી જ 'સત્યાગ્રહી'એ જન્મ ધારણ કર્યો છે. એટલે એનું કામ એ હશે કે સત્યાગ્રહના સિદ્ધાંતોને અનુસરીને શી રીતે એ કાયદા રદ કરાવવા. સત્યાગ્રહની પ્રતિજ્ઞા પર સહી કરનારની ફરજ છે કે અમુક કાયદાઓનો સવિનય ભંગ કરીને જેલ વહોરી લેવી. એક રીતે આ પત્રનું પ્રકાશન જ એનો ઉત્તમ માર્ગ બતાવી આપે છે. કારણ આ પત્ર પ્રગટ કરવામાં જ કાયદાનો સવિનય ભંગ રહેલો છે. આજકાલ સાર્વજનિક પ્રવૃત્તિમાં એવી માન્યતા પ્રવર્તે છે કે એ પ્રવૃત્તિ ચલાવનાર પોતે બોલે તે પ્રમાણે કરવાને બંધાયેલો હોતો નથી. આ અસંગતિ એક ભારે દોષ છે. સાર્વજનિક કામ કરવાની એ ખોટી રીત છે. સત્યાગ્રહની રીત અનોખી છે. તેમાં તો આચરણ એ જ ઉપદેશ છે. એટલે આમાં જે કાંઈ કહેવામાં આવશે તે જાતઅનુભવની એરણ ઉપર કસી જોયેલું હશે અને આમાં જે ઇલાજો બતાવવામાં આવશે તે સારી રીતે અજમાવી જોયેલી દવાના જેવા હશે. આમ અમારી સલાહ જાતઅનુભવવાળી હોઈ તે સ્વીકારતાં વાચકો ખચકાશે નહીં.

**ખબરો:**

ગઈ કાલે ઘણા ભારે બનાવો બની ગયા. પણ સત્યાગ્રહીઓના અવિરત પ્રયાસથી મિલમજૂરોએ પોતપોતાની મિલોમાં કામ પર રહીને, — કારણ માલિકો તરફથી તેમને રજા મળી શકી નહોતી, — જે રીતે રાષ્ટ્ર-દિન ઊજવ્યો તેના જેવું ભારે કામ બીજું એકે નહોતું.

આજે જ સત્યાગ્રહીઓને નીચેની સૂચનાઓ લખીને પત્રિકારૂપે છપાવી:

"હવે આપણે કોઈ પણ ક્ષણે પકડાવાની આશા રાખવી જોઈએ. તે માટે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે કોઈ પણ માણસને પકડવામાં આવે તો તેણે કશી મુશ્કેલી ઊભી કર્યા વિના પકડાઈ જવું. કોર્ટમાં હાજર રહેવાનો તેને સમન્સ મળે તો કોર્ટમાં હાજર થવું. તેણે પોતાના કેસમાં કોઈ વકીલોને ન રોકવા જોઈએ, તેમ કશો બચાવ ન કરવો જોઈએ. જો દંડ કરવામાં આવે અને તે ન ભરે તો કેદની સજા હોય તો તેણે કેદ સ્વીકારવી જોઈએ. ફક્ત દંડ જ કરવામાં આવ્યો હોય તો દંડ ભરવો જોઈએ નહીં અને તે બદલ પોતાની કાંઈ મિલકત હોય તો તે વેચાવા દેવી જોઈએ. પોતાના સાથીને પકડવામાં આવે કે કેદની સજા કરવામાં આવે તો બાકીના સત્યાગ્રહીઓએ તે માટે શોકનું કે એવું બીજું પ્રદર્શન કરવું જોઈએ નહીં. ફરી ફરીને એ કહેવાની જરૂર છે કે આપણે કેદને નોતરવા બહાર પડયા છીએ એટલે જ્યારે આપણને કેદ મળે ત્યારે તેની આપણે કશી ફરિયાદ કરવાની ન હોય. એક વાર જેલમાં ગયા એટલે જેલના બધા નિયમોનું આપણે પાલન કરવાનું છે. કારણ જેલમાં સુધારા કરાવવા એ અત્યારની આપણી લડતનો ભાગ નથી. બીજા સામાન્ય કેદીઓ કરતા જોવામાં આવે છે તેવી કોઈ પણ જાતની ચોરી-છૂપીનો સત્યાગ્રહી આશ્રય ન જ લે. સત્યાગ્રહી જે કાંઈ કરે તે ખુલ્લંખુલ્લા જ હોય."

૮-૪-'૧૯ — રાતે દિલ્હી જવા ઊપડયા. તે પહેલાં હિંદુ-મુસલમાન એકતા અને સ્વદેશી વ્રત વિષે બે પત્રિકાઓ લખીને છાપામાં મોકલી આપી.*

૯-૪-'૧૯ — સાંજે દિલ્હીની નજીક પલવેલ નામના સ્ટેશનની પાસે બાપુ પર દિલ્હી અને પંજાબમાં નહીં દાખલ થવાનો અને મુંબઈ પ્રાંતમાં જ રહેવાનો મનાઈહુકમ બજાવવામાં આવ્યો. બાપુએ હુકમનો અનાદર કર્યો એટલે એમને પકડવામાં આવ્યા. મને દિલ્હી જઈ શ્રદ્ધાનંદજીને ખબર આપવા ને લોકોને શાંત રાખવાનું કહ્યું.

* એ પત્રિકાઓ પરિશિષ્ટ ૧માં આપી છે.

પોતાનો સંદેશો પણ મને ઝડપથી લખાવી નાખ્યો. મે વલ્લભભાઈને તારથી ખબર આપ્યા શ્રદ્ધાનંદજીને મળ્યા (પછી દિલ્હીથી મુબઈ જવા નીકળ્યો. મગનલાલભાઈ તથા નરહરિને મુબઈ મળવા બોલાવ્યા

આ રહ્યો બાપુનો સંદેશો :

૬ "મારા દેશબાંધવોને,

"મારે માટે એ ભારે સંતોષની વાત છે અને તમારે માટે પણ હોવી જોઈએ કે હુ જે માગી રહ્યો હતો તે મને મળ્યુ છે. પંજાબ અને દિલ્હી સરકારો તરફથી મને હુકમો મળ્યા છે કે મારે પંજાબ તથા દિલ્હીની હદમાં દાખલ થવુ નહીં. તે ઉપરાંત હિંદ સરકાર તરફથી મને હુકમ મળ્યો છે કે મારે મુબઈ પ્રાંતની હદ છોડવી નહીં. જે અમલદારે મારી ઉપર હુકમો બજાવ્યા તેને જણાવી દેતાં મને કશી જ વાર ન લાગી કે મારી પ્રતિજ્ઞાથી આ હુકમોનો અનાદર કરવાની મારી ફરજ હતી તે પ્રમાણે મેં હુકમનો અનાદર કર્યો છે એટલે થોડી જ વારમા પકડાઈને હુ સ્વતંત્ર મનુષ્ય મટીશ મારા શરીરને તેઓ અટકમા લઈ જશે રોલેટ કાયદા આપણા દેશની બાગોમાંથીને કલંકિત બનાવી રહ્યા છે તેવે વખતે બહાર છૂટા રહેવુ મને ભારે કઠતું હતુ. હવે તમારે સૌએ સત્યાગ્રહ-પ્રતિજ્ઞામાં સ્પષ્ટ જણાવેલી ફરજ પાળવાની છે એનું પાલન કરતાં તમે જોશો કે એ તમારી કામધેનુ છે હુ આશા રાખુ છુ કે મને પકડવાથી તમે કોઈ રીતે ભરાગો નહીં

"હુ જે માગી રહ્યો હતો તે મને મળ્યુ છે, કાં તો રોલેટ કાયદા રદ થાય, કા તો હું જેલમા પુરાઉં આપણે જો સત્યના માર્ગમાંથી રજ પણ ચળીશું અથવા અંગ્રેજ કે હિંદી કોઈની સામે હિંસા આચરીશુ તો આપણે આરંભેલા કામને જરૂર વણસાડીશુ

"હિંદુ મુસલમાન એકતાના મૂળ લોકોમા અત્યારે સજ્જડ પેઠેલા દેખાય છે તે હું આશા રાખુ છુ કે સત્ય ઘટના બનશે મારી ખાતરી છે કે ધાપાજોગ નિવેદનમા મે જે સૂચનાઓ કરી છે તેનો બરાબર અમલ કરવામા આવે તો જ એ સત્ય ઘટના બની શકે આ બાબતમા મુસલમાનો કરતા હિંદુઓની જવાબદારી વિશેષ છે કારણ મુસલમાનો લઘુમતી કોમ છે. હું આશા રાખું છું, આપણા દેશને શોભે એવી રીતે હિંદુઓ પોતાની જવાબદારી અદા કરશે.

"આપણે લેવા ધારેલા સ્વદેશી વ્રત વિષે પણ મેં કેટલીક સૂચનાઓ કરેલી છે તેના ઉપર તમે ગંભીરપણે ધ્યાન આપશો. જેમ જેમ સત્યાગ્રહ વિષે તમારા વિચારો પરિપક્વ થતા જશે તેમ તેમ તમને જણાશે કે હિંદુ-મુસલમાન એકતા અને સ્વદેશી એ સત્યાગ્રહના જ અંગો છે.

"મારી દૃઢ માન્યતા છે કે ઇંગ્લંડથી ટપકી પડેલા સુધારા તે ગમે તેટલા મોકળે મને આપવામાં આવ્યા હોય તોપણ તેનાથી નહીં, પણ આપણા પોતાના કષ્ટસહનથી જ આપણા ધ્યેયે આપણે પહોંચી શકવાના છીએ. અંગ્રેજ લોકો મહાન પ્રજા છે, પણ નબળા લોકો જો તેમના સંસર્ગમાં આવે તો તેને તેઓ દબાવી દે છે. તેઓ પોતે બહુ બહાદુર છે, તેમણે બહુ કષ્ટો પણ વેઠેલાં છે એટલે તેઓ બહાદુરી અને કષ્ટસહનની કદર કરી જાણે છે. આપણે અડગ હિંમત અને અપાર કષ્ટસહનના ગુણો કેળવીશું તો જ તેમના સમાન ભાગીદાર બની શકીશું. જોકે તેમની સંસ્કૃતિ અને આપણી સંસ્કૃતિ વચ્ચે પાયાનો તફાવત છે. આખરી ફેંસલા માટે તેઓ હિંસા અથવા પશુબળના પ્રયોગમાં માને છે. આપણી સંસ્કૃતિ વિષે મારી સમજ એવી છે કે આખરી ફેંસલા માટે આત્મબળ અથવા નૈતિક બળના પ્રયોગની આપણી પાસે આશા રાખવામાં આવે છે. સત્યાગ્રહ એ આ જ વસ્તુ છે. આપણી પ્રાચીન સંસ્કૃતિએ જે માર્ગ આપણને બતાવેલો છે તે માર્ગેથી આપણે ચલિત થયા છીએ તેથી જ ટાળી શકાય એવાં દુઃખોમાં આપણે સબડી રહ્યા છીએ.

"હું આશા રાખું છું કે હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, યહૂદી અને બીજાં તમામ જેમણે હિંદમાં જન્મ ધારણ કર્યો છે અને જેમણે હિંદની ભૂમિને અપનાવી છે તેઓ આ રાષ્ટ્રીય વ્રતોમાં પૂરેપૂરો ભાગ લેશે. હું એ પણ આશા રાખું છું કે તેમાં સ્ત્રીઓ પુરુષો કરતાં જરા પણ ઊતરશે નહીં."

૧૧-૪-'૧૯

આજે બપોરે એક વાગ્યે બાપુને મુંબઈ લાવીને છોડી મૂકવામાં આવ્યા. એમનો ઇરાદો તો કાયદાનો ભંગ કરી તરત દિલ્હી જવાનો હતો પણ મુંબઈ પહોંચતાં તેમને ખબર પડી કે લોકો તોફાને ચઢ્યા હતા. તેમને શાંત પાડવા બાપુ પાયધૂની આગળ જ્યાં મોટું ટોળું જમા થયું હતું ત્યાં પહોંચ્યા. ટોળાને વિખેરવા ઘોડેસવારો ઊભા હતા. તેમની ઉપર ટોળાએ રોડાં ફેંકવા માંડ્યાં. બાપુએ લોકોને શાંત રહેવા વીનવવા માંડ્યા. પણ ટોળાને બાપુનો અવાજ ન પહોંચી શક્યો. છેવટે ભાલાવાળા ઘોડેસવારોએ ટોળા ઉપર હુમલો કરી લોકોને વિખેરી નાખ્યા. બાપુ પોલીસ કમિશનરને મળ્યા. તેણે કહ્યું કે લોકો તમારે કબજે રહેવાના નથી અને અમે સખત ઉપાયો ન લઈએ તો વધારે નુકસાન થાય.

સાંજે ચોપાટી ઉપર સભા ભરવામાં આવી. બાપુએ પોતાનો નીચે પ્રમાણેનો લેખી સંદેશો લોકોને વાંચી સંભળાવ્યો:

"હું અત્યારે આગલી કથામાં ઊતરવા ઇચ્છતો નથી. નવી જ વાત સંભળાવીશ. મને સરકારે છોડી દીધો છે અને હું અત્યારે તમારી સમક્ષ ઊભો છું. બે દિવસ હું પરહેજ રહ્યો. તે મારે સારુ પરહેજી ન હતી પણ સ્વર્ગસમાન હતું. સરકારી અમલદારોએ મારી અત્યંત બરદાસ્ત કરી છે. મને જે જોઈતું હતું તે પૂરું પાડવામાં આવ્યું હતું, અને હું જેટલી સગવડ બહાર બેઠો ભોગવી શકું છું, તેના કરતાં વિશેષ સગવડ મેં મારે સારુ જોઈ. મને પરહેજ કર્યો તેની સામે આટલી બધી જગ્યાએ આટલો બધો ઉછાળો કેમ થયો એ હું જરાયે સમજી શકતો નથી. એ સત્યાગ્રહ નથી, દુરાગ્રહથી પણ ખરાબ વસ્તુ છે.

"સત્યાગ્રહના ટોળામાં જેઓ સામેલ થયા તેમને જાણતું હતું કે તેઓએ ગમે તેવું થાય તોપણ જરા પણ મારામારી નહીં કરવી જોઈએ. પથરાના ઘા નહીં ફેંકવા જોઈએ, કોઈને પણ દુઃખ નહીં દેવું જોઈએ. પણ આપણે તો મુંબઈમાં પથરા ફેંક્યા, ટ્રામને જબરાઈથી બંધ કરવા સારુ રસ્તામાં પથરા મૂક્યા, લાકડાં મૂક્યાં. આ કંઈ સત્યાગ્રહ ન કહેવાય.

"પચાસેક માણસોને પકડવામાં આવ્યા છે, તેઓને છોડી મૂકવાની માગણીઓ કરી. चूपकीयी पकडावु ,ए तो आपणो धर्म छे. मारामारी करनार पकडाय तेने छोडाववाने प्रयत्न करवो ,ए अधर्म छे. એટલે કોઈ પણ રીતે આપણે પકડાયેલાને છોડવવાની માગણી કરી શકતા નથી.

"મને પૂછવામાં આવ્યું છે કે જે વસ્તુ સત્યાગ્રહની લડતમાંથી પરિણામ પામે તેને સારુ સત્યાગ્રહી જવાબદાર ખરા કે નહીં? મેં કહ્યું છે કે તે સારુ સત્યાગ્રહી જવાબદાર છે. તેથી હું સૂચના કરવા ઇચ્છું છું કે જો આ લડતને આપણા તરફથી લેશ પણ મારામારી સિવાય, ખુનામરકી સિવાય નહીં ચલાવી શકાય તો મારે તો લડત બંધ જ કરવી પડશે અથવા તો તેને જુદું અને હજુ પણ વધારે સંકુચિત સ્વરૂપ આપવું પડશે. એટલું જ નહીં પણ મારે આપણી જ સામે સત્યાગ્રહ કરવો પડે એવો પણ વખત આવે.

"સત્યાગ્રહીઓ મરશે તેમાં મને જરાયે એબ નથી લાગવાની. તેઓના મૃત્યુથી હું દુઃખ પામીશ ખરો, પણ એને લડતને અંગે અપાયેલું યોગ્ય બલિદાન માનીશ. પણ જે સત્યાગ્રહી નથી, જે તેમાં જોડાયા નથી, જે તેની સામે થશે, તેને ઈજા થશે તેનું પાપ હરેક સત્યાગ્રહીની ઉપર રહેશે, મારી ઉપર કરોડગણું વધારે રહેશે. એ મારી જવાબદારી સમજીને હું લડતમાં ઊતરેલો છું.

"મેં સાંભળ્યું છે કે અંગ્રેજ ભાઈઓને પણ ઈજા થયેલી છે. કદાચ કોઈ મૃત્યુ પણ પામ્યા હોય. તો એ સત્યાગ્રહને ભારે લાંછન છે. મારે મન

તો અંગ્રેજો પણ આપણા ભાઈ સમાન છે. તેઓની ઉપર કટાક્ષ હોય નહીં. અને માગ જેવા માટે સત્યાગ્રહની ઉપરનુ આવુ અઘોર પાપ અસહ્ય થઈ પડે. જેમ રાજાની સામે તેમ આપણી સામે પણ સત્યાગ્રહ કરતા મને આવડે છે. આપણી સામે હુ આવે અવસરે કયો સત્યાગ્રહ કરી શકું? કયુ પ્રાયશ્ચિત્ત આવા પાપોને સારુ કરી શકુ? એ સત્યાગ્રહ અને પ્રાયશ્ચિત્ત એક જ છે અને તે એ કે મારે અનશન વ્રત લેવુ, અને જરૂર જણાયે આ શરીરનો ભોગ આપી સત્યાગ્રહનો વિજય સિદ્ધ કરવો

"ફરી ફરીને હું તમને બધાને વીનવું છુ કે તમે બધા આજે વીખરાઈ જશો, શાન્તિ જાળવશો અને હવે પછી મુંબઈના લોકો ઉપર જરા પણ કલંક આવે એવું કાર્ય ન કરશો.

"પોલીસની વર્તણુકનો વિચાર આપણે કરવાનો રહેતો નથી. એ વિચાર કરવાનું આ સ્થાન પણ નથી ગોળીના બાર થયા નથી એને સારુ આપણે ગવર્નર ગ્રાહેમ અને પોલીસના આભારી છીએ એટલુ તો મારે કહેવું જ પડશે પણ આ અવસરે યાદ રાખવાની મુખ્ય વસ્તુ તો એ છે કે આપણે પૂરેપૂરી શાન્તિ જાળવતા શીખવુ અને જ્ઞાનપૂર્વક દુ:ખ ભોગવતા શીખવુ તે વિના સત્યાગ્રહ ન જ ચાલી શકે"

[તા. ૧૨થી તા. ૨૦મી એપ્રિલ સુધીની ડાયરી મહાદેવભાઈએ લખેલી નથી. અમદાવાદમાં ફાટી નીકળેલાં તોફાનોના સમાચાર તા. ૧૨મીએ મુંબઈમાં મળ્યા એટલે તે જ રાતે બાપુ અમદાવાદ જવા નીકળ્યા. સવારે અમદાવાદ પહોંચ્યા ત્યારે ત્યા માર્શલ લૉ ચાલુ હતો. સ્ટેશનેથી સીધા કમિશનર મિ. પ્રૅટને મળવા એને બંગલે ગયા. તેમની આગળ બનેલા બનાવો માટે પોતાનું દુ:ખ વ્યક્ત કર્યું અને લોકોને સમજાવવા માટે સભા બોલાવવાની રજા માગી. આશ્રમમાં સભા ભરવાની તેણે રજા આપી. પણ તે ને તે દિવસે શહેરમા બધાને સભાની ખબર નહી આપી શકાય એમ લાગવાથી સભા તા. ૧૪મીએ બપોરે રાખવામાં આવી, જેથી અંધારુ થતાં પહેલાં લોકો પોતપોતાને ઘેર પહોંચી જઈ શકે. લોકોને જવાઆવવામા સોલ્જરો તરફથી કશી રંજાડ ન થાય તે માટે પણ બાપુએ કમિશનરને ખાસ વિનતી કરેલી સભા બહુ સારી થઈ. બેએક હજાર માણસની હાજરી હતી. બાપુનુ લખેલું ભાષણ શ્રી વલ્લભભાઈએ લોકોને વાચી સંભળાવ્યુ. એ ભાષણ તથા ત્યાર પછી લોકોને સત્યાગ્રહનું સ્વરૂપ સમજાવવા માટે તેમણે કાઢેલી પત્રિકાઓ પરિશિષ્ટ-૨માં આપી છે. આ પ્રસગે પોતાના પ્રાયશ્ચિત્ત તરીકે બાપુએ ત્રણ દિવસના ઉપવાસ કરેલા. પછી તોફાનમાં ભળેલા માણસોને ખબર મળી તેમને એ રસ્તેથી વાળવાની પ્રવૃત્તિ તેમણે આરભી. તેને અંગે સી. આઈ. ડી. ખાતા સાથે તેમને કેટલોક સઘર્ષ થયો. ખાતાવાળા કહેતા હતા કે તમારી પાસે જ્યારે હકીકત આવી છે ત્યારે તોફાન કરનારાને નસિયતે પહોંચાડવામાં તમારે મદદ કરવી જોઈએ. બાપુનું કહેવું એમ હતું કે હુ તો સુધારક

છું. મારું કામ ગુનેગાર પાસે પશ્ચાત્તાપ કરાવી તેને સુધારવાનું છે. હું પોલીસને ખબર આપી તેમને સજા કરાવવા જાઉં તો મારાથી સુધારકનું કામ ન થઈ શકે.

થોડા દિવસ આશ્રમમાં રહી બાપુજી મુંબઈ ગયા. ત્યાં ગવર્નરની સાથે તેમની મુલાકાત થઈ. ત્યાંથી પાછા ફરતાં પોતાની સાથે થયેલી વાતચીત મહાદેવભાઈએ નોંધી છે.]

૨૧–૪–'૧૯

આજે અમદાવાદ જવાનું થયું. થોડી વાર આગમચ વલ્લભભાઈનો કાગળ આવેલો હતો. અમદાવાદમાં શાહીબાગના બધા બંગલા ખાલી કરાવી લશ્કર પૂર્યું છે, ગુજરાત ક્લબમાં લશ્કર પૂર્યું છે, લાહોર તરફથી ઍરોપ્લેન મંગાવ્યાં છે, એમના પોતાના બંગલાની આસપાસ લશ્કર ગોઠવ્યું છે. વળી ખબર પડી કે ગુજરાતને કોર્ટ માર્શલ ઑર્ડિનન્સ નં. ૪ લાગુ પાડ્યો છે. મને કાંઈક ખિજવાટ, કાંઈક ઉકળાટ, કાંઈક ગભરાટ થયો. મને લાગ્યું કે હવે કાંઈ નવાજૂની બનનાર છે. બાપુ કોલાબાથી બેઠા, હું ગ્રાંટરોડથી બેઠો. એક બે મિત્રોને મેં અણસારો કર્યો હતો. એટલે તેમાંના એક મારી સાથે ગાડીમાં ચઢી બેઠા હતા, બીજા ગાંધીજીની પોતાની સાથે આવવા ઈંતેજારી બતાવતા હતા. એટલે ગાંધીજીએ કહ્યું: "પ્રસંગને માટે તૈયાર રહેજો." મેં કહ્યું: "પ્રસંગ આજે જ નથી આવ્યો શું?" ગાંધીજી કહે: "હા, કહેવાય નહીં." મને જરાક ગભરાયેલો જોઈને પૂછવા લાગ્યા, "તમે બધા આજે ગભરાટમાં છો?" મેં કહ્યું: "હા, ગભરાવાનું કારણ આપને નથી લાગતું?" પોતે કહે: "જરાયે નહીં – છાંટાભાર નહીં." મેં કહ્યું, "આપ ગભરાયા છો, અથવા આપને ગભરાવાનું કારણ છે એમ હું નથી કહેવા માગતો. એવું તે કોઈ કહી શકે ખરો? હું તો પૂછું છું, અમારો ગભરાટ આપને સકારણ નથી લાગતો?" પોતે કહ્યું, "હા, હા, એ તો હું સમજ્યો. તમારો ગભરાટ હું કહું છું કે કારણ વિનાનો છે." મેં કહ્યું: "એમ કેમ આપને લાગે છે? વલ્લભભાઈએ વર્ણવેલી તૈયારી શું સૂચવે છે? આપને એમ નથી લાગતું કે આપને થોડા દહાડા સરકારે છોડ્યા તે પોતાનાં બળ સંગઠિત કરવાને છોડ્યા, જરા દમ ખાવાનો વખત લઈ લેવાને માટે છોડ્યા? આ બધી તૈયારી મને તો આપને પકડવાની લાગે છે." જરા હસીને બોલ્યા: "અરે શી વાત કરો છો! મને શું પકડવાના હતા? એના ભાર નથી. એની મગદૂર નથી મગદૂર. બીજાને પકડશે એ વાત સાચી છે. બીજા ઘણાઓને કદાચ પકડશે, પણ મને નહીં પકડી શકે. મને એ લોકો અલગ પાડી નાખવા માગે છે ખરા." મેં કહ્યું: "બાપુ, તમે ભલે એમ કહો, પણ એ કરવાની પણ એમની હિંમત ચાલશે એમ મને લાગે છે.

તમને કાને જ નહી પકડે ? હું ખાનરીથી કહુ છુ કે પહેલાં પકડયા તે વખતે મારી આખમાંથી એક આસુ નીકળ્યુ હતું, આ વખતે તેયે નહીં જ પડે, પણ હુ તો માત્ર પૂછી લઉ છુ અને બાપુ, તમારા પર ગોળીમાર નહી કરે ? એનુ આવી બનેનુ હોય તો ગોળીમાર પણ કરે" બાપુ• "અરે, શી વાત કરો છો, એની હિમત કેમ ચાલે ? એ તો મોટી કરુણ ઘટના થઈ જાય" મે કહ્યુ "પ્રેગ અને સર વિલિયમ વિન્સેન્ટ, એવા ગખ્સો સરકારને મળ્યા છે કે સરકારને લાજ લગાડનામા એને લાજ નથી આવવાની, એ તો બધા પર ગોળીમાર કરાવે " બાપુ બોલ્યા "તમારી વાત સાચી છે, એને લાજ નથી, પણ આ વાત નહી બને, એમની પરપરાથી એ વિરુદ્ધ છે" મે કહ્યુ• "પરપરાની વિરુદ્ધ તો અત્યાચારો આજે નથી થઈ રહ્યા ? દક્ષિણ આફ્રિકાની સરકારના કરતા પણ વધારે અધમતા આ સરકાર બતાવી રહી છે " બાપુ બોલ્યા "હા, પણ તમે કહો છો તેટલે દરજ્જે નહી જાય પજાબમા જે કરી રહ્યા છે તે થાય, પણ મારા પર ગોળીમાર ન કરી શકે જુઓની સાવરકર જેવા પર પણ ગોળીમાર નથી કર્યો ! અજીતસિહ જેવા પર પણ નથી કર્યો તો પછી મારા પર તો શુ કરે ?" મે કહ્યુ "બાપુ, રેજીનાલ્ડ ક્રેડોકે આજે આપને માટે લખ્યુ તે આપને ખબર છે ?" બાપુ "ના, શુ કહ્યુ છે ?" મે કહ્યુ "a misguided saint is more dangerous than A hundred agitators (ગેરરસ્તે દોરવાયેલો સત સો ચળવળિયા કરતા વધારે ભયકર છે) આવા એના વાકયો છે, અને આપને એવા દુશ્મન માનતા હોય તો તો આપને ગમે તેમ કરે એમા નવાઈ નથી " બાપુ કહે "એ કહે છે તેમા શુ ખોટુ છે ? ગેરરસ્તે દોરવાયેલો સત વધારે જોખમકારક નથી શુ ? હુ ગેરરસ્તે દોરવાયેલો નથી તે વાત જુદી છે મારી ગોળીમાર કરે તો ભારે મજા આવે પણ નહી કરે અને મારા પર તો નહી જ હા, પછી કદાચ પરમ દિવસે ગવર્નર સાથે મારી મુલાકાત થઈ ત્યાર પછી શુ થાય એ કહેવાય નહી !" મે કહ્યુ "બસ હુ પણ એ વાતની ગણતરી કર્યા કરુ છુ આપે ગવર્નરને સાણસામા મણા નથી રાખી અને સીધો પડકાર આપી આવ્યા છો કે થાય તે કરી લે, પછી શુ પૂછવુ ?" બાપુ "હા મ રાથી રહેવાય જ કેમ ? મે તો બરોબર એને જણાવી દીધુ" મે કહ્યુ "એ તો હવે આપ જે બોલ્યા હશો તેના શબ્દે શબ્દ વિકૃત કરીને શીમલા પહોંચ્યા હશે આપને કાઈ પણ કરતા બાપુ, તેઓ પાછા હઠવાના નથી દક્ષિણ આફ્રિકામા તો તમે હજારો હતા, અહી આપણે ખોબા જેટલા છીએ, એટલે એમના મનમા થઈ જાય કે બધાને દબાવી દઈએ " બાપુએ કહ્યુ, "દક્ષિણ આફ્રિકામા ખરા સત્યાગ્રહી તો

આંગળીએ ગણાય એટલા હતા, અહીંયાં ખરા સત્યાગ્રહીઓ ઘણા વધારે છે. ગમે તેમ હોય, દેશનો સિતારો બહુ ચઢેલો છે એમ હું જોઈ રહ્યો છું. દેશ એવી ટોચે પહોંચશે કે વાત ન પૂછો. મારા પર ગોળીબાર કરે તો બળવો જ ઊઠે, ક્રાન્તિ થાય, અને તેમ થતાં જે ખુનામરકી થાય તેને, માટે હું છાંટાભાર જવાબદાર નહીં ગણાઉં." મેં કહ્યું: "બાપુ, આ પૂછવું જરા વિચિત્ર લાગશે. પણ પૂછી જ લઉં, કે આપને જો ફાંસી દે અને તેમ થતાં આપની ઉપર આશક થયેલા અનુયાયીઓનો પિત્તો ઊછળે અને તેઓ લોહી ઉડાવે તો આપના આત્માને દુઃખ પહોંચાડ્યું ગણાય ને?" બાપુ કહે: "બેશક, ભારે દુઃખ થાય. સત્યાગ્રહનો એક આંકડો એ લોકો નથી સમજ્યા એમ જ કહેવાય, અને સત્યાગ્રહ અપવિત્ર બને — એને પારાવાર નુકસાન પહોંચે. માત્ર તમે એટલું કરી શકો કે એવાં ભારે સત્યાગ્રહી પગલાં લેતા રહો કે તમને પણ શૂળીએ ચડાવે." મેં કહ્યું: "બાપુ, સાચું છે. બરોબર પળાશે."

આ પછી પોતે સૂવાનો હુકમ કર્યો. પણ મારું મન ચકડોળે ચડ્યું હતું એટલે હું કેમ ચૂપ રહું? મેં કહ્યું: "એક વાત, જો રજા હોય તો." હસતાં હસતાં કહે: "સારું પૂછો." મેં ચલાવ્યું: "બાપુ, એક વાર તમે કહેતા હતા કે માણસને તેની કૃતિથી જુદો પાડીને નહીં વિચારી શકાય. 'આપને જેઓ પૂજે છે તેઓએ આપનાં કાર્યોને લીધે જ આપને પૂજવા જોઈએ. આપ અમને વારંવાર કહેતા કે મને પૂજવો હોય તો મારાં કાર્યને પૂજો, મારાં કાર્યોને આચરો. ત્યારે હવે આજ સવારના આપના એક વાક્યથી મને આ બાબત યાદ આવે છે, અને તે વાક્ય વિચારવાનું મન થઈ જાય છે. આપે સવારે કહ્યું કે 'આપણને માણસ તરફ તિરસ્કાર કેમ હોય? તેનાં કાર્યો તરફ તિરસ્કાર હોઈ શકે.' જો આપનો પ્રથમનો ઉપદેશ સાચો હોય તો આ બીજામાં જરા ત્રુટી આવતી લાગે છે. આપણે માણસને તેનાં કાર્યોથી અલગ રાખીને જેમ પૂજી શકતા નથી, તેમ એક માણસને તેનાં કાર્યોથી અલગ રાખીને તેનાં કાર્યોને નિંદી શકતા નથી."

બાપુ બોલ્યા: "તમે કેમ ભૂલો છો? કાર્ય ઉપર તિરસ્કાર થાય તે આપણને ચડાવનાર છે, માણસ ઉપર તિરસ્કાર થાય તે આપણને પાડનાર છે, અને તે માણસને કશો લાભ આપનાર નથી. માણસને તેના ગુણો માટે પૂજવામાં આવે તો આપણે ચડીએ છીએ." મેં કહ્યું: "હું નૈતિક દૃષ્ટિએ તમારી વાત સ્વીકારું છું, પણ મને એ માનસશાસ્ત્રની દૃષ્ટિએ અશક્ય જેવી લાગે છે." બાપુ: "તમને શા માટે અશક્ય લાગે એ હું સમજતો જ નથી. તમે તો એમ પદ (ત્રિરાશીનું) મૂકી દીધું કે માણસના ગુણ માટે.

તેને પૂજીએ તો તેના દોષ માટે તેને નિંદીએ. પણ આ વાત ઠીક નથી. માણસ હંમેશાં ગુણોને અથવા કાર્યોને નથી પૂજી શકતો. દાખલા તરીકે શાસ્ત્રિયાર અને નટેશનને મારાં ઘણાં કામો રેઢિયાળ લાગે છે, પણ મને તો તેઓ ખૂબ પૂજે છે. ત્યારે એઓને માટે જેમ મને પૂજવા સારુ મારાં કાર્યોને પૂજવાં કઠણ થઈ પડે છે તેમ માણસનાં નઠારાં કામ માટે તે માણસની નિંદામાંથી દૂર રહેવું એ સામાન્ય માણસ માટે કઠણ છે. એટલે તમને એ માનસશાસ્ત્રની દૃષ્ટિએ અશક્ય લાગે. પણ મને જરાયે નથી લાગતું. જુઓને, પેલે દિવસે ગવર્નરને હું મળ્યો, તેણે અતિશય ખરાબ ઉદ્‌ગારો કાઢ્યા, પણ મને શું તેના તરફ જરાયે રોષ થયો હતો કે? તલભાર નહીં. હું તો મને જો પ્રસંગ મળે તો એ માણસની ખૂબ ચાકરી કરી લઉં. એના તરફ શા કારણથી મને તિરસ્કાર ઊપજે? જગતમાં એકે માણસ 'હું દુષ્ટ છું' એમ સમજીને દુષ્કાર્ય કરતો નથી. માણસ સ્વભાવ પ્રમાણે વર્તે છે. ત્યાં તેનો શો દોષ કાઢવાનો હોય? અંગ્રેજ તરફ મને જરાય તિરસ્કાર નથી થતો તેનું શું કારણ? હું જોઈ શકું છું કે રાજ્ય કરતી પ્રજા એ રીતે જ વર્તે. એની સેવા કરી એને સુધારવાની મારી તો ફરજ રહી. આ મિસિસ બેસંટ, હાલ એ જેટલું ઝેર વર્ષાવી રહી છે તેટલું કોઈએ વર્ષાવ્યું છે? પણ શું મને એના તરફ જરાય તિરસ્કાર છે કે? એણે આટલાં વરસ દેશની સેવા કરી અને બુઝુર્ગ થયે એની મતિ ફરી તેમાં એને નિંદવી કે એને દયાપાત્ર ગણવી? ને નિંદવી એ તો પડતાંને પાટુ માર્યા બરાબર છે. મેં તો કાલે કોંગ્રેસ કમિટીની મીટિંગમાં ખસૂસ કરીને એની પાસે જ ખુરશી લીધી હતી, અને કોઈ પણ માણસ એનું અપમાન ન કરે એની બરોબર સાવચેતી રાખી રહ્યો હતો. કોઈ અપમાન કરત તો હું તરત તેને ધમકાવી નાખત.

"માણસની તિરસ્કાર વૃત્તિ એ તેની નબળાઈ સૂચવનારી વસ્તુ છે. 'તિરસ્કાર નબળા માણસને જ ઊપજી શકે. પ્રેમ કહો અથવા દયા કહો એ જબરા માણસની નિશાની છે. તિરસ્કાર વૃત્તિ એ ધર્મવૃત્તિનો લોપ સૂચવે છે. માણસની દયા ઉદારતામાં રહેલી છે, ઉદારતા જ દયામાં રહેલી છે અને એ ઉદારચરિતો ખરા મર્દ છે." હું દબાઈ ગયો, નિરુત્તર થયો. બે શબ્દ બોલ્યો: "હું બરાબર સમજી ગયો છું. મેં માનસશાસ્ત્રની દૃષ્ટિએ અશક્ય કહ્યું એ એક રીતે હવે સાચું લાગે છે — એ જ રીતે કે મારી માનસિક દશામાં એ વસ્તુ — એટલે કાર્યોને નિંદો, કાર્યના કરનારને ન નિંદો, એ વૃત્તિ — અશક્ય છે. એટલી મારી ધર્મવૃત્તિ શિથિલ, એમાં નવાઈ નથી. આજે આખો દિવસ હું એ શિથિલતાને વશ થયો હતો. બેસંટને, પટેલને, ગવર્નરને

મે ધિક્કાર્યા કીધા છે, એ મારા મગજની નબળાઈ સૂચવે છે હવે એ ભાવ નથી રહ્યો એમ પણ કહી દઉં છુ " બાપુ બોલ્યા "હા એ સમજાય એવી વસ્તુ છે મને તો જરાય તિરસ્કાર નથી થતો એમ હુ બરોબર કહુ છુ પણ એમ બોલતા હુ મારામા ભારે ઉદારતા હોવાનો આરોપ વહોરી લઉં છુ પણ કાઈ વાધો નહી જે વસ્તુ મારામા છે તે કહેતા મને સકોચ શો? મને પચાસ વરસ થયા છે તે હુ કોઈને ઓગણપચાસ કહુ ખરો? માણ શરીર વધતુ હોય કે ઘટતુ હોય, જેમ હોય તેમ મારે કહેવુ જોઈએ આ વાત પણ એવી જ છે હુ ઉદારતામા દરરોજ આગળ વધી રહ્યો છુ એ વૃત્તિ હુ નાકબૂલ કેમ કરી શકુ? એમ કરુ તો એ મિથ્યા વિનય કહેવાય હુ કહુ છુ કે મારામા એ વસ્તુ હાલ બરોબર પ્રગટી રહી છે, અને ખરેખર, મને કોઈને માટે તિરસ્કાર નથી છૂટતો મારો ભાઈ દારૂડિયો, ચોરી કરનાર, બીડી પીનાર હતો તેને શુ હુ ધિક્કારતો? નહી, કદી નહી મે એમને કહેલુ કે ભાઈ, હુ તમારી સાથે સબધ નથી રાખવાનો — જ્યા સુધી તમે તમારી એબો છોડો નહી ત્યા સુધી પણ એ બધુ પ્રેમથી જ કહેવુ ' મે કહ્યુ "બાપુ, આ દાખલામા તો એઓ આપના ભાઈ હતા માટે આપ પ્રેમથી વર્તી શકેલા એટલો ઉત્તર આપી શકાય " તરત જ ઉત્તર મળ્યો · "બરોબર છે તેથી જ મે સત્યાગ્રહ પત્રિકા નં૦ ૩મા કહ્યુ છે કે કુટુબમા પ્રેમથી વર્તનાર માણસ પશુની કોટિમાથી નીકળી એક પગથિયુ ચડેલો છે એ પ્રેમનો પોતાના ગામના માણસો વિષે અનુભવ કરનાર તેથી પણ જરા આગળ વધેલો છે, ન્યાતના તમામ માણસો વિષે અનુભવ કરનાર તેથી પણ જરા આગળ વધેલો છે, એમ આખા જગતમા પોતાનો ગમે તેવો વિરોધી હોય તેની સાથે તિરસ્કાર, દ્વેષ, ન કરતા પ્રેમથી વર્તનાર — સત્યાગ્રહથી વર્તનાર — કોઈક જ છે, અને તે વસુધૈવ કુટુંબકમ્ માનનાર ઉદારચરિત પુરુષ છે અને એ ઉદારતાની શી ભારે ખૂબી છે! માણસ ગજા જેવો વર્તી શકે છે, પછી ગમે તેના પ્રહારો આવ્યા કરતા હોય ને! ગુલિવરમા* પેલા બ્રોબડિંગનેગિયનોની હથેળીઓમા લિલિપુટિયનો બેસતા,

---

* ગુલિવરની સફરો લે૦ સ્વિફ્ટ આ પુસ્તકમા ગુલિવર નામના માણસે આ પૃથ્વી ઉપરના દૂર દૂરના વિચિત્ર દેશોમા કરેલી સફરોનુ વર્ણન આવે છે લિલિપુટના લોકો વેતિયા છે બ્રોબડિંગનેગના લોકો માણસના કરતા દસબાર ગણા ઊંચા અને લાબા પહોળા રાક્ષસી કદના છે બીજા પણ વિચિત્ર લોકોના દેશમા ગુલિવર સફર કરી આવે છે ગુલિવરની હથેળીમા લિલિપુટિયનો બેસતા અને બ્રોબડિંગનેગિયનોની હથેળીમા ગુલિવર બેસતો એમ જોઈએ, આ પુસ્તક કટાક્ષસાહિત્યમા ઉત્કૃષ્ટ ગણાય છે યુરોપની સામાજિક અને રાજદ્વારી સંસ્થાઓ મુત્સદ્દીઓના કાવાદાવા રાજ્યવિસ્તારની

તેને ચૂંટીઓ ભરતા, મારતા, લોહી કાઢતા, — પણ બૉબડિંગનેગિયનોને કંઈ થતું કે? તેમને તો એ ગલીપચી લાગતી. એ જ રીતે આપણે વર્તવાનું છે.' મને ખરેખર, દક્ષિણ આફ્રિકામાં મીર આલમે ઘા કરેલા તે જરાય લાગ્યા નહોતા, તે આ જ વૃત્તિને લીધે. અંગ્રેજ સરકારનો એકે ઘા હું નથી ગણકારતો તે પણ આ જ વૃત્તિને લીધે. અને તેથી જ મને તેના તરફ તિરસ્કાર નથી થતો."

મારું અંતર તો આ ઉદારચરિત આત્મા તરફ પૂજાથી ઊભરાઈ રહ્યું હતું પણ બહાર પણ તે પ્રગટ કર્યા વિના રહેવાયું નહીં. મને પ્રેમાશ્રુ આવ્યાં. હું નમીને બોલ્યો: "મને ક્ષમા કરજો. મારો તિરસ્કાર પણ ગયો એટલી ખાતરી આપું?"

હૉર્નિમેનને દેશપાર. એ વિષે લોકને સંદેશો. ઘણાં માણસો આ બાબતમાં બાપુના ઉદ્ગારો સાંભળવા રેવાશંકરભાઈના

૨૬–૪–'૧૯ મકાનમાં ઉત્સુક થઈને બેઠાં હતાં. બાપુએ લોકોને સંબોધીને પત્રિકા લખાવી. પછી પણ રોજ કેટલાક દિવસ સુધી, લોકોને પત્રિકાઓ દ્વારા સરસ લોકશિક્ષણ આપ્યું. [એ બધી પત્રિકાઓ પરિશિષ્ટ ૩માં આપી છે.]

[આની સાથે છૂટા કાગળમાં મહાદેવભાઈની એક નીચે પ્રમાણેની નોંધ છે. તેના ઉપર તારીખ નથી પણ આ દિવસો દરમ્યાનની એ લાગે છે. બાપુજીને મુંબઈના પોલીસ કમિશનર સાથે થયેલી વાતચીતનો સાર તેમાં છે.]

શરૂઆતમાં કમિશનર ડહાપણ કરીને કહેવા લાગ્યો કે ગવર્નરે મને પૂછેલું કે હૉર્નિમેનને પકડીએ તો કાંઈ અશાંતિ થાય કે? મેં જવાબ આપેલો કે: "ગાંધી ધાર્મિક માણસ છે એટલે દેશના બધા હિંદુઓ એને માટે ઊલટે, હૉર્નિમેનને માટે તેમ થવાનો સંભવ નથી." બાપુએ એને જવાબ આપ્યો: "એ તો સત્યાગ્રહ ન હોત તો તમે બધા ખાડ ખાત, અને સત્યાગ્રહના વખત વિના કોઈ બીજે વખતે એને પકડ્યો હોત તોપણ તમે જોઈ લેત. મુંબઈમાં ખુનામરકી થાત, દેશમાં ગંજાવર સભાઓ થાત, અને તમને વર્ષદહાડા સુધી જંપવા દેત નહીં. પણ એ બધું દાબમાં રહ્યું છે તે સત્યાગ્રહને લીધે. હા, ભડકો હિંદુસ્તાનમાં સળગાવનાર સત્યાગ્રહ છે એ વાત પણ સાચી. અને એ ભડકો આજે નહીં તો કાલે સત્યાગ્રહ વિનાયે સળગ્યા વિના રહેવાનો હતો!"

---

લાલસા, યુદ્ધો, વગેરે ઉપર સખત કટાક્ષ છે. પુસ્તકની ખૂબી એ છે કે તેના કેટલાક ભાગો બાદ કરતા, તેનાં રમૂજ વર્ણનો બાળકો તેમ જ પ્રૌઢો બંનેને ગમે તેવાં છે.

કમિશનરે પૂછ્યું : "હૉર્નિમૅન વગેરેએ અમદાવાદ આશ્રમમાં આવીને સત્યાગ્રહની સૂચના તમને કરી ત્યારે તમે ઉપાડી લીધી કેમ નહીં ? તે વખતે તમારી આશ્રમની મીટિંગમાં શું શું બન્યું તે કહેશો ?" બાપુએ અથથી તે ઇતિ સુધી બધી હકીકત કહી સંભળાવી. કહ્યું કે "સત્યાગ્રહની સૂચના તો મેં પોતે જ મુંબઈમાં મારી માંદગીની પથારીમાં પડ્યાં પડ્યાં કીધેલી. એમણે ઉપાડી લીધી. એઓને મેં કહ્યું કે હું અપંગ માણસ પડ્યો, તમારામાં તાકાત હોય તો તૈયાર થાઓ અને એઓ તૈયાર થયા. એ તૈયાર થવામાં હૉર્નિમૅન, વલ્લભભાઈ, મોહનલાલ પંડ્યા વગેરે બધા આગળ પડ્યા હતા. પણ એ તો એઓનો મારામાં વિશ્વાસ તેથી."

કમિશનર : "તમારી સાથે કામ કરનારાઓ કેવા માલ વગરના છે તે ખબર છે તમને ?" બાપુ કહે : "હા, ખબર છે."

પછી હૉર્નિમૅન, શંકરલાલ, વલ્લભભાઈ, મોહનલાલ પંડ્યા અને બીજાઓની વાત ચાલી. શંકરલાલ સિવાય બધાની ઉપર એ ખફા હતો. શંકરલાલ વિષે જાણી જોઈને ન બોલતો હોય એમ પણ લાગ્યું. એણે કહ્યું : "હૉર્નિમૅન જેવો ચારિત્ર્યશૂન્ય માણસ તમને ક્યાંથી હાથ લાગ્યો ?" બાપુએ એને બોલતો અટકાવ્યો અને કહ્યું : "હું એને વિષે કંઈ સાંભળવા માગતો નથી. ખાનગી ચારિત્ર્ય એનું ગમે તેવું હોય, એણે ભારે સેવા બજાવી છે." પેલો જરા હળવો પડ્યો, કહેવા લાગ્યો : "હું તો ભવિષ્યમાં એ છૂટો થઈને આવે અને એની સાથે તમારે કામ લેવું પડે એ મને ઠીક નથી લાગતું માટે કહું છું." બાપુ કહે : "તમારી ઉદારતા માટે ઉપકાર માનું છું, પણ મારે એ બાજારી બદગોઈનું કશું કામ નથી." તોયે પેલો બંધ ને રહે, એટલે બાપુએ કહ્યું કે "સારુ ચલાવો." એટલે એણે હૉર્નિમૅનનું જેટલું કાળું કઢાય તેટલું કાઢ્યું. ઉમરનું પણ કાઢ્યું. ઉમર તો હૉર્નિમૅન કરતાં પણ દુષ્ટ છે એમ બતાવ્યું. જમનાદાસ ચોખ્ખો માણસ છે, પણ એ તો વિચાર વિનાનો છે ૪૦ ૬૦. વલ્લભભાઈનો અમદાવાદની ગરબડમાં કાંઈ ભાગ નહીં કે ? મોહનલાલ પંડ્યાનો નહીં કે ? એમ પૂછ્યું. બાપુએ કહ્યું : "છાંટાભાર નહીં. એઓએ જે શાંતિભર્યું કામ કર્યું છે તેની તમને ખબર નથી. મોહનલાલ પંડ્યા પણ વલ્લભભાઈ સાથે મારા હાથ નીચે જ ખેડામાં કામ કરનાર હતા અને સત્યાગ્રહનું રહસ્ય સમજનારા એઓના જેવા કોઈ નથી." ઉમરની વાત પાછી નીકળી; ઉમરને માટે તો કેટલાક કાળનું ઝેર હશે એમ લાગ્યું. બાપુએ કહ્યું કે "મારી પાસે ઉમર વિષે સાંભળવું છે ?" પેલો કહે : "હા." બાપુએ કહ્યું : "કરોડાધિપતિનો જુવાન છોકરો – કદાચ જરા સ્વચ્છંદી હોય. પણ એના જેવો સુંદર માણસ મુંબઈમાં શોધ્યો જડે એમ નથી. એને માટે તમારા હૃદયમાંથી

કોઈ પણ કાંટો હોય તે કાઢી નાખજો તમારે તમારા હૈયામાં એને માટે ખૂણો કાઢવો જોઈએ" પેલો કહે "ખૂણો તો તમે ઉત્પન્ન કરી આપો ત્યારે"

એટલે બાપુ પોતાના સિદ્ધાંતની વાત કરવા લાગ્યા. કહ્યું "મારી આગળ આવી વાત કરવી મિથ્યા છે હું તો સુધારક રહ્યો ને ત્રાસવાદીઓને પણ ભેગા કરનારો માણસ રહ્યો હું તો તે બધાને સુધારી લઈશ, મે ઘણાને સુધાર્યા છે" પેલો કહે. "ત્યારે તમારે તો પોલીસ મોલીસની જરૂર નહીં" બાપુ કહે "શું કરું? તાર રેલવેને જેમ આવશ્યક અનિષ્ટ તરીકે નિભાવી લઉં છું તેમ પોલીસને પણ આવશ્યક અનિષ્ટ ગણું છું તમારા આદર્શોમા અને મારા આદર્શોમા આસમાન જમીનનો ફરક છે આપણો કયાં મેળ ખાય? તમે તો પશુબળને પૂજનારા છો, યુદ્ધને પરમેશ્વર માનનારાઓ હું જો લીગ ઑફ નેશન્સમા હોઉં તો તમારી મશીનગન, એરોપ્લેન, સબમરીન બધું નાશ કરાવું, અને એવો ઠરાવ કરાવું કે જેને લડવું હોય તે લાઠીઓથી લડે'

કમિશનર "તમને તમારા માણસોએ છેતર્યા હોય એમ તમને નથી લાગતું?" બાપુ કહે "ના મારી જિંદગીમા મને છેતરનાર માણસ મારો એક બાળસ્નેહી હતો બાકી તો જે છેતરવા ગયા છે તે પછડાયા છે અને મારી માફી માગી છે એને છેતરતા હોય તોયે શું? વલ્લભભાઈ ભલેને મને છેતરતા હોય છેતરશે તો નુકસાન તેમને છે કમિશનર "ખેડાવાળાઓનો અમદાવાદમા ખૂબ ભાગ નહીં કે? શર્મા ૨૦૦ માણસ લઈને અમદાવાદ નહીં ગયેલો કે?" બાપુ કહે 'બિન ન ભાગ નહીં, શર્માની મને જરાયે ખબર નથી પણ એ બસો માણસો લઈને ગયેલો એ વાત જૂઠી છે"

સી આઈ ડી ના સુપરિન્ટેન્ડન્ટ મિ કરી સાથે જ બેઠેલા હતા તેમણે પૂછ્યું "રોલેટ ઍક્ટ વિષે તમારા વિચારો જાણવા માગું છું" બાપુ કહે "કાળો રોલેટ ઍક્ટ, સમજતું "પુસ્તક કાઢ્યું તેના ઉદ્દેશની ઉપર જ બાપુએ તો ભાષણ આપ્યું "તમારામાના ઘણા વિધિનિષેધ વિનાના હોય છે, અક્કલ વિનાના હોય છે તેઓ જ નક્કી કરનાર કે કયા ગુના થાય છે અને કયા નહીં? અને જ્યા વિધિનિષેધ વિનાના અને અક્કલ વિનાના બને ભેગા થયેલા હોય ત્યાં શો ન્યાય મળે? તમે શો ઍક્ટ આપ્યો છે કે જેથી જનતા પણ વગ ની છોડો તમારી ઉપર શી રીતે વિશ્વાસ રાખી શકાય?' આ બધું સાંભળીને પેલા ચોંક્યા અને કહ્યું કે "હવે તો વધારે વિચાર કરીને અમે તમારી સાથે રોલેટ કાયદાના સબંધમા તકરાર કરશું, પણ તમને સમજાવી શકશું કે રોલેટ કાયદાના સબંધમા સત્યાગ્રહ કરીને તમે ભારે ભૂલ

આપી છે." બાપુ કહે: "હું સમજવાને તૈયાર છું." પેલો કહે કે "હા, તમે ભૂલ કબૂલ કરનારા તો છો એ અમે સમજીએ છીએ."

આવી રીતે ગપ્પાં મારી હસતા હસતા છૂટા પડ્યા. બાપુને આનું તાત્પર્ય એટલું લાગે છે કે ઉપરની વાતમાં આવેલા બધાઓને પકડશે અને એમને પોતાને એક નિરુપદ્રવી પાગલ તરીકે હાલ રહેવા દેશે. પછી એ નિરુપદ્રવી પાગલ પણ ઉપદ્રવકર્તા થઈ પડે તો તેને પૂરશે. જોઈએ છીએ એ લોકોની મુરાદ કેટલી બર આવે છે.

'ક્રૉનિકલ' ઉપરના 'સેન્સરશિપ' (જાપતો)ના હુકમો લઈ લેવામાં આવે તો બાપુએ તંત્રી થવાનું કબૂલ્યું છે. પંડિતજી આ બાબત ગવર્નરની સાથે મસલત કરવા ગયા છે. પણ એક મુશ્કેલી છે. 'ક્રૉનિકલ'ની જામીનગીરી જપ્ત કરી છે અને બાપુ કાંઈ જામીનગીરી આપીને પત્ર નહીં ચલાવે. એટલે સંભવ છે કે 'યંગ ઇંડિયા'ને* દૈનિક બનાવીને બાપુ તેને ચલાવવા માંડે.

ચંદ્રશંકર પંડ્યાનો આગ્રાથી તા. ૧૮–૪–'૧૯નો પત્ર: "'ગાંધીજીને ચરણે' એ નાનકડું ગીત આ સાથે મોકલું છું. એ કાળો કાયદો ન હોય, એવી બિચારાની આમે તો સત્યાગ્રહ ન કરોને?"

[સત્યાગ્રહી ગીત]

ચરણે ગાંધીજીને શિર ઝુકવીએ,<br>
શિર ઝુકવીએ,—દિલ ઝુકવીએ. ચરણે૦<br>
સરકારે કાળા કાયદા કીધા,<br>
લોક પુકારો લક્ષ ન લીધા,<br>
પીડા પ્રજાની હવે ક્યાં જઈ કહીએ? ચરણે૦<br>
બ્રિટિશ લોકમાં શ્રદ્ધા જ રાખી,<br>
હિંદ બિચારું થઈ ગયું ખાખી,<br>
મૂગા મારો તે હવે ક્યા સુધી સહીએ? ચરણે૦<br>
મિતવાદી થાક્યા, ઉદ્દામો થાક્યા,<br>
કોના ઉપાયો કામ ન લાગ્યા,<br>
સત્યાગ્રહનું હવે વ્રત આદરીએ. ચરણે૦

* આ 'યંગ ઇંડિયા' મુંબઈમાં નીકળતું સાપ્તાહિક હતું. એક સિન્ડીકેટ તે ચલાવતી. તેના મુખ્ય કર્તાહર્તા શ્રી શંકરલાલ બૅંકર અને ઉમર સોબાની હતા. હૉર્નિમૅનના પકડાયા પછી તેમણે આ પત્ર બાપુને સોંપ્યુ અને 'ક્રૉનિકલ'ની ખોટ કાંઈક પૂરી કરવા સારુ અઠવાડિયામાં બે વખત કાઢવાનું નક્કી કરવામાં આવ્યું. મેથી ઑક્ટોબર સુધી એ પત્ર મુંબઈમાં ચાલ્યું. સાતમી ઑક્ટોબરથી તેને સાપ્તાહિક બનાવીને અમદાવાદમાં નવજીવન મુદ્રણાલયમાં છાપવાનું શરૂ કર્યું.

આપી રહી ચારે બાજુ નિરાશા,
અનાથ હિંદની એક જ આશા,
ગાંધી મહાત્માનું શરણ જ લઈએ. -ચરણે૦

એને ઉત્તર :

"તમારો કાગળ વાંચીને તો હું બહુ રાજી થયો. કારણ કે તમારી તબિયત કેવી છે તે જાણવા હું ઇંતેજાર હતો. એટલું બધું તમને શું દર્દ છે જે હજી સુધી તમે સાજા થતા નથી? આગ્રામાં કયુની બાથ આપનાર એક સંસ્થા છે. પંડિત હૃદયનાથ કુંઝરૂ મારી પાસે તેનાં બહુ વખાણ કરતા હતા. તમે આગ્રામાં જ છો એટલે ત્યાં જઈ થોડા કયુની બાથ લેશો તો કદાચ ઠીક થાય ખરું.

"તમારું કાવ્ય સુધારવાને સારુ પાછું મોકલું છું. તેમાં તમારી પ્રીતિ ખૂબ જોઉં છું, પણ તમારી પાસેથી અને તેમાં માંદાની પાસેથી હું વધારેની આશા રાખું છું. કાયદાને સારુ 'કાળો' વિશેષણ કાઢી બીજું વાપરો. ભલે 'આકરો' કહો. 'કાળો' તે શબ્દ ક્રોધસૂચક છે. ભાષા પણ સત્યાગ્રહને શોભાવનારી જોઈએ ને? 'બ્રિટિશ લોકમાં શ્રદ્ધા જ રાખી' એ વિચાર સત્યાગ્રહને વર્ણવતાં અસ્થાને છે. આપણે બ્રિટિશમાં શ્રદ્ધા રાખવામાં કાંઈ દોષ નથી કીધો, આપણે આપણા પોતાનામાં શ્રદ્ધા ન રાખી એ દોષ કર્યો છે. જે પોતાને મદદ કરે છે તેને જ ઈશ્વર મદદ કરે છે, તેવું જ બ્રિટિશનું છે. બ્રિટિશ કાંઈ ઈશ્વરથી વધી જાય? મૂંગા મારો સહન કરવા એ તો સત્યાગ્રહીનો મંત્ર છે, પણ તે દુઃખનિવારણની ખાતર. સત્યાગ્રહ વિષે કાવ્ય લખતાં મિતવાદી વગેરેનો મુકાબલો હું તો ન કરું. મારી છેલ્લી પત્રિકા મોકલું છું. તે વાંચી જાઓ અને પછી સત્ય અહિંસાની અપાર શક્તિ સૂચવનારી, સવિનય ભંગ અને અજ્ઞાનમય ઉદ્ધત ભંગ વચ્ચેનો ભેદ સૂચવનારી, કડીઓ સરસ્વતી દેવી તમને સુઝાડે અને તમે આપી શકો તો આપો એમ ઇચ્છું છું.

"તમારો પત્ર ફરી વાંચતાં જોઉં છું કે તમે તમારા કાવ્યની પ્રત્યે પણ સત્યાગ્રહનો ડર રાખ્યો હતો. ડર તો લગભગ સાચો પડ્યા જેવું થયું છે. પણ હશે. સત્યાગ્રહી બિચારો શું કરે? મારા હાથ મને પૂરું કામ નથી આપી શકતા, નહીં તો આ કાગળ હું મારે હાથે લખત. બીજું કાવ્ય આપતાં ઉતાવળ કરવાની કશી જરૂર નથી. તમારી તબિયત સંભાળીને જ લખજો. A thing of beauty is a joy for ever (સૌન્દર્યપૂર્ણ કૃતિ એ શાશ્વત આનંદ (નો વિષય) છે.) એ અમર વાક્ય લખતાં પહેલાં કીટ્સને કેટલો બધો વખત ગયો હતો?"

[નીચેનું મહાદેવભાઈના અક્ષરનું બાપુજીના ઉદ્‌ગારોનું તારીખ વિનાનું ટાંચણ છૂટા કાગળ પર છે તે પણ અહીં જ આપવું ઠીક છે.]

ધર્મ અને અધર્મ વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું છે. હોર્નિમેનની અલૌકિક સેવા. 'ક્રૉનિકલ'ના લખાણમાં રોષ છતાં હું કહેતો કે એણે બજાવેલી સેવા કોઈએ નથી બજાવી. ખરું વૃત્તવિવેચન એ સમજેલો. ભારે છૂટ બધાને આપી છે. એની એવી સેવા માટે શું કરીએ? ઉપવાસ. હું થરથરી રહ્યો. ધંધો તો એ જ કરાવવો રહ્યો. આ મહાયુદ્ધમાં આપણે જેમ જેમ એ કરતા રહીશું તેમ તેમ આપણે ચઢતા રહીશું. આપણને બધાને વીણી વીણીને લઈ જાય તોપણ શું? આપણને મારે તો તો બહુ સરસ. પણ એ બ્રિટિશ હાડમાં નથી. હોર્નિમેનને દુઃખ નહીં દેવાના. એ તો પોતાનો કક્કો ખરો પાડવા માગે છે. એને આપણે બતાવવું છે કે આપણે એ નથી ખરો પાડવા દેવાના. ઉપવાસ એ મનની સ્થિતિ છે. હોર્નિમેનના જેવો બીજો કોણ હતો? અત્યારે આપણે ભારે તાલીમ લઈ રહ્યા છીએ. લોકોને આપણે સમજાવી શકીએ કે આ મહાદારુણ પણ ધર્મયુદ્ધ છે. રોલેટ કાયદા તો ક્યારે રદ થશે. સરકારને આપણે પડકાર આપવાનો છે. મેં તો કોંગ્રેસ કમિટીની સામે પણ ત્રણ બાબતો મૂકી દીધી. પણ બાથ ભીડતાં પહેલાં પ્રજાને સમજાવી દેવું જોઈએ કે શાંતિ ભારે જાળવવી જોઈશે. હિંદુમુસલમાન એકતા માટે કોઈ પણ ઠરાવ ન કરે પણ પોતાની તૈયારી પૂરી રાખે. ઇબાદત કરે તો ચોખ્ખો વિજય જ છે. પણ હિંદુસ્તાન પૂરેપૂરું સમજી જાય તો સરસ. ભૂખ ખેંચવામાં ઉપવાસ નથી, પણ એની પાછળ જે ઇબાદત રહેલી છે, પ્રાર્થના રહેલી છે, તેમાં છે. પ્રાચીન સુધારો શું છે? જૂના વખતમાં લડતા પણ લડવાની હંમેશા તૈયારીમાં નહોતા રહેતા. મુગલાઈને સમયે પણ એટલો ઉત્પાત ન હતો. એની તલવાર બુઠ્ઠી હતી. કોઈ એને માટે શોધ કરનાર પણ નહોતા પડ્યા. આપણને યુદ્ધની જંગલી દશામાંથી નીકળવાની ઇચ્છા હતી ત્યારે આ લોકો તો એમાં જ મોટાઈ માની રહ્યા છે. પ્રો. વિલ્સનના વાક્યને હું ભૂલી શકતો નથી. હિંદ એની સાથે રહેવાનો નિર્ણય કરે એ પશુઓની સાથે રહેવા કરતાં મને સારું ન લાગે.

મુંબઈ: ઍંડ્રૂઝનો કાગળ. વ્રત સંબંધી તકરાર. મેં મારી જિંદગીમાં નાનપણમાં બે વ્રતો લીધેલાં તે છોડવાં પડેલાં
૪–૫–'૧૯ તેનું મને કેટલુંક દુઃખ રહ્યું. વ્રતો વિકાસને બાધક છે, ઇ૦ દલીલ. પંજાબની સ્થિતિ સંબંધી હકીકત.

એને ઉત્તર:

૧ "પ્રિય ચાર્લી,

"તમને એક પુસ્તક લખી મોકલવા જેટલો મને વખત નથી. માત્ર કાગળથી મને સંતોષ નહીં થાય. વ્રત સંબંધી તમારા વિચારો ભૂલભરેલા છે એમ હું બતાવી શકું-એ વિષે મને છાંટાભાર શંકા નથી. રામના આચરણનો તમે જે અર્થ કરો છો એ બતાવે છે કે એ વસ્તુ તમે બરાબર સમજ્યા નથી. અને બાઇબલનો જે ફકરો તમે ટાંક્યો છે એમાં 'swear'નો શો અર્થ થાય છે? એ ફકરાનો તમે કરેલો અર્થ ખોટો ન હોય? મને તો લાગે છે કે ઈશુનું આખું જીવન એક સીધુંસાદું વ્રત જ હતું, જેમાંથી કોઈ દુન્યવી સત્તા તેને ચળાવી શકે એમ નહોતું. તમારા કાગળમાં તમારાં બે વ્રતોનો તમે ઉલ્લેખ કર્યો છે એ તો વ્રતોની વિડંબના છે. એવી વસ્તુનાં વ્રત જ ન લેવાય. માણસ પોતાના સરજનહાર આગળ ઊભો રહીને શું કામ એમ ન કહી શકે કે 'હે પિતા, તારી મદદથી હું કદી જૂઠું નહીં બોલું?' પણ મારા સરજનહાર આગળ ઊભીને હું એમ ન કહી શકું કે 'અમુક કે તમુક સમાજ યા મંડળનો હું કદી ત્યાગ નહીં કરું.' મારી વાત હું બરાબર સ્પષ્ટ ન કરી શક્યો હોઉં, પણ તમે કબૂલ કરશો કે મેં પૂરા નિખાલસપણે વાત કરી છે. અને જ્યાં પ્રેમ છે ત્યાં બીજું શું થઈ શકે?

"તમે ખાતરી કરી લીધી કે ફટકા શા માટે મારવામાં આવ્યા હતા? હું એ જાણવા ઇચ્છું છું.

"લેખો અગાઉથી 'સેન્સર' કરવાના (તપાસી જોવાના) હુકમને લીધે 'ક્રૉનિકલ' બંધ રાખવામાં આવ્યું છે. તેથી 'યંગ ઇન્ડિયા' અઠવાડિયામાં બે વાર કાઢવામાં આવે છે. આગળ ઉપર એને દૈનિક પણ કરવામાં આવે. મારી દેખરેખ નીચે એ છપાવાનું છે. એમાં લખવાનો વખત કાઢી શકશો? સ્વદેશી, હિંદુ-મુસલમાન એકતા, સત્યાગ્રહ, રોલેટ કાયદા, એવા વિષય ઉપર તમે લખી શકો છો.

"તમે શરત સૂચવી છે કે ધારાસભાની અગાઉથી મંજૂરી લીધા સિવાય તેનો અમલ ન કરવામાં આવે, એ શરતે પણ અમે રોલેટ કાયદા સ્વીકારવા તૈયાર નથી. એનો દુરુપયોગ થઈ શકે એમ છે એટલો જ અમારો વાંધો નથી. અમારો વાંધો તો એમાં ગણાવેલા ગુનાના કેસો ચલાવવાની જે જોહુકમી પદ્ધતિ એમાં રાખવામાં આવી છે તેની સામે પણ છે. માની લીધેલા અરાજકવાદીના કેસની ઝડપી (સમરી) સુનાવણી થાય અથવા ઇનસાફની ચોકસાઈ

ખાતર રાખવામાં આવેલા અંકુશોને ફગાવી દેવામાં આવે એવી ખાસ રીતે કામ ચાલે અથવા સામાન્ય કાયદા પ્રમાણે પણ અસાધારણ સત્તાઓ આપીને કામ ચલાવવામાં આવે, એ બધાની હું વિરુદ્ધ છું. અપવાદરૂપ પરિસ્થિતિ માટે અપવાદરૂપ સત્તાઓ અનામત રાખવામાં આવે છે. પણ એવી પરિસ્થિતિ ઊભી થશે એમ અગાઉથી માની લઈને તેને પહોંચી વળવાની ખાસ છૂટો વહીવટી અમલદારોને આપવી જોઈએ નહીં.

"જ્યાં સુધી જરૂર હોય ત્યાં સુધી શ્રદ્ધાનંદજીને પડખે તમે રહો એવો મારો આગ્રહ છે. ત્યાંથી છૂટો ત્યારે અહીં આવો એમ હું ઇચ્છું છું, જેથી આપણે આખી પરિસ્થિતિનું સિંહાવલોકન કરી શકીએ.

"આ ખુનામરકી, જોરજુલમ, લશ્કરી કાયદો, લશ્કરી ઢબે સજાઓ, એ બધાની વચ્ચે પ્રેમનો કાયદો પૂરેપૂરો પ્રવર્તતો દેખાય છે. તેની પાર વિનાની સાબિતીઓ મળ્યાં કરે છે.

"તમને અને સ્વામીજીને પ્યાર.

સદાનો તમારો
મોહન"

મૌલાના અબદુલ બારીને કાગળ લખ્યો :

[1] "મને લાગે છે કે ઇસ્લામી સવાલો ઉપર મુસ્લિમ મત બરાબર સંગઠિત નથી. દરેકને લાગણી ખૂબ થાય છે પણ કોઈ તર્કશુદ્ધ અને સર્વસંમત નિવેદન કરતું નથી. હું ઇચ્છું છું કે ઉલેમાઓ એવું કાંઈક કરે. એ ઉર્દૂ અથવા અરબી ભાષામાં થાય તેની કશી હરકત નથી. એનો ચોક્કસ તરજુમો સહેલાઈથી થઈ શકે. બન્ને કોમો વચ્ચેના વિખવાદનાં કારણોની તપાસ કરવા અને બન્ને વચ્ચે કાયમી એકતા સ્થપાય એવા ઉપાયો સૂચવવા હિંદુ-મુસલમાનોનું મિશ્ર પંચ નિમાવું જોઈએ એ તમારો વિચાર મને બહુ ગમે છે. પણ મને એમ લાગે છે કે આ તેને માટે યોગ્ય અવસર નથી. અત્યારે તો સૌની શક્તિ રોલેટ કાયદા, ઇસ્લામી પ્રશ્નો અને રાજદ્વારી સુધારા ઉપર કેન્દ્રિત થયેલી છે અને એ જ બરાબર છે. આખા હિંદુસ્તાનને સંતોષ થાય એવી રીતે આ પ્રશ્નોનું નિરાકરણ લાવવાની ક્રિયામાં જ આપણે વધુ નજીક આવીશું એ સંભવિત છે. આ પ્રશ્નોનું નિરાકરણ આવી જાય ત્યાર પછી તમે કહો છો તેવું પંચ વધારે અસરકારક કામ કરી શકે."

આજે ગાર્ડિનરને પણ અમદાવાદના ભાષણમાં[*] વાપરેલા શબ્દોના સંબંધમાં કાગળ લખ્યો.

એને ઉત્તર:

૧"પ્રિય આલી",

"તમને એક પુસ્તક લખી મોકલવા જેટલો મને વખત નથી. માત્ર કાગળથી મને સંતોષ નહીં થાય. વ્રત સંબંધી તમારા વિચારો ભૂલભરેલા છે એમ હું બતાવી શકું એ વિષે મને છાંટાભાર શંકા નથી. રામના આચરણનો તમે જે અર્થ કરો છો એ બતાવે છે કે એ વસ્તુ તમે બરાબર સમજ્યા નથી. અને બાઇબલનો જે ફકરો તમે ટાંક્યો છે એમાં 'swear'નો શો અર્થ થાય છે? એ ફકરાનો તમે કરેલો અર્થ ખોટો ન હોય? મને તો લાગે છે કે ઇશુનું આખું જીવન એક સીધુંસાદું વ્રત જ હતું, જેમાંથી કોઈ દુન્યવી સત્તા તેને ચળાવી શકે એમ નહોતું. તમારા કાગળમાં તમારાં બે વ્રતોનો તમે ઉલ્લેખ કર્યો છે એ તો વ્રતોની વિડંબના છે. એવી વસ્તુનાં વ્રત જ ન લેવાય. માણસ પોતાના સરજનહાર આગળ ઊભો રહીને શું કામ એમ ન કહી શકે કે 'હે પિતા, તારી મદદથી હું કદી જૂઠું નહીં બોલું?' પણ મારા સરજનહાર આગળ ઊભીને હું એમ ન કહી શકું કે 'અમુક કે તમુક સમાજ યા મંડળનો હું કદી ત્યાગ નહીં કરું.' મારી વાત હું બરાબર સ્પષ્ટ ન કરી શક્યો હોઉં, પણ તમે કબૂલ કરશો કે મેં પૂરા નિખાલસપણે વાત કરી છે. અને જ્યાં પ્રેમ છે ત્યાં બીજું શું થઈ શકે?

"તમે ખાતરી કરી લીધી કે ફટકા શા માટે મારવામાં આવ્યા હતા? હું એ જાણવા ઇચ્છું છું.

"લેખો અગાઉથી 'સેન્સર' કરવાના (તપાસી જોવાના) હુકમને લીધે 'ક્રૉનિકલ' બંધ રાખવામાં આવ્યું છે. તેથી 'યંગ ઇન્ડિયા' અઠવાડિયામાં બે વાર કાઢવામાં આવે છે. આગળ ઉપર એને દૈનિક પણ કરવામાં આવે. મારી દેખરેખ નીચે એ છપાવાનું છે. એમાં લખવાનો વખત કાઢી શકશો? સ્વદેશી, હિંદુ-મુસલમાન એકતા, સત્યાગ્રહ, રૉલેટ કાયદા, એવા વિષય ઉપર તમે લખી શકો છો.

"તમે શરત સૂચવી છે કે ધારાસભાની અગાઉથી મંજૂરી લીધા સિવાય તેનો અમલ ન કરવામાં આવે, એ શરતે પણ અમે રૉલેટ કાયદા સ્વીકારવા તૈયાર નથી. એનો દુરુપયોગ થઈ શકે એમ છે એટલો જ અમારો વાંધો નથી. અમારો વાંધો તો એમાં ગણાવેલા ગુનાના કેસો ચલાવવાની જે જોહુકમી પદ્ધતિ એમાં રાખવામાં આવી છે તેની સામે પણ છે. માની લીધેલા અરાજકવાદીના કેસની ઝડપી (સમરી) સુનાવણી થાય અથવા ઇનસાફની ચોકસાઈ

ખાતર રાખનામા આવેલા અકુશોને ફગાની દેવામા આવે એવી ખાસ રીતે કામ ચાલે અથવા સામાન્ય કાયદા પ્રમાણે પણુ અસાધારણ સત્તાઓ આપીને કામ ચલાવવામા આવે, એ બધાની હું વિરુદ્ધ છુ અપવાદરૂપ પરિસ્થિતિ માટે અપવાદરૂપ સત્તાઓ અનામત રાખવામા આવે છે પણ એવી પરિસ્થિતિ ઊભી થશે એમ અગાઉથી માની લઈને તેને પહોચી વળવાની ખાસ છૂટો વડીવટી અમલદારોને આપવી જોઈએ નહી

"જ્યા સુધી જરૂર હોય ત્યા સુધી શ્રદ્ધાનંદજીને પડખે તમે રહો એવો મારો આગ્રહ છે ત્યાંથી છૂટો ત્યારે અહી આવો એમ હુ ઇચ્છુ છુ, જેથી આપણે આખી પરિસ્થિતિનુ સિહાવલોકન કરી શકીએ.

"આ ખુનામરકી, જોરજુલમ, લશ્કરી કાયદો, લશ્કરી ઢબે સજાઓ, એ બધાની વચ્ચે પ્રેમનો કાયદો પૂરેપૂરો પ્રવર્તતો દેખાય છે તેની પાર વિનાની સાબિતીઓ મળ્યાં કરે છે

"તમને અને સ્વામીજીને પ્યાર

સદાનો તમારો
મોહન"

મૌલાના અબદુલ બારીને કાગળ લખ્યો

૧"મને લાગે છે કે ઇસ્લામી સવાલો ઉપર મુસ્લિમ મત બરાબર સગઠિત નથી દરેકને લાગણી ખૂબ થાય છે પણ કોઈ તર્કશુદ્ધ અને સર્વસંમત નિવેદન કરતુ નથી હુ ઇચ્છુ છુ કે ઉલેમાઓ એવુ જાહેર કરે એ ઉર્દૂ અથવા અરબી ભાષામા થાય તેની કશી હરકત નથી એનો ચોક્કસ તરજુમો સહેલાઈથી થઈ શકે બન્ને કોમો વચ્ચેના વિખવાદના કારણોની તપાસ કરવા અને બન્ને વચ્ચે કાયમી એખ્લાસ ચ્યપાય એવા ઉપાયો સૂચવવા હિંદુ મુસલમાનોનુ મિશ્ર પચ નિમાવુ જોઈએ એ તમારો વિચાર મને બહુ ગમે છે પણ મને એમ લાગે છે કે આ તેને માટે યોગ્ય અવસર નથી. અત્યારે તો સૌની શક્તિ રોલેટ કાયદા, ઇસ્લામી પ્રશ્નો અને રાજદ્વારી સુધારા ઉપર કેન્દ્રિત થયેલી છે અને એ જ બરાબર છે. આખા હિંદુસ્તાનને સતોષ થાય એવી રીતે આ પ્રશ્નોનુ નિરાકરણ લાવવાની ક્રિયામા જ આપણે વધુ નજીક આવીશુ એ સંભવિત છે આ પ્રશ્નોનુ નિરાકરણ આવી જાય ત્યાર પછી તમે કહો છો તેવુ પચ વધારે અસરકારક કામ કરી શકે"

આજે ગાર્ડિનરને પણ અમદાવાદના ભાષણમા વાપરેલા શબ્દોના સબધમા કાગળ લખ્યો

મગનલાલભાઈને લખ્યું :

૫-૫-'૧૯

"સ્વદેશી હિલચાલ ઘણું જોર પકડશે પણ આપણે તૈયાર નથી એ ભારે બળતરા થઈ રહેલી છે. સર ફાઝલભાઈ સાથે વાત કર્યા પછી એક વસ્તુ મને લાગી ગઈ છે, તે એ કે મોટામાં મોટી સ્વદેશી ચળવળ સ્વદેશી કાપડ પેદા કરવામાં રહેલી છે. એટલે હું તો આપણી પ્રથમ સ્થિતિ ઉપર આવીને ઊભી રહ્યો છુ. ઘેર ઘેર આપણે રૂ કાંતતા અને કાપડ વણતા થઈ જઈએ. મારી સલાહ છે કે અંતોક વિજાપુર જાય અને સૂતર કાંતતા શીખી આવે. જેટલું સૂતર હાથે કાંતેલું પડ્યુ હોય તે ઝપાટાબંધ વણાવી નાખો જેટલું બની શકે તેટલું મિલના સૂતરનું અમદાવાદમાં વણાવી શકતા હો તેટલું વણાવો દક્ષિણી સાડીઓ ત્યાં જ વણાય છે, તેમા મુખ્યત્વે કરીને પરદેશી સૂતર અને પરદેશી ચીર વપરાય છે દેશી સૂતરની દક્ષિણી સાડીઓ ન કરાવી શકાય? જાડી થશે તોપણ દક્ષિણી બહેનો પહેરશે એમ અનંતિકાબહેને મને કહ્યું છે. સ્ત્રીઓને માટે તો આપણે જરાયે તૈયાર નથી એવી આપણી કફોડી સ્થિતિ છે. આ વિષે જે વિચારો તમારાથી થઈ શકે તે કરજો, કાકા વગેરેને વંચાવજો. મારે માટે તો તમારે હાથે કાંતેલા સૂતરનાં ધોતિયાં વેળાસર તૈયાર કરવાં જ જોઈએ આશ્રમમાં સૂતર કાંતવાનું કામ થવું જ જોઈએ. મારું હાલ તો ત્યાં આવવાનું થાય એમ લાગતું નથી.

"તમારી તબિયત સાચવજો"

એ જ દિવસે હરિલાલને પત્ર.

"તમારો કાગળ ચૈત્ર વદ ૧૦નો મળ્યો છે મારી તબિયત કાંઈક હવે સુધરવા લાગી છે. મગજ ઉપર ઘણો બોજો રહે છે ઈશ્વરને જ્યાં સુધી આ દેહ મારફતે કામ લેવું હશે ત્યાં સુધી તે નભાવ્યે જશે મારા વાંચવામાં 'ઇંગ્લિશમૅન' નથી આવ્યું અને નથી આવતું મને ત્યાંની કાપલીઓ મોકલ્યા કરતા હો તો સારું તો ખરું.

"મિસિસ એસટની સ્થિતિ દયામણી છે એને કાંઈ સૂઝતું નથી કે શો રસ્તો લેવો

"રોલેટ બિલ સરકાર નામંજૂર કરશે ખરી કે, એવો સવાલ તમારાથી પુછાય જ કેમ? જ્યાં સુધી સત્યાગ્રહીઓ જીવતા છે ત્યાં સુધી રોલેટ બિલ કેમ નભી શકે? હું તો માનું છું કે, જો કશી ખુનામરકી નહીં થાય તો થોડા માસમાં જ રોલેટ બિલ રદ થશે આ ખબર હું કાંઈક જાણું છું તે

પણ પત્રકાર વાજબી ટીકાની મર્યાદા ઓળંગી જાય અને રાજદ્રોહી લખાણ લખે, તો તેને સજા કરવાને માટે દેશમાં પૂરતી અદાલતો છે.

"તમે હકોના જાહેરનામાની વાત કરો છો, તે મને આકર્ષતી નથી. અંગ્રેજ અમલદારોનું માનસ જ્યારે આપણે ફેરવીશું ત્યારે હકોના જાહેરનામાની બાબતમાં આપણે ઘણા આગળ વધી શકયા હોઈશું. તેઓ અને આપણે આબરૂદાર મિત્રો બનવા જોઈએ, અથવા તો એટલા જ આબરૂદાર દુશ્મનો બનીએ. પણ જ્યાં સુધી આપણે બહાદુર, નિર્ભય અને સ્વતંત્ર થઈશું નહીં, ત્યાં સુધી આપણે કશું થઈ શકવાના નથી. લૉર્ડ વિલિંગ્ડને એક વાર વિદ્યાર્થીઓને સલાહ આપેલી કે તમારા મનમાં જ્યારે 'ના' હોય ત્યારે પરિણામોની બીક રાખ્યા વિના 'ના' કહેજો. એ સલાહ મને તો બહુ સંઘરી રાખવા જેવી લાગે છે. એ વસ્તુમાં જ નિર્ભેળ સવિનય પ્રતિકાર આવી જાય છે. મૈત્રી અને પ્રેમનો એ જ માર્ગ છે. પરાપૂર્વથી ચાલ્યો આવેલો બીજો માર્ગ આબરૂભરેલી રીતે ખુલ્લી હિંસા કરવાનો છે. હિંસા કેટલે દરજ્જે આબરૂભરેલી હોઈ શકે એ વિચારવા જેવું છે. મને તો લાગે છે કે હિંસાના મૂળમાં જ ગેરઆબરૂ રહેલી છે. તેથી મેં પહેલો અહિંસાનો રસ્તો હિંદુસ્તાન આગળ મૂકવાની હિંમત ધરી છે. પૂર્ણરૂપમાં તેનું આચરણ કરવામાં આવે ત્યારે તે સત્યાગ્રહ કહેવાય. તેના મૂળમાં હંમેશા ધર્મ અને નીતિ રહેલાં છે."

નડિયાદમાં સુંદર ભાષણ કર્યું. તેમાંથી મહત્ત્વના ઉદ્‌ગારો નીચે આપ્યા છે :

૬-૭-'૧૯, "નડિયાદના લોકો ઉપર ખાસ અને ખેડાની પ્રજા ઉપર સામાન્ય રીતે મારો વિશેષ હક છે. હું લાંબો વખત તમારી વચ્ચે રહેલો છું અને તમે મારા ઉપર ખૂબ પ્રેમ વરસાવેલો છે. સત્યાગ્રહનો વિશાળ પ્રયોગ મેં ખેડામાં શરૂ કર્યો. કાયદા મુજબ વર્તનારા લોકો માટે જમીન મહેસૂલ ભરવાનો ઇન્કાર કરવો એ નાનીસૂની વાત નથી. પણ તમને તેમ કરવાની સલાહ આપવાની બહુ ગંભીર જવાબદારી મેં તે વખતે ઉઠાવેલી. એ પ્રયોગનો જે રીતે અમલ થયો તે જોતાં મને તેમાં જરાયે દિલગીર થવાનું કારણ મળ્યું નથી. લાગતા વળગતા અમલદારોએ પણ કબૂલ કર્યું છે કે લોકોએ પોતાનાં દુઃખોનો વિરોધ બહુ શાંત, વ્યવસ્થિત અને ગૌરવભરેલી રીતે કર્યો. સવિનયભંગના આ નમૂનેદાર અને સફળ પ્રયોગથી ગયા એપ્રિલમાં ખોટી ગણતરી કરવામાં હું દોરવાઈ ગયો. તે વખતે મારી એ ભૂલ મને વિંધ્યાચળ જેવડી મોટી લાગી હતી, તો અત્યારે લાંબા અનુભવ પછી મને એ ભૂલ હિમાલય જેવડી મોટી લાગે છે.

વળી ખેડાના લોકો ઉપરનો મારો હક કેવળ જમીન મહેસૂલની લડતને કારણે જ નથી. અહીં મેં સૈન્યભરતીનું કામ પણ કર્યું છે.

* * *

"આપણે મોકૂફ રાખેલો સવિનયભંગ થોડા વખતમાં ફરી શરૂ કરવો પડશે એમ દેખાય છે. તેથી સત્યાગ્રહીની ફરજો વિષે હું તમને કહેવા ઇચ્છું છું. જ્યાં સુધી સત્યાગ્રહનો ખરો અર્થ આપણે બરાબર ન સમજી લઈએ ત્યાં સુધી સત્યાગ્રહીની ફરજો બરાબર સમજવી શકય નથી. મેં સત્યાગ્રહની વ્યાખ્યા તો આપી દીધી છે. પણ કેવળ વ્યાખ્યાથી ખરો અર્થ સમજાય નહીં. કમનસીબે લોકોની કલ્પનામાં સત્યાગ્રહનો અર્થ એ છે કે તેમાં માત્ર કાયદાનો ભંગ કરવાનો હોય છે. પણ એ ભંગ કેટલીક વાર સવિનય હોય અને કેટલીક વાર અવિનયી પણ થઈ જાય. હવે તમારે સૌએ જાણી લેવું જોઈએ કે કાયદાનો અવિનયી ભંગ એ તો સત્યાગ્રહથી સો ગાઉ દૂર છે. કાયદાનો સવિનયભંગ એ સત્યાગ્રહનું બહુ અગત્યનું અંગ છે, પણ હમેશાં તે સત્યાગ્રહનું, મુખ્ય અંગ હોતું નથી. દાખલા તરીકે રોલેટ કાયદાના પ્રશ્ન ઉપર આજે આપણે કાયદાના સવિનયભંગને પાછળ નાખી દીધો છે. રાજદ્વારી ક્ષેત્રમાં વિશાળ પાયા ઉપર સત્યાગ્રહનો આ દેશમાં પહેલી જ વાર અમલ થતો હોવાથી તે હજી પ્રયોગ દશામાં છે. તેમાં હું નવી નવી શોધો કર્યે જાઉં છું. પૂરી તૈયારી કર્યા વગર લોકો આગળ કાયદાનો સવિનયભંગ મૂકવાની મેં ભૂલ કરી તે મને હિમાલય જેવડી મોટી લાગે છે. કારણ મેં બીજી શોધ એ પણ કરી છે કે તે જ માણસ કાયદાનો સવિનય ભંગ કરવાની શક્તિ ધરાવે છે અને હક ભોગવે છે, જે પોતે જે રાજ્યમાં રહેતો હોય તે રાજ્યના કાયદાઓનું સ્વેચ્છાપૂર્વક અને જ્ઞાનપૂર્વક પાલન કરવાનું બરાબર જાણતો હોય. માણસે આવા કાયદાનું હજાર વાર સ્વેચ્છાપૂર્વક પાલન કર્યું હોય ત્યારે તેની આગળ અમુક કાયદાનો સવિનયભંગ કરવાનો પ્રસંગ ખરી રીતે એકાદ વાર આવે છે. વળી કાયદાના સ્વેચ્છાપૂર્વક પાલનના અર્થે એ પણ જરૂરનું નથી કે જે કાયદાનું આપણે પાલન કરીએ તે કાયદા સારા જ હોવા જોઈએ. ઘણાયે એવા અન્યાયી કાયદા હોય છે જેનું સારો નાગરિક જ્યાં સુધી પોતાનું સ્વમાન ન હણાય અથવા પોતાની નીતિની ભાવનાને ધક્કો ન પહોંચે ત્યાં સુધી પાલન કરે છે. હું મારા જીવન ઉપર નજર નાખું છું ત્યારે મને એક પણ પ્રસંગ એવો યાદ આવતો નથી જ્યારે મેં સમાજના અથવા રાજ્યના કાયદાનું પાલન સજા થવાના ભયને લીધે કર્યું હોય. મેં સમાજના તેમ જ રાજ્યના ખરાબ કાયદાનું પણ પાલન કર્યું છે, એવી માન્યતાથી કે તેમ કરવું એ મારે માટે તેમ જ જે સમાજ અથવા રાજ્યમાં હું રહેતો

હોઉં તેને મારે સારું છે. નિયમ તરીકે અને શિસ્તપૂર્વક મેં આમ કરેલું હોવાથી, ૧૮૮૮માં જ્યારે હું ઇંગ્લંડ ગયો ત્યારે સમાજના કાયદાનો ભંગ કરવાનો, અને દક્ષિણ આફ્રિકામાં ટ્રાન્સવાલ સરકારે એશિયાટિક રજિસ્ટ્રેશન એક્ટ પસાર કર્યો ત્યારે રાજ્યના કાયદાનો ભંગ કરવાનો, ધર્મ મને પ્રાપ્ત થયો. તેથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે આપણે સવિનય કાયદાભંગ શરૂ કરવો પડે તો તે મારે વધારેમાં વધારે લાયકાતવાળા માણસ તરીકે પ્રથમ હું જ સવિનય કાયદાભંગ કરીશ. તે વખતે સાથી સત્યાગ્રહીઓની ફરજ એ હશે કે સવિનય કાયદાભંગનું પ્રથમ તત્ત્વ જે મેં ઉપર જણાવ્યું તે તેમણે બરાબર પચાવવું. મેં જે સૂચનાઓ લખી કાઢી છે તેમાં જણાવ્યું છે કે મને સરકાર પકડે ત્યાર પછી ઓછામાં ઓછા એક મહિના સુધી તો બીજા કોઈએ કાયદાનો સવિનયભંગ કરવો નહીં. અને ત્યારે પણ જરૂર પડે તો એક બે પસંદ કરેલા સત્યાગ્રહીઓએ જ ઉપર જણાવ્યું છે એ રીતે કાયદાનો સવિનયભંગ કરવો. બીજી એક શરત પણ યાદ રાખવાની છે કે મારી ધરપકડ પછી કહેવાતા સત્યાગ્રહીઓ અથવા તેમની સાથે કામ કરતા બીજાઓ તરફથી જરા પણ હિંસાનું કૃત્ય થવું જોઈએ નહીં. બાકી રહેલા સત્યાગ્રહીઓની ફરજ તો એ હશે કે તેમણે પૂર્ણ શાંતિ જાળવવી અને બીજાઓ પાસે શાંતિ જળવાવવી. સત્યાગ્રહીઓએ એ જોવાનું હશે કે મને પકડવામાં આવે ત્યારે હડતાળ ન પડે, જાહેર સભાઓ ન થાય અથવા તો જેથી લોકોમાં ઉશ્કેરણી ફેલાય એવા કોઈ પણ દેખાવો ન થાય. મારી ખાતરી છે કે મને પકડ્યા પછી પૂર્ણ શાંતિ જળવાય તો એ એક જ કૃત્યથી રૉલેટ કાયદા રદ થવાના છે. પણ એ પણ સંભવિત છે કે સરકાર હઠ પકડીને બેસે અને કશું કરે નહીં. એમ થાય તો મેં જે શરતો જણાવી છે તે શરતોએ બીજા સત્યાગ્રહીઓ કાયદાનો સવિનયભંગ કરી શકે છે. અને દરેકે દરેક સત્યાગ્રહી જેલમાં જાય ત્યાં સુધી ચાલુ રાખી શકે છે.

* * *

"હવે એક વસ્તુ મારે તમને કહેવાની રહે છે. ગયા એપ્રિલ માસમાં અમદાવાદ અને વીરમગામમાં ગાંડા બનેલા લોકોએ જે અત્યાચારો કર્યા તે દુઃખદાયક છે. પણ ખેડાના લોકોનાં કૃત્યો તો વધારે દુઃખદાયક છે. તેનાં પરિણામો કેવાં આવ્યાં હોત તેનો વિચાર કરો તો મારી વાત તમને સમજાશે. અહીં તારનાં દોરડાં કાપી નાંખવામાં આવ્યાં અને રેલના પાટા ઉખેડી નાંખવામાં આવ્યા તેની વાત હું કરું છું. અમદાવાદના ટોળાએ જે તોફાન કર્યાં તેમાં ગાંડો ઉશ્કેરાટ હતો, પણ ખેડાનાં કૃત્યો પાછળ તો ચોક્કસ ઇરાદો હતો. એ પણ ક્રોધમાં જ થયાં હતાં. પણ ક્રોધમાંયે અવિચારીપણું હોય છે

તેમ વિચારીપણું પણું હોય છે. ખેડાના ગુનાથી અમદાવાદ કરતાં હકીકતમાં ઓછી હોનારત થઈ છે. પણ સત્યાગ્રહીની દૃષ્ટિએ ખેડાનાં કૃત્ય વધારે અક્ષમ્ય છે. હું જાણું છું તે પ્રમાણે એપ્રિલનાં કૃત્યો માટે જેઓ જવાબદાર છે તેઓ બહાદુરીપૂર્વક પોતાના ગુના કબૂલ કરવા બહાર પડ્યા નથી. જમીન મહેસૂલની લડત વખતે જે ખેડા આટલી ખાનદાનીથી વર્ત્યું હતું, તે જ ખેડા એપ્રિલમાં પોતાની ખાનદાની ભૂલી ગયું એ કરુણાજનક છે. વધારે કરુણ તો એ છે કે ગુના કરનારાઓ અત્યારે સંતાવાના પ્રયત્નો કરી રહ્યા છે. સત્યાગ્રહીઓની તો ચોખ્ખી ફરજ છે કે પોતે કોઈ પણ રીતે ગુના માટે જવાબદાર હોય તો તેણે પોતાના ગુનાની ખુલ્લી કબૂલાત કરી દેવી તથા કોણે ગુનો કર્યો છે તેની જો તેને ખબર હોય તો તેને પણ પોતાનો ગુનો કબૂલ કરવા માટે સમજાવવો. રેલવેના પાટા ઉખેડી નાખવા અને જે સિપાઈઓ શાંતિ અને વ્યવસ્થા સ્થાપવા માટે જતા હતા તેમની જિંદગીને જોખમમાં નાખવી એ હિચકારું કૃત્ય છે. બહાદુરીપૂર્વક પોતાનો ગુનો કબૂલ કરવાને બદલે છુપાઈ રહેવું એ એના કરતાંય વધારે હિચકારું છે. છુપાવેલું પાપ એ આખા શરીરને કોરી ખાનારા ઝેર જેવું છે. એ ઝેર જેટલું વહેલું કાઢી નાખવામાં આવે તેટલું સમાજને માટે સારું છે. અમુક દૂધમાં સોમલ મેળવ્યું હોય પછી તેમાં બીજું ચોખ્ખું દૂધ ઉમેરો તેથી એ દૂધ પણ બગડ્યા વિના રહેતું નથી; તેમ સમાજમાં આપણે ભલાં કૃત્યો કરીએ તેથી છુપાવેલા પાપની અસર મટાડી શકાતી નથી. હું આશા રાખું છું કે જે માણસોના ગાંડા ક્રોધે તેમની પાસે અક્ષમ્ય ગુનાઓ કરાવ્યા તેમને શોધી કાઢવાને તમે પૂરો પ્રયત્ન કરશો અને પોતાના ગુનાની કબૂલાત કરવાની તેમને અપીલ કરશો જેથી આ જિલ્લાનું સામાજિક, નૈતિક અને રાજદ્વારી વાતાવરણ શુદ્ધ થાય."

એપ્રિલમાં સત્યાગ્રહ મોકૂફ રાખેલો તે જુલાઈમાં ઉપાડવાનો બાપુનો વિચાર હતો, પણ તે ફરી મોકૂફ રાખવામાં આવ્યો.

૨૧-૭-'૧૯ પોતાનો એ નિર્ણય જાહેર કરતો નીચેનો છાપાંજોગ કાગળ બાપુએ લખ્યો:

"મુંબઈના નામદાર ગવર્નર મારફત હિંદી સરકારે મને ગંભીર ચેતવણી આપી છે કે સવિનય કાયદાભંગ ફરી ઉપાડવાથી લોકસલામતીને ગંભીર હાનિ પહોંચવાનો ભય છે. મુંબઈના ગવર્નરે મને રૂબરૂ બોલાવીને આ ચેતવણી અનેક વાર આપી છે. આ ચેતવણીના જવાબમાં, તથા દિ. બ. ગોવિંદ રાઘવ આયર, સર નારાયણ ચંદાવરકર તથા બીજા વર્તમાનપત્રના તંત્રીઓએ

મને આગ્રહ કર્યો છે, તેના જવાબમાં, ખૂબ વિચાર કર્યા પછી હાલ તુરતને માટે મેં સવિનય કાયદાભંગ મુલતવી રાખવાનું નક્કી કર્યું છે. અહીં હું ઉમેરીશ કે જે ગરમપક્ષ કહેવાય છે તેના ઘણા આગેવાન મિત્રોએ પણ મને આવી જ સલાહ આપી છે. એમનું મુખ્ય કારણ એ છે કે જેઓ સવિનય કાયદાભંગનો સિદ્ધાંત સમજેલા નથી એવા લોકો ખુનામરકી ઉપર ચઢશે એવો તેમને ભય છે. બીજા સાથી સત્યાગ્રહીઓ સાથે વિચાર કરીને હું જ્યારે એ નિર્ણય ઉપર આવ્યો કે સત્યાગ્રહનું સવિનય કાયદાભંગનું અંગ અમલમાં મૂકવાનો વખત હવે આવી ગયો છે, ત્યારે મારા એ નિર્ણયની જાણ કરતો એક કાગળ મેં નામદાર વાઈસરૉયને વિનયપૂર્વક લખ્યો. તેમાં મેં જણાવ્યું કે સવિનય કાયદાભંગ તો જ ન ઉપાડવામાં આવે જો રૉલેટ કાયદા રદ કરવામાં આવે; પંજાબના અત્યાચારોની તપાસ કરવા એક નિષ્પક્ષ અને મજબૂત કમિટી નીમવામાં આવે; એને સત્તા હોવી જોઈએ કે જે લોકોને સજા કરવામાં આવી છે તેમના કેસ એ ફરી તપાસી શકે; અને બાબુ કાલિનાથ રૉય જેમના કેસના દફતર ઉપરથી એમ પુરવાર થઈ શકે એવું છે કે એમને ખોટી રીતે સજા થઈ છે, તેમને છોડી મૂકવામાં આવે. શ્રી રૉયના કેસ બાબત હિંદી સરકારે જે નિર્ણય લીધો છે તે માટે તેને ધન્યવાદ ઘટે છે. જોકે શ્રી રૉયને પૂરો ન્યાય આપવામાં આવ્યો નથી, તોપણ તેમની સજામાં ભારે ઘટાડો કરવામાં આવ્યો છે, એટલે તેમને ઠીક ઠીક ન્યાય મળ્યો કહેવાય. મને ખાતરી આપવામાં આવી છે કે જે તપાસ સમિતિ માટે હું આગ્રહ કરું છું, તે નીમવાનો વિચાર ચાલી રહ્યો છે. સદ્ભાવની આટલી નિશાનીઓ મળ્યા પછી સરકારે આપેલી ચેતવણીની અવગણના કરવી એ મારે માટે ડહાપણભરેલું નથી. સરકારની સલાહ સ્વીકારીને સવિનય કાયદાભંગના સાચા સ્વરૂપનો વધુ પુરાવો હું આપું છું. સત્યાગ્રહી કદી સરકારને પજવવા પ્રવ્રુત્તો નથી. તે ઘણી વાર સરકાર સાથે સહકાર કરે છે. પણ જ્યારે વિરોધ કરવાની તેના ઉપર ફરજ આવી પડે છે ત્યારે વિનયપૂર્વક વિરોધ કરતાં તે અચકાતો નથી. સામા પક્ષમાં સદ્ભાવ પેદા કરીને તે પોતાનું ધ્યેય સાધે છે. એ માને છે કે સરકારનાં કૃત્યો અન્યાયી હોવા છતાં તેની સાથે પણ હંમેશા સદ્ભાવનો પ્રયોગ કરવાથી છેવટે સરકારમાં પણ સદ્ભાવ પેદા થશે. એટલે સવિનય કાયદાભંગની ફરી વારની મોકૂફી એ સત્યાગ્રહના વ્યાવહારિક પ્રયોગ સિવાય બીજું કશું નથી.

"છતાં જ્યાં સુધી રૉલેટ કાયદા આપણી ધારાપોથીને કલંકિત કરી રહ્યા છે ત્યાં સુધી સવિનય કાયદાભંગને એક દિવસ માટે પણ મોકૂફ રાખવો પડે એ મારે માટે માથાના ઘા જેવું છે. લાહોર અને અમૃતસરમાં કરવામાં

આવેલી સજાઓ આ મોકૂફીને વધારે મુશ્કેલ બનાવે છે. એ કેસોના ફેંસલા, તદ્દન તટસ્થવૃત્તિ રાખીને મેં વાંચ્યા છે. મારા ઉપર ન ભૂંસાય એવી છાપ પડી છે કે પંજાબના ઘણાખરા નેતાઓને પૂરતા પુરાવા વિના સજાઓ કરવામાં આવી છે. વળી તેમની સજાઓ અમાનુષી તથા જુલમી છે. એ ફેંસલાઓ ઉપરથી એવું જણાય છે કે નેતાઓને બીજા કોઈ કારણે નહીં, પણ રોલેટ કાયદા સામેની સખત ચળવળ સાથે તેઓ સંબંધ રાખતા હતા તેટલા માટે જ સજાઓ કરવામાં આવી છે. તેથી મારાથી એમ થઈ શકતું હોય તો હું તો હિંદી સરકાર મને જે અંકુશવાળી છૂટ ભોગવવા દે છે તેને બદલે જેલ વહોરી લેવાનું હું પસંદ કરું. પણ સત્યાગ્રહીને ઘણાયે કડવા ઘૂંટડા ગળી જવા પડે છે. અત્યારની મોકૂફી એ એવો એક કડવો ઘૂંટડો છે. મને એમ લાગે છે કે હાલ તુરતને માટે સવિનય કાયદાભંગ મોકૂફ રાખીને દેશની, સરકારની અને પંજાબના નેતાઓ, જેમને મારે મતે ખોટી રીતે અને જુલમી સજાઓ થઈ છે, તેમની વધારે સારી સેવા હું કરી શકીશ.

"ખુનામરકી ફાટી નીકળવાનો જે ભય સેવવામાં આવે છે તે પૂરતી મારી જવાબદારી આ મોકૂફીથી હળવી બને છે.. પરંતુ સરકાર અને જે નામાંકિત આગેવાનોએ લડત મોકૂફ રાખવાની મને સલાહ આપી છે તેમની જવાબદારી એ જોવાની વધે છે કે રોલેટ કાયદા વિના વિલંબે રદ કરવામાં આવે.

"મારા ઉપર એવો આરોપ મૂકવામાં આવે છે કે હું જ્યાં ત્યાં સળગતી દીવાસળીઓ ફેંકી રહ્યો છુ પ્રસંગવશાતનો મારો સવિનય કાયદાભંગ એ જો સળગતી દીવાસળી હોય તો રોલેટ કાયદા અને તેને ધારાપોથી ઉપર રાખવાની સરકારની જૅક એ આખા હિંદુસ્તાનમાં હજારો સળગતી દીવાસળીઓ ફેંકવા જેવું છે. સવિનય કાયદાભંગને બંધ રખાવવાનો એક જ માર્ગ છે કે સરકારે રોલેટ કાયદા રદ કરવા. એ કાયદાના બચાવમાં સરકારે જે કાંઈ બહાર પાડ્યુ છે તેમાંના કશાથી તે સામેના હિંદી લોકોના વિરોધી વલણમાં ફેર પડ્યો નથી.

"એટલે મેં તો આ કાયદા સત્વર રદ થાય તે માટે સવિનય કાયદાભંગ મોકૂફ રાખ્યો છે. પરંતુ હળવા ઉપાયોથી એ કાયદા રદ નહીં થાય તો એ રદ કરાવવા માટે સત્યાગ્રહીઓએ પોતાના પ્રાણ પાથરવા પડશે. આ મોકૂફીના કાળમાં સત્યાગ્રહીઓને એક વધુ તક મળે છે કે રાજ્યના કાયદાઓનું જ્ઞાનપૂર્વક-સ્વેચ્છાએ પાલન કરવાની શિસ્ત તેમણે બતાવવી. કાયદાનો સવિનય-

ભંગ કરવાનો હક સ્વેચ્છાપૂર્વકના કાયદાપાલનની ફરજમાંથી જ ફલિત થાય છે સત્યાગ્રહ માત્ર સવિનય કાયદાભંગમાં અથવા મુખ્યત્વે સવિનય કાયદાભંગમાં આવી જતો નથી સત્યાગ્રહ તો ચુસ્તપણે સત્યને વળગી રહીને રાષ્ટ્રહિતનું પોષણ કરવામાં છે સાથી સત્યાગ્રહીઓને હું વિનયપૂર્વક સલાહ આપું છું અને નાનામોટા સૌનો સહકાર યાચું છું કે તેઓ શુદ્ધ સ્વદેશીનો ફેલાવો કરે અને હિંદુ-મુસલમાન એકતા વધારવા માટે મથે મારો મત એવો છે કે આપણા રાષ્ટ્રની હસ્તીને માટે સ્વદેશી આવશ્યક છે આપણા વીસ કરોડ ખેડૂતોને વરસમાં ૭ મહિના પરાણે બેકાર રહેવું પડે છે. તેમના શ્રમનો એટલો બગાડ થાય છે, એનો વિચાર કરતાં કોઈ પણ હિંદી, અથવા તો અંગ્રેજ સ્વસ્થ રહી શકતો નથી સ્ત્રીઓના હાથમાં આપણે રેંટિયા મૂકીએ અને પુરુષોને હાથસાળ આપીએ તો જ આ બેકાર રહેતી શક્તિનો ત્વરાથી અને તાત્કાલિક સદુપયોગ થઈ શકે એમ છે તેમ કરતાં લેંકેશાયરનો અકુદરતી સ્વાર્થ અને જાપાનનો ભય નાબૂદ થાય છે લેંકેશાયરનો અકુદરતી સ્વાર્થ નાબૂદ થવાથી બ્રિટન સાથેના આપણા સંબંધો વિશુદ્ધ થશે અને તેની સાથેની સમાનતા શક્ય બનશે જાપાનનો ભય નાબૂદ થવાથી એક રાષ્ટ્રીય અને સામ્રાજ્યની આફત ટળશે પોતાના વેપાર મારફત જાપાન હિંદ ઉપર જે ચૂડ ભેરવવા માગે છે તેનું પરિણામ હિંદના અધઃપાતમાં અથવા તો ખૂનખાર લડાઈમાં જ આવે

"હિંદુ-મુસલમાન એકતા એ પણ રાષ્ટ્ર માટે તેમ જ સામ્રાજ્ય માટે એટલી જ આવશ્યક છે હિંદુ, મુસલમાન અને અંગ્રેજોનો સ્વેચ્છાપૂર્વકનો સંબંધ બંધાય તો મારા વિચાર પ્રમાણે તો હમણાં રચાયેલા રાષ્ટ્રસંઘ કરતાં એ સંઘ અનંતગણો શ્રેષ્ઠ અને વિશુદ્ધ હશે હિંદુઓ અને મુસલમાનો વચ્ચે કાયમની એકતા થાય એ ત્રણે જણના આવા સંઘની પૂર્વતૈયારી છે ખિલાફત, મક્કા શરીફ અને ઇસ્લામના બીજા પવિત્ર સ્થાનોના સંબંધમાં મુસલમાનોની જે ન્યાયી માગણીઓ છે તેમાં હૃદયપૂર્વક સાથ આપીને હિંદુઓ આ એકતાને સંગીન પોષણ આપી શકે છે

"સ્વદેશીના પ્રચાર માટે તથા હિંદુ-મુસલમાન એકતાના કાર્ય માટે સંગઠનશક્તિ, કાર્યનિષ્ઠા, વેપારમાં પ્રામાણિકતા તથા પુષ્કળ આત્મત્યાગ અને આત્મસંયમની શક્તિની જરૂર છે આ ઉપરથી એટલું સહેજે સમજાશે કે તદ્દન વિશુદ્ધ રીતે સ્વદેશીનો પ્રચાર કરીએ અને હિંદુ-મુસલમાન એકતાને વેગ આપીએ તો તેની આડકતરી છતાં ઓછી પ્રબળ નહીં એવી અસર રોલેટ કાયદા રદ કરાવવાની ચળવળ ઉપર પડ્યા વિના રહે નહીં'. ઉપર દર્શાવી તેવી લાયકાતનો આપણે અચૂક પુરાવો આપીએ તો રોલેટ કાયદા માટે સરકાર પાસે કશો

બચાવ રહે નહી, જોકે આજે પણ ક્રો બચાવ તે રજૂ કરી શકે એમ તો નથી જ '

'હિંદનાગી'ના કેસમાં મૅજિસ્ટ્રેટના ફેંસલામાંથી નીચેનો ઉતારો ટાંકીને 'મરાઠા' પત્રે લખ્યુ કે ફેસનામા જે મુદ્દા ઉઠાવવામા આવ્યા છે તે વિષે ગાધીજીએ ચોખવટ કરવી જોઈએ તે ઉપરથી બાપુએ નીચે પ્રમાણે જવાબ 'મરાઠા' પત્રમા લખ્યો

૭–૮–'૧૦

ફેસનામાથી ઉતારો

¶ "દિલ્હીના બનાવોએ બતાવી આપ્યુ છે તેમ, રાજદ્વારી દૃષ્ટિએ સત્યાગ્રહનુ એક બીજુ અગ સ્પષ્ટ બતાવે છે કે કાયદાનો ભગ કરવો એ, એના સિદ્ધાંતનુ અતર્ગત સ્વરૂપ છે સત્યાગ્રહ પ્રતિજ્ઞાનો મજકૂર સૌના જાણવામા છે સત્યાગ્રહ સભા જે કાયદા તોડવાનું નક્કી કરે તે કાયદાનો સવિનયભગ કરવાનો હક એ પ્રતિજ્ઞા લેનારને પ્રાપ્ત થાય છે હવે 'સવિનય-ભગ' એટલે શુ તે કોઈ જગાએ સમજાવવામા આવ્યુ નથી એ સર્વવિદિત છે કે મુંબઈમા 'સવિનયભગે' જપ્ત થયેલુ સાહિત્ય વેચવાનુ સ્વરૂપ લીધુ એમ કરવુ એ ઇંડિયન પીનલ કોડની ૧૨૪અ કલમ પ્રમાણે ગુનો છે એટલે એમ કરવાથી ફોજદારી કાયદાનો સ્પષ્ટ અનાદર થયો વળી કોઈ પણ કાયદો જે બીજાના હકોનુ રક્ષણ કરતો હોય, એનો 'સવિનયભગ' કરવાથી તમામ કાયદો અને વ્યવસ્થા ઊચે મુકાય છે એ સ્પષ્ટ છે, અને કાયદો અને વ્યવસ્થાની રક્ષક એવી સરકાર પ્રત્યે વાસ્તવિક રીતે દ્વેષ અને તિરસ્કાર પેદા થાય છે એટલે કે રાજદ્વારી સત્યાગ્રહનુ આ અગ તાત્વિક રીતે તેમ જ પરિણામની દૃષ્ટિએ રાજદ્રોહી છે

ગાધીજીનો જવાબ

¶ "તમે જે પૅરેગ્રાફ ટાંક્યો છે તેવા એક જ પૅરેગ્રાફમા જીવનના એક ભવ્ય સિદ્ધાત વિષે આથી વધારે ગેરસમજ ઊભી કરવી અથવા તો હકીકતોને ખોટી રીતે રજૂ કરવી એ બહુ કઠણ કામ છે એ પૅરેગ્રાફની શરૂઆતમા લખ્યુ છે કે 'દિલ્હીના બનાવોએ બતાવી આપ્યુ છે તેમ, રાજદ્વારી દૃષ્ટિએ સત્યાગ્રહનુ બીજુ અગ સ્પષ્ટ બતાવે છે કે કાયદાનો ભગ કરવો એ, એના સિદ્ધાતનુ અતર્ગત સ્વરૂપ છે તટસ્થ પરીક્ષકો તરફથી દિલ્હીની ઘટનાઓના રહસ્યનો ફેંસલો કરવામા આવે નહી ત્યા સુધી દિલ્હીમાં કોનો વાક હતો તે આપણે જાણી શકવાના નથી પરતુ હુ એટલી તો યાદ આપુ કે ગઈ ૩૦મી માર્ચે અથવા તો ૬ઠ્ઠી એપ્રિલે સવિનય કાયદાભગ શરૂ કરવામા આવ્યો

નહોતો. સ્વામી શ્રદ્ધાનંદનું કહેવું તો એમ છે કે કાયદાનો ભંગ તો સત્તાવાળાઓ તરફથી કરવામાં આવ્યો હતો. ત્યાં જે મુઠ્ઠીભર સત્યાગ્રહીઓ હાજર હતા તેમણે તો પોતાના જાનના જોખમે ટોળાંઓના તેમ જ સ્થાનિક સત્તાવાળાઓના ગાંડપણને અંકુશમાં રાખવાનો પ્રયત્ન કર્યો હતો. ફેંસલામાં આગળ જણાવ્યું છે: 'સત્યાગ્રહ સભા જે કાયદા તોડવાનું નક્કી કરે તે કાયદાનો સવિનયભંગ કરવાનો હક એ પ્રતિજ્ઞા લેનારને પ્રાપ્ત થાય છે.' આ વાક્યમાં હકીકતને ખોટી રીતે રજૂ કરવાનો તેમ જ ખરી હકીકતને દાબી દેવાનો એમ બે દોષ રહેલા છે. પ્રતિજ્ઞા લેનારાઓએ સત્યાગ્રહ સભા નક્કી કરે તેવા કોઈ પણ કાયદાનો સવિનયભંગ કરવાનો નથી, પણ પોતે નીમેલી ખાસ કમિટી જે પસંદ કરે તે કાયદાનો સવિનયભંગ કરવાનો છે. આ ભેદ મહત્ત્વનો છે. વળી વિદ્વાન મૅજિસ્ટ્રેટે એ વસ્તુ દર્શાવી જ નથી કે સવિનય કાયદાભંગ કરતી સમયે સત્યાગ્રહી, સત્યને વળગી રહેવાને અને કોઈના પણ જાનમાલને નુકસાન નહીં પહોંચાડવાને પોતાની પ્રતિજ્ઞાથી બંધાયેલો છે. આ વસ્તુ ઓછી મહત્ત્વની નથી. આગળના વાક્યમાં મૅજિસ્ટ્રેટ પોતાના જે અજ્ઞાનનું પ્રદર્શન કરે છે તે તો અક્ષમ્ય છે. એ કહે છે કે 'સવિનયભંગ એટલે શું તે કોઈ જગ્યાએ સમજાવવામાં આવ્યું નથી.' સવિનય કાયદાભંગ કરવા માટે જ્યારે તેઓ સજા કરવા બેઠા હતા ત્યારે એ વસ્તુ શી છે તે પૂરેપૂરું સમજી લેવાની તેમની ફરજ હતી. સત્યાગ્રહ વિષેની બધી પત્રિકાઓ, જેમાં થૉરોનો 'કાયદાની સામે થવાની ફરજ' એ સુપ્રસિદ્ધ લેખ પણ છે, એ તેમને ઉપલબ્ધ હતાં.

"તે પછીનાં મૅજિસ્ટ્રેટનાં વાક્યોનું બેહૂદાપણું હું બતાવું તે પહેલાં કાયદાનો સવિનયભંગ એટલે શું એ ટૂંકમાં સમજાવવાનો હું પ્રયત્ન કરીશ. સવિનય કાયદાભંગ, એ કાયદાના અવિનયી અથવા અનીતિમય ભંગથી વિરુદ્ધ છે. સવિનય કાયદાભંગ એવા જ કાયદાનો હોય, જે નીતિને લગતા ન હોય. વળી કાયદાઓ પણ ફોજદારી તથા દીવાની બે પ્રકારના હોય છે. કાયદાનો સવિનયભંગ કરનાર ઇન્ડિયન પીનલ કોડની ૧૨૪અ કલમ જેવા કૃત્રિમ ફોજદારી કાયદાનો સવિનયભંગ કરતાં અચકાશે નહીં. એ કાયદા પ્રમાણે ન્યાયાધીશની ધૂન અથવા તો પૂર્વગ્રહ પ્રમાણે કોઈ પણ વસ્તુને રાજદ્રોહી ગણી શકાય એમ છે. સવિનયભંગ કરનાર બીજાના હક ઉપર તરાપ આવે એવું કોઈ પણ કૃત્ય કરશે નહીં. કોઈ પણ વ્યક્તિ અથવા સંસ્થા પ્રત્યે દ્વેષ અથવા તિરસ્કાર પેદા કરવાની દૃષ્ટિએ તે કોઈ પણ કૃત્ય કરશે નહીં. પરંતુ કોઈ પણ વ્યક્તિ અથવા સંસ્થાના દ્વેષજનક અથવા તિરસ્કારયુક્ત કૃત્યનો તેનાં પરિણામોની પરવા કર્યા વિના અનાદર કરતાં અથવા તેને ઉઘાડા પાડતાં તે અચકાશે નહીં

એમ કરીને તે વ્યક્તિ અથવા સંસ્થાને નાહકના દ્વેષ અથવા તિરસ્કારમાંથી બચાવી લે છે. રાજદ્રોહના કાયદાનો એવો અર્થ તો ન જ હોય કે, રાજ્યના હરકોઈ જુલમ અથવા આપઅખત્યારીને વશ થવું. ધારાપોથીમાં ભલે તેવું લખેલું હોય અને જુલમ પ્રત્યે દ્વેષ પેદા થવાનો ભય પણ ભલે હોય. સવિનય કાયદાભંગ કરનાર કોઈ કૃત્યને વિષે હેતુઓનું આરોપણુ નહીં કરે, પણ એ કૃત્યને તેના ગુણદોષથી જ તપાસશે. સવિનય કાયદાભંગનું મંડાણ પ્રેમ અને ભાઈચારા ઉપર છે, જ્યારે કાયદાના અવિનયી ભંગનું મંડાણ તિરસ્કાર અને દ્વેષ ઉપર છે. પ્રકાશ અને અંધકાર વચ્ચે જેટલો તફાવત છે, તેટલો તફાવત સવિનય કાયદાભંગ અને અવિનયી કાયદાભંગ વચ્ચે છે. જ્યારે દેશમાં સવિનય કાયદાભંગની ભાવના વ્યાપક થશે, અને હું આશા રાખું છું કે હિંદુસ્તાનના લોકોમાં થોડા જ વખતમાં એમ થશે, ત્યારે ગુના અને ખુનામરકી એ લગભગ ભૂતકાળની બિના બની જશે.

"મિત્રો તેમ જ સરકાર એવી દલીલ કરે છે કે—જીવનના એક સિદ્ધાંત તરીકે સવિનય કાયદાભંગ, એ ભલે બહુ પ્રસંશાપાત્ર વસ્તુ હોય પણ અણસમજુ લોકો સવિનય કાયદાભંગ અને અવિનયી કાયદાભંગ વચ્ચે ભેદ કરી શકતા નથી. જે વસ્તુ પોતાને પસંદ ન પડતી હોય તેનો અનાદર કરવાનું તેમનું વલણ હોવાથી કોઈ પણ કાયદાભંગને સવિનય કાયદાભંગ સમજવાની તેઓ ભૂલ કરે છે અને એમ કરતાં ગેરકાયદે કામો કરવાની તેમને ટેવ પડે છે. આ દલીલ વિચારવા જેવી છે ખરી, પણ તેથી સવિનય કાયદાભંગની આવશ્યકતા અથવા તો ભવ્યતા ખોટી પુરવાર થતી નથી. તેથી તો એટલું જ સિદ્ધ થાય છે કે મારા જેવા માણસે નવા અને વિસ્તૃત ક્ષેત્રમાં સવિનય કાયદાભંગનો પ્રયોગ કરતાં પહેલાં બહુ સાવધાની રાખવાની જરૂર છે.

"આટલા વિવેચન ઉપરથી ઉપરના ઉતારામાંના નીચેના શબ્દોની કિંમત કેટલી છે તે આંકી શકાશે. આ રહ્યા તે શબ્દો:

"'મુંબઈમાં 'સવિનયભંગે' જપ્ત થયેલું સાહિત્ય વેચવાનું સ્વરૂપ લીધું. એમ કરવું એ ઇન્ડિયન પીનલ કોડની ૧૨૪અ કલમ પ્રમાણે ગુનો છે. એટલે એમ કરવાથી ફોજદારી કાયદાનો સ્પષ્ટ અનાદર થયો.' જપ્ત થયેલું સાહિત્ય વેચવાનો પ્રયોગ ફોજદારી કાયદાનો સક્રિય ભંગ કરવા માટે નહોતો કરવામાં આવ્યો પણ વહીવટી સત્તાધીશોના મનાઈહુકમને પડકાર આપવા માટે કરવામાં આવ્યો હતો. હવે તો સ્પષ્ટ થયું છે કે એવા વેચાણમાં કાયદાનો કશો ભંગ જ નહોતો, કારણ તેથી કોઈ પણ કાયદા અથવા હુકમનો અનાદર થતો જ નહોતો. સવિનય કાયદાભંગ કરનારે મનાઈહુકમનો અર્થ સમજવામાં ભૂલ કરી હતી.

"ઉતારામાં આગળ જણાવવામાં આવે છે: 'વળી કોઈ પણ કાયદો જે બીજાના હકોનું રક્ષણ કરતો હોય એનો 'સવિનયભંગ' કરવાથી તમામ કાયદો અને વ્યવસ્થા ઊંચે મુકાય છે એ સ્પષ્ટ છે અને કાયદો અને વ્યવસ્થાની રક્ષક એવી સરકાર પ્રત્યે વાસ્તવિક રીતે દ્વેષ અને તિરસ્કાર પેદા થાય છે. એટલે કે રાજદ્વારી સત્યાગ્રહનું આ અંગ તાત્ત્વિક રીતે તેમ જ પરિણામની દૃષ્ટિએ રાજદ્રોહી છે.' સવિનય કાયદાભંગના ઉપર આપેલા ખુલાસા પછી આની ઉપર વધુ ટીકા કરવી નિરર્થક છે. જો શ્રી જેઠમલને સત્યાગ્રહના સિદ્ધાંતના બિલકુલ ખોટા ખ્યાલથી જ સજા કરવામાં આવી હોય તો તેમને વિના વિલંબે છોડી મૂકવા જોઈએ."

પેશાવરના એક જનાબ અબ્દુલ અઝીઝે બાપુને કાગળ લખ્યો કે તમારા કાયદાના સવિનયભંગથી દેશમાં તોફાનો અને ખુનામરકી થાય એમ છે — સરહદ પ્રાંતમાં તો ખાસ — માટે એનો વિચાર તમારે કાયમને માટે છોડી દેવો જોઈએ.

૮–૮–'૧૯

તેમને જવાબ:

¶ "જ્યારે સર નારાયણ ચંદાવરકરે મને ખુલ્લો કાગળ લખ્યો અને જ્યારે, સવિનય પ્રતિકાર જે ખોટી રીતે 'પૅસિવ રેઝિસ્ટન્સ' કહેવાય છે, તે શરૂ કરવાની અયોગ્યતા વિષે સરકારે મારી આગળ દલીલો મૂકી, ત્યારે મેં થોડા વખતને માટે તે મોકૂફ રાખીને વિનયપૂર્વક તેમની વાત માની લીધી. એટલે મારે બીજો કોઈ જવાબ આપવાપણું નહોતું. પણ તમારા ખુલ્લા પત્રમાં કેટલાક પાયાના મુદ્દાઓ ઊભા કરવામાં આવ્યા છે અને સવિનયભંગની સામેના કેટલાક વાંધાઓની તેમાં ચર્ચા કરવામાં આવી છે. એટલે તેનો વિગતવાર જવાબ આપવાની જરૂર ઊભી થાય છે.

"પ્રથમ તો મને કાગળ લખવાની તમે માયા બતાવી તે માટે હું તમારો આભાર માનવા ઇચ્છું છું. તમને એ જાણવામાં રસ પડશે કે દક્ષિણ આફ્રિકામાં મેં આઠ વર્ષ સુધી લાંબી લડત ચલાવી તેમાં તમારા જિલ્લાના કદાવર પઠાણો સત્યાગ્રહી તરીકે મારી સાથે કામ કરતા હતા. તેમાંના એક નાતાલની એક ખાણમાં કામ કરતા હતા. તેમને તેમના મુકાદમે સખત માર માર્યો કારણ એટલું જ હતું કે તેઓ મારી સાથે સવિનયભંગની લડતમાં જોડાયા હતા. અપકૃત્ય કરનારનો સામનો ન કરવાની અને છતાં તેની ઇચ્છાને આધીન નહીં થવાની પ્રતિજ્ઞાથી તેઓ બંધાયેલા હોઈ તેમનું કહ્યું ન માનવા બદલ પોતાને થયેલી સજા મૂંગે મોઢે તેમણે સહન કરી. તેઓ મારી પાસે આવ્યા. સોળ ઊઠેલી પોતાની પીઠ મારી આગળ ખુલ્લી કરીને મને કહ્યું:

'મેં મારી પ્રતિજ્ઞાની અને તમારી ખાતર આ સહન કર્યું છે. હું પઠાણ છું, મારા ઉપર જે ઘા કરે તેને બીજા કોઈ પ્રસંગે હું એમ ને એમ જવા દઉં નહીં.' તેના આ કષ્ટસહનથી અને તેના જેવા હજારોએ કષ્ટો સહન કર્યાં તેથી ૮ પેલો ત્રણ પાઉંડનો ભૂંડો જજિયાવેરો નાબૂદ થયો. એ વેરો આપણા ગરીબ દેશબંધુઓને, તેમની સ્ત્રીઓને અને તેમનાં પુખ્ત વયે પહોંચેલાં બાળકોને ગિરમીટમાંથી છૂટયા પછી નાતાલમાં મુક્ત મનુષ્ય તરીકે રહેવાની કિંમત તરીકે દર વર્ષે આપવો પડતો.

"હવે જે પ્રયોગે નાતાલના મૂંગા મજૂરોને જુલમમાથી છોડાવ્યા એ પ્રયોગ છોડી દેવાનું તમે મને કહો છો. જે પ્રયોગે ઇસ્લામને દુનિયાના મહાન ધર્મો પૈકીનો એક જીવંત ધર્મ બનાવ્યો તેને છોડી દેવાનું તમે મને કહો છો. ૧૯૧૭માં ચંપારણમાં સત્તાધીશોએ મને જિલ્લો છોડી જવાનો હુકમ આપ્યો, તેનો મેં સવિનયભંગ કર્યો ત્યારે કશું અનિષ્ટ પરિણામ આવ્યું નહોતું. મારો દાવો એવો છે કે ચંપારણના ગરીબ કિસાનોમાં, તેમ જ બિહારની સરકારમાં કંઈક અંશે જાગૃતિ આવી તેનો પાયો મોટે ભાગે સવિનયભંગથી નંખાયો છે. જે સિદ્ધાંતને છેલ્લાં ચાળીસ વર્ષથી હું મહા મૂલ્યવાન ગણતો આવ્યો છું અને છેલ્લાં ત્રીસ વર્ષથી મારા જીવનમાં ઠીક ઠીક સફળતા સાથે જેનો જ્ઞાનપૂર્વક પ્રયોગ કરતો આવ્યો છું, તે હું કેમ છોડી દઉં?

"પરંતુ તમે ગયા એપ્રિલના ભયંકર અનુભવો ટાંકી બતાવો છો. તમે પરિસ્થિતિનું બરાબર પૃથક્કરણ કર્યું છે ખરું? છઠ્ઠી એપ્રિલનો દિવસ કન્યાકુમારીથી પેશાવર સુધી અને કરાંચીથી કલકત્તા સુધી કરોડો પુરુષો, સ્ત્રીઓ અને બાળકોએ ઊજવ્યો હતો. તેના જેવી ઘટના આપણી યાદદાસ્તમાં તો કદી બની નથી. તે દિવસે પેશાવરમાં શું થયું તે હું જાણતો નથી. પણ હું જાણું છું કે હિંદુસ્તાનના દરેક મુખ્ય શહેરમાં અને લાખો ગામડાંમાં તે શાંતિથી પસાર થયો હતો. એ ઉપરથી હું તમને એમ સૂચવવા માગું છું કે સવિનયભંગની શકયતાઓ કેટલી છે તેનો એ ચમત્કારિક પુરાવો છે. છઠ્ઠી એપ્રિલે કોઈ જગ્યાએ હકીકતમાં સવિનયભંગ કરવામાં આવ્યો નથી. એ દિવસ તો તૈયારીનો હતો. દુનિયા ઉપરની બીજી કોઈ સરકારે તો, એ ઉપરથી આવતા નવા બળને માન્યતા આપી હોત અને હિંમતપૂર્વક તેનો સ્વીકાર કરી રોલેટ કાયદા જે આ બધાનું મૂળ કારણ છે તે રદ કર્યો હોત. પણ પંજાબ સરકાર તો ગાંડી બની. તેણે હિંદી સરકાર પાસે પોતાનો કક્કો ખરો કરાવ્યો. ઘાતકી દમનની નીતિ શરૂ થઈ. બે નેતાઓને અટકમાં લઈ દેશપાર કરવામાં આવ્યા. તેઓ જાણતા હતા કે હું દિલ્હી અને ત્યાંથી જો જરૂર હોય તો પંજાબ શાંતિના કામ માટે જઈ રહ્યો હતો. છતાં મને ત્યાં

જતો અટકાવવામાં આવ્યો અને ગિરફતાર કરવામાં આવ્યો. અટકમાં જ મુંબઈ લાવીને મને છોડી મૂકવામાં આવ્યો ત્યાર પછી ભડકો થયો. હું એમ કહેવા માગું છું કે પંજાબ સરકારે ઇરાદાપૂર્વક અને દ્વેષપૂર્વક પંજાબમાં ભડકો કરાવવાની યોજના વિચારી હોત તો આના કરતાં વધારે અસરકારક પગલાં તે લઈ શકત નહીં. છતાં સત્યાગ્રહની શક્તિ એવી છે કે પંજાબ અને ગુજરાતનાં ત્રણ સ્થળો બાદ કરતાં આખું હિંદુસ્તાન આટલી ભયંકર ઉશ્કેરણી છતાં ઠીક ઠીક શાંત રહ્યું. મેં મારી ભૂલ કબૂલ કરી છે. મારી ભૂલ શી હતી? મારી ભૂલ એટલી જ હતી કે, ગમે તેવું દુઃખ અને પજવણી સહન કરવાની લોકોની શક્તિ વિષે મેં ખોટી ગણતરી કરી. પંજાબના નેતાઓની ગિરફતારીથી કરવામાં આવેલી ઉશ્કેરણી છતાં પંજાબના લોકોએ શાંત રહેવું જોઈતું હતું. પણ તેવી સહનશક્તિ તેઓ બતાવી શક્યા નહીં. અમૃતસરના લોકો પોતાની જાત ઉપર કાબૂ રાખી શક્યા નહીં. પોતાના નેતાઓને દેશપાર કરવામાં આવ્યા તે તેઓ સાંખી શક્યા નહીં. ત્યાર પછી જે બન્યું તેમાં કેટલો દોષ કોનો હતો તેની ફાળવણી તમે કે હું કરી શકીએ નહીં. સત્યાગ્રહનો સવાલ બાજુએ રાખીને નિરાકરણ તો એ સવાલનું કરવું પડશે કે લશ્કરે ગોળીબાર કર્યો તેથી લોકો ગાંડા બન્યા? કે પછી ટોળાના તોફાનોથી લશ્કરને ગોળીબાર કરવાની ફરજ પડી?

"એ તો જે બન્યું હોય તે ખરું. પરંતુ દેશના કેટલાક ભાગમાં, ખાસ કારણોને લઈને, ગયા એપ્રિલ માસમાં હિંસાનો પ્રયોગ થયો તેથી સવિનય કાયદાભંગ ફરી ઉપાડવાનો વિચાર હું શા સારુ કાયમ માટે છોડી દઉં? કેટલાક લોકો તે જ વખતે અપકૃત્યો કરે એવો સંભવ હોય, તેથી મારે શું સુકૃત્યો કરવાનું છોડી દેવું? હું કબૂલ કરું છું કે આ પ્રશ્ન મેં મૂક્યો છે તેટલો સાદો નથી. દરેક કાર્યની ઉપર વિવિધ પ્રકારના મિશ્ર સંયોગોની અસર થાય છે. કેટલાક સંયોગો કર્તાને આધીન હોય છે, અને કેટલાક તેના અંકુશની બહાર હોય છે. એટલે તે તો એટલું જ કરી શકે કે આસપાસના સંજોગો ઉપર તે વધારેમાં વધારે કાબૂ મેળવી શકે ત્યાં સુધી પોતે રાહ જુએ અને પછી ભગવાન ઉપર ભરોસો રાખી પોતાનું નાવ હંકારે. સવિનય કાયદાભંગ મોકૂફ રાખીને મેં બરાબર આમ જ કર્યું છે. મેં બતાવ્યું છે કે સવિનયભંગ એ અવિનયી ભંગથી એકદમ વિરુદ્ધ છે. સવિનયભંગ એ સરકાર પ્રત્યે સહકાર અને આદરની વૃત્તિ સાથે પૂરેપૂરો સુસંગત છે.

"તમે પેશાવરનો દાખલો, હું ધારું છું એના માટે ટાંકો છો કે લોકોએ વિચાર કર્યા વિના અથવા તો તોફાની લોકોથી દોરવાઈને છઠ્ઠી એપ્રિલના કાર્યક્રમમાં ભાગ લીધો. તેઓએ તમો કહો છો તેમ કદાચ કર્યું હોય પણ

બનેલી ઘટનાઓનો હું તમારા કરતાં જુદો જ અર્થ કરું છું. રોલેટ કાયદા કરવામાં ન આવ્યા હોત તો કોઈ પણ જાતના દેખાવો ન કરવા પડત અને તોફાની તત્ત્વોને હાથો ન મળી શક્યો હોત. આ દેખાવોની અથવા તો સવિનય ભંગની યોજના કરવામાં દોષ રહેલો નથી. પણ સરકારે પોતે નહીં ધારેલી' એવી ચળવળ ઊભી થાય એટલે સુધી લોકમતને ધુતકાર્યો એમાં દોષ રહેલો છે.

"આમાંથી તારવવા જેવો સાર શું સ્પષ્ટ નથી? સાર એ છે કે, સરકારે લોકમતના બળ આગળ નમતુ મૂકવું જોઈએ, અને પોતાનાં પગલાં પાછા ખેંચવાં જોઈએ. એમ માની લઈએ કે રોલેટ ઍક્ટમાં આપવામાં આવેલી સત્તાઓ જરૂરની છે, તોપણ સરકારે તે માટે ધીરજથી લોકમત કેળવવો જોઈએ અને સમજદાર લોકમત સહન કરી શકે એવા ઉપાયો અખત્યાર કરવા જોઈએ અને એટલી જ સત્તાઓ લેવી જોઈએ. અહીં તો પોતાના મિત્રોની સલાહની સરકારે અવગણના કરી છે અને એમ કરીને મહત્ત્વની બાબતોમાં સરકાર ઉપર અસર પાડવાની તેમની અશક્તિ લોકો આગળ ઉઘાડી પાડીને તેમને હાંસીપાત્ર બનાવ્યા છે. મારો અભિપ્રાય એવો છે કે તમારે તેમ જ બીજા નેતાઓએ ખુલ્લા અથવા ખાનગી કાગળો મને લખવાને બદલે સરકારને લખવા જોઈએ અને પોતાની ભૂલો સુધારવાનુ તેને કહેવું જોઈએ. મારા કર્તવ્યને માર્ગેથી ચલિત થવા તમારે મને લલચાવવો જોઈએ નહીં. હું આશા રાખું છું કે રોલેટ કાયદા જેની સામે આટલો વિરોધ જાગ્યો છે અને જેણે આટલુ લોહી વહેવડાવ્યું છે તે રદ થવા જોઈએ એમાં તો તમે મારી સાથે સંમત થશો. તે માટે સવિનયભંગ સિવાય બીજા કોઈ ઉપાય તમારી પાસે હોય તો તમારે એ જરૂર અજમાવવા જોઈએ અને એમાં તમને યશ મળશે તો આપોઆપ જ સવિનયભંગ માટે કશો અવકાશ રહેશે નહીં. આ મોકૂફીના ગાળામાં તમે અને બીજા નેતાઓ, જેઓ સવિનયભંગનો ભય રાખો છો અથવા તો તેને નાપસંદ કરો છો, તેમણે પોતાની બધી શક્તિ વાપરીને ઇષ્ટ પરિણામ લાવવા પ્રયત્ન કરવો જોઈએ."

ભારતમંત્રી મિ. મૉન્ટેગ્યુએ ભાષણ કર્યું કે રોલેટ કાયદામાં અમલદારોને આપવામાં આવેલી સત્તાઓ જરૂરી છે.

૯–૮–'૧૯ તેના જવાબમાં આજના 'યંગ ઇન્ડિયા'માં બાપુએ નીચેનો ટૂંકો પણ ભારે લેખ લખ્યો:

¶ "મિ. મૉન્ટેગ્યુ છેવટે બોલ્યા છે. તેઓ માને છે કે રોલેટ કાયદાની રૂએ વહીવટી અમલદારોને આપવામાં આવેલી સત્તા જરૂરી છે. ઘણા મિત્રો

પૂછે છે કે આવું ભાષણ થયા છતાં કાયદો રદ થશે ખરો ? મારો જવાબ એ છે કે બંગભંગની બાબતમાં મિ. મોરલીએ કહેલું કે એ નિશ્ચિત થઈ ચૂકેલી બિના છે, છતાં એ રદ કરવામાં આવ્યો. તે જ પ્રમાણે રોલેટ કાયદો પણ રદ થશે. જનરલ સ્મટ્સે અનેક વાર ભાર દઈને જાહેર કરેલું કે એશિયાટિક રજિસ્ટ્રેશન ઍક્ટ કદી રદ કરવામાં આવશે નહી. છતાં ૧૯૧૪માં એ કાયદો રદ થયો. એટલે મારી તો ખાતરી છે કે રોલેટ ઍક્ટ પણ જશે કારણ કષ્ટસહનની એટલે કે સવિનય પ્રતિકારની, પહાડ જેવી મુશ્કેલીઓ પણ ઓળંગી જવાની શક્તિ વિષે મારી શ્રદ્ધા છે. છતાં મને દિલગીરી થયા વિના રહેતી નથી કે જે કાયદાનુ, તેમાં રહેલા અનિષ્ટની દૃષ્ટિએ તેમ જ લોકમતે આટલા સખત શબ્દોમાં તેને વખોડી કાઢ્યો છે એ દૃષ્ટિએ, જરા પણ સમર્થન થઈ શકે એમ નથી, તેનું સમર્થન કરવા મિ. મૉન્ટેગ્યુ બહાર પડ્યા છે. પોતાની સ્થિતિનો બચાવ કરવા માટે મિ. મૉન્ટેગ્યુને વિસંગત દલીલો કરવી પડી છે તથા હકીકતોને મારી મચડવી પડી છે. અત્યારે તો વહીવટી અમલદારોને જે સત્તાઓ આપવામાં આવી છે તે બિનજરૂરી છે. એટલા જ માટે કે ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ હજી તો અમલમા છે અને આવતા કેટલાક મહિના સુધી અમલમા રહેશે તેમને ખાસ સત્તાઓ આપવાની ખરેખર જ જરૂર હોય તો બીજા અને ઓછા અપમાનજનક તથા વધારે અંકુશિત રૂપમાં તે આપી શકાય જેવી છે તેની રાજકીય સુધારાની યોજનાના મિ મૉન્ટેગ્યુ, લૉર્ડ ચેમ્સફર્ડની સાથે સહકર્તા છે એ સુધારાથી કાંઈ પણ ભલુ કરવાનો ઇરાદો રખાયો હોય તો જે કાયદાથી તે વ્યર્થ થઈ જાય છે તેવા કાયદાનો બચાવ કરવો એ મિ મૉન્ટેગ્યુને શોભતું નથી.

"પણ આ લેખ લખવાનો હેતુ મિ મૉન્ટેગ્યુની વાત ટકી શકે એવી નથી એવી દલીલ કરવાનો નથી મારે તો એ બતાવવુ છે કે જો રોલેટ કાયદા રાખવાનો જ આગ્રહ કરવામાં આવશે તો સરકારે બહુ જબરજસ્ત સવિનય પ્રતિકારને માટે તૈયાર રહેવુ જોઈશે આ પ્રતિકાર સંપૂર્ણ રીતે વિનયપૂર્વક કરવામા આવશે, પણ તે એટલો જ અણનમ હશે. મુદ્દો બહુ સાદો છે લોકોની ઇચ્છાનો અમલ થાય કે સરકારની ઇચ્છાનો ? હુ એમ કહેવાની હિંમત કરું છુ કે કોઈ પણ સરકાર, તે ગમે એટલી બળવાન અને આપખુદ હોય તોપણ, નિરપવાદ લોકમત આગળ નમતું આપવાને બંધાયેલી છે. કેવળ પશુબળ, પછી તેનો અમલ એક વ્યક્તિ કરતી હોય અથવા તો સરકાર કરતી હોય, તેની આગળ સત્ય અને ન્યાયને નમવુ પડે એ સ્થિતિ બહુ ભયંકર છે મારુ જીવનકાર્ય એ સાબિત કરી બતાવવાનુ છે કે બળવાનમાં બળવાન પશુબળને, સત્યનુ સમર્થન કરતા નીતિબળ આગળ નમવું જ પડે

છે. ગયા એપ્રિલ મહિનામાં આટઆટલી ઉશ્કેરણી થયા છતાં લોકોએ હિંસાનો આશ્રય ન લીધો હોત તો અત્યાર સુધીમાં તો રોલૅટ કાયદા ક્યારનાયે રદ થઈ ગયા હોત. આ હું અત્યારે લખી રહ્યો છું એ બિના જેટલી નિ:સંશય છે, તેટલી જ નિ:સંશય એ વસ્તુ મારા મનમાં છે. હું આશા રાખું છું કે મિ. મૉન્ટેગ્યુ, લૉર્ડ ચેમ્સફર્ડ અને બીજા સત્તાધીશો હજી પણ જોશે કે સાચી પ્રતિષ્ઠા ન્યાય કરવામાં અને લોકમતને માન આપવામાં રહેલી છે. પણ સંભવ એ છે કે તેઓના વિચાર જુદી જાતના હોય. એ સ્થિતિમાં જેઓ સવિનય પ્રતિકારની ત્વરિત ફતેહ ઇચ્છતા હોય તેમને હું કહીશ કે એવો પ્રતિકાર સારી રીતે થઈ શકે એટલા માટે તેઓ વાતાવરણ તૈયાર કરે. આપણે જો લડવું જ પડશે તો બે બળોનો ભારે મુકાબલો થવાનો છે. પણ પરિણામ નક્કી છે. સવિનય પ્રતિકારની એ અદ્ભુત ખૂબી છે. અન્યાય સામે દાદ મેળવવાનો લોકો પાસે છેવટનો કોઈ ઉપાય ન હોય તો તો તેમનો નાશ થઈ જાય. વધુમાં વધુ નિશ્ચિત અને વધુમાં વધુ સલામત સ્વરૂપનો ઉપાય સવિનય પ્રતિકાર છે.

"યુરોપનો દાખલો આપણને હિંસાની પદ્ધતિ સામે જીવતીજાગતી ચેતવણી પૂરી પાડે છે. ત્યાં થયેલી સુલેહથી ત્યાંના દેશોને શાંતિ મળી નથી. જ્યાં જુઓ ત્યાં હડતાલો, ખુનામરકી અને લૂંટફાટ જોવામાં આવે છે. ઇંગ્લંડ કદાચ સૌથી મોટું વિજેતા હશે. એ પણ આ ઉત્પાતોથી મુક્ત નથી. લડાઈમાં થયેલા વિજયથી મોટા જનસમુદાયને કશો સંતોષ મળ્યો નથી. હિંદુસ્તાને બે શસ્ત્રો વચ્ચે પસંદગી કરવાની છે. હિંસાનુ શસ્ત્ર ભાંગ્યુંતૂટ્યું છે, અને સવિનય પ્રતિકાર એટલે કે કષ્ટસહન દ્વારા પ્રતિકારનું શસ્ત્ર અતૂટ, શાંતિમય અને ઉન્નતિકર છે."

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'માં 'પેન્સિલવેનિયન'એ એક કાગળ લખેલો તેને બાપુએ એ જ પત્રમાં નીચે પ્રમાણે ઉત્તર આપ્યો:

૧૮-૮-'૧૯

"'પેન્સિલવેનિયન'એ મને તમારા પત્ર મારફત સદ્ભાવપૂર્વક સલાહ આપી છે. હું જાણું છું કે 'પેન્સિલવેનિયન' જેવા વિચારો ધરાવે છે તેવા જ વિચારો ઘણા અંગ્રેજો પ્રામાણિકપણે ધરાવે છે. સત્યાગ્રહને વિષે કેટલીક ગેરસમજો પ્રવર્તે છે તે દૂર કરવાની મને તક આપવા માટે હું તેમનો આભાર માનું છું. પોતાના નામાંકિત દેશબંધુ અબ્રાહમ લિંકનનો દાખલો અનુસરવાનું 'પેન્સિલવેનિયન' મને કહે છે. તેમનુ એક વચન છે કે, 'આપણે શ્રદ્ધા રાખવી જોઈએ કે સત્યમાંથી જ બળ પેદા થાય છે. અને એ શ્રદ્ધાથી જ જીવનના અંત સુધી આપણાં કર્તવ્યો

આપણી સમજ પ્રમાણે બજાવતા રહેવું જોઈએ.' આ વચનને મારા જીવનમાં મારી શક્તિ પ્રમાણે ઉતારવાનો મેં હમેશાં પ્રયત્ન કર્યો છે.

"'પેન્સિલવેનિયન' 'નૈતિક ક્રાંતિ'નો આગ્રહ કરે છે એ બરાબર છે. હવે સત્યાગ્રહ એ એના સિવાય બીજું કશું નથી. સવિનય પ્રતિકાર એ એનો માત્ર એક ભાગ છે, જોકે આવશ્યક ભાગ છે. સત્યાગ્રહનો શબ્દાર્થ એ છે કે 'કોઈ પણ ભોગે સત્યનો આગ્રહ રાખવો.' જેમણે પોતાનું આખું જીવન સત્યાગ્રહી બનાવ્યું છે તેઓ સત્ય, અહિંસા, ગરીબી અને બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન કરવાને પ્રતિજ્ઞાબદ્ધ છે. 'પેન્સિલવેનિયન'એ જે કાર્યક્રમ દર્શાવ્યો છે તે લગભગ આખો અમલમાં મૂકવાનો જ્યાં પ્રયત્ન કરવામાં આવતો હોય એવી એક સંસ્થા અત્યારે હસ્તી ધરાવે છે. અંગ્રેજ અને અમેરિકન મિત્રોએ તેની મુલાકાત લીધેલી છે. 'પેન્સિલવેનિયન'ને તેની મુલાકાત લેવાનું અને તે વિષે જાહેરમાં રિપોર્ટ કરવાનું હું આમંત્રણ આપું છું. ત્યાં તે જોશે કે જીવનમાં જુદા જુદા દરજ્જો ભોગવતાં સ્ત્રીપુરુષો ત્યાં સંપૂર્ણ સમાનતાના ભાવથી રહે છે. જેઓ નિરક્ષર છે તેમને રોજની મજૂરીના બચતા વખતમાં અક્ષરજ્ઞાન આપવામાં આવે છે. જેઓ ભણેલા છે તેઓ કોદાળી અને પાવડો લઈ કામ કરતાં અચકાતા નથી. ત્યાં તેઓ જોશે કે ખેતીનાં કામ ઉપરાંત તેના સભ્યો કાંતવાવણવાનું ફરજ સમજીને શીખી લે છે. તેનો જૂનો ઇતિહાસ જોતાં તેમને જણાશે કે જ્યારે ઇન્ફલુએન્ઝા ફાટી નીકળ્યો ત્યારે તેના સભ્યોએ આસપાસનાં ગામડાંમાં લોકોને દવા આપવાનું કામ કર્યું હતું. દુકાળ વખતે ગરીબ લોકોને અનાજ વહેંચવામાં દુકાળ સમિતિને મદદ કરી હતી, એ જ કમિટી મારફત વણકરોને કામ આપીને તેમનામાં હજારો રૂપિયા વહેંચ્યા હતા, અને સાથે સાથે દેશનુ ઉત્પાદન વધારવામાં પણ ફાળો આપ્યો હતો. તેના સભ્યોની પ્રવૃત્તિથી જ આજે ઘણી સ્ત્રીઓ જેઓ આજ સુધી કશું કમાતી નહોતી, તેઓ પોતાના નવરાશના વખતમાં સૂતર કાંતીને થોડા પૈસા કમાતી થઈ છે. ટૂંકમાં 'પેન્સિલવેનિયન'એ આલેખેલા વિસ્તૃત કાર્યક્રમમાંની ઘણીખરી વિગતો સત્યાગ્રહીઓ પોતાની પૂરી શક્તિ પ્રમાણે ત્યાં અમલમાં મૂકી રહ્યા છે. આપણી વચ્ચે ચાલી રહેલી આ એક મૂંગી નૈતિક ક્રાંતિ છે. તેની જાહેરાત કરવાથી એમાં ન્યૂનતા આવે છે. સત્યાગ્રહીઓ ત્યાં જે રચનાત્મક કામ કરી રહ્યા છે તે આમ જાહેર કરતાં હું ભારે સંકોચ અનુભવી રહ્યો છું.

"વિશેષમાં હું જણાવીશ કે સત્યાગ્રહના આગમનથી મારા જાણવા પ્રમાણે કેટલાયે ત્રાસવાદીઓને તેમના ખુનામરકીવાળા સિદ્ધાંતમાંથી વિમુખ કરી શકાયા છે. તેમને સમજાયું છે કે ગુપ્ત મંડળીઓ રચવાથી અને છૂપી રીતે ખૂનખરાબી કરવાથી આ કમનસીબ દેશ ઉપર લશ્કરી અને આર્થિક બોજો

વધવા સિવાય બીજું કશુ પરિણામ આવતુ નથી તેનાથી છૂપી પોલીસ ખાતાની નાગચૂડ દેશ ઉપર વધારે મજબૂત થાય છે, અને ખોટે રસ્તે દોરવાયેલા હજારો જુવાનોના જીવન પાયમાલ થઈ જાય છે ઊગતી પેઢીમા સત્યાગ્રહે નવી આશાનો સચાર કર્યો છે જીવનના ઘણા અનિષ્ટો માટે સત્યાગ્રહ તેમને ખુલ્લો અને રામબાણ ઉપાય બતાવે છે નવી પેઢીને સત્યાગ્રહ એક અજેય અને અનુપમ બળનો અનુભવ કરાવે છે એ બળનો ઉપયોગ હરકોઈ માણસ વિના હરકતે કરી શકે છે સત્યાગ્રહ હિંદુસ્તાનના યુવાનોને કહે છે કે જાતે કષ્ટ સહન કરવુ, એ આર્થિક, રાજકીય અને આધ્યાત્મિક મુક્તિ માટે સરિયામ માર્ગ છે

"મોટે ભાગે સત્યાગ્રહમા 'અનિષ્ટનો પ્રતિકાર' હોય છે કેટલીક વાર એ 'સવિનય પ્રતિકાર'નુ રૂપ પણ લે છે અહીં મારી મદદમા 'પેન્સિલવેનિયન'ના નામાંકિત દેશબધુ હેન્રી થૉરોનો હુ આશ્રય લઈશ એ કહે છે કે 'શુ કોઈ માણસે એક ક્ષણને માટે પણ, અથવા બહુ થોડા પ્રમાણમા પણ, પોતાનો અતરાત્મા ધારાશાસ્ત્રીને આધીન કરવો જોઈએ ખરો?' એ સવાલ પૂછીને તે જવાબ આપે છે 'હુ તો કહુ છુ કે આપણે માણસ પહેલા અને રૈયત પછી કાયદાને માન આપવાનો ગુણ કેળવવાની કદાપિ જરૂર હુ જોતો નથી સત્યને માન આપવાની જરૂર હરહમેશ છે મારાથી એક જ ફરજ ધારણ કરી શકાય છે, અને તે એ કે, જે સત્ય હોય તે જ મારે કરવુ' મને લાગે છે કે થૉરોની વાત સૌ ટકા સાચી છે સવાલ માત્ર અતરાત્માના હકનો અમલ કરવા કયો ઉપાય લેવો એ છે પ્રચલિત ઉપાય એ છે કે તમારા અતરાત્માને જે આઘાત પહોંચાડવા આવે તેના ઉપર તમે હિંસાનો પ્રયોગ કરો થૉરો પોતાના અમર લેખમા કહે છે કે હિંસા નહીં પણ સવિનય અથવા અહિંસક પ્રતિકાર એ જ સાચો ઉપાય છે સવિનય અથવા અહિંસક પ્રતિકારમા પ્રતિકાર કરનાર પોતે કરેલા અનાદરના પરિણામો વેઠી લે છે ઈરાન અને મીડિયાના કાયદાનો દાનિયલે* જ્યારે ભગ કર્યો ત્યારે તેણે આમ જ કર્યું હતું

*દાનિયલ એ વિરલ પ્રતિભાવાન હિબ્રૂ હતો જુવાનીમા જ તેના જ્ઞાન અને ડહાપણથી બાબિલોનના રાજાનુ તેણે ધ્યાન ખેચ્યું હતુ પાછળથી ઈરાની સામ્રાજ્યમા તે બહુ ઊચી પદવીએ ચડ્યો હતો તેના અદેખા હરીફોએ ઈરાન અને મીડિયાના સમ્રાટના કાન ભભેર્યા કે એ રાજ્યના ધર્મને માનતો નથી સાચે જ એ ધર્મને નામે ચાલતા વહેમોને માનતો નહોતો એટલે તેણે રાજ્યધર્મનો ઇનકાર કર્યો તે માટે સમ્રાટની આજ્ઞાથી તેને સિંહોની ગુફામા નાખવામા આવ્યો પણ ત્યા ચમત્કારી રીતે તે બચી જવા પામ્યો અને સમ્રાટે ફરી એને એના અસલ પદ ઉપર સ્થાપિત કર્યો

"હિંદુસ્તાનમાં ખેડૂતો પરાપૂર્વથી એમ કરતા આવ્યા છે. તેમના જીવનનો એ નિયમ થઈ પડ્યો છે. હિંસા કરવી એ તો આપણામાં રહેલા પશુનો સ્વભાવ છે. જાતે કષ્ટ સહન કરવું એટલે કે સવિનય પ્રતિકાર કરવો એ આપણામાં રહેલા મનુષ્યનો સ્વભાવ છે. સુવ્યવસ્થિત રાજ્ય અથવા તો સમાજમાં સવિનય પ્રતિકાર કરવાનો પ્રસંગ ભાગ્યે જ આવે છે પણ પ્રસંગ ઉપસ્થિત થાય તો જે માણસ પોતાના સ્વમાનને અથવા તો પોતાના અંતરાત્માને બીજા બધા કરતાં શ્રેષ્ઠ ગણે છે, તેની એમ કરવાની અનિવાર્ય ફરજ થઈ પડે છે. રોલેટ કાયદા એ એવા કાયદા છે જે અમારામાંના હજારોના અંતરાત્માને માન્ય નથી એટલે હું તો વિનયપૂર્વક એમ સૂચવું છુ કે અંગ્રેજોએ મને સવિનય કાયદાભંગ ન કરવાનુ દબાણ કરવાને બદલે, સરકારને અપીલ કરવી જોઈએ કે રાષ્ટ્રના સ્વમાનને આઘાત પહોંચાડનારા અને જેની સામે નિરપવાદ લોકમતનો વિરોધ છે એવા કાયદાને તે રદ કરે."

લાલાજીને સાબરમતીથી નીચેનો કાગળ લખ્યો :

¶ "પ્રિય લાલા લજપતરાય,

૨૦–૮–'૧૯

"તમારો કાગળ* મળ્યો, તેથી બહુ આનંદ થયો. એને હુ એટલો કીમતી ગણુ છુ કે એ મે પ્રગટ કર્યો છે. તમારા વિચારો વિષે જે ખોટા ખ્યાલો પ્રવર્તે છે તે દૂર કરવામાં તેથી મદદ

---

* લાલાજીનો કાગળ નીચે પ્રમાણે હતો :

¶ "આપણી માતૃભૂમિની ઉન્નતિ માટે તમે જે મહાન ચળવળ ઉપાડી છે તેમા હું મારા કાબૂ બહારના સજોગોને લીધે, ભાગ લઈ શકતો નથી. પરતુ તમે જે ભારે વડત આપી રહ્યા છો તે માટે મારી હૃદયપૂર્વકની પ્રશસા અને તમારી ઉચ્ચ આશયવાળી દેશભક્તિ માટે મારી ઊડી કદર હું તમને દર્શાવવા ઇચ્છુ છું.

"દેશમાથી મારી ગેરહાજરી દરમ્યાન હુ ઘણુ શીખ્યો છુ અને ઘણુ નકામુ ભૂલ્યો છુ. મારો સપૂર્ણ એકરાર કરવાનુ આ સ્થળ નથી જોકે તમારી વિચારસરણી સાથે હુ પૂરેપૂરો સમત થઈ શકતો નથી છતા આપણે શુ કરવુ જોઈએ એ વિષેના તમારા વિચારો સાથે હું મોટે ભાગે સમત છુ. હિંદુસ્તાનમા બળજબરીથી ક્રાતિ લાવવાના પ્રયત્નોની વ્યર્થતા વિષે મારી પહેલા કરતા વધારે પ્રતીતિ થઈ છે. મારા વિચાર પ્રમાણે ત્રાસજનક પ્રવૃત્તિ કેવળ વ્યર્થ નહી પણ પાપરૂપ છે. સરકાર તમામ પ્રકારની ખુલ્લી પ્રવૃત્તિઓ અટકાવવા ઇચ્છે છે અને તેવી પ્રવૃત્તિઓ કરનારને સજા કરે છે, તેથી ગુપ્ત પ્રચાર અને ગુપ્ત મડળીઓને માટે થોડોઘણો બચાવ હોઈ શકે. પરતુ લાબે ગાળે તેમા ભાગ લેનારાઓનો નૈતિક જુસ્સો મદ પડી જાય છે. હુ માનું છુ કે કોઈ પણ પ્રજા સ્વતત્રતા મેળવવાને યોગ્ય થતી નથી, અથવા સ્વતત્રતા મેળવી શકતી નથી, જ્યા સુધી તેને માટે તે ખૂબ ભોગો આપવાને તૈયાર ન થાય આપણુ કષ્ટસહન જ્ઞાનપૂર્વક સ્વતત્રતાપ્રાપ્તિને અર્થે હોવુ જોઈએ. સ્વતત્રતા ગુમાવી

થાય છે. તમે કાગળ ઉપર સહી નથી કરી હું ધારું છું કે સરતચૂકથી સહી રહી ગઈ હશે હું ઇચ્છુ છુ કે તમારા વિચારોને તમે વધુ વિકસાવો અને

---

બેસીને પણ આપણે સહન તો કરીએ જ છીએ હિંદુસ્તાનમા આ બીજી જાતનું કષ્ટસહન બહુ વધારે છે, પહેલી જાતનું બહુ ઓછું છે હજુ સુધી સ્વાતંત્ર્યને પાત્ર થવા માટે આપણે બહુ ઓછું કર્યું છે. ખરું સ્વાતંત્ર્ય શેમા રહેલું છે તે લોકોને સમજાવવા માટે તેથીયે ઓછું કર્યું છે સ્વાતંત્ર્યની લડતમાં અત્યાર સુધી આપણે જે ભોગો આપ્યા છે અને જે કષ્ટો સહન કર્યા છે તે વિજયપ્રાપ્તિની દૃષ્ટિએ બહુ નજીવા છે

"એટલે તમારા શિક્ષણના મુખ્ય મુદ્દા સાથે મારી પૂરેપૂરી સહાનુભૂતિ છે. હું સત્યાગ્રહીની સંપૂર્ણ પ્રતિજ્ઞા ઉપર સહી કરવા કદાચ અસમર્થ હોઉં. પણ જો અને જ્યારે હુ દેશમા આવી શકીશ તો અને ત્યારે શુદ્ધ સ્વદેશી વ્રત[1] ઉપર સહી કરીશ.

"તમે જાણીને ખુશ થશો કે આ દેશમા વસતા ઘણા જુવાન હિંદીઓ તમારા પ્રત્યે ઊંડા પૂજ્યભાવની વૃત્તિ સેવે છે તેમાના એક જેઓ એક વખત હરદયાળના, વફાદાર અનુયાયી હતા, તેઓ લખે છે •

"'આપણને અત્યારે મહાત્મા ગાંધીના જેવા નેતાઓની જરૂર છે આપણને સશસ્ત્ર પ્રતિકારની જરૂર નથી આપણને 'પૅસિવ રીઝિસ્ટન્સ'ની પણ જરૂર નથી આપણને જેની જરૂર છે તે એ બને કરતા ઊંચી વસ્તુની છે. મહાત્માજી આજે તેની હિમાયત કરી રહ્યા છે હુ એ નિર્ણય ઉપર આવ્યો છું કે હરદયાલ જે રીતની હિમાયત કરે છે તે દુનિયાના કોઈ પણ દેશ માટે ડહાપણભરેલી અને સંગીન નથી આપણે ખૂન, કતલ, આગ અને એવી ત્રાસ ઉપજાવે એવી પ્રવૃત્તિઓ છોડી દેવી જોઈએ. એ પ્રવૃત્તિનો પાયો ખુનામરકી ઉપર છે તેનો આપણે ઠીક ઠીક અનુભવ લીધો. પણ હવે આપણી પ્રવૃત્તિઓનો પાયો ન્યાય અને વ્યક્તિના સ્વાતંત્ર્ય ઉપર મંડાવો જોઈએ, જેથી કરીને ભવિષ્યમા એ વસ્તુઓ આપણે ભોગવી શકીએ હરદયાળે પોચા વિચારો ફેલાવીને પોતાની જાતને નીચી પાડી છે અને મને ભય છે કે જે જુવાનોએ તેનુ અંધ અનુકરણ કર્યું છે તેઓ પણ પડયા છે એ આપણી કમનસીબી છે કે આપણા નેતાઓ ઊંચા ચઢવાને બદલે નીચા ઊતરે છે હિંદુસ્તાનમા મોટામા મોટી જરૂરિયાત તો ગાધીની ઢબના નેતાઓ, જેઓ પૂરા સિદ્ધાંતનિષ્ઠ હોય અને જેમના સિદ્ધાંતો દુનિયાના દરેક દેશને લાગુ પાડી શકાય એવા હોય, તેમની છે'

"આપણા દેશબંધુઓના દુ ખોમા પૂરેપૂરો ભાગ લેવા માટે હિંદુસ્તાનમા આવવાની હુ બહુ ઝંખના કરી રહ્યો છુ તેમને માટે મારુ જિગર બળી રહ્યુ છે, પણ વધારે તો મારે પોતાને જ માટે બળી રહ્યુ છે, કારણ હુ સેવા કરવાની અને સહન કરવાની તકથી વંચિત રહું છુ'

---

૧ જુઓ પરિશિષ્ટ ૧

૨ તેઓ ઓક્સફર્ડ યુનિવર્સિટીના ગ્રૅજ્યુએટ અને પ્રતિભાશાળી વિદ્વાન હતા ત્રાસજનક ચળવળના હિમાયતી હોઈ તેઓ દેશ છોડી યુરોપ-અમેરિકામા રહેતા સને ૧૯૧૪થી '૧૮ના મહાયુદ્ધ વખતે, લડાઈમા જીત થયા પછી જર્મનીએ

પ્રગટ કરવાને માટે બીજો વિગતવાર કાગળ લખી મોકલ્યો. તમારા જેવાને આ ઘડીએ હિંદુસ્તાનની બહાર રહેવું પડે છે એ મને તો અસહ્ય લાગે છે. સત્યાગ્રહના સિદ્ધાંત માટે એટલે કે હિંસા કર્યા વિના વિરોધ કરવા માટે ઘણું વધારે બળ જોઈએ છે. મારો અભિપ્રાય એવો છે કે એ કેવળ હિંદુસ્તાનના પ્રશ્નોનો જ નહીં, પણ દુનિયાના પ્રશ્નોનો પણ ઉકેલ લાવશે.

"હું માની લઉં છું કે 'યંગ ઇન્ડિયા' તમને નિયમિત મળતું રહે છે."

ગામદેવી, મુંબઈ

"પ્રિય દીવાન બહાદુર,*

૨૧-૮-'૧૯

"સવિનયભંગ મુલતવી રાખ્યો છે તે દરમ્યાન મને લાગે છે કે રોલેટ કાયદા રદ કરાવવા સતત આંદોલન તો ચાલુ રાખવું જ જોઈએ. હું સૂચવું છું કે નેતાઓ વાઈસરૉયને અથવા મિ. મૉન્ટેગ્યુને તર્કશુદ્ધ દલીલોવાળી અરજી મોકલે. આ તરફના નેતાઓ સાથે હું વાત કરી રહ્યો છું. પણ કેટલાકને લાગે છે કે આવી અરજી મોકલવાથી પણ સુધારા જોખમાય! મદ્રાસ આગેવાની લેશે?"

"પ્રિય બહેન લેડી ટાટા,

"રેંટિયાની બાબતમાં માફી માગવાની કશી જરૂર નહોતી. તમે આટલો વખત રેંટિયા વિનાનાં રહ્યાં તે માટે દિલગીર છું. તમે શુક્રવારે બપોરે તમારી મોટર મોકલો તો હું રેંટિયો તથા થોડી પૂણી મોકલી આપીશ. સાથે . . . બાબુને મોકલીશ. તમે થોડો વખત આપશો તો રેંટિયો ચલાવવા વિષે તથા એને સારો રાખવા વિષે એ તમને કેટલીક સૂચનાઓ આપશે.

"ગવર્નર વિષેની વાત હું દાટી રાખીશ. તે ફેલાવવા જેવી નથી. એટલે એની જાહેરાત થવાનો ભય ન રાખશો. ઈશ્વરેચ્છા હશે તો તમારું ભાખેલું ભવિષ્ય સાચું પડશે."

દેવદાસને લખેલા કાગળમાંથી:

"લાલા લજપતરાયનો કાગળ બહાર પાડવાથી શા સારુ કોઈ નારાજ થયા છે? તે બહાર પાડવાને સારુ જ મોકલેલો કાગળ છે. તેમાં તેમની કીર્તિ વધે છે. છતાં આપણે તો જે ટીકા થાય તે શાંતિથી સાંભળવી.

---

હિંદુસ્તાનને સ્વતંત્ર બનાવવું એ શરતે તેઓએ જર્મનીને મદદ કરવા બર્લિનમાં એક હિંદી મંડળ સ્થાપ્યું હતું જર્મનીની હાર થયા પછી એ મંડળની બહુ દુર્દશા થઈ હતી.

* સી. વિજયરાઘવાચારી, તેઓ ૧૯૨૦ની નાગપુર કૉન્ગ્રેસના પ્રમુખ થયા હતા.

"લાલાજીનો કાગળ છપવાને સારુ જ છે. હરદયાળને વિષે જે કાંઈ લખ્યું છે તે પ્રસિદ્ધ જ વાત છે. માણસો એટલા ડરપોક થઈ ગયા છે કે પોતાના પડછાયાથી પણ ડરે છે. મેં તો કાગળ છાપીને લાલાજીને હિંદમાં આવવાનો દરવાજો કાંઈક ખોલ્યો છે. સત્યાગ્રહ થોડી જ મુદતમાં કેવળ ગુજરાતી શબ્દ નહીં રહે."

વડી ધારાસભા ખુલ્લી મૂકતાં વાઈસરૉય સાહેબ પોતાના ભાષણમાં એપ્રિલનાં તોફાનો વિષે નીચે પ્રમાણે બોલ્યા:

૧૦–૯–'૧૯ ¶ "ધારાસભાની છેલ્લી બેઠકમાં રોલેટ બિલ પસાર કરવામાં આવ્યું ત્યારે કેટલાક નામદાર સભ્યોએ મને લગભગ ધમકીના સ્વરૂપની ચેતવણીઓ આપી હતી કે જો આ કાયદો પસાર કરવામાં આવશે તો દેશમાં બહુ ગંભીર પ્રકારની ચળવળ ઊભી થશે હું ધારું છું કે નામદાર સભ્યો એટલું સમજશે કે કોઈ પણ સરકાર પોતાને જે નીતિ ખૂબ આવશ્યક લાગતી હોય તે ચળવળની ધમકીને લીધે છોડી શકે નહીં. પરંતુ કેટલાક એવા હતા જેમણે એમ વિચાર્યું કે આપેલી ધમકી ખરી પાડવી જોઈએ. એને પરિણામે બહુ કરુણાજનક ઘટનાઓ બની છે, જેને માટે તપાસ સમિતિ નીમવાની જરૂર ઊભી થઈ છે. આ ઘટનાઓની ચર્ચામાં ઊતરવાનો મારો ઇરાદો નથી પણ હું એટલું કહીશ કે એ ઘટનાઓની ગંભીરતા ઓછી આંકવી એ યોગ્ય નથી. તોફાનો બેસાડી દેવામાં આવ્યાં છે પણ તેથી એ તોફાનોને પહોંચી વળવાની જેમની જવાબદારી હતી તેમાંના કોઈ, જે પરિસ્થિતિનો સામનો કરવો પડ્યો હતો તે ભૂલી શકે એમ નથી. ખૂનો કરવામાં આવ્યાં, આગો લગાડવામાં આવી, તારનાં દોરડાં કાપી નાખવામાં આવ્યાં, રેલવેના પાટા ઉખેડી નાખવામાં આવ્યા અને થોડા દિવસ સુધી તો પંજાબ સરકાર સાથે મારો સંબંધ કેવળ 'વાયરલેસ' (બે તાર સંદેશા)થી વાતચીત કરવાનો રહ્યો હતો. જે ગંભીર સ્થિતિ આપણી સામે આવી પડી હતી અને તેને લીધે જે ખરાબી થઈ છે તેનો દાર્શનિક પુરાવો તેનો ભોગ થઈ પડેલા ઘણા જિલ્લાઓમાં હજી મોજૂદ છે. આ તોફાનોની ગંભીરતા ઓછી આંકવાનો કોઈ પ્રયત્ન કરે તો હું તેને કહીશ કે 'આ જિલ્લાઓમાં જાઓ અને ત્યાં જે અવિચારી વિનાશ થયો છે તેની નિશાનીઓ હજી ત્યાં પડેલી છે, તે નજરે જુઓ.'"

આનો જવાબ આપતાં બાપુએ 'યંગ ઇન્ડિયા'માં લખ્યું:

¶ "હિંદી ધારાસભ્યોએ ધમકીના સ્વરૂપની ચેતવણીઓ આપી એમ કહીને વાઈસરૉય સાહેબ શું કહેવા માગે છે? જ્યારે કોઈ ચેતવણી વાસ્તવિક રીતે

અમલમાં મુકાય ત્યારે શું એ ધમકીના સ્વરૂપની કહેવાય? પોતે જ જે તપાસ-પંચ નીમે છે અને જેને તપાસ માટે અમુક મુદ્દાઓ સોંપવામાં આવનાર છે તે મુદ્દાઓ વિષે અગાઉથી પોતાના અભિપ્રાયો આપવામાં વાઇસરૉય વધારેપડતી વાત કરી રહ્યા નથી? સરકાર ઉપર અસર પાડે એવું આંદોલન દેશમાં પેદા કરીને સભ્યોએ આપેલી ચેતવણી ખરી પાડવાનો તેમને હક હતો અને સરકારે ઉતાવળ કરીને તથા મૂર્ખાઈભરેલી રીતે મુશ્કેલીઓ ન ઊભી કરી હોત તો તેઓ તેમ કરી પણ બતાવી શકત. દશમી એપ્રિલ પછી જે તોફાનો થયાં તેને, પહેલાંનાં વ્યવસ્થિત, ધાર્મિક અને શુદ્ધ આંદોલન જેનું પરિણામ છઠ્ઠી એપ્રિલના પ્રાર્થના અને તપશ્ચર્યાના દિવસમાં આવ્યું, તેની સાથે નામદાર વાઇસરૉય શું કામ ભેળવી દે છે? સરકારને પોતાનો લાડકો કાયદો પોતાના હાથમાંથી સરી જતો દેખાયો, સરકાર પોતે ગાંડી બની અને પોતાનું પૂર્વજ્ઞાન તથા યોગ્યાયોગ્યતાના નિયમો બાજુએ મૂકીને ખોટા ઉપાયો લેવા માંડયા; તેને પરિણામે આ શોકજનક તોફાનો થયાં અને નિર્દોષ યુરોપિયનો તથા હિંદીઓના જાન ગયા, એવો ઊલટ જવાબ સરકારને આપવાનું અમને યોગ્ય લાગતું નથી. એ મુદ્દાનો નિર્ણય તો પંચે કરવાનો છે કે રૉલેટ કાયદા સામેના આંદોલનને કારણે તોફાનો થયાં કે સરકારે જ ટોળાંઓને તોફાનો કરવાને ઉશ્કેર્યાં? હું વિનયપૂર્વક એમ સૂચવું છું કે, વાઇસરૉય પોતે જ કબૂલ કરે છે તેમ, પંજાબ સરકારને કોરે કાગળે મતું મારી આપીને તથા તેની ભલામણ પ્રમાણે હુકમો કાઢીને, વાઇસરૉય પંજાબ સરકારના જેટલા જ આરોપીના પાંજરામાં આવે છે. હવે પંચે તેમનો ન્યાય કરવાનો છે.”

[ત્યાર પછી બાપુજી, વાઇસરૉયે પોતાના ભાષણમાં ઉઠાવેલા બીજા કેટલાક મુદ્દાઓ વિષે લખે છે:]

“મારા કેટલાક શબ્દોને તેના પૂર્વાપર સંબંધથી વિખૂટા પાડી દઈને તથા તદ્દન જુદી જ પરિસ્થિતિને લાગુ પાડીને વાઇસરૉય સાહેબે મને ગંભીર અન્યાય કર્યો છે. અમદાવાદના લોકો આગળ તા. ૧૪મી એપ્રિલે મેં કરેલા ભાષણમાંથી તેમણે કેટલાક શબ્દો ટાંકયા છે. પણ એ મારું ભાષણ તેઓએ આખું વાંચ્યું નથી. ન્યાયની ખાતર તેમની ફરજ હતી કે મારું ભાષણ મંગાવીને તેઓ વાંચી જાય. તેમણે તેમ કર્યું હોત તો તેમને ખબર પડત કે મારું ભાષણ કેવળ અમદાવાદના બનાવો જેની મેં જાતે તપાસ કરી હતી તેને લગતું જ હતું. એ ભાષણ ઉપરથી તેઓ જોઈ શકત, હજી પણ જોઈ શકે છે, કે મારી ટીકાઓ અમદાવાદ વિષે અને કેવળ અમદાવાદ વિષે જ હતી. એ ટીકાઓ વીરમગામ અને ખેડા વિષે પણ નહોતી કારણ ત્યાંના બનાવો

વિષે તે વખતે હું કશું જાણતો નહોતો. નામદાર વાઈસરૉયે જે વિચારોનું મારા ઉપર આરોપણ કર્યું છે તે વિચારો સાથે મારે કશી લેવાદેવા નથી એમ હું કહેવા ઇચ્છું છું. હજી પણ પંજાબ વિષે અને ત્યાંના 'શિક્ષિત અને હોશિયાર માણસો' વિષે મને કશી ચોક્કસ જાતમાહિતી નથી. તેથી અમદાવાદના મારા ભાષણના શબ્દેશબ્દને હું વળગી રહું છું. તોપણ તેથી પંજાબ વિષે હું કશો અભિપ્રાય બાંધતો નથી એમ હું જાહેર કરું છું. જોકે પંજાબમાંથી મને પૂરતો પુરાવો મળ્યો છે, જે બતાવી આપે છે કે પંજાબ સરકારે એવાં કૃત્યો કર્યાં છે જેની કોઈ પણ રીતે માફી ન આપી શકાય.

"વાઈસરૉયે રહેમદિલીની જે વાત કરી છે તે એમને શોભતી નથી. લોકો એમની પાસે રહેમદિલી કે દયા માગતા નથી, પણ શુદ્ધ ન્યાય જ માગે છે. જો રાજા સામે યુદ્ધ પોકારવાનું અથવા તો સરકારને ઉથલાવી પાડવાનું કાવતરું સાચે જ રચવામાં આવ્યું હોય તો જે શખ્સોને યોગ્ય સત્તાવાળી અદાલત ગુનેગાર ઠરાવે તેમને ભલે ફાંસીએ લટકાવવામાં આવે. લાલા હરકિસનલાલ, પંડિત રામભજદત્ત ચૌધરી, ડૉ. કિચલુ, ડૉ. સત્યપાલ તથા બીજી કેટલીક પીઢ વ્યક્તિઓ, જેઓ જાણીતા જાહેર કાર્યકર્તાઓ છે તેમણે સીધી કે આડકતરી રીતે ટોળાંને તોફાનો કરવા ઉશ્કેર્યાં હોય અને સ્થાપિત સરકાર સામે કાવતરું રચ્યું હોય તો તેઓને ફાંસીએથી બચાવવામાં આવે એવી મારી જરાય ઇચ્છા નથી. તપાસપંચને પોતાનો ફેંસલો આપવા દો. ત્યાર પછી દયાની વાત કરવાની કાંઈ જરૂર હશે તો તે માટે પૂરતો વખત રહેશે. હિંદી સરકારની ન્યાય કરવાની ખરા અંતરની ઇચ્છા હોય તો જેઓ ખુનામરકીનાં કૃત્યો કરતાં હાથોહાથ પકડાયા હોય અને જેઓ ગુનાહિત કૃત્યો માટે નિઃશંક અપરાધી હોય તે સિવાયના બધા રાજદ્વારી કેદીઓને છોડી મૂકવા જોઈએ. નામદાર વાઈસરૉયની સાચે જ ન્યાય કરવાની ઇચ્છા હોય, કેવળ ન્યાય કરવાની, તેથી વધારે કે ઓછું કશું નહીં, તો તેઓ દક્ષિણ આફ્રિકાની સરકારે જે કર્યું હતુ તેનું અનુસરણ કરે. દક્ષિણ આફ્રિકામાં જ્યારે સત્યાગ્રહની લડતને પરિણામે તપાસપંચ નીમવામાં આવ્યું ત્યારે એ પંચની સલાહથી મને અને મારા કેટલાક સાથી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા હતા. તેમાં ચોખ્ખો હેતુ એ હતો કે અમે જેઓના પ્રતિનિધિઓ હતા તેમની વતી પુરાવો રજૂ કરીને પંચને સાચા નિર્ણય ઉપર આવવામાં મદદ કરી શકીએ. હું આશા રાખું છું કે નામદાર વાઈસરૉય પોતાની મેળે દક્ષિણ આફ્રિકાના દાખલાનું અનુસરણ કરવાનું યોગ્ય નહીં ધારે તો તેમ કરવાની તપાસપંચ તેમને આગ્રહપૂર્વક સલાહ આપશે."

[પંજાબમાં તથા ગુજરાતમાં થયેલાં તોફાનો વિષે તપાસ કરવા નિમાયેલી
હંટર કમિટી સમક્ષ અમદાવાદ (સ્થળ હઠીસિંગની વાડી)માં
૯-૧-'૨૦ ગાંધીજીએ આપેલી જુબાની :]

## લેખી એકરાર

### સત્યાગ્રહની વ્યાખ્યા

¶ છેલ્લાં ત્રીસ વર્ષથી હું સત્યાગ્રહનો ઉપદેશ ને તેનું પાલન કરતો આવ્યો છું. સત્યાગ્રહના સિદ્ધાંતોને હું જે સ્વરૂપે અત્યારે પિછાનું છું તે સ્વરૂપમાં તે ક્રમે ક્રમે વિકાસ પામ્યા છે.

ઉત્તર અને દક્ષિણ ધ્રુવ વચ્ચે જેટલું અંતર છે તેટલું સત્યાગ્રહ અને 'પૅસિવ રીઝિસ્ટન્સ' વચ્ચે છે. 'પૅસિવ રીઝિસ્ટન્સ' નબળા લોકોનું હથિયાર છે. પોતાનો હેતુ બર લાવવા શારીરિક બળ વાપરવાનો કે તોફાન કરવાનો તેમાં બાધ નથી. પણ સત્યાગ્રહ તો સબળામાં સબળા લોકોનું હથિયાર છે અને તેમાં કોઈ પણ પ્રકારનું રમખાણ મચાવવાનો ખ્યાલ પણ ન હોઈ શકે.

દક્ષિણ આફ્રિકામાં પૂરાં આઠ વર્ષ સુધી હિન્દીઓએ જે બળનો ઉપયોગ કર્યો હતો તે બળને મેં તે વખતે 'સત્યાગ્રહ'નું નામ આપ્યું હતું. એ જ અરસામાં બ્રિટિશ ટાપુઓમાં તથા દક્ષિણ આફ્રિકામાં 'પૅસિવ રીઝિસ્ટન્સ'ની લડત ચાલતી હતી, તેનાથી ભેદ બતાવવાને મેં આ શબ્દ યોજ્યો હતો.

એ શબ્દનો મૂળ અર્થ સત્યનો આગ્રહ છે. એટલે કે તે સત્યબળ છે. મેં તેને પ્રેમબળ અથવા આત્મબળ પણ કહ્યું છે. છેક શરૂઆતમાં મેં સત્યાગ્રહનો અમલ કરતાં જોયું હતું કે સત્યને પાળવામાં સામા માણસ ઉપર હુમલો કરવાનો ઇરાદો હોય જ નહીં, પણ ધીરજથી અને સહાનુભૂતિથી તે માણસને ભૂલ કરતો અટકાવવાનો જ હેતુ એમાં હોય; કારણ કે એકને જે સત્ય લાગે તે બીજાને ભૂલભરેલું પણ લાગે. ધીરજ એટલે જાતે દુઃખ સહેવું. એટલે આ સિદ્ધાંતનો અર્થ એ થાય કે સામા માણસ ઉપર નહીં પણ પોતાની જાતે દુઃખ ખમીને સત્યને પાળવું.

પણ રાજકારણમાં લોકોની લડત તો ઘણુંખરું અન્યાયી કાયદાઓ રૂપી ભૂલોની સામે થવાની જ હોય છે. જ્યારે અરજીઓથી કે એવી બીજી રીતે તમે કાયદો અમલમાં મૂકનારને તેની ભૂલનું ભાન કરાવવામાં નિષ્ફળ નીવડો, ત્યારે જો તમે તે ભૂલને આધીન થવા માગતા ન હો તો તમારે સારુ માત્ર એટલો જ ઉપાય રહ્યો કે કાં તો તમે તેવો કાયદો અમલમાં મૂકનારને શરીરબળ વાપરીને તમને નમવાની ફરજ પાડો, અથવા તો કાયદાનો ભંગ કરીને અને

સ○ — પણ સરકારને જે પ્રકારની માહિતી મળી હતી તે મુજબ દેશમાં ખરેખર જ ગંભીર ગુનાઓ થતા હતા એ વાતની તો તમે ના નથી કહેતા ?

જ○ — બીજા દેશોમાં બને છે તેથી વધારે ગંભીર ગુનાઓ નહીં જ. અને ખરું જોતાં આખા હિંદુસ્તાનમાં તો ગંભીર ગુના ફેલાયા જ નથી. માત્ર બંગાળમાં જ ખુનામરકી થતી રહી છે. બાકી તો ક્યાંક ક્યાંક ક્વચિત્ છમકલું થયું હશે. અને બંગાળ એટલે કંઈ આખું હિંદુસ્તાન નહીં જ.

સ○ — ખુનામરકી અને ગુનાઓ બંગાળમાં ખૂબ ચાલેલાં, નહીં ?

જ○ — એનું મહત્ત્વ ઘટાડવા હું નથી ઇચ્છતો. સરકારને આકરા ઇલાજો લેવા પડે એટલા ગંભીર ગુનાઓ બંગાળમાં બનતા હતા એ પણ હું સ્વીકારી લઈશ. છતાં હું એ પણ કહી દેવા ઇચ્છું છું કે રોલેટ કમિટીએ જે હકીકતોના આધાર ઉપર પોતાનો રિપોર્ટ ઘડ્યો તે હકીકતો એવા નિર્ણય ઉપર આવવું પડે એવી નહોતી જ. આમાં કદાચ હું સાવ ભૂલ ખાતો હોઈશ. પણ રોલેટ કમિટીના રિપોર્ટમાં એક મોટામાં મોટો દોષ એ રહેલો છે કે એમાંની લગભગ બધી જ હકીકતો છૂપી રીતે લેવાયેલી અને સરકારી અમલદારો મારફત એકઠી થયેલી છે.

સ○ — દલીલની ખાતર માની લઈએ કે એ હકીકતો રોલેટ કમિટીએ કર્યો તેવો રિપોર્ટ કરવાને બસ નહોતી. છતાં એ રિપોર્ટથી સ્વતંત્ર પણ આકરા ઉપાયો લેવાની જરૂરિયાત બંગાળ પૂરતી તો હતી જ એ તમે કબૂલ કરો છો ?

જ○ — હું એ કબૂલ કરું છુ.

સ○ — તો પછી એ સ્થિતિને પહોંચી વળવાને સરકારે તમારા અભિપ્રાય પ્રમાણે શા ઉપાયો યોજવા ઘટતા હતા ?

જ○ — પણ સરકાર તો હું સાફ નાપસંદ કરું છું એવા ઉપાયો યોજી ચૂકી છે. મારા કહેવાની મતલબ એટલી જ છે કે એવા પ્રકારના ગુનાઓ નાબૂદ કરવાને મજબૂત ઉપાયો લેવાનો સરકારને હક હોઈ શકે; અગર તેમ કરવું એ કોઈ પ્રસંગે તેમની ફરજ પણ હોઈ શકે. સરકારે કેવા ઉપાયો યોજવા જોઈએ એનો જવાબ તો હું એટલો જ આપી શકું કે રોલેટ ઍક્ટ તો નહીં જ. અલબત્ત, સરકારે શા ઉપાયો યોજવા એ સૂચવવાનું કામ મારું નથી. પણ એ કામ મારું હોય તોયે હું તો જે કંઈ સૂચવું તે ગુનેગારોને સુધારવાના સ્વરૂપના ઇલાજો હોય, દબાવવાના સ્વરૂપના નહીં, જ્યારે સરકારી ઉપાયો તો એકેએક દબાવવાના સ્વરૂપના જ છે.

સ○ — માણસજાતના આજના સ્વભાવને ધ્યાનમાં લેતાં કાયદા અને વ્યવસ્થા જાળવવાની જોખમદારીવાળી સરકારને ઘણી વાર પોતાની ઇચ્છા

વિરુદ્ધ પણ 'સખતાઈના કાયદાઓ કરવા પડે છે એટનુંયે તમે નહીં સ્વીકારો ?

જ૦ — એ કબૂલ કરીશ. અને એ જ કારણથી હું એટલું જ કહું છું કે મારી અત્યારની સ્થિતિમાં તો સરકાર જે ઉપાયો યોજે તેને હું કેવળ તપાસી શકું. અને તે પર ટીકા કરી શકું. પણ સરકારે કેવાં પગલાં લેવાં જોઈએ તે સૂચવવા બેસું તો તો તે જ ક્ષણે મારું મન ગુનેગારને સજા કરવાને બદલે સુધારવાનું કહેવા માંડી જાય. આમ મારે કાયદો ઘડવાનો હોય તો તે એવા સ્વરૂપનો જ ઘડાય. છતાં હું કહી ગયો કે દર્માણના સ્વરૂપના કાયદા ઘડવાના સરકારના હકનો પણ હું ઇનકાર નથી કરતો.

સ૦ — આટલું બધું તમે કબૂલ રાખો છો ત્યારે તો હું તમને એમ જરૂર પૂછી શકું કે જે (રૉલેટ) કાયદા સામે તમે ટીકા કરો છો તેની જગ્યાએ તમે સરકારને કેવો કાયદો ઘડવાનું સૂચવો ?

જ૦ — હું આપને જણાવી ચૂક્યો કે એનો તો હું માત્ર નકારથી જ જવાબ આપી શકું. મારો જવાબ એનો એ જ છે કે 'રૉલેટ ઍક્ટ તો નહીં જ.' અને હું તેનાં કારણો પણ આપી શકું. રૉલેટ ઍક્ટથી ધારાપોથીને કલંકિત કર્યા વગર જ અત્યારે વાઇસરૉયના હાથમાં પૂરતી સત્તા છે. આ કાયદો તો હિન્દુસ્તાનમાં કોઈ દિવસ ન વસ્યો હોય એવો કોઈ માણસ કદી ધારાપોથી ઉઘાડીને વાંચે તો એના મગજ ઉપર એક જ ન ભૂંસાય એવી છાપ પડે કે હિન્દુસ્તાન ખુનામરકીના ગુનાઓથી કેવળ ઊભરાઈ રહ્યું હોવું જોઈએ. હું ચોકસ માનું છું કે વાઇસરૉયના હાથમાં જે સત્તાઓ છે તે ખુનામરકીની જડ ઉખેડવાને તદ્દન પૂરતી છે; અને વાઇસરૉય જો એનો ઉપયોગ ન કરે અને વધુ સત્તા માગે તો એ એમની ભૂલ છે. સંકટકાળના કાયદા કરવાની એમને સત્તા છે અને એનો ઉપયોગ જોઈએ તો તેમણે કરવો ઘટે.

સ૦ — તમે 'ઑર્ડિનન્સો' ની વાત કરો છો ?

જ૦ — હા જી. એમ કરવામાં તેઓ સાહેબ વાજબી લેખાય આના કારણો પણ હું આપી શકું તેમ છું, કારણ આ વિષે મેં પૂરી ચર્ચા કરી છે. મેં ગતોની રાતો વિચાર કરવામાં ગાળી છે કે ના. લૉર્ડ ચેમ્સફર્ડ જેવા શાંત મગજના ગૃહસ્થ જાળમાં કેવી રીતે ફસાયા હશે. એમની પાસે આવા સંકટકાળના કાયદાઓ ઘડવાની સત્તા છે. તેનો તેઓ ઉપયોગ કરી શકે છે. તેમ કરવામાં તેમને કોઈ રોકે તેમ નથી. અને ધારાસભાને પૂછવાને પણ તેઓ બંધાયેલા નથી. તેઓ સાહેબ એક ચોકસ જોખમદારીભર્યું પગલું લે, તેનું વાજબીપણું તેઓ પાછળથી ધારાસભા સમક્ષ અથવા પ્રજા સમક્ષ, અગર આજ થાય છે તેમ લોકમત આગળ પુરવાર કરી બતાવે એટલે બસ. જ્યારે

અહીં તો ચોક્કસ બનાવોની સંભવિતતા તેઓ અગાઉથી માની લે છે અને દેશની સામાન્ય ધારાપોથીમાં એક નવો કાયદો ઉમેરી દે છે. મારી ચોક્કસ માન્યતા છે કે ખરેખર કારોબારી સરકાર આ બાબતમાં જરૂર હતી તે કરતાં હદ બહાર આગળ દોડી ગઈ છે.

સ૦ — રૅાલેટ કાયદો વાંચવાનો લાભ મને નથી મળ્યો. પણ હું ધારું છું કે એ તો માત્ર જરૂર પડ્યે અમુક સત્તા આપનારો કાયદો છે. એટલે એ પસાર થયો એટલા જ ઉપરથી એ અમલમાં મુકાયો એવું કંઈ નથી.

જ૦ — એટલું બાદ કરીએ તો?

સ૦ — વળી ગવર્નર જનરલે એવી મંજૂરી આપવી જોઈએ કે દેશના અમુક ભાગમાં આ કાયદો લાગુ પાડવો. આમાં શું પ્રજાનું પૂરતું રક્ષણ નથી રહેલું?

જ૦ — છાંટાભાર નહીં. જે રીતે એવી મંજૂરીઓ આપવામાં આવે છે તેનો મને પૂરતો અનુભવ છે. એ મંજૂરીનું મૂળ જ ખરું જોતાં દૂષિત હોય છે. મૂળમાં ઘણી વાર એકાદ પોલીસ અમલદાર — અથવા અમલદાર શેનો? — એકાદ પોલીસનો માણસ જ વાત ઊભી કરે. તે જઈને પોતાના ઉપરીના કાન ભંભેરે કે 'સાહેબ, ફલાણે ઠેકાણે તો આમની વાત આમ બને છે.' બસ; પેલો ઉપરી અમલદાર ખરી બીના તપાસવા જેટલો ઊંડો ઊતરે કે ન પણ ઊતરે; એ તો પેલા ખબર આપનારની નજરે જ એ બીનાને જુએ. આમ એ બીનાના મૂળમાં રહેલો દોષ આગળ વધતાં વધતાં આખરે ઠેઠ વાઈસરૉય સુધી પણ જઈ પહોંચે. આ આખી રીત જ તેની બધી શાસ્ત્રશુદ્ધ વિધિઓ છતાં આવી દોષભરી છે અને તેથી જ હું તેને ખોટી કહુ છું. આથી જ એક સામાન્ય વસ્તુ તરીકે એ જાહેર કરવાની સત્તા વાઈસરૉયે લેવી જોઈતી ન હતી. એમને પોતાની જોખમદારી પર કામ કરવું હોય તો તેઓ પોતે ભલે આ કાયદો ઘડે, પણ ધારાસભા તો આ કાયદો ન જ ઘડી શકે.

સ૦ — એટલે તમે એમ કહેવા માગો છો કે આવી મહત્ત્વની બાબતમાં અમુક બીના પોલીસના માણસથી ઊભી થઈ એટલા જ ઉપરથી છેક વાઈસરૉય સુધીના બધા ઉપરી અમલદારો પોતાના અનુભવને કે પોતાની માહિતીને આધારે જાતે તપાસ કર્યા વગર જ એવી દરેક બીના માની લેશે?

જ૦ — એમાં બીજું ન બને એમ હું નથી કહેતો, પણ આપણા જેવા રાજ્યબંધારણમાં તો એ જ પરિણામ આવે. અને આ વાત જાણતાં છતાં હિંદુસ્તાન જેવા ખુનામરકીના ગુનાઓથી ન ટેવાયેલા દેશમાં આટલી ભયંકર સત્તા હું તો કારોબારી સરકારના હાથમાં ન જ મૂકું. ખુનામરકી હિંદુસ્તાનના એકથી બીજા છેડા સુધી લોકોના હાડમાં વ્યાપી ગઈ હોત તો

કદાચ મેં રોલેટ કાયદાની વિરુદ્ધ કાંઈ ન કહ્યું હોત. એમ હોત તો હું આ કાયદાને વધુ તપસીલમાં ઊતરીને તપાસવાની જરૂર જોત. અત્યારે તો હું એ કાયદો તપાસવા કે તેને વિષે દલીલમાં ઊતરવા પણ ન બેસું; કેમ કે એના મૂળમાં રહેલો સિદ્ધાંત જ ગેરવાજબી છે. વળી કોઈ એકલદોકલ દાખલામાં એવી સખતાઈનું વાજબીપણું કદાચ હું જોઈ પણ શકું. પણ અધિકારીઓ જાતે જ કહેવા માગે છે તેમ આ તો આખી પ્રજાની સાથે કામ લેવાની વાત છે. અને એની એ વ્યાપકતામાં જ એની ગંભીરતા ભયંકર બને છે, કારણ કે તેમાં તો ગમે તેવા માણસને સરકાર પકડી શકે અને તેની પાસેથી જામીન માગી શકે.

સ૦ — તમે જાણો છો કે લડાઈ દરમિયાન હિંદસંરક્ષણ કાયદાની રૂએ સહીસલામતીને ખાતર જરૂરનું લાગવાથી સંખ્યાબંધ લોકોને નજરકેદ કરવામાં આવ્યા હતા. સુલેહની શરતો ઉપર સહી થયા પછી અલમત્ત ૭ મહિના વીત્યા બાદ આ લોકો છૂટા થાય. એટલે ભયંકર લોકોને વિષે સરકારે કેમ વર્તવું એ સવાલ બેશક ઊભો થાય. ગમે તે ઘડીએ કોણ જાણે કેવીયે સ્થિતિ ઊભી થાય. તેને પહોંચી વળવા સારુ સરકાર પોતાના હાથમાં કાંઈક હથિયાર રાખે એમાં તમે શો વાંધો લો?

જ૦ — હું માનપૂર્વક જણાવવા ઇચ્છું છું કે સરકારની પાસે આવું હથિયાર મોજૂદ છે. સંકટકાળના કાયદા પસાર કરવાની સત્તા વાઈસરૉયને છે એ જ આવું હથિયાર છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો શાંતિના કાળમાં રોલેટ ઍક્ટ જેવો કાયદો ઘડી લેવાની ખાતર એક ભૂમિકા તરીકે હિંદસંરક્ષણ કાયદાનો ઉપયોગ ન જ કરી શકાય. એ કાયદો તો મુખ્યત્વે કરીને લડાઈને અંગે જ પસાર થયો હતો. અને લડાઈને સમયે જે કાંઈ બરદાસ થાય એ શાંતિને સમયે કદી બરદાસ ન થઈ શકે.

સ૦ — પણ આ કાયદો તો માત્ર અમુક સત્તા આપી મૂકનારો છે, અને વળી માત્ર ત્રણ જ વર્ષને માટે છે.

જ૦ — એ ખરું. પણ ત્રણ વરસને માટે પણ એક આખી પ્રજાને સજા કરવાની વાત મારું મન તો ન જ બરદાસ કરી શકે.

સ૦ — હવે સત્યાગ્રહની હિલચાલ શા હેતુથી ઉપાડવામાં આવેલી એ વિષે હું તમને કંઈક પૂછવા ઇચ્છું છું. શું વધારે સારી રાજદ્વારી સ્થિતિ પ્રાપ્ત કરવા એ હિલચાલ ઉઠાવવામાં આવેલી કે માત્ર પ્રજાને નાપસંદ હોય એવા અનીતિમાન કાયદાની સામે થવાના હથિયાર તરીકે જ એ હતી? એની જરૂરિયાત કેવી રીતે ઊભી થયેલી?

જ૦ — એવી જરૂરિયાત રોલેટ કાયદો રદ કરાવવા માટેની લોકોની પ્રબળ ઇચ્છામાંથી જ ઊભી થયેલી. અરજીઓ વગેરે સામાન્ય સાધનોથી તમારાં દુઃખની દાદ મેળવવામાં તમે નિષ્ફળ થાઓ ત્યારે અસામાન્ય છતાં ગેરકાયદે નહીં એવું દાદ મેળવવાનું કોઈ હથિયાર તમારી પાસે છે કે કેમ એ તમારે તપાસી જોવું રહ્યું. અને મેં જોયું કે રોલેટ કાયદામાં રહેલા જુલમની અને તેના મૂળમાં રહેલા ભયની સામે બાથ ભીડવાનો સત્યાગ્રહ એ એક જ ઉપાય હતો.

સ૦ — કાયદેસર ઇલાજોથી તમે એ ન કરી શકત ?

જ૦ — આથી હળવો બીજો કોઈ સચોટ કાયદેસર ઇલાજ મારી નજરે પડતો નથી. મારા એક બહુ મોટા મિત્રે મને સૂચવ્યું હતું કે મારે પ્રજાની પાસે આમની સભા ઉપર પ્રથમ એકાદ ખૂબ સહીઓવાળી જંગી અરજી કરાવીને તેના નિકાલની રાહ જોવી ઘટતી હતી. હું એમના મતને મળતો નથી આવતો. અને છતાં મારી ચોક્કસ માન્યતા છે કે કાયદેસર માર્ગે રોલેટ બિલ સામેની હિલચાલ જોકે કરી શકાય તેમ હતું તોપણ તેવો પ્રયત્ન સદંતર નિષ્ફળ નીવડ્યો હોત. એ રસ્તે રોલેટ કાયદો કદાપિ રદ કરાવી શકાત નહીં.

સ૦ — શા સારુ ?

જ૦ — કારણ મારો આટલાં વરસનો રાજદ્વારી અનુભવ એવો છે. એકેએક રીતસર વિધિમાં થયેલી કોઈ અરજી આ દેશમાં સફળ થયેલી મેં જાણી નથી.

સ૦ — એ ઉપરથી સત્યાગ્રહ સિવાય બીજો માર્ગ ખુલ્લો નથી એવા નિર્ણય ઉપર તમે આવ્યા ?

જ૦ — અલબત્ત. બીજો કોઈ ખાનદાનીનો રસ્તો મારે માટે ખુલ્લો ન હતો.

સ૦ — તમે જુબાનીમાં કહ્યું કે અધકચરી કેળવણીને તમે અભણપણાથી વધારે ભયંકર ગણો છો. એ શું ખરું ?

જ૦ — તદ્દન સાચું.

સ૦ — એમ માનવાનાં તમારાં કારણો મને દર્શાવશો ?

જ૦ — કારણ કે આખા હિન્દુસ્તાનમાં મુસાફરી કરતાં મેં જોયું છે કે દેશની અજાણ પ્રજાના કરતાં અધકચરી કેળવણી પામેલા જુવાનિયાઓ જ ઘણા વધારે બીનજવાબદાર અને અવિચારી છે. એ અર્ધદગ્ધ જુવાનિયાઓના મુકાબલામાં અજાણ પ્રજા તો ઘણે દરજ્જે ઠરેલ મનની છે; અને મારી ખાતરી

છે કે આ અધભણેલા યુવકવર્ગને એ અવળે માર્ગેથી પાછો વાળી શકાય તો દેશની આગળ ઊભો થયેલો સવાલ એકદમ સહેલો થઈ જાય.

સ૦ — તમે અધભણેલા કોને કહો છો?

જ૦ — દાખલા તરીકે હાઈસ્કૂલનાં ધોરણ સુધી પહોંચેલો અને થોડુંક અંગ્રેજી જાણનારો અને એથી પણ ઓછું અંગ્રેજી ઇતિહાસનું જ્ઞાન ધરાવનારો એકાદ છોકરો. એ છાપાંઓ વાંચે છે અને તેને અધકચરાં સમજીને પોતાના મનમાં અગાઉ બંધાયેલા ચોક્કસ વિચારોને ફેરવવાને બદલે એ જ ઘર કરી બેઠેલા વિચારોને છાપામાંની વાતોથી એ પોષે છે માત્ર. હિન્દુસ્તાનની સુખશાંતિને માટે આવો માણસ તદ્દન અજાણ માણસના કરતાં અનેકગણો વધારે ભયંકર છે.

સ૦ — ત્યારે તમે એનો શો ઉપાય કરો?

જ૦ — હું મારી ઢબના ઉપાય કરી રહ્યો છું અને કંઈક એવું પણ માની રહ્યો છું કે મેં એમાં ધાર્યા કરતાં વધુ સફળતા મેળવી છે.

સ૦ — એ કઈ રીતે?

જ૦ — એ રીતે કે આવાં માણસો પણ, જ્યારે તમે એમને વીનવો છો ત્યારે જોકે અભણ માણસોના કરતાં તમને ઘણી વધારે માથાકૂટ કરાવે છે, છતાં જો તમે ધીરજ ન ખોઈ બેસો તો અંતે તમારી દલીલમાં રહેલું સત્ય કબૂલ કરે છે અને તમારી શિખામણ સાંભળે પણ છે.

સ૦ — એટલે તમે એમ કહો છો કે એવા હાઈસ્કૂલ સુધી શિક્ષણમાં પહોંચેલા લોકો વધુ શિક્ષણ લેવાને તૈયાર હોય છે. માત્ર તમે તેમને સારે માર્ગે દોરવવા ઇચ્છો ત્યારે તેઓ સહેજમાં તમારું કહ્યું ન માનતાં ખૂબ માથાકૂટ કરાવે છે. એમ જ ને?

જ૦ — મારા અભિપ્રાય મુજબ તો આજની આપણી આખી શિક્ષણપદ્ધતિ જ એવી ખરાબ છે કે તે માણસને બધી કેળવણી પૂરી કર્યા પછી પણ સ્થિર મનનો અને ઠરેલ વિચારનો નથી બનાવતી. હકીકતમાં આજે એટલા બધા ઊંચી કેળવણી લીધેલા હિન્દીઓ આપણી વચ્ચે છે કે તેમના દાખલાઓ ઉપરથી આપણે વગર આનાકાનીએ સામાન્ય અભિપ્રાય બાંધી શકીએ. હું વગરબીકે મારો ચોક્કસ મત પ્રગટ કરી શકું છું, કારણ કે મારી પાસે પૂરતી માહિતી તેમ જ સંખ્યાબંધ માણસો એ દિશાએ કામ કરનારા તેમ જ પ્રયોગ કરી જોવાનાં સાધન બનનારા છે. અને તેથી હું એવા ચોક્કસ નિર્ણય ઉપર આવ્યો છું કે આપણી આખી શિક્ષણપદ્ધતિ જ જડમૂળથી સડેલી છે અને તેને તદ્દન નવેસર રચવાની જરૂર છે.

સ૦ — એ શિક્ષણપદ્ધતિના ખાસ દોષો જણાવશો ?

જ૦ — એક તો એ જ કે નિશાળોમા કશુ ખરુ નૈતિક કે ધાર્મિક શિક્ષણ તો અપાતુ જ નથી બીજો દોષ એ કે શિક્ષણ અગ્રેજી ભાષા મારફત અપાતુ હોવાથી છોકરાઓના મગજને બેહદ તાણ પડે છે અને પરિણામે નિશાળોમાં અપાતા ઊચામા ઊચા વિચારોને છોકરાઓ ગ્રહણ કરી શકતા નથી

સ૦ — તમે એને બદલે કેવી પદ્ધતિ અમલમા મૂકો ? [લૉર્ડ હટરે અહી વચમા જ વિષયાતર થતુ હોવા વિષે સાહેબજાદાનુ ધ્યાન ખેચતા જણાવ્યુ કે કમિટીનુ કામ ઘડીભર સેડ્લર કમિશનનો ભાસ કરાવે છે !] તમારા મત પ્રમાણે દેશી ભાષા મારફત શિક્ષણ અપાવુ જોઈએ અને શિક્ષણ-ક્રમમા ધાર્મિક કેળવણીને સ્થાન મળવુ જોઈએ એમ જ ને ?

જ૦ — આ બે દોષો તો નીકળી જવા જ જોઈએ એ ઉપરાત આધુનિક શિક્ષણપદ્ધતિમા અગત તત્ત્વ નથી શિક્ષકોએ વિદ્યાર્થીઓ જોડે અગત સબધ કેળવવો જોઈએ તે આજકાલ બિલકુલ જોવામા નથી આવતો. શિક્ષકો હાલના કરતા વધારે સારા અને વિશેષ સરકારી વર્ગ જોઈએ આ ત્રણ દોષો નીકળી જાય તો શિક્ષણપદ્ધતિ આજ સુધરે

સ૦ — સત્યાગ્રહની હિલચાલની દૃષ્ટિ સખ્યા વધારવાની પરવા ન કરતા કેવળ લોકોના સત્ય અને ચારિત્રનુ બળ વધારવા તરફ જ મુખ્યત્વે કરીને છે, એ બરાબર છે ?

જ૦ — અવશ્ય, એ સાવ સાચુ છે

સ૦ — એનુ રહસ્ય એ વસ્તુના પોતાનામા જ છે, સખ્યાબળને એની જોડે નિસબત નથી એમ ?

જ૦ — અનુસરનારની સખ્યા એવી છે કે એની એ વાત એમા મહત્ત્વ વગરની છે

સ૦ — આ હિલચાલ પજાબમા પણ ફેલાઈ છે ખરી ?

જ૦ — હુ ધારુ છુ કે સામાન્ય રૂપમા બીજા ભાગોની પેઠે જ પજાબમા પણ અવશ્ય ફેલાઈ છે સત્યાગ્રહની પ્રતિજ્ઞા ઉપર સહી કરેલી હોય એવાઓને હુ કદાચ નહી ચીંધી શકુ પણ એટલુ તો હુ જોઈ શક્યો છુ કે પજાબ એ સત્યાગ્રહના સિદ્ધાતને ગ્રહણ કરવાને તેમ જ સત્યાગ્રહને ઉપાડી લેવાને હિંદુસ્તાનના બીજા ગમે તે ભાગના જેટલુ જ કે કદાચ એથી વધારે શક્તિમાન છે પણ મારી આ અટકળમા કદાચ ભૂલ પણ હોય છતાં પજાબ સત્યાગ્રહના પાઠ ગ્રહણ કરવાની બાબતમા હિંદુસ્તાનના બીજા કોઈ પણ ભાગની હારોહાર તો છે જ એટલુ તો હુ કહીશ જ કહીશ

મિસ ફેરિંગને દિલ્હીથી પત્ર :

૬ "વહાલી દીકરી,

૨૦–૧–'૨૦ "તું આશ્રમમાં આવી તેવો જ મારે આશ્રમ છોડવો પડ્યો તેથી મને દિલગીરી થઈ છે. મારે તારી સાથે ખૂબ વાતો કરવી હતી અને તને કશી ચિંતા હોય તો આશ્વાસન આપવું હતું. દેવદાસે મને કહ્યું કે તારે એકલા આવવું પડ્યું ત્યારે મને વધારે દુઃખ થયું. હું આશા રાખું છું કે તારે જે કાંઈ જોઈતું કરતું હોય તે તું માગી લેતી હઈશ અથવા કોઈ તારી જરૂરિયાતોનો વિચાર કરી લેતું હશે.

"રસોડામાં થયેલા ફેરફારો તેં જાણી લીધા હશે. બુવરજી હવે રસોડામાં કામ નહીં કરે. રસોડામાં તું બાને મદદ કરે એમ ઇચ્છું છું. પણ તેમાં તને ફાવે એમ ન હોય તો તારે એ કરવાનું નથી.

". . . આપણે સાચાં ઉદાર ત્યારે થયાં કહેવાઈએ જ્યારે ઉદાર થવામાં આપણને આનંદ આવે. મેં એવા મિત્રો જોયા છે જેઓ કોચવાઈને ઉદાર થાય. તેમની ઉદારતામાં એક પ્રકારનું શહીદ થવાપણું આવી જાય છે. કષ્ટ-સહન કરતાં આનંદ પામવો, આપણું અપમાન કરે તેની દયા ખાવી અને તેની નબળાઈ માટે તેની પર વધારે પ્રેમ કરવો એ ખરી ઉદારતા અથવા અહિંસા છે. પણ એ દશાએ આપણે ન પહોંચી શકીએ, તો એના અખતરા કરવા નહીં . . . કોઈ પણ કારણે તારી આંતરિક શાન્તિ અને આનંદ તું ગુમાવી બેસે એ મને પોસાય એમ નથી. હું ઇચ્છું છું કે તારું જીવન તું એવી રીતે ગોઠવી લે કે આશ્રમમાં તને વધારે આનંદ આવે, વધારે સુખ મળે અને સત્યનું વધારે સારું દર્શન થાય. આશ્રમમાં રહેવાથી તું વધારે સારી ખ્રિસ્તી થાય એમ ઇચ્છું છું. ગઈ કાલે આખો દિવસ અને રાત મને તારા વિચાર આવ્યા. હું પ્રાર્થના કરું છું કે શરીરે, મને અને આત્માએ તું વધારે સ્વસ્થ થાઓ, જેથી પ્રભુની સેવાનું વધારે સારું સાધન તું બની શકો.

"અને હું ઇચ્છું છું કે તું દીપકની દોસ્તી કરે. એ પણ એક મોટો પ્રયોગ છે. એ કોણ છે એ મહાદેવ કહેશે. વધારે લખવાનો મને વખત નથી.

"તારી ઇચ્છા થાય તો મહાદેવને આ કાગળ વંચાવજે. પ્રાર્થનાના જવાબમાં આ કાગળની ઉત્પત્તિ છે. આજે પરોઢિયે ઉત્સાહના બે શબ્દો તને લખવાની ઇચ્છા થઈ આવી. બિચારા મહાદેવ માટે મને એવી જ લાગણી થાય છે. તેને ગજા ઉપરાંત બોજો ઉઠાવવો પડે છે. ઈશ્વરનો પાડ છે કે તેનું અંતઃકરણ બહુ જ સંવેદનશીલ છે. તે એના પોતાના પ્રત્યે બહુ અક્ષમાવાન રહે છે. પણ એનો સ્વભાવ બહુ ભાળો છે. પોતાની અંદર રહેલા દિવ્ય-

તત્ત્વનો તેને પૂરો અનુભવ નથી થયો, એટલે તે ચિંતા કર્યા કરે છે એને મદદ કરજે અને એની પાસેથી મદદ મેળવજે

"મદ્રાસની મુલાકાતના તારા અનુભવો લખજે ત્યાં તને કેવું લાગ્યું તે મને જણાવજે

"ખૂબ પ્યાર"

મિસ હૅરિંગને લાહોરથી કાગળ

"વહાલી દીકરી,

૨૪-૧-'૨૦ "ગઈ કાલે લાહોર પહોંચતાં તારો કાગળ મળ્યો તેથી બહુ આનંદ થયો

"તારું હૃદય તેં ખોલ્યું છે તેથી બહુ રાજી થયો મૈત્રી અને પ્રેમનો એ સાચામાં સાચો પુરાવો છે તું ખુલ્લા દિલે વાત કરે ત્યારે જ હું તને મદદ કરી શકું મને ખ્યાલ નહોતો કે ની લઘુતા તારા જોવામાં આવી ગઈ હશે તેની સાથે વધુ સંસર્ગમાં આવવાનું મેં કહેલું એટલે મેં તને સહેજ ચેતવી હતી ગમે તેમ પણ મારી ચેતવણી તને વખતસર મળી યોગ્ય પળે યોગ્ય વસ્તુ કરવાનું ડહાપણ અને હિંમત ઈશ્વર તને આપી રહેશે એક વસ્તુ બરાબર યાદ રાખજે તારો ત્યાગ એટલી હદે જવા ન દઈશ કે જેથી તારું દિલ ખાટું થઈ જાય અને તારા પોતા પ્રત્યે તથા આસપાસના પ્રત્યે કંટાળો આવે આ મોટામાં મોટી લાલચ છે અને કાર્યકર્તાઓ ઘણી વાર એનો ભોગ થઈ પડે છે તેઓ ત્યાગ કર્યે જ જાય છે અને છેવટે તેનો જવાબ ન મળતાં આસપાસની દરેક વસ્તુ અને દરેક વ્યક્તિનો તેમને કંટાળો આવે છે આપણે સાચો ત્યાગ ત્યારે જ કર્યો કહેવાય, જ્યારે આપણે* સામા જવાબની કશી અપેક્ષા જ ન રાખીએ એ શબ્દ (સૅક્રિફિસ)નો ધાત્વર્થ બરાબર જાણી લેવો જોઈએ તું જાણતી હઈશ કે તેનો અર્થ (ટુ મેક સેક્રડ) પાવન કરવું અથવા પાવન થવું એવો થાય છે આપણે પોતાને અથવા બીજાને પાવન નથી કરી શકતા જ્યારે આપણે ચિડાઈએ ખીજીએ અથવા ગુસ્સે થઈએ છીએ ઘણી વાર કહેવાતી સંગીન સેવા કરતાં એક દિવ્ય સ્મિતમાં વધારે સેવા અથવા યજ્ઞ (સૅક્રિફિસ) એટલે કે પાવન થવા અને કરવાપણું હોય છે આ લીટીઓ લખું છું ત્યારે મેરી અને મૉડલીનનો*

* મને લાગે છે મેરી અને માર્થા જોઈએ બાઈબલમાં મેરી અને મૉડલીનના ઉલ્લેખ આવે છે પણ બાપુની દલીલ સાથે બંધબેસતી આવે એવી કોઈ વાત તેમની હોય એમ જણાતું નથી નવા કરારમાં સેન્ટ લ્યૂકની સુવાર્તા પ્રકરણ ૧૦માં માર્થા અને મેરીની વાત નીચે પ્રમાણે છે

દાખલો મને યાદ આવે છે. બન્ને સારી હતી પણ એક જે કશી ધાંધલ કર્યા વિના પ્રભુમાં તન્મય થઈ ગઈ, તે પેલી બીજી કરતાં વધારે ત્યાગ કરનાર હતી. તારું પણ કદાચ 'એવું' થતું હોય. . . . નું અથવા તો કોઈનું પણ દિલ જીતી લેવા માટે તારા મન ઉપર વધારેપડતો બોજો ન નાખતી. અમુકની સાથે નથી જ નિભાવી શકાતું એમ તને લાગે તો જુદા થઈ જવું સારું છે. એમ કરીને પણ તેની સેવા થઈ શકે છે. હા, તેની સાથે નિકટનો સંબંધ ન બંધાય. એવું કશું ત્યાં ન કરતી જેથી તારું શરીર અથવા મન થાકી જાય.

"ખાવાની બાબતમાં અથવા બીજી કોઈ પણ બાબતમાં તારે જે સગવડ જોઈતી હોય તે વિના સંકોચે માગી લેજે. મગનલાલને, ઇમામસાહેબને અથવા જે તારી સાથે નિકટ સંબંધમાં આવ્યું હોય તેને કહેજે.

"હા, દીપકનું તું વર્ણન કરે છે એવો જ બરાબર એ છે. હું ઇચ્છું છું કે હળવેથી તેને કહી તેની જવાબદારીનું તું એને ભાન કરાવે અને તેના અભ્યાસમાં એકાગ્ર કરે. એના પત્રલેખન ઉપર ધ્યાન આપજે. દરરોજ એની માતુશ્રીને તે વિગતવાર અને ચોખ્ખા અક્ષરે કાગળ લખતો રહે એ જોજે.

"તારા દુઃખમાં મારું હૃદય દ્રવે છે. તારા ભાઈ પાસે ડેન્માર્ક પહોંચી જવાની તારી ઇચ્છા હું સમજી શકું છું. પણ તેં બીજો માર્ગ પસંદ કર્યો છે. એ માર્ગમાં બીજાને છોડી એકની જ સેવા કરવાપણું નથી બની શકતું. ઈશ્વર તને કર્તવ્યપાલનનું બળ આપો.

"મહાદેવની બાબતમાં તું લખે છે તેમાં હું સંમત છું. પોતાની તબિયતની એ નકામી ચિંતા કર્યા કરે છે. તેના શરીર માટે નહીં, પણ તેના આત્માને

---

"હવે એવું બન્યું કે ચાલતાં ચાલતાં તેઓ એક ગામે જઈ ચડ્યા. ત્યાં માર્થા નામની એક સ્ત્રીએ પોતાના ઘરમાં ઈશુનું સ્વાગત કર્યું.

અને તેને મેરી નામની એક બહેન હતી. તે ઈશુને ચરણે બેઠી અને એનો ઉપદેશ સાંભળવા લાગી.

પણ માર્થા સ્વાગતની ભારે ધમાલમાં ગૂંથાઈ ગઈ. ઈશુની પાસે જઈ તે કહેવા લાગી: ભગવન્, મારી બહેન બધા સ્વાગતનો બોજો મારી એકલી ઉપર નાખી અહીં બેઠી રહે એ આપને ઠીક લાગે છે? તેને આપ કહો કે મને મદદ કરવા લાગે.

ઈશુએ જવાબમાં કહ્યું:

માર્થા, માર્થા, તું ઘણી વસ્તુઓની ધમાલ કરે છે અને તકલીફ ઉઠાવે છે. પણ ખરી જરૂરની જે એક વસ્તુ છે, એ સારું કામ કરવાનું મેરીએ પસંદ કર્યું છે. તે કામ તેની પાસેથી છોડાવાય નહીં."

માટે સૌ તેને ચાહે છે તેના મદવાડમા તેની ચાકરી કરવી એ મિત્રોને માટે લહાવો છે

"પ્યાર"

મિસ ફેરિંગને બીજો કાગળ

¶ "વહાલી દીકરી,

"નરહરિ મને કહે છે કે તે હવે ઇમામસાહેબને ત્યા જમવાનુ રાખ્યું છે હુ રાજી થયો બીજા કોઈના કરતા ત્યા તને જરૂર વધારે ઘર જેવુ લાગશે કાઈ નહી તો એટલા માટે કે ત્યા કાયમ કોઈ તારી સાથે અગ્રેજીમા વાત કરનાર તને મળી રહેશે ફાતિમા ઉપર તારો વિવેકયુક્ત પ્રેમ વર્ષાવજે અને તને તત્કાળ જવાબ મળશે

૨૫-૧-'૨૦

"તે તારી તબિયત બગાડી છે અથવા મનની શાન્તિ ગુમાવી છે તો મને બહુ દુખ લાગવાનુ છે 'અનિષ્ટનો પ્રતિકાર ન કરવો' એનો અર્થ ઉપરથી દેખાય છે તેના કરતા ઘણો વધારે ઊંડો છે દાખલા તરીકે મા રહેલા અનિષ્ટનો પ્રતિકાર ન કરવો જોઈએ એટલે કે તારે અથવા તો મારે પણ તેના ઉપર ચિડાવુ કે અધીરા ન થવુ જોઈએ આપણે મનમા એવો વિચાર ન લાવવો જોઈએ કે આટલુ સત્ય આને કેમ સમજાતુ નથી? હુ એના પ્રત્યે જે પ્રેમ રાખુ છુ તેનો જવાબ કેમ મળતો નથી? દીપડો જેમ પોતાના શરીર પરના ટપકા ન બદલી શકે, તેમ એનાથી પોતાના સ્વભાવથી વિરુદ્ધ જઈ શકાતુ નથી હુ અને હુ પ્રેમથી વર્તીએ છીએ તેમા આપણા સ્વભાવને અનુસરીએ છીએ એ એનો પ્રતિઘોષ ન આપે તેમા એ પોતાના સ્વભાવને અનુસરે છે તેથી આપણે દુખી થઈએ તો આપણે અનિષ્ટનો પ્રતિકાર કર્યો કહેવાય તુ આમા સમત થાય છે? મને લાગે છે કે પેલા શિક્ષાસૂત્રનો ઊંડો અર્થ આ છે એટલે હુ ઇચ્છુ છુ કે સૌની સાથેના તારા વ્યવહારમા તુ સમતા રાખે

"બીજુ મારે એ કહેવાનુ છે કે તારા શરીરની સુખાકારી માટે તારે જે કાઈ જોઈતુ હોય તે વિના ચવાની લેતી નહી ત્યા કોઈની પાસે માગતા સકોચ થતો હોય તો મને લખજે મને તારી ચિતા રહ્યા કરે છે ત્યા સુધી તુ મને દરરોજ લખતી રહે એમ હુ તારી પાસે માગુ છુ

"પ્યાર અને પ્રાર્થના સાથે"

લો૰ મા૰ તિલક મહારાજે 'યંગ ઇન્ડિયા'ના અધિપતિ તરીકે બાપુજીને એક કાગળ લખેલો. એ કાગળ તેના ઉપર નાના
૧–૨–'૨૦. ટિપ્પણ સાથે છાપ્યો :

"ગયા અંકમાં 'સુધારાનો ઠરાવ'ના આપના લેખમાં આપે મને 'રાજ્યપ્રકરણમાં બધુંય ચાલે' 'Everything fair in politics' એમ માનતો જણાવ્યો છે એ જોઈને હું દિલગીર થયો છું. આ પત્રથી હું આપને જણાવવા ઇચ્છું છું કે આપના એ લેખમાં મારો વિચાર ખરી રીતે રજૂ કરવામાં આવ્યો નથી. રાજ્યપ્રકરણ એ સાધુઓની નહીં પરંતુ સંસારીઓની બાજી છે અને 'अक्कोधेन जिने क्कोधं' એ બુદ્ધના ઉપદેશ કરતાં 'ये यथा मा प्रपद्यते तास्तथैव भजाम्यहम्' એ શ્રીકૃષ્ણનું સૂત્ર માનવાનું હું વધારે પસંદ કરું છું. આ વિષે મારો સઘળો મતભેદ અને સરકાર જેટલે સુધી આપણી સાથે મળીને વર્તે તેટલે સુધી તેની સાથે મળીને સુધારાનો અમલ કરવા વિષે મારા '*Responsive Co-operation*'નો અર્થ પણ આ સૂત્રથી સમજાઈ જાય છે. બંને માર્ગ એટલા જ ન્યાયી અને પવિત્ર છે. પરંતુ પહેલા માર્ગના કરતાં બીજો આ દુનિયાને વધારે અનુકૂળ છે. આ ભેદ વિષે વધારે માહિતી મારા 'ગીતારહસ્ય'માંથી મળી શકશે.

પૂના શહેર આપનો
૧૮-૧-'૨૦ બા. ગં. તિલક"

[ધર્મગ્રંથોના અર્થના વિષયમાં લોકમાન્યની સાથે વાદમાં ઊતરતાં હું સ્વાભાવિક રીતે અચકાઉં છું. પરંતુ કેટલીક બાબતો એવી હોય છે કે તેમાં અંતઃકરણનો અવાજ કોઈ પણ ગ્રંથના અર્થ કરતાં ચઢી જાય છે. લોકમાન્યે જણાવેલા બંને સૂત્રોમાં મને તો કંઈ વિરોધ લાગતો નથી. બુદ્ધનું સૂત્ર એક સનાતન સિદ્ધાંત રજૂ કરે છે અને ભગવદ્‌ગીતાનું સૂત્ર તિરસ્કારને પ્રેમથી અને અસત્યને સત્યથી જીતવાનો સિદ્ધાંત શી રીતે અમલમાં મૂકી શકાય તે બતાવે છે. બીજા સાથે આપણે જેવું વર્તન રાખીએ તેવું જ વર્તન પ્રભુ આપણી સાથે રાખે છે, એ જો ખરું હોય તો સખત શિક્ષામાંથી છૂટવા માટે આપણે ક્રોધનો બદલો ક્રોધથી નહીં પણ ક્રોધની સામે પણ મૃદુતાથી જ વાળવો જોઈએ. આ નિયમ વૈરાગીઓ માટે નહીં પરંતુ ખસૂસ કરીને સંસારીઓ માટે જ છે. લોકમાન્યને માટે મને માન છે, છતાં હું કહેવાની હિંમત ધરું છું કે સંસાર સાધુઓ માટે નથી એમ કહેવામાં માનસિક મંદતા જણાઈ આવે છે. પુરુષાર્થ કરવો એ સર્વ ધર્મનો સાર છે. અને પુરુષાર્થ એ સાધુ — ખરેખરા સજ્જન થવાના ઉત્કટ પ્રયાસ સિવાય બીજું કંઈ જ નથી.

છેવટે, જ્યારે મેં લોકમાન્યના મત પ્રમાણે 'રાજ્યપ્રકરણમાં બધુંય ચાલે' એ વાકય લખ્યું ત્યારે તેમણે ઘણી વાર ઉચ્ચારેલું 'शठं प्रति शाठ्यम्' એ વાકય મારા મનમાં રમી રહેલું હતું. મારી નજરે તો તેમાં ખોટી નીતિ સમાયેલી છે. કુશાગ્રબુદ્ધિ લોકમાન્ય પોતે જ આ સૂત્રનું ખંડન કરવાને એકાદ તત્ત્વજ્ઞાનનો ગ્રંથ લખી હિંદને કોઈ દિવસે તાજુબ કરે એવી આશા હું છોડી શકતો નથી. ગમે તેમ હો, પણ 'शठं प्रति शाठ्यम्' માં સમાયેલા વાદની સામે હું મારો ત્રીસ વરસનો અનુભવ ખડો કરું છું. ખરી નીતિ તો 'शठं प्रत्यपि सत्यम्' એ જ છે.]

સિંહગઢ ઉપર. દક્ષિણ આફ્રિકાના એક મિ. લેઝેરસ ગેબ્રિયલને કાગળમ લખે છે:

૩૦–૪–'૨૦  ¶ "મારા બે દીકરા મેં દક્ષિણ આફ્રિકાને આપ્યા છે. તેમને ઠીક લાગે ત્યાં સુધી તેઓ ત્યાં રહે. એથી વધારે આપવાની મારી શક્તિ નથી. જેટલા માણસ મળી શકે એટલાની અહીં જરૂર છે. તે જ પ્રમાણે પૈસાનું"

અમદાવાદના મિ. ગિલેસ્પીને લખે છે:

¶ "ખ્રિસ્તી ધર્મમાં પ્રાર્થનાને બહુ મહત્ત્વ આપ્યું છે તે મને ખબર છે. પણ મારી છાપ એવી છે કે સઘળી પ્રાર્થનાઓની માફક ખ્રિસ્તી પ્રાર્થના પણ મોટે ભાગે કેવળ યાંત્રિક થઈ ગઈ છે અને ઘણી વાર સ્વાર્થી પણ હોય છે. હિંદુ પ્રાર્થનાવિધિમાંના આ યાન્ત્રિક અને સ્વાર્થી અંશ સાથે મારી તમામ શક્તિથી હું ઝઘડી રહ્યો છું."

નિર્મળાબહેનને* લખે છે:

"તમારી સાથે વાત થયા પછી તમારા વિચારો મને બહુ આવ્યા છે. હું જોઉં છું કે તમે ધારો તો ઘણું કરી શકો તેમ છો. પણ તમારું મન સ્થિર થવાની જરૂર છે. તમે સાંભળો અને વાંચો તેટલું વિચારવું જોઈએ ને તેનો અમલ કરવો જોઈએ. તમારી વિચારશક્તિ મંદ છે એમ હું તમારી નોટબુક ઉપરથી જોઈ શક્યો. હવે મારી સલાહ આ છે. તમે જેટલું વાંચો તેનો અર્થ સમજો ને વિચારો, સારું લાગે તેનો અમલ કરો. 'નવજીવન' ધ્યાનપૂર્વક વાંચવું. ગીતાજીના દરેક શ્લોકનો અર્થ વિચારવો. ત્યારે જ તમે આગળ વધશો. આશ્રમમાં જ મરવું છે એવો નિશ્ચય કરી આશ્રમમાં દરેક કામ જોઈ લેવું. તેમાં તમે ક્યાં વધારેમાં વધારે ઉપયોગી થઈ શકશો એ જોઈ જવું ને તે પ્રમાણે ચાલવું. ચિ. મગનલાલને મળતા રહેવું ને તેમની પાસેથી

* બાપુજીના ભાણેજ વહુ.

બધું જાણવું. તેમની પાસેથી કામ માગવું. તમે બાળક છો, બીજાની સાથે કેમ બોલાય એમ વિચારી કોટડીમાં ભરાઈ ન રહેવું પણ તમે જ્યાં સુધી તમારું હૃદય સ્વચ્છ છે ત્યાં સુધી બધાની સાથે ભળી શકો છો એમ માની, સર્વ ભાઈ છે એમ સમજી બધાની પાસેથી શીખવું. બધાની સેવા કરવી. યોગ્ય સમયે હું તમને મુંબઈ લઈ જઈશ. તમારું લખાણ ચોખ્ખું કરજો. અક્ષર છાપેલા જેવા કરજો. મને નિયમસર શાહીથી સાફ અક્ષરે લખજો."

નાની નાની ખબરોથી ભરેલા કેવા કાગળો લખે છે તેનો સુંદર ખ્યાલ દેવી વેસ્ટને લખેલા નીચેના કાગળ ઉપરથી મળે છે:

"પ્રિય બહેન દેવી,

"આજે જ્યાં પહોંચ્યો છું એ, એક નાનો, એકાન્ત, ઐતિહાસિક કિલ્લો છે. આસપાસનું દૃશ્ય ભવ્ય છે અને હવા બહુ જ તાજગી આપનારી છતાં સખત નથી. મારું શરીર બહુ નિચોવાઈ ગયું છે. તેને આરામ આપવા અહીં આવ્યો છું. મારી સાથે ડૉ. જીવરાજ મહેતા, મહાદેવ દેસાઈ, સ્વામી આનંદ, પ્રભુદાસ, બાલકૃષ્ણ તથા દીપક એટલા છે. એમાંથી એકલા પ્રભુદાસને જ તમે ઓળખો છો. આ કાગળમાં બીજાઓની ઓળખાણ આપીશ નહીં, કારણ કાગળ મારે ઝટ પૂરો કરવો છે. અત્યારે માથું ખૂબ ફાટે છે. પણ તમારો કાગળ હાથમાં લીધો છે એટલે જવાબ પૂરો જ કરું.

"બાની તબિયત સરસ છે. હરિલાલનાં બાળકોની એ સંભાળ રાખે છે. ગઈ તા૦ ૨૦મીએ ફાતિમાનાં લગ્ન એક સુંદર જુવાનની સાથે થઈ ગયાં. લગ્નવિધિ બહુ જ સાદો, કશી ધમાલ વિનાનો હતો. લગ્ન આશ્રમભૂમિ ઉપર જ થયાં. એના પતિ અમદાવાદમાં જ રહે છે એટલે ફાતિમાને મળવાનું વારંવાર થયાં જ કરશે.

"ઈંગ્લંડમાંથી એમને કાઢી મૂકયા પછી મિ. કેલનબૅક તરફથી કશા સમાચાર નથી. મેં તપાસ કરાવી પણ કશો પત્તો લાગ્યો નથી.

"મિસિસ વેસ્ટની તબિયતનું સાંભળી દિલગીર થયો. આશા રાખું છું હવે તે સારાં થઈ ગયાં હશે. મારા તરફથી હિલ્ડને પ્યાર. એ કોઈ દિવસ મને સંભારે છે અથવા મારો વિચાર કરે છે ખરી?

"આશ્રમમાં મકાનો બાંધવાનું કામ હજી ચાલ્યાં જ કરે છે. હું આશા રાખું છું કે કોઈક દિવસ તમે એ જોશો અને તેની રચનામાં તમારો હિસ્સો પણ લેશો.

"મારું જીવન તો હમેશની જેમ ખૂબ પ્રવૃત્તિમય ચાલે છે. મારી પોતાની કહી શકું એવી એક ક્ષણ પણ હોતી નથી.

"દેવદાસ બનારસમાં છે. હિંદીનો અભ્યાસ પાકો કરવા ત્યાં ગયેલ છે. હરિલાલ વેપારમાં આગળ વધતો નથી. છેવટે શું કરશે તે કાંઈ ખબર પડતી નથી.

"ભાઈ કોટવાલને બહુ વખત થયાં જોયા નથી. તેમના તરફથી કશા સમાચાર પણ નથી. પરાગજી દેસાઈ બાના ભાઈ સાથે જોડાયા છે. મેઢ કશું કરતા નથી. છગનલાલ હિસાબ રાખે છે. મગનલાલ મુખ્ય વ્યવસ્થાપક છે. એનાં બાળકો મોટાં થયાં છે. પ્રભુદાસને ક્ષય છે એમ કહે છે. કાશીબહેનનો બાંધો બહુ નબળો તો છે જ. કૃષ્ણદાસની તબિયત પણ બહુ સારી ન ગણાય. ઇમામસાહેબ ખરીદીનું કામ સંભાળે છે. તેમનાં પત્ની આશ્રમનું દરજીકામ પુષ્કળ કરે છે. તમે જેમને ઓળખો છો તેમની પ્રવૃત્તિઓનું ઠીક ઠીક વર્ણન મેં આપ્યું.

"પ્યાર."

મૌલાના અબ્દુલ બારીને લખ્યું:

"પ્રિય મૌલાના સાહેબ,

"હું ફૈઝાબાદ ન આવ્યો તે માટે તમારી માફી ચાહું છું. મારી તબિયતને ગંભીર ઇજા પહોંચાડયા વિના હું આવી શકું એમ નહોતું અને કાંઈ નહીં તો આવી રહેલી લડત માટે હું તબિયત સાચવવા ઇચ્છું છું. મારો ડાબો પગ ખોટકી ગયો હોય એમ લાગે છે. અહીં તેને બરાબર કરી દેવાની આશા રાખું છું, જો થોડા દિવસ અહીં રહી શકું તો. આપણા મિત્રો આગળ મારા તરફથી વકીલાત કરશો.

"ઇગ્લંડ જવા વિષે તો બધું તમે સાંભળ્યું હશે. મિત્રો જવાનું ખાસ ઇચ્છે તે વિના મારી જવાની ઇચ્છા નહોતી. એવું કાંઈ જણાયું નહીં એટલે મિ. મૉન્ટેગ્યુને મેં તાર કરી દીધો છે. તેના જવાબની રાહ જોઉં છું.

"મને એ બહુ જરૂરનું લાગે છે કે કાયમ સ્લાહ મસલત માટે મૌ. અબુલ કલામ આઝાદ અને મૌ. શૌકતઅલીએ મુંબઈમાં રહેવું જોઈએ. સંગઠન તરત જ શરૂ થઈ જવું જોઈએ. મૌ. અબુલ કલામ આઝાદ હજી માંદા છે એ કમનસીબી છે. બને તેટલા વહેલા મુંબઈ આવી જવાનું મેં એમને કહ્યું તો છે."

મિસિસ ઝીણાને એક કાગળમાં લખ્યું:

"મિ. ઝીણાને કહેશો કે તેમને હું યાદ કરું છું. તેમને હિંદુસ્તાની અથવા ગુજરાતી શીખી લેવા તમારે સમજાવીપટાવીને તૈયાર કરવા જોઈએ. તમારી જગ્યાએ હું હોઉં તો હું તો તેમની સાથે હિંદુસ્તાની અથવા ગુજરાતીમાં જ બોલવાનું શરૂ કરી દઉં. તેમ કરવામાં તમારું અંગ્રેજી તમે

ભૂલી જાઓ અથવા એકબીજાની વાત તમે સમજી ન શકો એવો કશો ભય નથી. કે પછી છે?

"ત્યારે શરૂ કરશો ને? મારા પ્રત્યે પ્રેમ રાખો છો તે ખાતર પણ શરૂ કરવાનું હું તમને કહું છું."

સરલાદેવી ચૌધરાણીને ગઈ કાલે લખ્યું:

¶ "આ લખી રહ્યો છું ત્યારે દીપકને બાલકૃષ્ણના મધુર સિતાર સાથે ગાતો સાંભળું છું. બાલકૃષ્ણ મને ભગવાન પાસેથી મળેલી મહા ભેટ છે. તે ફૂલ જેવો નિર્દોષ છે. મારી સંભાળ માના જેવી રાખે છે.

"ખિલાફત વિષે એ. પી. ને મેં સંદેશો આપ્યો છે તે તમે વાંચ્યો? 'યંગ ઇન્ડિયા'ની નકલ તમારી પાસે ન હોય એમ ધારીને એક નકલ મોકલું છું. એમાંથી ખાદી ઉપરનો મારો લેખ જરૂર વાંચજો.

"કાલે ગવાયેલું ભજન મોકલું છું:

> મોરી લાગી લગન ગુરુ ચરનન કી
> ચરન બિના મુઝે કછુ નહીં ભાવે,
> જૂઠ માયા સબ સપનન કી. મોરી૦
> ભવસાગર સબ સૂખ ગયા હૈ,
> ફિકર નહી મુઝે તરનન કી. મોરી૦
> મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર
> ઉલટ ભઈ મોરે નયનન કી. મોરી૦"

સરલાદેવીને આજે બીજો કાગળ લખ્યો:

¶ "ગઈ કાલે પૂનાથી સિંહગઢ ઊપડતાં પહેલાં તમને એક કાગળ પેન્સિલથી લખ્યો છે. દાક્તરે મને કહેલું કે મારું શરીર બહુ નંખાઈ ગયેલું છે અને ચાલીને ઉપર ચઢવાનું સાહસ મારે કરવું જોઈએ નહીં. પણ મારી મૂર્ખાઈમાં મને લાગ્યું કે હું ચઢી શકીશ. એટલે મહાદેવ, દીપક અને હું ચઢવા લાગ્યા. પણ તમને જાણીને દુઃખ થશે કે અર્ધો ફર્લાંગ પણ અમે ગયા નહીં હોઈએ ત્યાં તો મારા ડાબા સાથળમાં અસહ્ય વેદના થવા લાગી અને મારે પ્રયાસ છોડી દેવો પડ્યો. હું બહુ શરમિંદો પડી ગયો અને મારી તાકાત આટલી બધી ઘટી ગઈ છે એ જાણીને ખૂબ દુઃખી થયો. પણ આવી ભૂંડી હાલતમાં પણ મારે પ્રફુલ્લિત રહેવું જોઈએ. હું પ્રયત્ન કરીશ.

"બે સ્વપ્નામાંથી હમણાં જ ઊઠ્યો. એક સ્વપ્નું તમારે વિષે હતું અને બીજું ખિલાફતનું. તમે બે જ દિવસમાં પાછાં આવ્યાં તેથી મને ખૂબ આનંદ થયો. મેં પૂછ્યું કે આટલાં જલદી ક્યાંથી? તમે કહ્યું કે, 'એ તો મને પોતાની પાસે બોલાવી લેવાની પંડિતજીની* યુક્તિ હતી. જગદીશનાં લગ્નની તો

*સરલાદેવીના પતિ પંડિત રામભજ દત્ત ચૌધરી. દીપક તેમનો દીકરો.

હજી ઘણીયે વાર છે. એટલે પાછી આવી.' પછી મને ખબર પડી કે એ તો સ્વપ્નું હતું એટલે મારો આનંદ ઊડી ગયો. હું ફરીથી ઊંઘી ગયો, ત્યાં મુસલમાનોની એક મોટી મજલિસમાં જઈ પહોંચ્યો. સામાન્ય ભાષા તરીકે હિંદુસ્તાનીના ઉપયોગ વિષે બોલતાં એક વક્તાએ જણાવ્યું કે બગદાદી લોકો જે બોલી બોલે છે તેને પણ હિંદુસ્તાનીની જ શાખા ગણવી જોઈએ અને તેનો અભ્યાસ કરવો જોઈએ. સભામાંથી બીજાઓએ આમ હિંદુસ્તાનની બહાર જવા સામે વિરોધ કર્યો. અબ્દુલ બારીસાહેબ મારી બાજુમાં જ બેઠા હતા. તેમણે પેલા વક્તાનો પક્ષ લીધો. પણ સભાજનો એટલા ગુસ્સે ભરાઈને વિરોધ કરવા લાગ્યા કે તેઓ કશું બોલી શક્યા નહીં. પેલા વક્તા પ્રત્યેનું આ જાતનું વર્તન બારીસાહેબને પસંદ ન પડ્યું. મેં એના ગુણદોષ સમજાવવા માંડ્યા. પછી એ શી રીતે થઈ શકે એ મુદ્દા ઉપર ચર્ચા ઊતરી. કોઈ પણ ભોગે સત્યને વળગી રહેવાની આવશ્યકતા ઉપર મેં ભાર મૂક્યો. એટલામાં સભામાં ગરબડ મચી અને હું જાગી ગયો. જાગીને તરત આ કાગળ લખવા બેઠો છું.

"દીપક મહાદેવની સાથે ખુરશી વિના ચઢી ગયો. તેથી એને કશું જ થયું નથી. નીકળતી વખતે એણે દૂધ પી લીધું હતું અને આવીને કેક ખાધી. અત્યારે ઘસઘસાટ ઊંઘે છે. પ્રભુદાસ બહુ સારો દેખાય છે અને વધારે સ્ફૂર્તિમાં છે. બાલકૃષ્ણ અમારી સામા અડધે રસ્તે આવ્યા હતા. રેવાશંકરભાઈ આવતી કાલે આવવાના છે. ડૉક્ટર હમણાં જ મારે માટે બે બકરીઓ લઈને આવ્યા. મને ખબર મળી છે કે તિલક મહારાજ પણ આજે સાંજે આવવાના છે. એમના માણસો તો એમના બંગલામાં આવી પણ ગયા છે.

"બકરીઓ હવે પોતાના રુચિર સંગીત સાથે દાખલ થાય છે. લગ્ન પતી ગયું હોય અથવા મુલતવી રહ્યું હોય તો હું આશા રાખું છું કે તમે પણ મંડળીમાં ભળશો અને તમારા સંગીતથી તથા તમારા હાસ્યથી આનંદમાં વૃદ્ધિ કરાવશો.

"આમ તો હું લખ્યે જ જાઉં પણ મારે અટકવું જોઈએ. તમને કંટાળો આવશે એ ભય નથી, પણ મારે બીજાં કામોને પહોંચી વળવું જોઈએ.

"તમે (જલિયાંવાલા) બાગ ફંડમાં તમારી બંગડીઓ આપવાનું જાહેર કર્યું હતું તેની માગણી કરતા લાલા ગિરધારીલાલના કાગળની મને હમણાં જ યાદ આપવામાં આવે છે. મને લાગે છે કે એ ગઈ કાલે તમને મોકલી આપવામાં આવી છે. ગમે તેમ હો હું એ વાતની તમને યાદ દેવડાવું છું. મેં ધારેલું કે તમે ત્યાં ને ત્યાં જ બંગડીઓ આપી દીધી હશે.

"મારા પગની તો તમે ચિંતા કરશો જ નહીં. આ સ્થળની ગજબ હવાથી હું સાજોતાજો થઈ જઈશ. દીપકની પણ કશી ચિંતા ન કરશો. અમે બધા એની સંભાળ રાખીશું. શંકરલાલ એને મોટરમાં કોલાબા ફરવા લઈ ગયા હતા. એમણે મને પૂછ્યું કે એને સિનેમામાં લઈ જાઉં ? મેં કહ્યું કે 'એ જવાબદારી હું ન લઉં.' તમારી જો રજા હોય તો બીજી કોઈ વાર એને મોકલીશ. મેં તો એને બદલે એને કોલાબા અથવા વિકટોરિયા ગાર્ડનમાં ફરવા લઈ જવા કહ્યું. ફરવા જવાનો ઇતિહાસ આ છે. મહાદેવ તથા દીપક શંકરલાલ સાથે જમ્યા હતા. દીપકની બાબતમાં મેં કર્યું તે ખરું હતું ને ?

"પ્યાર."

સરલાદેવીને કાલે સાંજે લખેલો કાગળ:

१–५–२०

"અત્યારે સાંઝના લગભગ પાંચ વાગ્યા છે. પથારીમાંથી હમણાં જ ઊઠ્યો. કાલે રાતે સખત માથું દુખતું હતું અને અગિયાર વાગ્યા સુધી અર્ધજાગ્રત જેવી દશામાં હતો. ત્યાર પછી બરાબર ઊંઘ્યો. અત્યારે માથું જરાયે દુખતું નથી. પણ એક ફર્લાંગ પણ ચાલી શકાતું નથી. છતાં મારી જરાયે ચિંતા ન કરશો. મારી સ્થિતિ તમે જાણો અને પખવાડિયાનો વાયદો આપ્યો છે તે પાળો એટલા જ ખાતર આ લખું છું. ત્યાં સુધીમાં જગદીશનું લગ્ન પતી ગયું હશે અથવા મુલતવી રહ્યું હશે. પંડિતજીને પણ સાથે લાવી શકો તો એના જેવું રૂડું શું ? એમણે આશ્રમજીવન જોવું જોઈએ અને ગાળવું જોઈએ.

"તિલક મહારાજ આજે સવારે મળી ગયા. સાથે એમના દીકરા અને જમાઈ આવ્યા હતા. વાર્તાલાપ કેવળ ઔપચારિક થયો.

"દીપકનું ઠીક ચાલે છે. આ જગ્યા એને પસંદ પડી જણાય છે. એનો રસો શુદ્ધ છે. પણ એ સહેલાઈથી દોરવાઈ જાય છે.

"રેવાશંકરભાઈ સવારે આવ્યા. સુંદર કેરીઓ લાવ્યા છે. તેમાં ભાગ પડાવવા તમે હાજર નથી એ મને જરાયે ગમતું નથી.

"આજે સવારે રોજને વખતે ઊઠેલો, પણ પાછો સુઈ ગયો. સૂર્યોદય નિહાળ્યો નહીં. તમે અહીં હોત તો હું જાણું છું કે રાજરાજેશ્વરની સવારી આવતી જોવા તમે મને ખેંચી ગયાં હોત.

"પાદશાહ 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ'માં લખે છે. તમે સાથે હતાં ત્યારે જ ઘણું કરીને કાપલી આવેલી. તેના ઉપરથી મેં એક લેખ લખાવ્યો છે. સારો છે. તમે પ્રમાણપત્ર આપશો.

"હવે મારી માગણી હુ જાણું છુ કે તમે ઘણ આપ્યુ છે પણ જેમ મળતુ જાય છે તેમ મારી ભૂખ વધે છે તમે કહેતુ કે આશ્રમમા કામ કરતા તમને શરમ આવે છે ત્યા ઘરકામ કરવાનુ શરૂ કરીને એ શરમ તમે કાઢી નાખો નહી ? મારી ખાતર એ કરવા માડો તોપણ મને વાધો નથી એમા પોતાના વિચારો ફેરવવાનો પ્રશ્ન નથી એ તો પોતાનો અણગમો કાઢી નાખવાનો સવાલ છે તમે મહાન અને ભના છો, છતા જ્યા સુધી ઘરકામ કરવાની શક્તિ તમે ન મેળવો ત્યા સુધી હુ તમને પૂર્ણ સ્ત્રી ન કહુ તમે તેમ કરવાનો બીજાને ઉપદેશ આપો છો ખરા તમારો એ ઉપદેશ વધારે અસરકારક ત્યારે જ થશે, જ્યારે લોકો જોશે કે આ ઉમરે અને આવી સ્થિતિએ પહોચેલા હોવા છતા કામ કરવામા તમે નાનમ નથી માનતા ચ્યાર

તમારો
સ્મૃતિકાર (લો–ગિવર)"

આજે અષ્ટાવક્ર ગીતામાથી નીચેના ત્રણ શ્લોકો ઉતારીને સરલાદેવીને મોકલ્યા અને તેની સાથે લખ્યુ

*मुक्तिमिच्छसि चत्तात विपयान् विपवत्यज।
क्षमार्जवदयानोपसत्य पीयूपवद्भज॥ २॥
यदि दह पृथक्कृत्य चिति विश्रम्य तिष्ठसि।
अधुनैव सुखी शातो वन्धमुक्तो भविष्यसि॥ ४॥
मुक्ताभिमानी मुक्तो हि बद्धो बद्धाभिमान्यपि।
किंवदन्तीह सत्यय या मति सा गतिभवत॥ ११॥

"ગઈ કાલે હુ અષ્ટાવક્ર ગીતા વાચતો હતો તેમાથી વધારેમા વધારે પ્રભાવશાળી મને લાગ્યા તે શ્લોકો ઉતારીને મોકલુ છુ તમે એક વાર કહેતુ કે બીજા કવિઓની બીજી વસ્તુઓ તમને જેટલી અસર કરે છે તેટલી ભગવદ્ ગીતા તમને અસર કરતી નથી એટલે એમ મને કે આ શ્લોકો પણ તમને અસર ન કરે પણ જે વસ્તુ અત્યારે મને પાવનકારી લાગી છે તે વસ્તુમા

---

* અષ્ટાવક્ર મુનિ જનકને કહે છે

૨ હે તાત, જો તુ મુક્તિને ઇચ્છતો હોય તો વિષયોનો વિષની જેમ ત્યાગ કર (અને) ક્ષમા ઋજુતા દયા સતોષ તથા સત્યનુ અમૃતની જેમ સેવન કર

૪ જો તુ દેહને અલગ પાડી ચિદ્(રૂપ)મા સ્થિર થઈને રહેશે, તો હમણા જ સુખી, શાત અને બધથી મુક્ત થઈશ

૧૧ જે પોતાને મુક્ત માને છે તે મુક્ત છે, જે પોતાને બદ્ધ માને છે તે બધાયેલો છે આ લોકવાયકા સાચી છે કે જેવી મતિ તેવી ગતિ થાય છે

તમને ભાગીદાર બનાવ્યા સિવાય રહી શકતો નથી. વળી મારે પરાણે આળસુ રહેવું પડે છે, કારણ હું હજી પથારી છોડી શકતો નથી, તે વખતે આ શ્લોકો મને સાંત્વન આપનારા થઈ પડયા છે."

એક મિ. રહેમાનને લખ્યું :

૧ "બ્રિટિશ માલનો બહિષ્કાર કરવો એ (તેને) સજા (રૂપ) છે. હું બ્રિટિશ માલ ખરીદું તેથી કાંઈ બ્રિટિશ રાજ્ય જે અન્યાય આચરતું હોય તેમાં ભાગીદાર બનતો નથી. પણ જ્યારે સરકાર અન્યાય કરી રહી હોય ત્યારે એની સાથે સહકાર કરું તો હું સરકારના અન્યાયમાં ભાગીદાર બનું છું. એટલે અન્યાયી સરકારની સાથે અસહકાર એ કર્તવ્ય અથવા ધર્મ થઈ પડે છે. જો લાગવગવાળા મુસલમાનોની બીરુતાને લીધે અને હિંદુઓના અળગાપણાને લીધે મુસલમાન જનતા અસહકારને અપનાવી નહીં શકે તો તેનું અનિવાર્ય પરિણામ ખુનામરકીવાળા વિપ્લવમાં આવવાનું છે, અલબત્ત જો ખિલાફતના પ્રશ્નનો ફેંસલો મુસલમાનોની વિરુદ્ધમાં આવે તો. પરંતુ ઉપર જણાવેલા બન્ને વર્ગ મુસલમાન જનતામાં વ્યાપેલી લાગણીની આંતરિકતા સમજી જશે તો તેઓ અસહકારને સંપૂર્ણ રીતે ફતેહમંદ બનાવશે અને ઇષ્ટ પરિણામ લાવી શકશે."

૨–૫–'૧૯

સરલાદેવીને કાગળ :

૧ "ગઈ કાલે અષ્ટાવક્રગીતાના પહેલા અધ્યાયમાંથી મને પસંદ પડેલા ત્રણ શ્લોકો મેં તમને મોકલી આપ્યા. એમાં જનક શીખે છે કે પોતાનો મોક્ષ પોતાના જ હાથમાં છે. તેનો ઉપાય પોતાની ઇન્દ્રિયોની મોહજાળમાંથી છૂટવું એ છે. બીજા અધ્યાયમાં આ જ્ઞાન લાધતાં પોતાને થયેલો આનંદ તે વ્યક્ત કરે છે. નીચેના શ્લોકો જુઓ :

*अहो निरञ्जनः शान्तो बोधोऽहं प्रकृतेः परः ।
एतावन्तमहं कालं मोहेनैव विडम्बितः ॥ १ ॥
तन्तुमात्रो भवेदेव पटो यद्वद्विचारितः ।
आत्मतन्मात्रमेवेदं तद्वद्विश्वं विचारितम् ॥ ५ ॥

---

*જનક કહે છે :

૧. હું નિરંજન, શાન્ત, જ્ઞાનરૂપ અને પ્રકૃતિથી પર છું. આટલો વખત મોહથી હું ભરમાયેલો હતો.

૫. જેમ વિચાર કરતાં જણાય છે કે કપડું તન્તુરૂપ જ છે, તેમ વિચાર કરતાં જણાય છે કે (આ) વિશ્વ આત્મારૂપ જ છે.

आत्माज्ञानाज्जगद्भाति आत्मज्ञानान्न भासते।
रज्ज्वज्ञानादहिर्भाति तज्ज्ञानाद्भासते न हि॥७॥
मत्तो विनिर्गत विश्व मय्येव लयमेष्यति।
मृदि कुम्भो जले वीचि कनके कटक यथा॥१०॥
अहो जनसमूहेऽपि न द्वैत पश्यतो मम।
अरण्यमिव सवृत्त क्व रति करवाण्यहम्॥२१॥

"બીજા અધ્યાયના પચીસ શ્લોકોમાથી મે પાચ જ પસદ કર્યા છે તમને એક કામ સોપુ ? આ શ્લોકોની નકલ કરીને દેવદાસને મોકલી આપશો ? આ સુદર કળાકૃતિની એક સક્ષિપ્ત આવૃત્તિ તમારે માટે તૈયાર કરવાનુ મને મન થઈ જાય છે

"આજે પણ મારી તબિયત સારી નથી હજી મારે વધુ વખત પથારીવશ રહેવુ પડશે ઊઘમા પણ હજી તમારા વિચાર આવ્યા કરે છે પડિતજી તમને હિદુસ્તાનની મહાશક્તિ કહે છે તે ખોટુ નથી તમે એમના ઉપર ભૂરકી નાખી હશે હવે એ કળા મારી ઉપર અજમાવી રહ્યા છો પણ બે પખીડા ગાના માડે તેથી કાઈ વસત આવી ન કહેવાય જો તમે ખરેખરી મહાશક્તિ હો તો મનસા, વાચા અને કર્મણા હિદના દાસી બનીને હિદને તમે મત્રમુગ્ધ કરશો

"તમારી તથા પડિતજી બન્ને ઉપર હુ દીપક પાસે કાગળ નથી લખાવી શકતો એટલે પડિતજી ઉપરના એક કાગળથી તમારે સતોષ માનવો પડશે એ કહે છે કે માતાજી મને રોજ ન લખે, પછી મારે શા માટે એમને રોજ કાગળ લખવો જોઈએ ? અપકાર સામે પણ ઉપકાર કરવાનો પાઠ મે આમાથી એને આપ્યો મે તેને કહ્યુ કે તમે કાગળ તો કદાચ લખ્યો હશે પણ હજી ટપાલમા આ યો નહીં હોય ગઈ કાલે તમારા કાગળની મને ખાતરી હતી, પણ આવ્યો નહીં આજનો દિવસ પણ ખાલી જાય છે મને નવાઈ લાગે છે છતા હુ જાણુ છુ કે તમે તો લખ્યો જ હશે દુષ્ટ ટપાલનો જ એ ગોટાળો છે

---

૭ આત્માના અજ્ઞાનને લઈને જગતનો ભાસ થાય છે આત્માનુ જ્ઞાન થતા એ (જગત) ભાસતુ નથી દોરડાના અજ્ઞાનથી જ (એમા) સર્પનો ભાસ થાય છે તેનુ જ્ઞાન થતા જ એ (સર્પ) ભાસતો નથી

૧૦ જેમ ઘડો માટીમા તરગ પાણીમા અને કડુ સોનામા લય પામે છે, તેમ મારામાથી બહાર નીકળેલુ વિશ્વ મારામા જ લય પામે છે

૨૧ અહો જનસમૂહમા પણ દ્વૈત ન જોનારા મારે માટે (બધુ) અરણ્ય જેવુ થઈ ગયુ છે (તો) હુ શામા રતિ રાખુ ?

"'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'માંથી હિંદી સંગીત વિષેની બે કાપલીઓ આ સાથે મોકલું છું. તમને કદાચ એમાં રસ પડશે. તમે તમારી આળસ ખંખેરી નાખો તો હિંદને તમારું સંગીત આપી શકો. એને માટે તમે ગાઓ એટલું બસ નથી. તમે ગાઓ તેની સાથે હિંદને પણ ગાતું કરવાનું છે. પણ તે માટે તો અભ્યાસ અને લગન જોઈએ, તમારી સંગીતશક્તિ હિંદને અર્પણ કરવાનો સંકલ્પ જોઈએ.

"દેવદાસને માટે આ શ્લોકોની નકલ કરવાની તમે તકલીફ ઉઠાવશો તો હું માનું છું કે એને માટે ભજનની પણ તમે નકલ કરશો.

"ગઈ કાલે પણ તિલક મહારાજ અહીં આવ્યા હતા. તેમણે નિખાલસપણે કહ્યું કે તમારી ખામોશ અથવા ક્ષમા મારામાં નથી. હું તો 'જૈસે કો સાથ તૈસા'ની નીતિને માનું છું. મિસિસ બેસંટ ઉપર હાડોહાડ લાગી જાય એવી ટીકા તેમણે કરેલી, તેની સામે મારો નમ્ર વિરોધ મેં દર્શાવ્યો. તેના જવાબમાં આ તેમણે કહ્યું. મિસિસ બેસંટ ઉપરની ટીકા તમે કદાચ નહીં વાંચી હોય. મેં પણ અહીં જ વાંચી. શ્રી ખાપરડેએ તેને પૂતના માશી કહી છે તેનો પણ એ બચાવ કરતા હતા. આગળને બહુ ગમે એટલી નિખાલસપણે તેમણે વાત કરી.

"મિસ ફેરિંગ હજી આવી નથી. સ્ટીમરની ટિકિટ મેળવવા માટે મુંબઈ રહેવાની જરૂર ન હોય તો એને મેં સિંહગઢ આવવાનું નોતરું આપ્યું છે. આજના તમારા કાગળની છેલ્લી આશા હવે ગઈ. કારણ ટપાલવાળો થોડાં વર્તમાનપત્રો જ લઈને આવી ગયો. દેવદાસ મને લખે છે કે પંડિતજી — માફ કરજો, માલવિયાજી — વળી પાછા કહે છે કે મારે ઇંગ્લંડ જવું જોઈએ. મને લાગે છે કે તેમનું કહેવું હવે બહુ મોડું છે. મને તો લાગે છે કે અહીં જ આપણું સંગઠન પાકું હોયા વિના આપણું ત્યાં જવું કેવળ નિરર્થક છે."

'યંગ ઇન્ડિયા'ના તા. ૨૮મી એપ્રિલના અંક ઉપર સવિસ્તર ટીકા કરતાં નીચેના કાગળમાં પત્રકારની સાધનસંપત્તિ ઉપર ઊંડાણથી ચર્ચા કરે છે:

"પ્રિય ભાઈ લાલચંદ,

"તા. ૨૮મી એપ્રિલના 'યંગ ઇન્ડિયા'માંની તમારી બધી નોંધો વાંચી ગયો. પહેલી બરાબર છે, બીજી ખરાબ નથી, જોકે નબળી છે, ચોટદૂક નથી. ત્રીજીનું વસ્તુ સારું છે, પણ વિવેચનની રીત સારી નથી. ચોથીનું વસ્તુ તથા રીત બન્ને ખરાબ છે. વસ્તુ ખરાબ એટલા માટે કે તમે જાણો છો કે કૉંગ્રેસનું પ્રતિનિધિમંડળ વિલાયત જતું નથી. તમે એ નહોતા જાણતા તો તમારે ખાતરી કરી લેવી જોઈતી હતી. રીત એટલા માટે ખરાબ છે કે એ 'યંગ ઇન્ડિયા'ની શૈલીમાં નથી લખાઈ. પાંચમી નોંધ વસ્તુની બાબતમાં બહુ સારી છે, પણ એક સન્નારી પ્રત્યે દુર્વર્તન થયું એવા મહત્ત્વના કેસને તમે

ભાગ્યે જ પૂરો ન્યાય આપ્યો છે. મારી ટીકા તમને ભડકાવવા માટે નથી, પણ ભવિષ્યમાં વિષયોની પસંદગીમાં તથા તેના વિવેચનની રીતમાં તમે વિશેષ કાળજી રાખો એવી ચેતવણી આપવા માટે છે. 'યંગ ઇન્ડિયા'માં વિષયોની વિવિધતા નહીં આવે તેથી તે ઊતરતું દેખાવાનું નથી પણ વિષયોની પસંદગીમાં મૌલિકતા નહીં હોય, હકીકતોની ચોકસાઈ નહીં હોય અને વિવેચનમાં બળ નહીં હોય તો એ જરૂર ક્ષુદ્ર લેખાશે ચોકસ, મૌલિક અને સામર્થ્યવાળા થવા માટે તમારે ઊંડા અભ્યાસી બનવું જોઈશે ત્યારે જ પોતાને વિષે તમારામાં જ્ઞાનપૂર્વકનો વિશ્વાસ આવશે. વિષયોની સંખ્યા ઉપર ધ્યાન ન આપતાં વિષયના ઊંડાણમાં જાઓ વિષયની આસપાસ ફરી વળો, વિષયની અંદર પ્રવેશ કરો, વિષયનો પાર પામો (walk around your subject, walk into it, walk through it) અને 'યંગ ઇન્ડિયા'નાં પાના તમે જીવંત બનાવશો.

"ચાલુ અંકમાંના મારા પોતાના લેખો ફરી વાંચી જતાં એ લેખોના કેટલાક ભાગોમાં મારું હમેશનું બળ હું જોઈ શકતો નથી. ખાદી વિષેનો લેખ ઉત્તમ છે, પણ તેના છેલ્લા પેરાનું અંગ્રેજી જોતાં જણાય છે કે એ લખતી વખતે હું અર્ધી ઊંઘમાં હઈશ અથવા બેદરકાર હઈશ 'કોઈ એ વાપરવા નારાજ હોય છતાં' (even if one is disinclined to use it) એ વાક્યની પછી તરત ફરી આ વાક્ય આવે છે: 'કોઈ એ વાપરવા રાજી ન હોય છતાં (even if one is not inclined to use it). 'વાપરવું' શબ્દ ચાર લીટીમાં ચાર વાર આવે છે. મારા લેખમાં આવું દસમી પંક્તિનું વાક્ય હું નિભાવી ન લઉં. પણ તમે એ નિભાવી લીધું. તેનું દુઃખ નથી કરતો, કારણ તમારી શૈલીને વિષે મને વિશ્વાસ બેસી જાય ત્યાં સુધી મારી મંદગી, શિથિલપણું અથવા બેદરકારીની સજા મારે ભોગવવી જ રહી

"હવે અસહકાર ઉપરનો મારો લેખ લો એમાં વસ્તુ અલબત્ત સંગીન છે પણ એ સંગીન રીતે મુકાયું નથી. હું જાણું છું કે કેટલી મુશ્કેલ પરિસ્થિતિમાં એ લેખ મેં લખ્યો છે પણ તે કારણે વાચકો બેદરકારીથી લખાયેલા લેખો દરગુજર કરે એવી આશા મારાથી કેમ રખાય? મારો પહેલો લેખ ઠીક વાંચવા લાયક છે. પણ એ જ લેખ મેં સિંહગઢમાં લખ્યો હોત તો જુદી જ રીતે લખાત જાહેરનામું (મૅનિફેસ્ટો) એ મને પસંદ પડતી ચીજ છે એની શૈલી સુંદર છે, વક્તવ્ય સ્પષ્ટ અને આકર્ષક છે, અને તમામ મુદ્દા સંક્ષેપમાં અને ખૂબીદાર રીતે આવી જાય છે. એના કરતાં પણ વધારે સારી રીતે હું લખી શકત, પણ છે તેવો યે એ લેખ સરસ છે

"હવે વિચાર માટે મેં તમને પૂરતી સામગ્રી આપી દીધી. મારામાં જે ઉત્તમ હોય તે લેવા તમે મારી પાસે આવ્યા છો. તમારામાં જે ઉત્તમ હોય તે દેશને આપો અને પ્રતિ સપ્તાહ તમારા ઉત્તમ કરતાં વધારે સારું કરો (do better than your best). આમ કરવા માટે તમારે 'સ્વદેશી'નો અભ્યાસ કરવો પડશે. રમેશ દત્ત, રાધાકમલ મુકરજી, બૅરો અને હિંદુસ્તાનના ઉદ્યોગો પર લખનારા બીજા લેખકો વાંચી જાઓ. તમારે સરકારી રિપોર્ટો તથા આંકડાનાં તારણો (Statistical abstracts) વાંચવાં જોઈએ અને દર અઠવાડિયે હકીકતો અને આંકડાથી વાચકોને નવરાવી દેવા જોઈએ. તમારી પાસે પુસ્તકાલય નથી એમ મને કહેશો નહીં. અમદાવાદમાં જઈને બધાં પુસ્તકાલયો ઢૂંઢી વળો અને તમારે જોઈતી વસ્તુ ખોળી કાઢો. તે જ પ્રમાણે હિંદી અને પ્રાદેશિક ભાષાઓના પ્રશ્નનો અભ્યાસ કરવાનો છે. ઇંગ્લંડમાં નોર્મન રાજાઓના વખતમાં ફ્રેન્ચ ભાષાની લહે લોકોને લાગેલી હતી. તેમાંથી કેટલાક અંગ્રેજીના પ્રેમીઓએ અંગ્રેજી ભાષાને કેવી રીતે ઉગારી લીધી, તેનો અભ્યાસ કરો. કેવી રીતે રશિયામાં એક જ અધ્યાપકે પોતાના પુરુષાર્થથી રશિયાની આખી કેળવણીમાં ભારે ક્રાન્તિ આણી અને ત્યારથી રશિયાની રાષ્ટ્રીય જાગૃતિનો આરંભ થયો તેનો અભ્યાસ કરો. ભાષાવાર પ્રાદેશિક વહેંચણીનો પ્રશ્ન લો. મારાં કાગળિયાંમાંથી એ વિષે સંગ્રહાયેલી સામગ્રી મળી આવશે. પણ તમે પોતે પણ સામગ્રી એકઠી કરી શકો છો. હિંદુ-મુસલમાન એકતાના પ્રશ્નમાં તો તમારે નિષ્ણાત બનવું જોઈએ. ખિલાફતના પ્રશ્ન ઉપર શ્રી બૅન્કર પાસેથી તેમનાં અંગ્રેજી સાપ્તાહિકો, 'ધી ન્યુ એજ' 'ધી નેશન' વગેરે તમારે મેળવી લેવાં જોઈએ. ટર્કીના ઇતિહાસનો અભ્યાસ કરો. તેની જે બદગોઈ ચાલે છે તેનો અભ્યાસી તરીકે જવાબ આપો. આ બધામાં તમારા નાણાંવિષયક જ્ઞાનનો ઉમેરો થશે એટલે દર અઠવાડિયે પીરસવાની પૂરતી સામગ્રી તમને મળી રહેશે.

"મારી સૂચના છે કે આ કાગળ તમે ફાડી નાખશો નહીં, પણ અનેક વાર કાળજીપૂર્વક વાંચી જજો અને હું તમારી પાસે શી અપેક્ષા રાખું છું તેના સ્મરણ તરીકે રાખી મૂકશો. પટવર્ધનને તો આ વંચાવજો જ. પણ હું ઇચ્છું છું કે જવાબદારીમાં તેમને ભાગીદાર કરશો નહીં. કારણ એટલું જ છે કે 'યંગ ઇન્ડિયા' 'એડિટ' કરવાની જવાબદારીનો બોજો હજી મેં તેમના ઉપર નાખ્યો નથી. તેમણે તે લઈ લીધી છે અને બહાદુરીથી લીધી છે, પણ મેં હજી તેમને એ માટે જવાબદાર ગણ્યા નથી. ત્યાં સુધી 'યંગ ઇન્ડિયા'નું એમનું કામ ભેટના રૂપનું છે. તે માટે હું આભારી છું. પણ તમારી કલમમાંથી આવે એ બધાની હું જેમ ટીકા કરું તેમ તેમના કામની ટીકા કરું નહીં.

"અહીં બે જુદા જુદા વિચારોનો ગોટાળો કરશો નહીં. તમે પગાર લો છો તે કારણે તમારા અને પટવર્ધનના કામમાં ભેદ પડતો નથી. તમે મારી પાસે ખાસ 'યંગ ઇન્ડિયા' માટે જ આવ્યા છો. પટવર્ધન કોઈ પણ કામ હું સોંપું તે માટે આવ્યા છે. મગનલાલ પગાર લેતા નથી, પણ જે કામ તેના ખાતાનું હોય તેની હું નિર્દય થઈને ટીકા કરું છું. પટવર્ધનને પણ કોઈ ખાતાની જવાબદારી સોંપીશ ત્યારે એમના પ્રત્યે પણ એ જ પ્રમાણે વર્તીશ."

"પ્રોફેસર*ના પિતાને લખેલા નીચેના કાગળમાં આશ્રમની રાષ્ટ્રીય શાળાના ઉદ્દેશોનો કાંઈક ખ્યાલ આપી દીધો છે. ગિરધારીના સંબંધમાં તેમણે કાગળ લખેલો, તેના ઉત્તરમાં :

"હું ચોક્કસ માનું છું કે બીજે ક્યાંય મેળવી શકે તે કરતાં આશ્રમમાં તમારો પૌત્ર વધારે મેળવી રહ્યો છે. કોઈ પણ છોકરા વિષે મને એમ ન લાગતું હોય તો હું જરૂર એ છોકરાને આશ્રમમાં ન રાખું. મારે મતે આશ્રમની કેળવણી એવી સર્વતોમુખી છે કે, તેમાંથી નીકળેલા યુવાનને કમાવું હોય તોપણ, એટલાં વર્ષ બીજે ક્યાંય અભ્યાસ કર્યા પછી જેટલું કમાઈ શકે તે કરતાં એ વધારે કમાઈ શકે. કારણ એ વધુ આત્મવિશ્વાસ પ્રાપ્ત કરે છે. મારે એ કબૂલ કરવું જોઈએ કે આશ્રમમાં બાળકોને સતત એવું માનવાનું શીખવવામાં આવે છે કે કેળવણી એ ચારિત્ર્યના ઘડતર માટે છે, પૈસા માટે નહીં. આશ્રમનાં બાળકોને ધનની તૃષ્ણાથી દૂર રહેવાનું શિક્ષણ સતત આપવામાં આવે છે. હું તમને આગ્રહપૂર્વક સલાહ આપું છું કે કોઈ પણ સંસ્થામાં ગિરધારીને પરાણે મોકલશો નહીં, પણ જે સંસ્થામાં એને રહેવું હોય ત્યાં રહેવા દેશો. પોતાને માટે પસંદગી કરવાની એ ઠીક શક્તિ ધરાવે છે."

મગનલાલભાઈને કાગળ :

"મેં કાલે મહાદેવને અનાયાસે પૂછ્યું કે તમે મગનલાલના સંતાપનું કંઈ કારણ જાણો છો ? તે ઉપરથી મોટર બાબત થયેલી વાતને પ્રસંગે તમે કાઢેલા ઊભરા તેણે મને જણાવ્યા. છતાં હું હમણાં તે એકેનો જવાબ નહીં આપું. તમારા કાગળની રાહ જોઈશ. આજે તો તમારો કાગળ આવવો જ જોઈતો હતો. અથવા મારે જવાબ તો શા આપવાના હોય ? પણ તમને શાંતિ મળે એવાં વચનો તો લખું જ. એ તમારો કાગળ આવ્યે જ.

". . . નું તો હું લખી નાખું. મારે ... ના વિવાહ નથી કરવા. પણ હું તમારી ચિંતા જે પ્રમાણે સમજ્યો તે પ્રમાણે જ મેં વિચારેલું ને હું બોલ્યો.

* આચાર્ય કૃપાલાનીજી. ગિરધારી એમના ભત્રીજા.

જો તમે હવે તે છોકરીને વિષે દૃઢ થયા હો ને … ને તમારી સાથે લઈ જઈ શકો તો તો હું તો …નું અખંડ બ્રહ્મચર્ય એ જ આશ્રમનું મોટામાં મોટું પરિણામ માનું. … ને વિષે અને વિવાહને વિષે મારા ઉદ્‌ગારો ને વિચારો હતા તે જ છે. … નું પૃથક્કરણ આ છે. મારા વિચારો તો હતા તેવા જ છે, પણ બીજાઓ પ્રત્યેની મારી ઉદારતા વધી છે, અથવા તો તેને શિથિલતા પણ કહેવી હોય તો કહો. બીજાઓ મારા વિચારો ધરાવે એવી મને જે અધીરાઈ રહેતી તે નથી. એ અધીરાઈ, વિચાર અને અનુભવથી ગઈ છે."

મગનલાલભાઈને બીજો કાગળ લખ્યો:

૩–૫–'૨૦ "આજે તમારી ટપાલ મળી. પણ તમને મારી ઉપર લખવાનો વખત નથી મળ્યો તેથી ભાઈ મહાદેવ પાસેથી સાંભળેલું લખીને જેટલી શાંતિ તમને આપી શકાય એટલી આપવા ઇચ્છું છું.

"૧. મોટર વિષે મેં પુછાવ્યું જ કેમ? એ જ મારી શિથિલતા બતાવે છે.

"૨. ગુરુદેવ તથા પ્રતિમા વિષે જે કર્યું તેમાં વખતનો અને પૈસાનો ઘણો વ્યય થયો. ફળ કંઈ નહીં અથવા થોડું જ.

"૩. પ્રવૃત્તિઓ મારી પાસે આવે છે, હું તેને શોધતો નથી જતો, એ વાક્ય ખરોબર નથી.

"૪. સરલાદેવી ગાદલે બેસી જમ્યાં. હું પણ ત્યાં જ બેસી ખાઉં છું. એવી શી ઉતાવળ? શું તેઓ અને હું ટેકાણેસર બેસી ખાઈએ તો વધારે વખત જવાનો સંભવ છે?, અને જાય તો એવી શી ધાડ?

"૫. મારામાં જે ચુસ્તપણું આગળ હતું એ હવે ગયું છે.

"૬. મારી બાહ્ય પ્રવૃત્તિઓથી હિંદુસ્તાને અને આશ્રમે ગુમાવ્યું છે.

"૭. મારે ખરું જોતાં તો બધું છોડી આશ્રમમાં જ બેસી તેની પ્રવૃત્તિ, શાળા ઇ૦માં જ ગૂંથાઈ જવું જોઈએ. હવે કોઈ મારી ઉપર હારી જવાનો આરોપ નહીં મેલે.

"૮. મારામાં જે તેજ પહેલાં હતું, જે વડે બધાંને મારું સાંભળવું પડતું હતું, તે તેજ હવે ગયું છે.

"આ કે આવા પ્રશ્નો તમારા મનમાં આવે એ સ્વાભાવિક ગણું છું; તેમાંયે જ્યારે હું દૂર હોઉં, આશ્રમમાં રહેતો છતાં દૂર જેવો જ હોઉં, ત્યારે મારી અનેક પ્રવૃત્તિઓને લઈને ઘણા ગૂંચવાડા ઊઠે જ. મોટર વિષે મેં પુછાવ્યું, કેમ કે આપણે ઘણી ઉપાધિઓ દાખલ કરી છે. મોટરનો મેં વેપારની દૃષ્ટિએ ઉપયોગ જોયો. મોટરનો ઉપયોગ તો થયાં જ કરે છે. એટલે મોટરની ભેટ લેવાય

કે નહીં એનો પરબારો જવાબ દેવો મને તદ્દન યોગ્ય ન લાગ્યો. બે દિવસ તો હું એ વિચારની સામે ખૂબ થયો. મને લાપલ* બાદ આવતાં હું મોળો પડ્યો, ને તમારી પણ ઇચ્છા થાય તો હું મોટરની ભેટ લઉં એવું લાગ્યું. પણ મને મોટરનો મોહ તો એટલો ઓછો છે કે ઘણી વેળા અનસૂયાબહેનની મોટર તૂટી પડે એવું મેં ઇચ્છ્યુ છે. છતા આટલું ખરું કે જેટલો મોટો વિરોધ પ્રથમ હતો એટલો આજ નથી. એમાં તમે મારી શિથિલતા ઘટાવો તો હું વાજબી જ માનુ.

"ગુરુદેવને વિષે હું માત્ર સાક્ષી જ રહ્યો. તમારી બધાંની ઇચ્છાને વશ વર્ત્યો છું. હું પોતે ક્માનો વગેરેમાં ન પડત. તેમની પૂજા કરવાનો કંઈક અલ્પ પ્રયાસ શોધી કાઢત. જે થયુ તેને વિષે હું તદ્દન તટસ્થ છું. તેમનુ સુદર રીતે સ્વાગત કરવું એ આપણી ફરજ હતી એમ માનું છું. વિદ્યાર્થીઓ તેમાં રોકાઈ ગયા તેથી તેઓએ ગુમાવ્યુ છે એમ મને નથી લાગ્યુ તેમાં રહેલો મેવાધર્મ તેઓએ આચર્યો એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. વળી ગુરુદેવ બહુ અસાધારણ વ્યક્તિ ગણાય. તેમનામાં કવિત્વ, સાધુતા અને દેશપ્રેમ છે. એ મેળવણી અલૌકિક છે. તે પૂજા યોગ્ય છે. તેમની સરળતા કેવી છે?

"પ્રતિમા સારુ જે થયું એ તો મને કેવળ યથાર્થ લાગે છે. ઇમામસાહેબ મુસલમાન છે એટલું યાદ રાખીએ તો આપણને લાગે કે આપણે કંઈ વધારે નથી કર્યું. દરેક પગલું વિચારપૂર્વક ભરાયું છે. આપણે તેના વિવાહ ઊજવવા બંધાયા હતા, એટલું કબૂલ રાખીએ તો બધુ ઠીક થયુ છે. ઇમામસાહેબ હજુ પણ વધારે સાદાઈ રાખી શક્યા હોત દાગીના કાંઈ જ ન કરત તો ઘણુ સારુ કહેવાત પણ એટલી બધી આશા કેમ રાખીએ? આ બાબત તમને વિશેષ સતોષવા ઇચ્છુ છુ.

"પ્રવૃત્તિઓ હુ નથી જ શોધતો એ ચોક્કસ માનજો મે ગોતી એવી કઈ પ્રવૃત્તિ તમે જોઈ? ખિલાફતમાં હું ન પડું તો સર્વસ્વ ગુમાવ્યુ ગણું. તેમાં તો મારો બધો વિશેષ ધર્મ આવી ગયો. તેની વાટે હુ અહિંસાનુ સ્વરૂપ બતાવી રહ્યો છુ, હિંદુ-મુસલમાનને એક કરી રહ્યો છુ, બધાના પ્રસંગમાં આવી રહ્યો છુ ને જો અસહકાર બરોબર ચાલે તો મહાપશુબળને એક સાદી લાગતી ચીજને વશ થવુ પડશે. ખિલાફત એ હિંદુસ્તાનના સમુદ્રનું મંથન કરનારુ ભારે વલોણું છે તેમાથી શું નીકળશે તેની સાથે આપણે શો સંબંધ? એ પ્રવૃત્તિ શુદ્ધ અને યોગ્ય છે કે નહીં એટલું જ આપણે જોવાનુ છે. જે જે વિષયોમા મે શક્તિ ખીલવી છે તે તે વિષયોને હુ ન જ મેલી શકું.

* ખ્રિસ્તી ગોરા મિશનરી, જેઓ આશ્રમમા અંગ્રેજી શીખવવા આવતા.

મારો મોક્ષ પણ તેમાં જ રહ્યો સમજે. જો હું તેમ ન કરું તો આશ્રમ વાટે પણ હું કંઈ ન આપી શકું. તેવા જ કારણથી મને ઊંડે માર્ગદર્શક કલ્પ્યો હતો. તેના પુસ્તકનું નામ તેણે 'પાથ ફાઈન્ડર' અથવા 'જંગલ બ્રેકર' રાખવા માગેલું પણ પોલાકની સૂચનાને તાબે થઈ તેણે જે નામ હાલ છે તે રાખ્યું.

"આશ્રમ સ્થાપીને પણ મેં માર્ગ બતાવ્યો છે. તે રીતે જવું અને મુકામે પહોંચવું એ તમારું અને જેઓ જોડાયા છે તેમનું કામ છે. આમ કરતાં જો મારે વધારે જીવી શાંતિ લેવાનું હશે તો મારા પરિપક્વ અનુભવે આશ્રમની રેખાઓ હું વધારે સારી આળેખી શકું એ નોખો સવાલ છે. પણ આ બાબતમાં તમે ચર્ચા કરવામાં મને ખૂબ રોકી શકો છો.

"સરલાદેવી તો તે દહાડે એકલાં જ જમવાનાં હતાં તેથી ત્યાં જ જમ્યાં. હમેશાં તો રસોડે જમતાં. હું તો માંદો પડયા પછી અનાજ નથી ખાતો ત્યારે જ્યાં બેઠો હોઉં ત્યાં જ જમું છું. તેમાં મેં મારી સગવડ શોધી છે. તેમાં મારી શિથિલતા પણ કહી શકાય. તમારી ફરિયાદ તો વાજબી જ છે.

"મારામાં જે ચુસ્તપણું આગળ હતું તે ગયું નથી. મારા વિચારો વધારે દૃઢ થયા છે, વધારે સૂક્ષ્મતાને પામ્યા છે. હું જે ઝાંખું જોતો હતો તે હવે ચોખ્ખું જોઉં છું. મારી સહનશીલતા વધી છે. તેથી બીજાઓને વિષેનો મારો આગ્રહ ઓછો થયો છે.

"મારી બાહ્ય પ્રવૃત્તિથી હિન્દુસ્તાને અને આશ્રમે કમાણી કરી છે કે ગુમાવ્યું છે એનો જવાબ આપવો અશક્ય જેવો સમજું છું.

"જો મને રસ્તો સૂઝે તો જરૂર આશ્રમમાં જ બેસી જાઉં. પણ તે વાત કેવળ મારા હાથમાં નથી. મારી સાથે વાતો કરી મને બાંધી શકો તો બાંધી લો એમ ઇચ્છું છું.

"મારું અસલ તેજ ગયું એ વાત તદ્દન સાચી છે. હું માંદો પડયો તેથી અપંગ બન્યો. તમારી બધાંની જોડે ઊભી કામ કરવાની મારી શક્તિ ગઈ, ત્યારથી મારું તેજ ગયું છે એ હું પોતે જોઈ શકયો છું. મારા શરીરમાં જે વજ્રતા હતી તેને બદલે નાજુકાઈ આવી તેથી ઘણી ચીજોને હું નભાવી રહ્યો છું. મને હવા ખાવાને જતો કોઈએ ભાળેલો ખરો? એ માણસ આજે હવા ખાતો થઈ ગયો. મારી પાછળ જે ખર્ચ થયું છે તેનો વિચાર કરું છું ત્યાં વળી વધારે ગભરાઉં છું. બીજા વર્ગમાં બેસતાં શરમાઉં છું. આવા પ્રસંગોથી મારો આત્મા ક્લેશ પામે છે, ને જરૂર નિસ્તેજ થાય છે. આનો ઉપાય જ નથી. મારો સુંદરમાં સુંદર કાળ ગયો. હવે તો મારા વિચારોમાથી જે લેવાય તે જ લેવાનું રહ્યું. હું આદર્શ આચરણી હતો તે મટયો. આ

મારી દયામણી દશા છે. આમાં અતિશયોક્તિ નથી. ઉપરના ઉદ્ગારો ઘણી વેળા પ્રસંગોપાત્ત કાઢ્યા છે.

"પણ આ બધાંમાં તમારે કે મારે નિરાશ થવા જેવું નથી. આપણે આપણી ખામીઓ જોઈ શકીએ અને જ્યાં બની શકે એવું હોય ત્યાં તેને દૂર કરીએ. મારાં પચાસ વરસોમાંથી તમને ઘણું શીખવાનું મળ્યું છે, તેને સંઘરો. તેની ઉપર ચણતર કરો, શોભો ને મને શોભાવો. જ્યાં તમને અડચણો હોય તે મને બતાવો. તમારી મેળે દૂર કરી શકો તે દૂર કરો. ગભરાશો નહીં. આ કાગળમાં ક્યાંયે અનર્થ થયો હોય તો તે મનમાં ન રાખજો, પણ તુરત તેનો ખુલાસો કરાવી લેજો.

"તમને પરમ શાંત અને પ્રફુલ્લિત જોવા ઇચ્છું છું. . . . એ પૈસાનો મને તાર કર્યો છે તેને હું ના લખું છું. તેને પૈસા ન જ અપાય."

સ્વામી શ્રદ્ધાનંદના કાગળનો જવાબ :

"ભાઈ સાહેબ,

આપકા પત્ર મિલા. સરકારી નોકરોં કો, નોકરી છોડને કો તભી કહા જાયગા, જબ ઉનકે લિયે ખાનેપીને કી યોજના ઠીક બનાયી જાયગી. ઇસ બારેમેં મુસલમાન ભાઇયોં કે સાથ મૈં મસલત કર રહા હૂં. દેશત્યાગ કરનેકી સલાહ મૈંને તો કિસીકો ભી ન દી હૈ, ન મૈં દે સકતા હૂં. કિતનેક મુસલમાન ભાઇયોંકા હિજરત કરનેકા અવશ્ય અભિપ્રાય હૈ. ઉનકો હમ નહીં રોક સકતે હૈં. ઉનસે ભી હિજરતકા નતીજા નહીં આ સકતા હૈ ઐસા બતા રહા હૂં. યદિ સત્યાગ્રહ દષ્ટિસે હમ હિન્દુસ્તાનકા ત્યાગ કરેં તબ ઉસમેં સરકાર પર કુછ ભી દબાવ પડનેકા ખ્યાલ નહીં આ સકતા. મેરી રાયમેં હિંદૂઓંકો હિન્દુસ્તાન છોડનેકા મૌકા તો તબ આ સકતા હૈ, જબ કોઈ હિંદૂ રાજા હોગા ઔર પ્રજા ઉસકે સાથ મિલકર હિંદૂ ધર્મકા પાલન હી આવશ્યક કર દેગી. યદિ સરકારકા અસહકાર કરનેમેં ઇસ સમય હમ અસમર્થ હોંગે તો ઇસકા અર્થ મૈં ઐસા હી નિકાલૂંગા કિ મુસલમાનોંકી ધર્મવૃત્તિ ક્ષીણ હો ગઈ હૈ. હર કોઈ ભી દેખ સકતા હૈ કિ ઇસ ખિલાફતકે પ્રશ્નમેં ઇસ્લામકો બડા ધોખા પહોંચાનેકી બાત હૈ. યદિ ઐસે સમય પર ભી મુસલમાન જાન-માલકી કુરબાની કરનેકે લિએ તૈયાર ન હોંગે, તબ તો ધાર્મિકતાકા લોપ હો ગયા ઐસા હી કહ સકતે હૈં. યદિ ઐસા બુરા પરિણામ આ જાયગા તો મુઝે આશ્ચર્ય નહીં હોગા. ક્યોં કિ મૈં સંસારમેં ભ્રમણ કરતા હુઆ કલિકાળકી મહિમાકો દેખ રહા હૂં. ધર્મકી ભાવના હરેક જગહ બહુત હી મંદ હો ગઈ હૈ ઔર અનેક કાર્ય જો ધર્મકે નામસે હોતે હૈં ઉસમેં ભી તો અધર્મ દેખ

રહા હૂં યદિ મૈંને જો લિખા હૈ વહ સ્પષ્ટ નહીં હોગા તો આપ મુઝે ફિર ભી પૂછેગે.

"ગુરુકુલકા કાર્ય અબ અચ્છી તરહસે ચલતા હોગા. મૈં અબ ચાર દિનસે ઇસ એકાંત સ્થાનમેં આયા હૂં."

સરલાદેવીને ·

૧ "પોતે નિષ્કલ બ્રહ્મ છે એ જ્ઞાન લાધતાં જનકને આનંદ આનંદ થઈ જાય છે એ જોઈ અષ્ટાવક્રે ત્રીજા અધ્યાયમાં નીચેના શ્લોકોમાં તેને ચેતવ્યો :

*अविनाशिनमात्मानमेकं विज्ञाय तत्त्वत ।
तवात्मज्ञस्य धीरस्य कथमर्थार्जने रति ॥१॥
आत्माज्ञानादहो प्रीति : विषयभ्रमगोचरे।
शुक्तेरज्ञानतो लोभो यथा रजतविभ्रमे ॥२॥
विश्वं स्फुरति यत्रेद तरङ्गा अिव सागरे।
सोऽहमस्मीति विज्ञाय किं दीन अिव धावसि ॥३॥
श्रुत्वाऽपि शुद्धचैतन्यमात्मानमतिसुन्दरम् ।
अुपस्थेऽत्यन्तससक्तो मालिन्यमधिगच्छति ॥४॥
सर्वभूतेषु चात्मान सर्वभूतानि चात्मनि।
मुनर्जानित आश्चर्यम् ममत्वमनुवर्तते ॥५॥
आस्थित परमाद्वैत मोक्षार्थेऽपि व्यंवस्थित ।
आश्चर्यं कामवशगो विकल केलिशिक्षया ॥६॥

---

* અષ્ટાવક્ર બોલ્યા:

૧. આત્માને તત્ત્વત એક અને અવિનાશી જાણ્યા પછી, આત્મજ્ઞ અને ધીર એવા તારી અર્થોપાર્જનમાં પ્રીતિ કેમ થાય છે?

૨. જેમ છીપના અજ્ઞાનથી ચાંદીનો વિભ્રમ થતાં તેમાં લોભ ઊપજે છે, તેમ અરે, આત્માના અજ્ઞાનથી વિષયોરૂપી ભ્રમાત્મક વસ્તુઓમાં પ્રીતિ થાય છે.

૩. જ્યા આ વિશ્વ, સાગરમા તરંગની જેમ સ્ફુરે છે, તે હુ જ છું એમ જાણીને (પણ) તુ દીનની માફક કેમ દોડે છે?

૪. આત્મા શુદ્ધ ચૈતન્યરૂપ અને અતિ સુંદર છે એમ સાભળ્યા છતાં જે વિષયેન્દ્રિયને વિષે અત્યંત આસક્ત રહે છે, તે મલિનતાને પામે છે.

૫. આત્માને સર્વ ભૂતોમાં અને સર્વ ભૂતોને આત્મામાં જાણનારો મુનિ પણ, મમત્વ પાછળ પડે છે એ આશ્ચર્ય છે.

૬. પરમ અદ્વૈતમા સ્થિત થયેલો અને મોક્ષને માટે પણ પ્રયાસ કરનારો (માણસ) પણ ભોગના અભ્યાસને લઈને કામવશ થઈ વ્યાકુળ થાય છે, એ આશ્ચર્ય છે.

अद्‌भुत ज्ञानदुर्मित्रमवधार्यातिदुर्बल ।
आश्चर्यं कामाकाङ्क्षेत्कालमन्तमनुश्रित ॥ ७ ॥

इहामुत्र विरक्तस्य नित्यानित्यविवेकिन ।
आश्चर्यं मोक्षकामस्य मोक्षादेव विभीषिका ॥ ८ ॥

धीरस्तु भोज्यमानोऽपि पीड्यमानोपि सर्वदा ।
आत्मान केवल पश्यन् न तुष्यति न कुप्यति ॥ ९ ॥

चेष्टमान शरीर स्व पश्यत्यन्यशरीरवत् ।
सस्तवे चापि निन्दाया कथ क्षुभ्यन्महाशय ॥ १० ॥

मायामात्रमिद विश्व पश्यन् विगतकौतुक ।
अपि सन्निहिते मृत्यौ कथम् त्रस्यति धीरधी ॥ ११ ॥

नि स्पृह मानस यस्य नैराश्येऽपि महात्मन ।
तस्यात्मज्ञानतृप्तस्य तुल्ना केन जायते ॥ १२ ॥

स्वभावादेव जानाति दृश्यमेतन्न किञ्चिन ।
इद ग्राह्यमिद त्याज्य स कि पश्यति धीरधी ॥ १३ ॥

अन्तस्त्यक्तकषायस्य निर्द्वन्द्वस्य निराशिष ।
यदृच्छयाऽऽगतो भोगो न दु खाय न तुष्टये ॥ १४ ॥

---

૭ જગેના જ્ઞાનશત્રુને જાણતો છતા અતિ દુર્બળ અને અતકાળની નજીક પહોંચેલો (માણસ) વિષયભોગની આકાક્ષા કરે છે, એ આશ્ચર્ય છે

૮. આ લોક તથા પરલોક પ્રત્યે વિરક્ત, નિત્ય અનિત્યનો વિવેક કરનારો અને મોક્ષની ઇચ્છાવાળો, એવા (મનુષ્ય)ને મોક્ષનો જ ભય (રહે) છે, એ આશ્ચર્ય છે.

૯ ભોગ ભોગવતો છતા અને પિડાતો હોવા છતા ધીર મનુષ્ય સર્વદા કેવળ આત્માને જોતો હોઈ, પ્રસન્ન થતો નથી, તેમ કોપ પણ કરતો નથી.

૧૦ પોતાના પ્રવૃત્તિમય શરીરને જે બીજાના શરીર જેવુ જુએ છે તે મહાશય સ્તુતિથી અથવા નિદાથી કેમ ક્ષોભ પામે?

૧૧. આ વિશ્વને માત્ર માયારૂપે જે જુએ છે, જેનામા કુતૂહલ રહ્યુ નથી તે ધીર બુદ્ધિવાળો મનુષ્ય, મૃત્યુ નજીક હોવા છતા કેમ ત્રાસ પામે?

૧૨ જે મહાત્માનુ મન નિરાશામા પણ નિ સ્પૃહ (રહે) છે તેવા આત્મજ્ઞાન તૃપ્તની તુલના કોની સાથે થઈ શકે?

૧૩ આ દશ્ય (વિશ્વ) મૂળે જ કાઈ નથી એમ જાણનાર ધીર બુદ્ધિવાળો (માણસ) શું એમ જુએ છે કે આ ગ્રાહ્ય છે અને આ ત્યાજ્ય છે?

૧૪ કષાયનો જેણે અતરથી ત્યાગ કર્યો છે, જે નિર્દ્વંદ્વ છે અને જે આશાથી રહિત છે, તેને સહજ પ્રાપ્ત થતો ભોગ દુ:ખકર નથી તેમ સુખકર પણ નથી.

"આવો પડકાર મળતાં જનક પોતાની એ જ આનન્દમગ્ન વૃત્તિ કાયમ રાખીને ચોથા અધ્યાયમાં જવાબ આપે છે।

*हन्तात्मज्ञानस्य धीरस्य खेलतो भोगलीलया।
न हि संसारवाहिकैर्मूढै सह समानता ॥ १ ॥

यत्पद प्रेप्सवो दीना शक्राया सर्वदेवता।
अहो तत्र स्थितो योगी न हर्षमुपगच्छति ॥ २ ॥

तज्ज्ञस्य पुण्यपापाभ्यां स्पर्शो ह्यन्तर्न जायते।
नह्याकाशस्य धूमेन दृश्यमानाऽपि सङ्गति ॥ ३ ॥

आत्मैवेद जगत्सर्वं ज्ञात येन महात्मना।
यदृच्छया वर्तमान त निषेद्धु क्षमेत क ॥ ४ ॥

आब्रह्मस्तम्बपर्यन्ते भूतग्रामे चतुर्विधे।
विज्ञस्यैव हि सामर्थ्यमिच्छानिच्छाविसर्जने ॥ ५ ॥

आत्मानमद्वय कश्चिज्जानाति जगदीश्वरम्।
यद्वेत्ति तत्स कुरुते न भय तस्य कुत्रचित् ॥ ६ ॥

"તમે જોશો કે ચોથા અધ્યાયમાંના શ્લોકો કઈક જોખમકારક છે. નાજુક હોજરીને તે ભારે પડે એવો ખોરાક છે બધા અધ્યાયો સરખા વિસ્તારવાળા નથી દાખલા તરીકે ત્રીજા અધ્યાયમાં ચૌદ શ્લોક છે, જ્યારે ચોથા અધ્યાયમાં માત્ર ૭ જ છે."

---

* ૧. અરે, ભોગલીલાથી ક્રીડા કરતા અને આત્મજ્ઞાની એવા ધીર (મનુષ્ય)ની સાથે સંસારનો ભાર વહન કરતા મૂઢની સરખામણી જ ન હોય.

૨ જે પદની ઇચ્છા કરતા ઇન્દ્રાદિ સર્વ દેવો લાચાર બની જાય છે, તે પદે સ્થિર થયેલો યોગી હર્ષ પામતો નથી.

૩. એ જાણનારને અંતરમાં પુણ્ય અને પાપનો સ્પર્શ થતો નથી, (જેમ) એ પ્રમાણે દેખાતુ હોવા છતાં આકાશને ધુમાડાનો સંગ નથી હોતો (તેમ).

૪. આ સર્વ જગત આત્મરૂપ જ છે એમ જેણે જાણ્યુ છે એવા મહાત્માને સહજ ક્રિયાઓ કરતા અટકાવવા કોણ શક્તિમાન છે?

૫. બ્રહ્માથી માંડીને તૃણ પર્યન્તની ચાર પ્રકારની ભૂતસૃષ્ટિમા માત્ર જ્ઞાનીમા જ ઇચ્છા અને અનિચ્છાને રોકવાનુ સામર્થ્ય છે.

૬. કોઈક જ આત્માને અને જગદીશ્વરને અદ્વૈતરૂપે જાણે છે. તે જે જાણે છે તે જ આચરે છે. તેને કશેથી પણ ભય નથી.

કરાંચીના શ્રી જમશેદ મહેતાએ કાગળ લખી અસહકાર વિષે કેટલીક શંકાઓ ઉઠાવેલી. તેમને જવાબ :

૧૯–૫–'૨૦ "તમે કાગળ ભલે લખ્યો. તમને અથવા તમારા ભાવોને હું ન સમજી શકું એવું નહીં બને. તેમ જ અસહકારના વિચારથી વિરુદ્ધ હોય એ મુસલમાનોનો મિત્ર નથી એમ કહી નહીં શકાય. મિત્રભાવમાં પણ મતભેદ હોઈ શકે છે.

"હવે તમારા સવાલોનો જવાબ આપું :

"૧. અસહકારની અસર સરકારની વિરોધી જરૂર થશે, પણ અસહકાર એ સજારૂપે નથી કલ્પાયો, એટલે સરકારના ગુનાનો સવાલ ઊઠી શકતો નથી. એમ છતાં સરકારે જેટલું કરવું જોઈએ તેટલું નથી કર્યું. જો ઇગ્લંડની સરકાર ન્યાય ન મેળવે તો હિંદુસ્તાનની સરકાર ગજીનામું આપી શકે છે. હિંદુસ્તાનની સરકાર આવે સમયે માત્ર 'પ્રોટેસ્ટ' કરી સતુષ્ટ નથી રહી શકતી. એ તેમની ત્રુટી છે, અને તેથી એ સરકારનો સહકાર બંધ કરી પ્રજા પોતાનો અણગમો દર્શાવી શકે છે.

"૨. આપણે કોઈને જ્ઞાનપૂર્વક દુઃખ નથી આપી શકતા, પણ આપણા અનિવાર્ય કાર્યથી કોઈને દુઃખ થાય તેને સારુ આપણે જવાબદાર નથી. સરકારની નોકરીનું રાજીનામું આપવાનો મને સદાય હક છે. તે રાજીનામું આપતાં સરકારને દુઃખ થાય તેમાં હું હિંસા નથી કરતો. મારા પિતાના ઘરમાં હું રહું, તેની હું કેટલીક સેવા પણ કરતો હોઉં, પણ પિતાને હું અન્યાય કરતો જોઉં તે વખતે તેના ઘરનો ત્યાગ કરી સહકાર બંધ કરું તેથી તે અવશ્ય દુઃખી થશે, છતાં મારે એ ઘરનો ત્યાગ કરવો એ જ મારી ફરજ હોઈ શકે. એ દુઃખ મારા પિતા પોતાને હાથે વહોરી લે છે. જો આ પ્રમાણે આપણે વર્તન ન રાખીએ તો જગતમાં જુલમગારમાત્રને જુલમ કરવાનો રસ્તો મળે.

"૩. તેથી તમે જોશો કે ખુનામરકી કર્યા વિના અસહકાર ચલાવી શકાય તો અવશ્ય ચલાવવાનો આપણને અધિકાર છે, એટલું જ નહીં પણ તેમ કરવાની આપણી ફરજ છે.

"૪. શૌકતઅલીના ભાષણથી હું નથી ચમકી ગયો, કેમ કે મને લાગે છે કે તેનો અર્થ હું સમજી શકું છું. જે ભાવથી હું અસહકારને જોઉં છું તે જ ભાવથી બધા મુસલમાનો નથી જોતા એ હું કબૂલ કરું છું, પણ તેઓની સાથે સ્પષ્ટ સમજૂતી છે કે અસહકારની સાથે ખુનામરકી ન જ હોઈ શકે. અને જોકે મુસલમાન ભાઈઓ વેરભાવે અસહકાર ગ્રહણ કરે તે છતાં પણ

તે વડે આપણે શુભ પરિણામ ઉપજાવી શકીએ છીએ અને ખુનામરકીમાંથી ઊગરી જઈ શકીએ છીએ. બધાં સારાં કાર્યો ગમે તે ભાવે થાય તોપણ થોડું-ઘણું ફળ આપે જ છે. જે માણસ બીકથી કે લજ્જાથી સત્ય કે સંયમનું પાલન કરે છે તે માણસ પણ તેનો સ્થૂળ લાભ ઉઠાવી લે છે એ સત્કાર્યનો મહિમા છે."

મિ. ઍન્ડ્રૂઝના ખિલાફત વિષે અનેક કાગળો આવેલા તેનો, લાંબો જવાબ આપતાં બાપુએ લખ્યું:

૨૦-૬-'૨૦ "ખિલાફતના અને બીજા પ્રશ્નો ઉપર તમે તમારું હૃદય ઠાલવતા કાગળો મને લખી રહ્યા છો, જ્યારે હું તમને જવાબ નથી લખી શક્યો. તેનું કારણ એ છે કે હમણાં હમણાં મને કામની ભારે ખેંચ રહે છે, છતાં તમે એ તો જાણો છો જ કે તમારું સ્મરણ મને હંમેશાં રહેલું જ હોય છે. આધ્યાત્મિક મંથનોથી તમને શું થાય છે તે હું જાણું છું. હું આશા રાખું છું કે તમારી તબિયત સારી રહેતી હશે. કલકત્તાથી પાછા આવ્યા પછી તબિયત બહુ કથળેલી એમ તમે મને લખ્યું હતું.

"હું ઇચ્છું કે તુર્કસ્તાનના પ્રશ્ન વિષે મારી જે સ્થિતિ છે તેની તમે ચિંતા ન કરો. એટલે કે હું કશું આંધળું નહીં કરું એટલો મારી ઉપર વિશ્વાસ રાખો. તુર્કસ્તાનના પ્રશ્ન ઉપર હું એવો જરાયે બંધાઈ ગયો નથી કે એમાં સ્થિતિ અનીતિમય છે એવી સાબિતી મળે છતાં હું પાછો ન ફરી શકું. મારી દશા કફોડી એ રીતે છે કે લૉઈડ જ્યૉર્જ ઉપર મને જરાયે વિશ્વાસ રહ્યો નથી. એક યા બીજા કારણે જેમ અરબસ્તાનના કેસ વિષે હું અવિશ્વાસ ધરાવું છું, તેમ જ આર્મીનિયાના કેસ વિષે પણ હું અવિશ્વાસ ધરાવું છું. અત્યારની બ્રિટિશ રાજનીતિ વિરુદ્ધ મારો મત એવો બંધાઈ ગયો છે કે આર્મીનિયા, અરબસ્તાન, મેસોપોટેમિયા, પૅલેસ્ટાઇન અને સીરિયાની બાબતમાં કોઈ કુટિલ રાજ્યપ્રકરણીનો મેલો હાથ હોવાની મને બૂ આવે છે. એટલે અત્યારે મારી સ્થિતિ એ છે કે મારો આ બંધાઈ ગયેલો મત ફેરવી શકાય તો હું મારી ચાલ છોડી દઉં અને રેસમાંથી પાછો ફરું. આર્મીનિયા, મેસોપોટેમિયા, પૅલેસ્ટાઇન અને સીરિયા ઉપર તુર્કસ્તાનનું ઉપરીપણું અમુક સલામતીઓ સાથે રહે એમ હું કહું છું. તમે કહેશો કે સલામતીઓની શી કિંમત? એમાં હું તમારી સાથે સંમત થતો નથી. મિત્રરાજ્યોના મનમાં મેલ હોય અને તેઓ જ એકબીજાની ઈર્ષ્યા કરતાં હોય તો તેની કશી કિંમત નથી.- પણ જો

તેમનાં દિલ ચોખ્ખાં હોય તો જરૂર સલામતીઓ અસરકારક કરી શકાય. બ્રિટન ટ્રાન્સવાલ ઉપર ઉપરીપણું રાખે છે, પરંતુ પોતાના આંતરિક વ્યવહારમાં ટ્રાન્સવાલને કશી દખલ નડતી નથી. જો આર્મીનિયાને પણ, એને ત્યાં તુર્કસ્તાનનો રેસિડેન્ટ હોવા છતાં પૂર્ણ આંતરિક સ્વાતંત્ર્ય મળતું હોય તો એણે શા માટે ફરિયાદ કરવી જોઈએ? જો બ્રિટન તુર્કસ્તાનનું ભલું ચાહતું હોય તો બધુંયે સંતોષકારક રીતે ગોઠવી શકાય. તુર્કસ્તાન જો મિત્રરાજ્યો સાથે ભળેલું હોત તો એની પાસેથી એ (બ્રિટન) આર્મીનિયા, અરબસ્તાન અને મેસોપોટેમિયા છીનવી લઈ શકત? તો તો બ્રિટને મૈત્રીની રાહે દબાણ લાવીને, નહીં કે વિજેતાના રોરદમામથી, તુર્કસ્તાનમાં સુધારા કરાવ્યા હોત. બ્રિટિશ પ્રધાનમંડળની ઉદ્ધતાઈ અને દંભ અને એટલી જ ઉદ્ધતાઈ અને દંભથી ભરેલી વાઇસરૉયની યાદી ખરેખર અસહ્ય છે.

"તમને મહમદઅલીની અરજી પેલી સંધિના જેટલી જ અસ્વચ્છ લાગે છે. એમાં સંધિને વખોડી કાઢી છે તેની સામેના તમારા વિરોધમાં હું સંમત થતો નથી. હું ધારું છું કે લગભગ આખું હિંદુસ્તાન મહમદઅલીની સાથે છે. તમે જો એમ કહો કે સંધિને વખોડી કાઢવાનું બુદ્ધિયુક્ત નથી તથા તેની પાછળ જ્ઞાન નથી, પણ બ્રિટન પ્રત્યેના અત્યંત અવિશ્વાસને કારણે છે, તો હું તમારી સાથે એમાં સંમત થાઉં. છતાં સંધિ વખોડી કાઢવામાં આવે છે એ હકીકત તો રહે જ છે. સામાન્ય રીતે હું છાપાં વાંચતો નથી, પણ 'લીડર'માંની કાપલી મોકલું છું તે જોશો. મહમદઅલી જરૂર માને છે કે સંધિને વખોડી કાઢવામાં આખો દેશ એને પડખે છે. તુર્કસ્તાનના ઉપરીપણાનો એનો દાવો પણ અસ્વચ્છ નથી, કારણ પોતાની માગણીની સચ્ચાઈમાં એને પૂરો વિશ્વાસ છે. એણે કોઈ પણ જાતનો વચનભંગ કર્યો નથી. કારણ એનો દાવો તો આજે એણે કર્યો છે તે કરતાં ઘણો વધારે હતો. જ્યારે સંધિ તો નિંદ્ય છે, ઈશ્વર અને માણસ પ્રત્યે દ્રોહ છે. બીજી વસ્તુ યાદ રાખવાની છે કે મિત્રરાજ્યો, એટલે ચોખ્ખેચોખ્ખું કહીએ તો ઇંગ્લંડ, પોતાના પાશવી બળ ઉપર મુસ્તાક રહીને વાતો કરે છે. બિચારા મહમદઅલી તો, એ પોતે જ કહે છે તેમ, એક નબળી પ્રજાના પ્રતિનિધિ છે અને એવા રાજ્યની વકીલાત કરી રહ્યા છે જેને સારી પેઠે નીચે પાડવામાં અને અપમાનિત કરવામાં આવ્યું છે. એના લખાણમાં કાંઈ અતિશયોક્તિ હોય તો હું તો એ દરગુજર કરું. પણ સામેથી પાશવી બળનું જે બેશરમ પ્રદર્શન કરવામાં આવે છે તે સાંખી લેવા હું રજ પણ તૈયાર નથી. અમિશ્રિત કષ્ટસહન અથવા આપભોગનાં સાધનો ઉપર મારી જે શ્રદ્ધા છે તે હિંદુસ્તાનમાં હું પ્રગટાવી શકું તો આ ગુમાનીને એક

ક્ષણમાં ઉતારી હું ભોંયભેગી કરી નાખું અને યુરોપના દારૂગોળાના ભંડારોને નકામા કરી મેલું.

"આ સંધિની શરતોથી હું ફૂલ્યો ઊકેલો તો હતો જ, તેમાં વળી હંટર કમિટીનો રિપોર્ટ આવ્યો એટલે બ્રિટિશ પ્રધાનમંડળ અને વાઇસરૉયની કાઉન્સિલ પ્રત્યેનો મારો જે કાંઈ વિશ્વાસ હતો તે બધો ઊડી ગયો છે. આ પ્રકરણમાં મિ. મૉન્ટેગ્યુએ પણ સારો ભાગ ભજવ્યો નથી. એમણે ઈશ્વર અને શયતાન બંનેને સાથે ભજવાનો પ્રયત્ન કર્યો અને બાવાનાં બેઉ બગાડ્યાં. આ આઘાતમાંથી બ્રિટિશ રાજ્યબંધારણ બચવા પામે તો તેના અંતરમાં રહેલી કાંઈક જીવનશક્તિને લીધે એ બચી જશે. બાકી જેમના હાથમાં રાજ્યની લગામ છે તેમણે તો બંધારણને ધૂળ મેળવવામાં કશી કચાશ રાખી નથી. મહાદેવ હમણાં જ મને યાદ આપે છે કે તમારા જે કાગળનો હું જવાબ આપી રહ્યો છું એ કાગળ તો તમે તાર કરીને રદ કર્યો છે. પરંતુ તેથી પરિસ્થિતિમાં ફરક પડતો નથી. હું ઇચ્છું છું કે મારી જેમ બ્રિટિશ તંત્રના બેવડા ગુનાની ગંભીરતા તમે સ્વીકારો અથવા તો મારી ભૂલ થતી હોય તો તે મને બતાવીને મારી પામે તે સુધરાવો.

"જ્ઞાતિવ્યવસ્થા વિષેના મારા વિચારોથી તમારે ગભરાવાની જરૂર નથી. મારા વિચારો નીતિ ઉપર બંધાયેલા હોઈ, તેથી તમને ચિંતા થવી જોઈએ નહીં. મારા દૃષ્ટિબિંદુની બાબતમાં તમારી સમજફેર થઈ છે. કોઈ પણ માણસ સાથે તેની પ્રત્યેના અણગમાને કારણે ન જમવું એ પાપ છે. પણ આત્મસંયમને કારણે કોઈની સાથે ન જમવું એમાં ગુણ રહેલો છે. તમને એ ખબર છે કે હિંદુસ્તાનમાં કેટલીયે માતાઓ કુટુંબના સામાન્ય રસોડાનો ખોરાક નહીં લેવાનો સંયમ પાળે છે. હું ધારું છું નરોત્તમ શેઠનાં મા કુટુંબને સામાન્ય રસોડે જમતાં નથી. મને લાગે છે કે એમનો આત્મસંયમ બિનજરૂરી છે. છતાં સંભવિત છે કે તેમાં કાંઈ ગુણ હોય તેમાં પાપ તો નથી જ. તે જ પ્રમાણે પત્નીની પસંદગીનું ક્ષેત્ર મર્યાદિત કરવામાં ગુણ રહેલો છે, જેમ અનેકને બદલે એક સ્ત્રીની મર્યાદા રાખવામાં ગુણ છે તેમ. ભોગ ભોગવવા મર્યાદા બાંધવાની આવશ્યકતા તથા તેમાં રહેલા ગુણ તમે અવશ્ય સ્વીકારશો. પાપ ત્યારે આવે છે જ્યારે હું મારા સેવાના ક્ષેત્રની, ત્યાગના ક્ષેત્રની મર્યાદા બાંધી દઉં. મને ઘણી વાર થઈ આવે છે કે હિંદુ ધર્મ, ભલે અત્યારે વ્યવહારમાં તે અધમતાને પામ્યો હોય, છતાં તેનાં ખરાં રહસ્યોની પૂર્ણ ભવ્યતા તમારા સમજવામાં હજી બરાબર નથી આવી.

"મારી તબિયત ઠીક કહેવાય. પણ હજી મારે શાંતિ, આરામ અને એકાંતની જરૂર છે. મેં હમણાં જ સાંભળ્યું કે તુર્કસ્તાન સાથેની સુલેહની

શરતો આખી ફરી વિચારાવાની છે. એમ થાય તો થોડા દિવસ ક્યાંક સરકી જઈ શાંતિ ભોગવવાની હું આશા રાખું.

"સર જ્યૉર્જ બાર્ન્સે મને બ્રિટિશ ગિયાના જવાનું આમંત્રણ આપ્યું છે. મેં એમને લખ્યું છે કે ખિલાફત આંદોલન ચાલે છે ત્યાં સુધી હું કશે બહાર જઈ શકું નહીં. તમે જવાના છો?

"ઇમ્પીરિયલ સિટિઝનશિપ ઍસોસિયેશન ઉપરનો પૂર્વ આફ્રિકા વિષેનો તમારો કાગળ વાંચ્યો. ચોખ્ખું દેખાય છે કે તમે ભારે કામની વચ્ચે એ લખેલો છે. તેઓએ એની વિરુદ્ધ ટીકા કરી છે. હું મૌન રહ્યો, પણ તેમની ટીકા સાથે મનમાં સહાનુભૂતિ બતાવ્યા વિના રહી શક્યો નહીં. તમારો કાગળ ઘસડી કાઢેલો હતો. તેમાં માહિતી બહુ જ થોડી હતી. દક્ષિણ આફ્રિકાની બાબતમાં તમારો રિપોર્ટ હજી મોકલ્યો નથી, એની પણ તેઓ ફરિયાદ કરતા હતા. મને લાગે છે કે તેમના નીમેલા એજન્ટ તરીકે તમે ત્યાં ગયા હતા. એટલે તેમને પૂરો રિપોર્ટ આપવાની તમારી ફરજ હતી. વિનયની ખાતર પણ સૌથી પ્રથમ તમારે તેમને લખવું જોઈતું હતું. હું ઇચ્છું છું કે આ ભૂલ હજી પણ તમે શક્ય તેટલી સુધારી લો."

આજે વાઈસરૉયને નીચે પ્રમાણે પત્ર લખ્યો:

¶ "આપના કેટલાક વિશ્વાસને પાત્ર બનેલ વ્યક્તિ તરીકે તેમ જ બ્રિટિશ સામ્રાજ્યના એક અનન્ય શુભેચ્છક તરીકે આપની અને આપની મારફત નામદાર શહેનશાહના પ્રધાનમંડળની સમક્ષ ખિલાફતના સવાલની જોડેનો મારો સંબંધ તેમ જ તેને વિષે મારી વર્તણૂક બાબત ખુલાસો કરવો એ હું મારો ધર્મ સમજું છુ.

"લડાઈના છેક આરંભથી જ્યારે લંડનમાં હું ઇન્ડિયન ઍમ્બ્યુલન્સ ટુકડી ઊભી કરવામાં ગૂથાયો હતો ત્યારથી જ ખિલાફતના સવાલમાં હું રસ લેતો થયો હતો. અને જ્યારે તુર્કીએ જર્મનીની બાજુ લેવાનું નક્કી કર્યું ત્યારે લંડનમાંની નાની સરખી મુસલમાન કોમ કેવી બેચેન થઈ ઊઠી હતી તે મેં જોયું હતું. ૧૯૧૫ના જાન્યુઆરીમાં હિંદુસ્તાન આવ્યા પછી પણ જે જે મુસલમાનોના પ્રસંગમાં હું આવ્યો તેમને એ જ ચિંતા અને આતુરતાથી ઘેરાયેલા મેં જોયા. છૂપી સંધિઓની વાત જ્યારે ફૂટી ત્યારે તેમની એ ચિંતા ઘણી જ વધી. બ્રિટનના ઇરાદાઓ પ્રત્યે તેમના અવિશ્વાસનો પાર રહ્યો નહીં અને તેઓ હતાશ થઈ ગયા. તે વખતે પણ મેં મારા મુસલમાન ભાઈબંધોને

નિરાશ ન થવાની અને તેમની બીક તેમ જ તેમની ઉમેદોને વ્યવસ્થિત રૂપમાં જાહેર કરવાની સલાહ આપી. અને સૌ કોઈ કબૂલ કરશે કે છેલ્લાં પાંચ વરસ સુધી સમસ્ત હિંદી મુસલમાનો વખાણવાજોગ સંયમથી વર્ત્યા છે અને તેમના આગેવાનો કોમના તોફાની વર્ગો ઉપર સંપૂર્ણ કાબૂ જાળવી શક્યા છે.

"સુલેહના કોલકરારથી અને આપ નામદારે એ કરારોના કરેલા બચાવથી હિંદી મુસલમાનોના મનને જે ધક્કો લાગ્યો છે તેમાંથી ટટાર થવું તેમને કઠણ થઈ પડશે. આ કોલકરાર પ્રધાનોનાં વચનોનો ચોખ્ખો ભંગ કરનારા અને મુસલમાન લાગણીને સાફ તરછોડનારા છે. મને લાગે છે કે મારા મુસલમાન દેશબંધુઓની જોડે પૂરેપૂરા ભાઈચારાના નાતાથી રહેવા ઇચ્છનાર હિંદુ તરીકે તેમના સંકટને સમયે જો હું તેમની પડખે ન ઊભો રહું તો મેં હિંદમાતાની કૂખ લજવી કહેવાય. મારી નમ્ર સમજણ મુજબ તેમનો પક્ષ સાચો છે. તેઓ કહે છે કે જો તેમની લાગણીને માન આપવું હોય તો તુર્કીને સજા કરવાની વાત જતી કરવી જોઈએ. મુસલમાન સિપાહીઓ કંઈ પોતાના જ ખલીફાને સજા કરાવવા અગર તેનો મુલક છીનવી લેવડાવવાની ખાતર નથી લડયા. મુસલમાનોનું આ ધોરણ છેલ્લાં પાંચે વરસમાં એકસરખું રહ્યું છે.

"જે સામ્રાજ્યને વફાદાર રહેવાને હું બંધાયેલો છું તે જ સામ્રાજ્ય પ્રત્યેનો મારો ધર્મ મને અત્યારે મુસલમાન લાગણીને થયેલા નિર્દય આઘાતનો પ્રતિકાર કરવાની ફરજ પાડે છે. મારા ધારવા પ્રમાણે હિંદુમુસલમાન બન્નેના અંતરમાંથી બ્રિટિશ ન્યાય અને બ્રિટિશ ઇજ્જત પ્રત્યેનો વિશ્વાસ ઊઠી ગયો છે. હંટર કમિટીનો બહુમતીનો રિપોર્ટ, તે ઉપરનો આપ નામદારનો ખરીતો અને મિ. મૉન્ટેગ્યુએ તેનો આપેલો જવાબ — આ બધાએ એ અણવિશ્વાસમાં માત્ર વધારો કર્યો છે.

"આવી સ્થિતિ વચ્ચે મારા જેવાને માટે એક જ રસ્તો ખુલ્લો રહે છે. તે એ કે કાં તો નિરાશ થઈને બ્રિટિશ રાજ્યની જોડેનો સંબંધ તોડી નાખવો, અને નહીં તો જો હાલનાં બધાં રાજ્યબંધારણો કરતાં બ્રિટિશ રાજ્યબંધારણની શ્રેષ્ઠતા વિષે મને હજુયે શ્રદ્ધા હોય તો એવો કોઈ માર્ગ ગ્રહણ કરવો કે જેથી થયેલા અન્યાયનું પરિમાર્જન થાય અને ઊઠી ગયેલો વિશ્વાસ પાછો આવે. બ્રિટિશ રાજ્યબંધારણની શ્રેષ્ઠતા વિષેની મારી શ્રદ્ધા હજુયે મેં નથી ગુમાવી; અને જાતે દુઃખ સહન કરવાની પૂરતી શક્તિ પ્રજા બતાવી શકશે તો

હજુયે કોઈ ને કોઈ રીતે પણ ન્યાયનું પલ્લું નીચું નમશે એ આશાને હું છોડી શકતો નથી. અલબત્ત, બ્રિટિશ રાજ્યબંધારણ વિષેની મારી કલ્પના એવી છે કે માથું ઊંચું રાખનારને જ એ મદદ કરે છે. નબળાંનું એ રક્ષણ કરી શકે છે એમ હું નથી માનતો. માત્ર જોરાવર જ એના આશરા હેઠળ ફૂલેફાલે છે; દૂબળાં રખડી મરે છે.

"આમ બ્રિટિશ રાજ્યબંધારણને વિષે મને શ્રદ્ધા છે એ જ કારણથી સુલેહના કોલકરારોમાં બ્રિટિશ પ્રધાનોનાં વચનો અને મુસલમાન લાગણી ધ્યાનમાં લેવાઈને ઘટતા ફેરફાર ન થાય તો મારા મુસલમાન ભાઈઓને આપની સરકાર જોડેનો સહકાર બંધ કરવાની અને હિંદુઓને તેમાં ભળવાની મેં સલાહ આપી છે.

"જે મહા અન્યાય બ્રિટિશ પ્રધાનોને હાથે મુખ્યત્વે કરીને થયો, અગર જે કરવામાં ઓછામાં ઓછું બ્રિટિશ પ્રધાનો ભાગીદાર બન્યા, તેને વિષે પોતાનો જોરભર્યો વિરોધ દર્શાવવાને ત્રણ માર્ગ મુસલમાનો સામે ખુલ્લા હતા:

"૧. ખુનામરકી ચલાવવી.

"૨. આખી કોમે એકીવારે હિજરત અથવા દેશનો ત્યાગ કરવો.

"૩. સરકારની જોડેનો સહકાર બંધ કરી અન્યાયની ભાગીદારીમાંથી નીકળી જવું.

"આપની જાણમાં હશે જ કે એક વખત એવો પણ પણ હતો કે જ્યારે મુસલમાનોમાંનો સૌથી સાહસિકમાં સાહસિક — અવિચારી તો ખરો જ — વર્ગ ખુનામરકીની તરફેણમાં હતો. તેમ હિજરતની બૂમ પણ હજુ છેક નથી શમી. હું કહીશ કે અસાધારણ ધારજપૂર્વક દલીલો કરી કરીને આ ખુનામરકીની હિમાયત કરનારા વર્ગને તેમના વિચારોમાંથી પાછા વાળ્યાનો હું દાવો કરી શકું. હું કબૂલ કરું છું કે માત્ર વ્યવહારની દૃષ્ટિએ જ હું આમ કરાવી શક્યો છું; સિદ્ધાન્તની દૃષ્ટિએ હું તેમની પાસે ખુનામરકીને અગ્રાહ્ય નથી મનાવી શક્યો, તેમ કરવાનો મેં પ્રયત્ન પણ નથી કર્યો. પરિણામે હાલ તુરતને માટે ખુનામરકીના વિચારો છોડી દેવાયા છે. હિજરતની હિમાયત પણ તદ્દન ન અટકી હોય તોપણ મોળી તો જરૂર પડી ગઈ છે. હું માનું છું કે જેમાં મોટા પ્રમાણમાં આપભોગની જરૂર પડે છે અને પ્રજા મોટા પ્રમાણમાં અમલમાં મૂકી શકે તો જે વડે કાર્યસિદ્ધિ થવાની પ્રજાને ખાતરી લાગે એવો કોઈ સ્વાવલંબનભર્યો કાર્યક્રમ પ્રજાની સમક્ષ મૂકવામાં ન આવ્યો હોત તો

સરકાર તરફનું ચાહે તેટલું દબાણ કે સખતાઈ પણ ખુનામરકીને ફાટી નીકળતી અટકાવી શકત નહીં. અસહકાર એ એક જ આવો ખાનદાનીભર્યો, સ્વાવલંબનભર્યો ને કાયદેસર 'કાર્યક્રમ હતો. કારણ જે રાજ્યકર્તા પોતાનો રાજ્યધર્મ મૂકી કુરાજ્ય ચલાવે તેને મદદ આપવાની ના પાડવી એ પ્રજાનો સનાતન કાળથી સ્વીકારાયેલો હક છે.

"આની સાથે સાથે જ હું એ પણ કબૂલ કરી લેવા ઇચ્છું છું કે આજે પ્રજાની મોટી સંખ્યાને હાથે અસહકાર અમલમાં મુકાય તેમાં ગંભીર જોખમો તો રહેલાં છે જ. પણ આજે આ દેશના મુસલમાનોની સામે જે ગંભીર સવાલ ઊભો થયેલો છે તે બિનજોખમી ઇલાજોથી સુધરી શકે એવી આશા ઓછી છે. આજ થોડુંઘણુંયે જોખમ ખેડવા તૈયાર ન થવું એ ઘણા જ મોટા જોખમને નોતરવા જેવું અથવા કદાચ સુલેહશાન્તિનો સંપૂર્ણ નાશ માથે ઓઢી લેવા જેવું છે.

"પણ આવા અસહકારમાંથી બચવાનો હજી પણ રસ્તો છે. દક્ષિણ આફ્રિકાના મામલામાં આપની પહેલાંના નામાંકિત વાઈસરૉયે કર્યું હતું તેમ આપને પણ આ મામલામાં આગેવાની લેવા મુસલમાન ભાઈઓએ તેમની અરજીમાં વિનંતી કરેલી છે. પણ તેમ કરી શકવાને જો આપની જાતને અસમર્થ ગણો અને અમારે અસહકાર કરવો જ પડે, તો મને આશા છે કે જેમણે મારી સલાહ સ્વીકારી છે તેઓ તેમ જ હું આ મામલામાં પોતાની એકમાત્ર ચોખ્ખી ફરજના વિચાર સિવાય બીજા કોઈ પણ જાતના હેતુથી સામેલ થયા નથી એમ માનવાનું શ્રેય આપ અમને આપશો."

[અસહકારને અંગે બાપુજીએ આખા હિંદુસ્તાનમાં ભ્રમણ કર્યું તેમાં મહાદેવભાઈ જ્યાં જ્યાં બાપુજીની સાથે હતા ત્યાંનાં ભાષણો, મુલાકાતો તથા બનાવોની બહુ કાચી નોંધ તેમની ડાયરીમાં છે તે ન આપતાં, એ નોંધો ઉપરથી 'નવજીવન'માં તેઓ પત્રો લખતા તે અહીં આપવાનું યોગ્ય માન્યું છે.]

૧૪–૭–'૨૦થી
૨૧–૭–'૨૦

## પંજાબનો પત્ર – ૧

### ભક્તિમાંયે મર્યાદા જોઈએ

અમે ૧૪મી તારીખે બપોરે મુંબઈથી નીકળ્યા. મૌલાના શૌકતઅલીની ગોઠવણમાં કાંઈ જ મણા ન હતી. કલ્યાણથી ખિલાફતમાં રસ લેનારા માણસો સ્ટેશન ઉપર આવવા લાગ્યા. ઠેઠ અમૃતસર સુધી દરેક અગત્યના

સ્ટેશન ઉપર માણસોની ઠઠ મચતી હતી. સ્ટેશનોએ તો માણસોને શૌકતઅલી જે થોડી મિનિટ મળતી તેટલામાં એમની સુંદર જબાનમાં ખિલાફતનું તત્ત્વ અને પહેલી ઑગસ્ટના દિવસનું કર્તવ્ય સમજાવતા. આ પ્રમાણે ભુસાવળ સુધી ચાલ્યું. લોકોની સંખ્યા એટલી બધી ન હતી કે શાન્તિ ન જળવાય; એટલે સહેજે શૌકતઅલી પોતાનું કામ ચલાવ્યા જતા હતા. પણ મધરાતથી ધમાલ શરૂ થઈ. હોશંગાબાદ સ્ટેશને તો શૌકતઅલીના રોક્યા પણ માણસો ન રોકાયા; 'મહાત્મા ગાંધીજીકી જે', 'અલ્લાહો અકબર'થી સ્ટેશન ગજાવી મૂક્યું હતું. ગાંધીજી પણ જાગી ઊઠ્યા. આ પ્રમાણે ગ્વાલિયર, ભોપાળ, બીના, ઝાંસી, આગ્રા, મથુરા અને બીજી રાત્રે મીરત પહોંચ્યા ત્યાં સુધી ચાલ્યું. ઘણે ઠેકાણે સેંકડો નહીં પણ હજારો માણસો ભેગાં થતાં અને ગાંધીજી, શૌકતઅલી અને ડૉ. કિચલુને એક દિવસ માટે ઉતારવાનો ભારે આગ્રહ કરતાં. ઘણે ઠેકાણે ઉત્સાહ એટલો બધો વધારેપડતો હતો કે લોકો ગાડીમાંના બીજા ઉતારુઓને તેઓના શોરબકોરથી અને ગિરદીથી કેટલી અગવડ થતી હશે તેનો વિચાર ન કરતા; તેમની ભક્તિનાં પાત્ર શૌકતઅલી, ગાંધીજી અને ડૉક્ટર કિચલુને કેટલી હેરાનગતિ થતી હશે તેનો ખ્યાલ પણ ન કરતા; અને અતિશય વિનવણી છતાં ફૂલોના ઢગલા ઠાલવી ગાડીમાં કચરો વધારતાં અચકાતા નહીં! ફૂલોથી તે કચરો થાય? આ વચન આકરું લાગશે, ભક્તિની કદરનો એમાં અભાવ જણાશે, પણ વસ્તુતઃ તેમ નથી. ભક્તિમાંયે મર્યાદા જોઈએ. અને મર્યાદા ઓળંગી જેમના તરફ ભક્તિ દાખવવામાં આવતી હોય તેમને દેખીતી રીતે કાયવવામાં આવે ત્યારે તે ભક્તિ રહેતી જ નથી. જેમને લોકો મળવા આવ્યા હોય છે તેમનાથી એ ઘડીના સમાગમનો લાભ લેવાતો નથી, તેમને એ અગત્યનાં વચન કહેવાં હોય તે કહેવાની તક પણ મળતી નથી, અને આમ બધોયે ઉત્સાહ વ્યર્થ જાય છે. આપણે જેમ બને તેમ જલદી આપણી ભક્તિમાં મર્યાદા અને વિવેક રાખતાં શીખ્યા વિના છૂટકો નથી.

### જલંધર

પણ હવે તો મુસાફરીના અનુભવો કરતાં વધારે અગત્યની હકીકતો ઉપર આવીએ. પંદરમીની સવારે જલંધરમાં રાયજાદા ભગતરામને ત્યાં ઉતારો હતો. આખો દિવસ સ્ત્રીઓનાં ટોળેટોળાં સૂતરના દડા અને દોરા લઈને આવ્યાં જ કરતાં હતાં. ગાંધીજીને એક વાર તેઓ સૂતરના દડા અને દોરાથી રીઝવતાં એટલે આ અનુભવ તેમને તો નવો ન હતો. પણ સ્ત્રીઓએ જોયું કે હવે કેવળ સૂતરના દડાઓથી 'મહાત્માજી'ને રીઝવી શકાય એમ નથી;

કારણ કે દરેક સ્ત્રીને 'તમે કાંતો છો તો ખરાં, પણ તમારા કાંતેલા સૂતરનાં કપડાં તો તમારાં અંગ ઉપર હું જોતો નથી.' એ પ્રમાણે મીઠી ટકોર કરીને મૂંઝવતા, અને પછી તો ચાલતા મીઠાં ખાસાં બેશ ખાદીનાં ગુણગાન. આ ગુણગાન જેમણે સાંભળ્યાં છે તે તેની અસર કલ્પી શકશે. મને તો શંકા નથી કે હવે પછીની ગાંધીજીની મુલાકાત વખતે સ્ત્રીઓ ખાદીનાં કપડાં પહેરીને દર્શન કરવા આવશે. તેમની વિશુદ્ધ ભક્તિથી હું ચકિત થયો. ટકોર કરતાં કરતાં પણ ગાંધીજી તેમને સુંદર ઉત્તેજન આપતાં ચૂકતા ન હતા: 'પુરુષો બોલનારા છે, પુરુષોને હું કહી કહીને થાકી જાઉં કે સ્વદેશી સમજો. તેઓ કહેશે કે સ્વદેશી એ પરમ ધર્મ છે, પણ એ પરમ ધર્મ છે એમ વચનથી નહીં પણ વર્તનથી બનાવનારી તો તમે બહેનો જ છો.'

પ્રથમ જ રાયજાદા સાહેબે ખબર આપ્યા કે 'અહીં અસહકાર માટે લોકોમાં પૂરતો ઉત્સાહ નથી.' આ વચનનું સત્ય તો આગળ ઉપર આપણે જોઈશું, પણ લોકોના કરતાં લોકનેતાઓને વિષે એ વચન સત્ય હોવાનો કાંઈ ભાસ થયો ખરો. ધારાસભાના બહિષ્કારનો પ્રશ્ન લાલા લજપતરાયે અહીં ઊભો કર્યો છે એટલે તે સંબંધે ગાંધીજીને સાંભળવાને સૌ ઉત્સુક હતા. આ વિષે કેટલીક રસમય ચર્ચા ચાલી, પણ રાયજાદા સાહેબને બૉયકૉટના મહત્ત્વ વિષે ખાતરી ન થઈ શકી. સાંજે જ અમૃતસર જવાનું રાખ્યું હતું, એટલે બપોરે બે વાગે શામિયાના તળે સભા રાખી હતી. પંજાબનો આકરો તાપ અને આપણા લોકોની કાચી વ્યવસ્થાશક્તિ એ બન્ને કારણોએ સભાનું કાર્ય શરૂ કરવું અશક્ય થઈ પડ્યું. લગભગ એક કલાક લોકોને શાંત રાખવામાં વીતી ગયો, પણ કાંઈ વળ્યું નહીં. આખરે સભા વિસર્જન કરવી પડી. ત્રણ કલાક પછી શહેરના એક હૉલમાં સભા થઈ ત્યાં લોકોએ ઠીક શાંતિ જાળવી. એ સભાનું વર્ણન હું અહીં નહીં આપું, કારણ એક બીજા ભારે જલસાનું વર્ણન તો મારે આપવાનું જ છે, અને તે જલસામાં થયેલાં ભાષણોનો હું ટૂંક સાર આપીશ તો જલંધરનાં ભાષણોનો સાર આપવાની જરૂર ઓછી રહેશે એમ હું માનું છું.

### અમૃતસર

લોકોની અવિવેકભરી ભક્તિનો જલંધર સ્ટેશન ઉપર પણ કડવો અનુભવ થયો. ગાડીને આવવાને થોડો વખત હતો એટલે ગાંધીજી, શ્રીમતી સરલાદેવી, શૌકતઅલી અને બીજા નેતાઓ 'વેઇટિંગ રૂમ'માં બેઠાં હતાં. લોકોએ 'વેઇટિંગ રૂમ' ઉપર હલ્લો મચાવ્યો. સેંકડો લોકો 'દર્શન'ને માટે ચડસાચડસી કરી રહ્યા હતા. બીજા ઉતારુઓના સામાનની અને જેમનાં દર્શન માટે આ ધમાલ

ચતી હતી તે નેતાઓના સામાનની બૂરી વલે થઈ પડી હતી આ ધમાલ ગાડી આવી ને જેમતેમ, ચાલવા માડી ત્યા સુધી બધ ન થઈ. શ્રીમતી સરલાદેવીની એક કીમતી ચામડાની પેટી સ્ટેશન ઉપર આ ધમાલને લીધે જ રહી ગઈ નેતાઓના 'દર્શનથી સંતોષ માનવાને બદલે તેમના કાર્યોમા ભાગ લેતા આપણે ક્યારે શીખીશુ?

અમૃતસર જલંધરથી પચાસ માઈલ છે. સાજે અમૃતસર આવી પહોચ્યા. સભા ગત્રે જ રાખી હતી. આ સભાને, સભા નહી પણ એક જંગી જલસો કહી શકાય વ્યવસ્થાશક્તિ વિષે બીજે ઠેકાણે જે નિરાશા ઉત્પન્ન થયેલી તે નિરાશા અહી ઘણે અંશે ઓછી થઈ અન્જુમન બાગના વિશાળ મેદાનમા આ જલસો હતો જાહેર કરેલા વખતના ત્રણ કલાક અગાઉથી ટોળેટોળા આવીને બેઠા હતા જલસામા હિંદુઓ વધારે હશે કે મુસલમાન એ કહેવુ અશક્ય હતું — એટલા બધા સેળભેળ થઈને લોકો ગોઠવાયા હતા તેમની સંખ્યા ઓછામા ઓછી દસ હજાર જેટલી હશે, છતા ભારે શાન્તિ જળવાઈ રહી હતી સ્ત્રીઓ પણ આટલી મોડી રાતે ઠીક સંખ્યામા હાજર હતી સભાને પ્રમુખસ્થાને એક ધીરા અને ગભીર મુસલમાન મૌલવી સનાઉલ્લા બિરાજ્યા હતા

શરૂઆત ભાઈ અખતરઅલીની મધુર ગઝલથી થઈ ગઝલ લાબી છે એટલે અહી હુ આપી શકતો નથી પણ તેનો વાદી સૂર તો એ હતો કે 'આ ઘડી કસોટીની છે, એ પારખની છે, અને પારખ તો ભાગ્યવાનની જ થાય, એ પારખને અંતે શૂરા નીવડીશુ એ માટે જ પરવરદિગારને બદગી'

## ખૌફ નથી, નાઉમેદી નથી

મૌલાના શૌકતઅલીએ પદરેક મિનિટ સુધી આખા જલસાનુ ધ્યાન ખેચી રાખ્યુ એમનો અવાજ બોલી બોલીને બેસી ગયો છે, છતા લોકોની શાતિને લીધે તે બધાયે સાભળી શકતા હતા.

હુ એમના મુખ્તેસર મુદ્દા આપીશ મૌલાનાએ શરૂઆત કરી "કેટલાયે મહિના થયા ખિલાફત વિષે અનેક ભલીબૂરી ખબરો સાભળ્યા જ કરુ છુ, પણ મને તેની કશી અસર નથી થતી 'ખૌફ, ખતરા યા નાઉમેદી' વિના હુ તો આપણી ફરજનો વિચાર કરતો કામ લીધે જાઉ છુ. આમા કોઈ ચિડાયે વળે એમ નથી, ડરી ગયે વળે એમ નથી, કે કટાયે વળે એમ નથી હુ તો ઇચ્છુ છુ, ખુદાતાલાને વીનવુ છુ કે યુરોપ આ સવાલનો પોતાનો આખરનો ફેસલો આપી દે કે લાગલો જ યુરોપને આપણે પણ આપણો

આખરનો ફેંસલો બતાવી દઈએ. આ આખરનો ફેંસલો સરકારની સાથે સઘળી તલ્લુકાત બંધ કરવાનો, સરકારની સાથે તલ્લાક કરવાનો, કુરાને શરીફના શબ્દોમાં 'અદમ-તા-અવન' કરવાનો છે." હિજરત અને જેહાદના બે ઉપાયો મુસલમાન ભાઈઓને ખુલ્લા હોવા છતાં તેમણે આ ઉપાય કેમ પસંદ કર્યો તે સમજાવ્યું : "જ્યાં સુધી ગાંધીજીની મદદ આપણે જોઈએ ત્યાં સુધી તેમણે સૂચવેલો જ ઉપાય આપણને મુબારક છે." પંજાબના સવાલ ઉપર પણ એમણે ખૂબ ભાર મૂકયો અને કહ્યું : "આપણામાં હિંમત ન આવી હોય, ખુદાની અને ઇન્સાનિયતની તરફની ફરજનું આપણને ભાન ન થયું હોય, આઝાદી શું છે તેનો ખ્યાલ આપણને ન આવ્યો હોય, તો આપણને એક નહીં પણ દસ જલિયાંવાલા બાગ ઘટે છે."

### સાત કરોડ એક લાખનું કામ ન કરી શકે?

આ પછી ડૉક્ટર કિચલુ બોલવા ઊઠ્યા. ડૉક્ટર કિચલુ તો શૌકતઅલી આગળ દેખાવમાં બચ્ચા જેવા, એટલે તેમને તો પ્લેટફૉર્મ ઉપર ઊભા થઈને બોલવાની ફરજ પડી. તેમણે પોતાના બુલંદ અવાજે લોકોને જણાવ્યું : 'આ શબ્દોનો વખત નથી, આ કામનો વખત છે.' અસહકારનું રહસ્ય લોકોને સમજાવીને તેમણે પૂછ્યું: "આપણી આંખ આગળ એક લાખ ગોરાએ આખા દેશનો વહીવટ ચલાવી રહ્યા છે. શું આપણે સાત કરોડ મુસલમાન એક લાખનું કામ નહીં કરી શકીએ? આપણે એટલા બધા નાતાકાત, નાલાયક બની ગયા છીએ? હિજરત કરવાનું મુસલમાન ધર્મનું ફરમાન છે ખરું, પણ હું પોતે તો અહીં રહીને જ મારા ધર્મની સ્વતંત્રતા સાધવાનો છું." પછી પંજાબના અત્યાચારોનું હૃદયવેધક વર્ણન આપીને અસહકારની અગત્ય સમજાવી.

પછી ગાંધીજી ઊઠ્યા. ઊઠ્યા એટલે ઊઠીને બોલ્યા એમ નહીં, પણ ડૉ. કિચલુની માફક ટેબલ ઉપર ખુરશી મકીને ઊંચા બેસાડવા પડ્યા. એમનું ભાષણ અતિશય મહત્ત્વનું હોઈ હું તેમાં જરા વિગતવાર ઊતરીશ. તેઓએ કહ્યું:

### આપણી શેર ભૂલ, સરકારની ખાંડી ભૂલ

"હું મારું દુઃખ તમને શી રીતે બતાવું? પંજાબનું દર્દ કહી બતાવવું અશક્ય છે. હિંદુમુસલમાન પાસે હું એટલું જ માગું કે ગયા એપ્રિલને કદી ન ભૂલશો. સાથે સાથે હું એટલું કહી દઉં કે આપણે જ્યાં સુધી આપણી ભૂલને નથી પિછાનતા અને દૂર નથી કરી જાણતા ત્યાં સુધી આપણે બીજાની પણ ભૂલ નથી જોઈ શકતા. સરકારે, સરકારી અમલદારોએ ભારે ગુનાઓ

કર્યા છે. પણ આપણે પણ ગુનાઓ કર્યા છે. શા સારૂ આપણે મકાનો બાળ્યાં? શા સારૂ નિર્દોષ માણસોના પ્રાણ લીધા? પોલીસના મનાઈહુકમો માનવાની આપણી ફરજ હતી. આપણા આ ગુનાઓ માટે સરકાર આપણને થોડી શિક્ષા કરત તો આપણે તે વિષે બોલવાનું ભાગ્યે જ રહેત. પણ સરકારે તો શિક્ષા નહીં પણ કેવળ અત્યાચાર કીધો છે. આપણી શેર ભૂલ થઈ હશે તો સરકારે ખાંડી ભૂલ કીધી છે."

### ત્યારે શું કરવું?

ઉપાય એક માત્ર 'અસહકાર' છે એમ સમજાવતાં અને અસહકારનાં ચાર પગથિયાં સમજાવતાં ગાંધીજીએ કહ્યું: "અમારા બુઝુર્ગ બંધુઓ કહે છે કે આ તો દીવાનાનું કામ છે; ગાંધી તો ગયો એપ્રિલ ભૂલીને કામ લેવા બેઠો છે; અને શૌકતઅલી તો સમશેર ખેંચનારો રહ્યો. મને ઉમેદ છે કે હું તેમને બતાવી શકીશ કે આમાં કશું દીવાનાપણું નથી, કે નથી ભૂલ્યો હું ગયા એપ્રિલને. આપણે વિશુદ્ધ થઈએ, આપણે બેગુનાહ થઈએ તો પછી સરકારના ગમે તેટલા અત્યાચાર થાય તેની મને પરવા નથી. પણ આપણો ગુનો હશે તો આપણું કશું ચાલવાનું નથી. આપણે જ્યાં સુધી 'બેગુનાહ' થતાં નહીં શીખીએ ત્યાં સુધી આપણે એક નહીં, પણ સેંકડો જલિયાંવાલા બાગની બરદાસ્ત કરવી પડશે. અને તેથી મને દુ:ખ નથી થવાનું. પણ આપણે 'બેગુનાહ' હઈશું છતાં સરકાર આપણને દુ:ખ આપશે તો આપણે 'આઝાદ' થઈને ઊભા રહીશું.

### પંજાબીઓ ડરી ગયા

"પંજાબીઓ ભારે ઉસ્તાદ અને શૂરા હોવાનું સાંભળ્યું છે; પણ એપ્રિલમાં તો તેઓ ડરી ગયા હતા એમ મારે કહેવું જોઈએ. અને તેમ કહેવાનાં મને તો બરોબર કારણો છે. હું પૂછું છું કે તમે ડરી ગયા ન હતા તો શા સારૂ તમે જમીન પર નાક ઘસ્યાં હતાં? શા સારૂ તમે પેટે ચાલતાં અચકાયા નહીં? મેં તો તમને નહોતું કહ્યું કે તમે નાકલીટી કાઢજો કે સાપની માફક પેટે ચાલજો। આવા હુકમ થયા ત્યારે તેને તાબે થવાને બદલે તમે મરી કેમ ન ગયા? તમે એમ કેમ ન કહી શકયા કે 'હું સાપ નથી, આદમી છું; મારું કામ પેટે ચાલવાનું નથી, પણ સારી દુનિયાની સામે છાતી કાઢીને ઊભા રહેવાનું છે.' જરૂર પંજાબીઓ ડરી ગયા. પણ હું અહીં પંજાબની ઉપર આળ લાવવાને નથી ઊભો. જે મિટ્ટીમાંથી પંજાબ બન્યું છે તે મિટ્ટીમાંથી હું બન્યો છું. એવા સંજોગોમાં હું પણ એવો ગુનો ન કરું એમ હું શી રીતે કહી શકું? હું તો પ્રાર્થના કરું કે મારી ગરદન કપાય પણ હું આવું કદી કરું નહીં. તમારે માટે પણ એ જ પ્રાર્થના હું કરું છું."

## ખરી સિપાઈગીરી કરીને મરજો

આ પછી પહેલી ઑગસ્ટનું મહત્ત્વ ગાંધીજીએ સમજાવ્યું હતું: "ગુસ્સાથી આ બંને મામલા — પંજાબ ખિલાફતનો નિવેડો નહીં આવે, શાંતિથી જ આવશે. આ બંને મામલા સર કરવા માગતા હો તો શાંતિથી જ વર્તવાની પ્રતિજ્ઞા લેજો. આપણા તરફથી અત્યાચાર થશે તો આપણું કામ આપોઆપ બંધ થઈ જશે. હું તો ખરી સિપાઈગીરી જ સમજ્યો છું અને તેની તમને ભેટ કરું છું. ખરી સિપાઈગીરી મરવામાં છે, મારવામાં નથી; કોઈની આબરૂ સાચવવામાં છે, આબરૂ લૂંટવામાં નથી."

## જિલાનીની આબરૂ કેમ સાચવશો?

ઘણા કહે છે કે ખિલાફત વિષે સામાન્ય જનસમૂહને જ્ઞાન નથી. ગાંધીજીએ એ દલીલનો ઉત્તર આ પ્રમાણે વાળ્યો:

"ખિલાફતના સવાલ વિષે જ્ઞાન બધાને ન હોય એ સંભવે છે. પણ તે બધાને જગાડવા એ ખિલાફતનું કામ કરનારાઓની ફરજ છે, અને તેઓ તેમની ફરજ બજાવશે જ. પણ જલિયાંવાલાનું જ્ઞાન કોને નથી? ભાઈ ગુલામ જિલાની ઉપર જે અત્યાચાર ગુજર્યો તેની કોને ખબર નથી? [ગાંધીજીએ ગુલામ જિલાની સભામાં છે કે નહીં એમ પૂછતાં ઉત્તર મળ્યો કે જિલાની હિજરત ઉપર નીકળ્યા છે.] જિલાની તો હિજરત કરી ગયા છે, પણ તે તેની આબરૂ તમારા કબજામાં આપી ગયા છે. તે તમને કહી ગયા છે કે તેમની આબરૂ લૂંટાઈ, તેનો સરકાર પાસે કાંઈ જવાબ લેશો કે નહીં? બૉસ્વર્થ સ્મિથ, ઑબ્રાયન, શ્રીરામ અને મલિકખાનના અત્યાચારો આપણે સાંખી રહીશું? તે લોકો પંજાબમાં હજી અમલ કરી રહ્યા છે તે આપણે સાંખી રહીશું? અને આપણે સાંખી રહીશું તો તે શું મર્દાની કહેવાશે? આપણને ખિલાફતનું જ્ઞાન નહીં હોય, પણ જલિયાંવાલા બાગ આપણા હૈયામાં સાલે છે."

## સરકારની સાથે મહોબ્બત તોડો

આગળ બોલતાં તેમણે કહ્યું: "આપણે જેઓ જીવતા રહ્યા છીએ તેમની ફરજ છે કે એ સરકારની સાથે મહોબ્બત તોડવી. જે સરકારની હકૂમતમાં આપણું પુરુષાતન ધૂળમાં રોળાયું અને આપણા ધર્મને કલંક લાગ્યુ તે સરકારની હકૂમતમાં આપણે શી રીતે નોકરી કરી શકીએ? તેમની શાળાઓનો ઉપયોગ આપણે શી રીતે કરી શકીએ? વકીલાત કેમ કરી શકીએ? ધારાસભામાં કેમ જઈએ?

## આપણને રોટી દેવાવાળો ખુદા છે, સરકાર નથી

"આપણે ભૂખે મરશું એમ કહેવું એ કાયરતાની નિશાની છે. આપણને રોટી આપનાવાળો ખુદા છે, સરકાર નથી. હાથ અને પગ વાપરશું તો રોટીની ફિકર આપણને કરવી પડવાની નથી. આપણને સ્વતંત્રતાનું કાંઈ પણ ભાન હોય તો આપણે માટે સરકારની મહોબ્બત તોડવી એ એક જ રસ્તો છે. આપણી પાસે યુરોપના જેટલી તાકાત હોત તો શું આપણે આમ બેસી રહેત? આપણે જરૂર તલવાર લેત — જોકે મારે તે વખતે હિંદુસ્તાનમાંથી હિજરત કરવી પડત. પણ તે તાકાત આપણામાં નથી. આપણા દરેકમાં એટલી તાકાત તો છે કે સરકારની 'તાલ્લુક' બિલકુલ બંધ કરવી. સરકારનું કામ આપણી મદદ વિના ક્ષણવાર ચાલવાનું નથી. હું હિંદુમુસલમાન બંનેને કહું છું કે સરકારના કામમાં મદદ કરીને તેમના અન્યાયમાં કદી મદદ ન કરશો, તમારા ધર્મને ખરાબ ન કરશો. પંજાબીઓને હું કહું છું કે તમારા નિર્દોષ ભાઈઓ માટે જો કાંઈ કરવાનું હોય તો તે આ છે. પહેલી ઑગસ્ટ બરોબર સંભાળી લેજો. આ કામ પાર પડે ત્યાં સુધી ખામોશી રાખજો. સરકારના સિપાઈ તમને બગાડવા આવે તો ન બગડશો. તમારું ડોકું આપજો, પણ દીવાના ન બનજો."

### ધારાસભામાં જવું?

આ વિષય વિષે ગાંધીજીએ સભામાં ચર્ચા કરવી દુરસ્ત ન ધારી. ગાંધીજીને એમ લાગ્યું કે આ પ્રશ્ન લોકનેતાઓ સાથે ચર્ચવાનો છે, અને લોકનેતાઓ સાથે ચર્ચીને જે નિવેડો આવે તે નિવેડા ઉપર વિચાર કરવાનું જ લોકોને સોંપવું. લોકોને સીધી સલાહ આપવી એ લોકનેતાઓની સામે લોકોને ઊભા કરવા બરાબર છે એમ તેમને જણાયું. "હું તો મુસાફર રહ્યો. હું તમારી અને તમારા નેતાઓની વચ્ચે વિખવાદ પેદા કરવા નથી આવ્યો. હું તેમની સાથે વાતો કરીશ અને તે તમો સાંભળી લેજો. દરમિયાન હું તો મુંબઈમાં બેઠો બેઠો તમને મારી સલાહ સંભળાવીશ. હું તો હિંદુસ્તાન મારું સાંભળતું હોય તો કોઈને ધારાસભામાં ન જવા દઉં."

### ખાદીમાં ખાનદાની

પણ ગાંધીજીનું કોઈ ભાષણ ખાદી વિષે વચનો વિના જાય? ખિલાફતની સાથે સ્વદેશીનો સંબંધ એ રીતે છે કે, "આપણે આપણાં વસ્ત્રો માટે ઇંગ્લંડ કે બીજા કોઈ પણ દેશ ઉપર આધાર રાખતા નથી એમ આપણે ઇંગ્લંડને બતાવી આપીએ તો આવી મર્દ પ્રજાને ન્યાય મળવો જ જોઈએ એમ ઇંગ્લંડને જણાય અને અંગ્રેજ પ્રજા પણ આપણી સાથે ઊભી રહે" એમ ગાંધીજીએ જણાવ્યું.

### કુરબાની કરો

ઉપસંહાર કરતાં ગાંધીજીએ જણાવ્યું: "મુસલમાન કાંઈ કરવા માટે તૈયાર ન થાય તો આ જંગી જલસો નકામો ગયો એમ સમજજો. પણ આપણી સામે જે મામલા ખડા છે તેનો નિવેડો આવા જલસાથી નથી થવાનો, પણ સાચી કુરબાનીથી જ થશે. માટે ખુદાનું નામ લઈને જાન, માલ અને તમારું સવર્સ્વ કુરબાન કરીને જ ઝૂઝો".

આમ જલસો પૂરો થયો. આજે તો પત્ર લાહોરથી લખું છું. લાહોર વિષે કાંઈ લખવા જાઉં તો આ પત્ર બમણો થઈ જાય અને લાહોરમાં તો કેટલાક એવા સ્મરણીય કિસ્સા બન્યા છે કે તેનું વર્ણન બનશે તો હું ગાંધીજીની પાસે જ અપાવીશ.

લાહોર, ૧૯–૭–'૨૦

## પંજાબનો પત્ર – ૨

### લાહોર

મેં ગયા પત્રમાં લાહોર સુધીના પ્રવાસનું તો વર્ણન કર્યું. લાહોરમાં થયેલા કામનું ધ્યાન મેં નથી આપ્યું. ત્યાં સાંજે પાંચ વાગ્યે જાહેર સભા રાખી હતી. એક વિશાળ તંબૂ નીચે લોકો ભેગા થયા હતા. લાહોરનો તાપ તો હંટર કમિટીની આગળ અપાયેલી જુબાનીમાં મશહૂર થઈ ગયો છે. પસીના નીગળતા હજારો આદમીઓ જેમ તેમ કરીને પંખા હલાવતા હોય અને પાછળથી બીજાં માણસોનો ધસારો આવ્યો કે વિહ્વળ થઈને ઊભા થાય! શોરબકોર તો આ સંજોગોમાં હોય જ. આ શોરબકોરને શાંત પાડવા સભાના પ્રમુખ પંડિત રામભજદત્ત ચોધરીએ ભારે પ્રયત્ન કર્યા, બીજાઓએ પણ કર્યા, પણ તેઓનો સાદ જ દૂર સુધી પહોંચી શકતો ન હતો અથવા બીજા અવાજમાં ડૂબી જતો હતો. આમ એક કલાક સુધી પ્રયત્ન ચાલ્યા; પણ આખરે સભા બરખાસ્ત કરી રાત ઉપર મુલતવી રાખવી પડી. પંજાબમાં ગંજાવર સભાઓ ભરવાને અનુકૂળ વખત ચંદની ગતો જ હોય એમ લાગે છે.

લોકોને બપોરે નાસીપાસ થઈને ચાલ્યા જવું પડ્યું એટલે રાતની સભા ભારે થશે એવી કોઈને આશા ન હતી; પણ લોકોને તો તકલીફની પરવા ન હતી એમ જણાયું. રાત્રે જબરદસ્ત સભા થઈ. લોકોએ શાન્તિ સંપૂર્ણ રીતે જાળવી અને રાતના એક વાગ્યા સુધી સ્થિર ચિત્તે ભાષણો સાંભળ્યાં. આ ભાષણોનો સાર હું અહીં નહીં આપું. ડૉક્ટર કિચલુ અને શૌકતઅલીનાં ભાષણ અમૃતસરની માફક જોશદાર હતાં અને તેની મતલબ ત્યાંનાં ભાષણોના જેવી જ હતી. ગાંધીજીનું ભાષણ અમૃતસરના કરતાંયે વધારે

જોરદાર હતું, પણ રાવળપિંડીના જે ભાષણનો સાર હું આગળ આપવાનો છું તેમાં તે આવી જાય છે.

## મહાજરીનો વિષે ઠરાવ

સભામાં બનેલી એક અગત્યની બીનાનો અહીં ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી. ગોળીબાર થયેલા મહાજરીનો વિષે કાંઈક વિગત પેશાવરથી આવી હતી. અને તેટલો સંપૂર્ણ અને સંતોષકારક હેવાલ સરકાર જલદી બહાર પાડે એવો ઠરાવ સભાએ કરવાનું ઠરાવ્યું હતું. આ ઠરાવ રજૂ કરવાને મોલવી ઝફરઅલીખાન ઊભા થયા હતા. મોલવીજીની જબાન બહુ જ જોરદાર અને કટાર જેવી વીંધી નાખનારી છે, જે મહાજરીન ઉપર એક નહીં, બે નહીં પણ છ ગોળીબાર થયા તેનું વર્ણન આપતાં એઓ ઊકળી ગયા. શ્રોતાઓનાં હૈયાં પણ એ કમકમાટી ભરેલી બીના સાંભળી ઊકળી ગયાં. કેટલાકની આંખમાંથી ચોધારાં આંસુ વહેતાં હતાં. મોલવીજી એ કરુણ પ્રસંગની વિગતોમાં ઊંડા ઊતરી તેને વધારે કરુણ કરતા હતા. ભાઈ શૌકતઅલીથી વધારે ન સહન થઈ શક્યું, તેથી ઊઠીને મોલવીજીને રોક્યા અને કહ્યું: 'ભાઈ, તું હવે એને ટૂંકું કર, અમારાં હૈયાં ઉકળાવ નહીં.'

## રાવળપિંડી

બીજે દિવસે રાવળપિંડી ગયા. ત્રીજા વર્ગના ઉતારુઓ માટે નૉર્થ વેસ્ટર્ન રેલવેની લાહોરથી પેશાવરની મુસાફરી જેટલી ત્રાસજનક છે તેટલી બીજી રેલવે ઉપર ભાગ્યે જ હશે. મને એ મુસાફરીનો અંગત અનુભવ તો નથી મળ્યો, પણ આઠ માણસ બેસવાના ડબ્બામાં વીસ બાવીસ માણસો, ગંદકીનો પાર નહીં, એટલી કોઈ પણ પ્રેક્ષકને જણાતી વસ્તુઓ વિષે જ અહીં કહી લઉં. રાવળપિંડી બીજે દિવસ સવારે પહોંચ્યા. સ્ટેશન ઉપર માણસ ઊભરાઈ રહ્યાં હતાં. મહામુસીબતે સ્ટેશનના પ્લેટફૉર્મની બહાર નીકળ્યા. માથા ઉપર ખરો તાપ હતો તોપણ લોકો પોતાના મોંઘા મહેમાનોને સરઘસમાંથી કેમ છટકવા દે? લગભગ એક દોઢ કલાક સ્ટેશનથી મુકામે જતાં લાગ્યો.

બપોરથી તે સાંજ સુધીમાં સેંકડો સ્ત્રીઓ આવી ગઈ. તેમની આગળ 'ખાદીની ખાનદાની'નો પાઠ આપવામાં આવ્યો અને અનેક હિંદુમુસલમાન આવ્યા તેમની આગળ હિંદુમુસલમાન ઐક્યની વૃદ્ધિનાં વ્યાવહારિક પગલાંની ચર્ચા થઈ. સાંજે સભા હતી. સભામાં માણસ બપોરથી આવવા લાગેલાં હતાં અને સભા એક કલાક મોડી હોવાથી કેટલાક તો ચાલ્યા ગયા હતાં. છતાં અમે સભામાં પહોંચ્યા ત્યારે ઓછામાં ઓછા વીસ હજાર માણસો તો

હશે જ. મહામુસીબતે વ્યાખ્યાનપીઠ ઉપર અમે પહોંચ્યા. ઘડીક વાર એમ જ લાગતું હતું કે સભાને વિખેરી નાખવી પડશે; પણ અહીં તો વિખેરી નાખ્યે કાંઈ છૂટકો થાય તેમ નહોતું, કારણ રાત તો લગભગ પડવા આવી હતી અને બીજે દિવસે તો અહીંથી નીકળવાનું હતું. અતિશય મુસીબતે લોકોને શાંતિ જાળવવાનું ગાંધીજી સમજાવી શકયા, અને તેમણે શરૂ કર્યું ત્યારે તો એવી ભારે શાંતિ હતી કે જમીન ઉપર ટાંકણી પડે તો સંભળાય.

### હિંદુસ્તાનની આઝાદી, હિંદુ ધર્મની આઝાદી

ગાંધીજીએ મુસલમાન ભાઈઓની લડત ઇન્સાફને માટે છે એમ કહીને ટૂંકામાં હિંદુઓએ તેમની સાથે શા માટે જોડાવું એ સમજાવ્યું:

"હિંદુઓ સમજતા હોય કે સાત કરોડ મુસલમાન તેમના હમવતની છે અને તેમની સાથે દુશ્મનાઈ કરીને તેઓ નથી રહી શકતા તો, તેઓ સમજશે કે તેમની ભારે મોટી ફરજ છે કે મુસલમાનોની સાથે રહીને જીવવું અને તેમની સાથે મરવાનો તેમણે નિશ્ચય કરવો. હું તાળીઓના અવાજ નથી ચાહતો, હું જલસા નથી જોવા માગતો, હું તો 'અમલી કામ' માગું છું. હિંદુઓ પોતાની ફરજ ભૂલીને કુરબાનીમાં ભાગ ન લે તો હું તેમને કહીશ કે જેમ મુસલમાન ધર્મ જોખમમાં આવ્યો તેમ કોઈ વાર હિંદુ ધર્મ પણ જોખમમાં આવે. યુરોપમાં મિત્રરાજ્યના પ્રધાનો સમજે છે કે યુરોપમાંથી મુસલમાનોનો પગ કાઢી શકાય છે, તેમ કોઈ દિવસ તેઓ એમ પણ ઇચ્છે કે હિંદુઓને ગુલામ બનાવી શકાય તો સારું. આપણને લાજમ છે કે જ્યાં સુધી મુસલમાન ભાઈ પોતાના ઈમાન અને દીન ઉપર કાયમ રહીને કુરબાની કરવા તૈયાર હોય ત્યાં સુધી હિંદુસ્તાનની આઝાદી માટે મુસલમાનોની સાથે ઊભા રહેવું."

### તલવાર મ્યાનમાં રાખી કુરબાની કરો

આગળ ચાલતાં તેમણે વિજય મેળવવાનો માર્ગ એકમાત્ર કુરબાની છે એમ કહી કુરબાનીનું સ્વરૂપ સમજાવ્યું:

"ત્રીસ વર્ષ થયાં હું મુસલમાન ભાઈઓને જાણું છું. હું આફરીન છું કે મુસલમાન ભાઈઓ હિંમતનું કામ કરી શકે છે, બહાદુરી કરી શકે છે. મેં *એમ પણ જોયું છે તેઓએ ઘણી વાર ભારે ગુસ્સો કર્યો છે તે કેવળ ગુસ્સાના* જોસમાં આવીને; અને ગુસ્સો પૂરો થયે તેમની તાકાતનું જોશ પણ પૂરું થાય છે. આ લડતમાં કુરબાની આપવા માટે આપણે તો જે સલ્તનતની સાથે લડી રહ્યા છીએ તે સલ્તનતની કાબેલિયત મેળવવાની છે. તે સલ્તનતના સિપાઈઓ ગુસ્સો ભૂલી તાલીમથી, હોશિયારીથી, બહાદુરીથી, લડત ચલાવે છે. તેમની સામે

તમારે ઊભા રહેવું હોય તો તમારે હોશિયારી, બહાદુરી અને તાલીમ કેળવવી જોઈએ ગુસ્સામા આવીને તમારા સરદારના હુકમને તમે તાબે ન થાઓ તો તમને ફતેહ નહીં મળે ગુસ્સામા આવવાથી ઘણા કામોનો ઇન્સાફ નથી મળી શકતો ખુદા તે જ માણસને ઇન્સાફ આપે છે જેનામા તદબીર છે, હિંમત છે, સાચે રસ્તે કામ લેવાની શક્તિ છે, પણ ગુસ્સો નથી રાવળપિંડીમા હિંદુમુસલમાન ભાઈઓનુ જોર ખૂબ છે તેઓ ટટાની પણ ઠીક તાકાત રાખે છે તેઓને હુ વીનવુ છુ કે કુરબાનીની તાકાત મેળવો હુ ફરીથી કહુ છુ કે આ કુરબાની તલવાર ખેંચવાની નથી તલવાર ખેંચવામા મુસલમાન શૂરા છે હુ તેમની તલવાર મુબારક ગણુ છુ, પણ તેમને સમજાવવા માગુ છુ કે તલવાર વાપરવાની તાકાત જોઈતી હોય તો તમારે મરવાની તાકાત જોઈશે પઠાણી તલવાર ખેંચી જાણો છો પણ હુ તેને બાહુલી તલવાર કહુ છુ હુ એ તલવારથી કોઈને ડરાવી નથી શકતો તમારી તલવાર તમારા કરતા વધુ કુશળતાથી તલવાર વાપરનારની સામે નકામી થઈ પડે છે તમારા હાથમાથી તલવાર ગઈ કે તમે નકામા થઈ પડો છો તમે તમારી તલવાર મ્યાનમા રાખીને લડી શકો એવો રસ્તો મે શોધી કાઢ્યો છે મને લાગે છે કે તમે તલવાર વાપરશો તો હારશો એટલુ જ નહીં પણ તમારા સ્ત્રીપુરુષો ઉપર તમારી તલવાર ચાલશે તમે જો અદમ તાઅવાન (અસહકાર)ની ખૂબી સમજવા માગતા હો તો મારુ કહેવુ માનજો કુરાને શરીફ જાણવાનો હુ દાવો નથી કરતો, પણ તમારા ઉલેમાઓએ જ કહ્યુ છે કે અદમ તાઅવાન એક ભારે પ્રકારની જેહાદ છે તલવાર ખેંચીને પણ મરવુ છે, અદમ તાઅવાન કરીને પણ મરવુ છે તો જેમા મારનારપણુ નથી રહેતુ તેવુ અદમ તાઅવાન અખત્યાર કરીને શા માટે કુરબાની ન કરો?

"મે સાંભળ્યુ છે કે પેશાવરમા મહાજરીનની ઉપર જુલમ થવાથી લોકોનાં દિલ બહુ ઉશ્કેરાયા છે, લોહી ઊકળી રહ્યા છે મને લાગે છે કે મહાજરીન ભાઈઓની ભૂલ ન હતી, અગ્રેજ સિપાઈઓનો જ વાક હતો પણ આવી ભૂલો સામે પણ આપણે સબૂરી પકડવી પડશે, નમી જવુ જોઈશે તમે નિશ્ચય કરશો કે લોહીની નદી વહેશે તોપણ મર્દાની ન ખોઈ, મિજાજ ન ખોઈ, હિંમતથી ઝૂઝવાની રીત તો ફતેહની ખાતરી છે

### પહેલી ઓગસ્ટ અને પછી

પહેલી આગસ્ટના કર્તવ્ય પર વિવેચન કરતા તેમણે સમજાવ્યુ કે, "સરકારની સામે મહોબ્બત ન રાખવી એટલુ તત્ત્વ સમજવામા ખરો અસહકાર રહેલો છે માનચાંદવાળાને સમજાવ્યા પછી નોકરીવાળાઓને સમજાવવાની

ઉમેદ છે એમ જણાવી તેમણે કહ્યું કે, "જો તેવાં માણસોમાં તાકાત ન હોય, નેકી ન હોય તો તો મોટા નોકરને છોડી હું ખાનસામાને પણ કહીશ કે સરકારી નોકરોની રોટી પકવવામાં પણ જે સરકાર જાલિમ થઈ છે તેના જાલિમપણામાં મદદ કરવા જેવું છે." આગળ જતાં સોલ્જરોને હથિયાર છોડવાનું અને ખેડૂતોને મહેસૂલ ન ભરવાનું પણ કહેવામાં આવશે, એમ કહીને તેના ઉપર જરા વધારે વિવેચન તેઓએ આ પ્રમાણે કર્યું હતું:

"હું સોલ્જરોને હથિયાર છોડવાનું કહીશ, પણ હથિયાર છોડી તે બીજા ઉપર વાપરવાનું નથી કહેવાનો. તેમને મારા જેવા બેતલવાર સિપાઈ બનવાનું કહેવાનો છું મારામાં શરીરની તાકાત તો કશીયે નથી, પણ, હું માનું છું કે મારી મરજી વિરુદ્ધ મારી પાસે કોઈ કાંઈ ન જ કરાવી શકે ખેડૂતોને પણ હું આગળ ઉપર મહેસૂલ ન ભરવાનું કહેવાનો છું, પણ કોઈ પણ સોલ્જર કે ખેડૂત હુકમ વિના કાંઈ પણ પગલું ન લે એમ હું તેમને કહું છું. આપણી લડતની ખૂબી જ તાલીમમાં છે તેથી હું આપણી બેહથિયાર, બેતલવાર સેનાને કહીશ કે આપણાં હથિયાર હુકમ વિના કદી ન ઉપાડશો. તક આવશે એટલે તમને હુકમ મળશે પણ જ્યાં સુધી અમને લાગ્યુ નથી કે સારા હિંદુસ્તાનની ઉપર અમે અસર નથી પાડી શક્યા ત્યાં સુધી સિપાઈઓ અને ખેડૂતોને અમે કાંઈ જ નહીં કહીએ."

### રંગરૂટો તરીકે ન જોડાઓ

રંગરૂટભરતી તો અત્યારે પણ પંજાબમાં ચાલી રહી છે, તેને ઉદ્દેશીને ગાંધીજીએ કહ્યું:

"આ લોકો શા માટે ભરતીમાં જાય છે? પૈસા માટે. જે પૈસો ધન્સા-નિયત લઈ લે છે તે પૈસો ધૂળ બરાબર છે. તમે બૉસ્વર્થ સ્મિથ, જૉનસન, શ્રીરામ વગેરેનાં કાળાં કૃત્યો ભૂલી ગયા છો? પેટ ઘસવાં પડ્યાં હતાં તે ભૂલી ગયા છો? હું આજીજી કરીને કહું છું કે આ ભરતીની લાલચમાં ન ફસો મજૂરી કરીને રોટી મેળવો અને સાફ દિલથી કહી દો કે અમે રંગરૂટ નહીં આપી શકીએ. અને પંજાબ આમ કહેશે તો શા ભારે અસર થશે તેનો વિચાર કરો. પંજાબ જેટલા સોલ્જર કોણે આપ્યા છે? અને પંજાબ સોલ્જર આપવાની ના પાડી દે તો પછી કોની તાકાત છે કે બીજે ઠેકાણેથી સોલ્જર લઈ શકે?"

### પંજાબના નાક માટે

"મેં પણ સરકારની સોલ્જરી કરી છે, પણ હવે તો સરકારને એમ કહેવાનો વખત આવ્યો છે કે તમારી સલ્તનતના કરતાં ખુદાની સલ્તનત અમને હજાર

ગણી પ્યારી છે. એ સલ્તનતમાં અમે અમારા ધર્મને કાયમ રાખી શકીએ એમ છીએ. તમારી સલ્તનત અન્યાયથી ટકી રહી છે, ખુદાની વિરુદ્ધ થઈને ટકી રહી છે. તેની સાથે અમે વફાદારી નથી રાખી શકતા.

"માર્શલ લૉમાં પંજાબનું નાક કપાયું છે, પંજાબની લાજ ગઈ છે. એનો બરોબર બદલો વળે તે માટે સરકારને કહી દો કે તમારી વફાદાર રૈયત અમે રહેવા માગીએ છીએ, પણ તે ક્યારે કે જ્યારે તમે સીધા થશો ત્યારે, પંજાબને ન્યાય આપશો ત્યારે. ત્યાં સુધી અમારે તમારી સાથે મહોબ્બત નથી, કાંઈ લેવાદેવા નથી."

### તમે પાગલ ન બનજો

મોન્ટેગ્યુએ પોતા વિષે આમની સભામાં કાઢેલા ઉદ્‌ગારો વિષે ઇશારો કરી ગાંધીજી બોલ્યા :

"મોન્ટેગ્યુએ કહ્યું છે કે ગાંધીએ દેશની સેવા તો કરી છે, પણ ગાંધી હવે દીવાના થઈ ગયા છે, અને જરૂર પડ્યે એમને પરહેજ કરવા પડશે. હું તમને કહું છું કે ગાંધીને પરહેજ કરે તો તમે પાગલ ન બનશો. કિચલુને માટે તમે પાગલ બન્યા હતા, સત્યપાલને માટે પણ તમે પાગલ બન્યા હતા, મકાનો બાળ્યાં હતાં, નિર્દોષોને માર્યા હતા. તમે મને ચાહતા હો તો અમને બન્નેને પરહેજ કરે, અમને બન્નેને ફાંસીને લાકડે લટકાવે તોપણ તમે બરદાસ્ત કરી લેજો. હું સમજું છું અને મારું દિલ કહે છે કે હું દીવાન હોઉં અને મારી સામે કોઈ એવો માણસ થયો હોય કે જેને હું પાગલ ગાંધી માનતો હોઉં તો હું જરૂર તેવા ગાંધીને આંદામાન મોકલું. મોન્ટેગ્યુ મને પાગલ સમજે — પ્રામાણિક રીતે પાગલ સમજે અને મને પરહેજ કરે તેમાં ગુસ્સો શેનો? તમે મને પાગલ ન સમજતા હો તો તમે મારું કહેલું માનજો અને મારું કહેલું કરીને જેલમાં જજો. જ્યાં જાલિમ રાજ કરી રહ્યો છે ત્યાં જેલ મહેલ સમાન છે અને મહેલ જેલ રૂપ છે. તમે જો જેલમહેલનો ઇલમ લીધો હોય તો હું કહું છું તે માનજો. જો તમે માનતા હો કે ખુદા મને જે અવાજ સંભળાવી રહ્યો છે તે જ હું તમને સંભળાવું છું, તો હું તમને કહીશ કે તમે મને એવી ખાતરી આપો કે સરકાર મને સજા આપે તોપણ તમે તમારા લોહીને પી જશો, ઊકળવા દેશો નહીં. બુલંદ અવાજે સરકારને કહેજો કે અમને કાં તો ફાંસીએ ચઢાવો, કાં તો જેલમાં નાખો, પણ અમારી મદદ તમને નહીં મળે. અમારી મદદ તમને જેલમાં મળશે, ફાંસી ઉપર મળશે, પણ લશ્કરી રિસાલામાં નહીં મળે, ધારાસભાઓમાં નહીં મળે, બીજાં નોકરીખાતાંઓમાં નહીં મળે."

## હિંદુમુસલમાન એકબીજાના ગુલામ બનશે

ઉપસંહાર કરતાં જણાવ્યું :

"આ તાલીમને માટે કાંઈ તાકાત નથી જોઈતી, કાંઈ કલમ નથી જોઈતી, શૌકતઅલીના જેવું શરીર નથી જોઈતું; કેવળ એક તત્ત્વની સમજ જ જોઈએ છે, સબૂરી જોઈએ છે. હું પ્રાર્થના કરું છું કે ખુદા તમને દિલાસત આપે; તાકાત આપે કે હિંદુસ્તાન બીજી વસ્તુ ભૂલીને આ જ કામ લઈ લે. આ કામ સર કરવાથી હિંદુમુસલમાન એકબીજાના ગુલામ બની રહેશે અને જગતને હુકમ આપી શકશે કે બેઈમાની અને અન્યાય બંધ કરો."

શૌકતઅલી અને ડૉ. કિચલુએ પણ 'પાગલ ન બનવા'ની ખાહેશ પોતાની તેજસ્વી જબાનમાં રજૂ કરી હતી.

## ગુજરખાન અને ઝેલમ

આમ આ સભા પૂરી થઈ. સવારે રાવળપિંડીથી નીકળી મોટરમાં ગુજરખાન અને ઝેલમ જવા નીકળ્યા. રસ્તામાં એક ભયંકર અકસ્માતમાંથી ગાંધીજી, શ્રી સરલાદેવી અને શૌકતઅલી પ્રભુની મહેરથી બચી ગયાં એમ કહું તો ચાલે. આ વિષે હું જોઉં છું કે વર્તમાનપત્રોમાં તો ખબર આવી ચૂકી છે. ગુજરખાનમાં એક નાની સરખી પણ સુંદર સભા થઈ. મુખ્યત્વે હિંદુમુસલમાન ઐક્ય ઉપર બોલવાની જ લોકોની વિનંતી હતી. પાંચ દસ મિનિટના જ ભાષણમાં ગાંધીજીએ અને શૌકતઅલીએ ઐક્યનું મહત્ત્વ સમજાવી દીધું. ઝેલમના લોકોનો ઉત્સાહ તેમની કાર્યશક્તિની મર્યાદા ઓળંગીને બહાર પડ્યો હતો. ઝેલમથી લાહોર જવાની ટ્રેન લેવાની હતી અને ટ્રેનને પંદર વીસ મિનિટ રહેલી હતી, છતાં શાંતિથી સભાની વ્યવસ્થા કરવાને બદલે લોકો સરઘસના પ્રપંચમાં પડ્યા. વખત બહુ થઈ ગયો. આખરે લોકોના દિલ દુખાવીને ગાંધીજીને સરઘસ અધવચ પડતું મૂકી સ્ટેશન ઉપર ચાલ્યા જવું પડ્યું. સ્ટેશન ઉપર લોકો આવ્યા. ત્યાં ટ્રેન આવી ત્યાં સુધીનો વખત પહેલી ઑગસ્ટનું કર્તવ્ય સમજાવવામાં ગાળ્યો.

## એક આકરો પ્રસંગ

પ્રસંગ નાનકડો હતો, પણ એનું મહત્ત્વ આખા દેશમાં સમજાવવાની જરૂર છે એટલે હું અહીં તેની નોંધ લીધા વિના નથી રહી શકતો. હું આગલા પત્રમાં લોકોની સ્ટેશન ઉપર થતી ભીડ વિષે કહી ગયો છું. આ ભીડ લાહોર પાછા ફરતાં દરેક સ્ટેશને થતી હતી; પણ અહીંના લોકોમાં એક બીજી ઘેલછા પણ જોવામાં આવી. સ્ટેશન ઉપરથી અનેક માણસો ગાંધીજીના ડબ્બાની ઉપર ચડી બેસે અને એક સ્ટેશન સુધી ગાંધીજીની સાથે જાય

ત્યારે શાંતિ વળે. આવી રીતે દરેક સ્ટેશને થતું. ગુજરાંવાલા પર આમ આઠેક જણા ચડયા. તેમને ગાંધીજીએ વીનવ્યા કે ઊતરી જાઓ; પણ તેમણે ન માન્યું અને હઠ ધરી ડબ્બામાં ઊભા રહ્યા. બેસવાની તો જગ્યા હતી જ નહીં. ગાંધીજીએ તેમની સામે સત્યાગ્રહ કર્યો, તેઓ પણ બારણા આગળ ઊભા રહ્યા. બે કલાક સુધી ગાડી ક્યાંયે થોભે એમ ન હતું. લોકોને પણ અર્ધાએક કલાકે ભાન આવ્યું કે તેઓએ ભૂલ કરી છે.. તેઓ માફી માગવા લાગ્યા. તેમને સમજાવતાં ગાંધીજીએ કહ્યું, "માફી શેની હોય? માફી આવી હકને માટે મળે જ નહીં. તમે મારી ધૂળ જેવી આજ્ઞા નથી પાળતા તો હું હજારો ગાઉ બેઠો બેઠો બીજી મોટી આજ્ઞાઓ કરીશ તે શી રીતે પાળશો? મારી આજ્ઞા તમે નથી માનતા તે મારા તપની ખામી છે એટલે હું ઊભો રહ્યો છું. માફી તો તમને એ રીતે આપી શકાય છે કે તમે આ કિસ્સાને જ્યાં જાઓ ત્યાં સુણાવો અને કહો કે જેને તમે સરદાર બનાવ્યા છે તેની અવજ્ઞાથી શું ફળ આવે છે." બધા અતિશય ગળગળા થઈ ગયા અને પ્રતિજ્ઞા લીધી કે એ પ્રસંગની અને તેમાંથી લેવાના બોધની ઠેકાણે ઠેકાણે વાતો કરીશું. ગાંધીજી બે કલાક ઊભા રહ્યા, પણ આ સત્યાગ્રહ એટલો આવશ્યક અને અકૃત્રિમ હતો કે એમને બેસવાની વિનંતી કરવાની મારી હિંમત ન ચાલી.

તિલક મહારાજનું અવસાન. 'યંગ ઇન્ડિયા' માટે એમના પર ભવ્ય લેખ લખ્યો.

૧–૮–'૨૦ સુરતમાં શી રીતે શોક પ્રગટ કરવો એમ પૂછતો શ્રી દયાળજીનો પ્રશ્ન. તેમને જવાબ:

"ભાઈશ્રી દયાળજી,

"તમારો કાગળ મળ્યો. ત્રણ દિવસની હડતાલનો વિચાર મને તો જરાયે પસંદ નથી. એક દિવસની હડતાલ હું સમજી શકું. જો આપણે ખરેખર આપણી પૂજા બતાવવી હોય તો હું તો કાંઈક અમલી કામ ઇચ્છું. તેથી એમના ગુણોને શોધી કાઢી એ આપણામાં આવી શકે એવો પ્રયત્ન કરવો. તેઓ અત્યંત સાદા હતા, તેમની યાદગીરીને અર્થે આપણે સાદાઈનું વ્રત લઈએ. કાંઈ પણ વસ્તુ જે આપણને પ્રિય હોય તેનો ત્યાગ એમને નામે બધાયે કરે. તેમને બહાદુરી પસંદ હતી તેથી આપણે અનેક પ્રકારના ભયો છોડીને બહાદુર બનવા પ્રયત્ન કરીએ. એઓ પ્રજાને વિષે શરીરબળ ઇચ્છતા હતા. આપણે બધા તેઓનું સ્મરણ કરીને સબળા થવા પ્રયત્ન કરીએ. તેમને દેશ પ્રાણસમાન પ્યારો હતો, આપણે પણ તેમનું સ્મરણ કરીને પોતાની જાતનો પ્રેમ છોડીને દિનપ્રતિદિન દેશ પ્રત્યેનો શુદ્ધ પ્રેમ વધારીએ. તેમને

વિદ્વત્તા પ્રિય હતી, માતૃભાષા અને સંસ્કૃત ભાષા ઉપર ભારે કાબૂ હતો. આપણે પણ માતૃભાષાને ઓછી ચાહતા હોઈએ, તેનું ઓછું જ્ઞાન હોય તો આપણે તે વધારીએ. આપણે માતૃભાષા અને સંસ્કૃતનું જ્ઞાન ખીલવીએ. આવી બીજી અનેક વિભૂતિઓ આપણે નોંધી શકીએ. તેમાંની જે જે આપણને પસંદ પડે તે તે કેળવીને તેમને અમર કરી રાખીએ. છેવટે જેનાથી બીજું કાંઈ ના થાય તે એક પૈસાથી માંડીને ગમે તેટલું નાણું દેશહિતને માટે વાપરે."

ક્લેનબૅકનું ઘણે દહાડે; ઘણે વર્ષે સરનામું મળ્યું. તેમને પત્ર :

"પ્રિય લોઅર હાઉસ,

૧૦-૮-'૨૦ "કેટલા લાંબા વખતે તમને લખવાનું સૌભાગ્ય સાંપડે છે. ભારે તપાસ કર્યા પછી અત્યારે તમારું ઠેકાણું મળ્યું છે. એક દિવસ એવો નથી ગયો, જ્યારે મેં તમારું ચિંતવન ન કર્યું હોય. તમારા પહેલા ખબર જોહાનિસબર્ગનાં એક બહેને આપ્યા. મિસ વિન્ટરબૉટમ અને પોલાક કશી ખબર મેળવી શક્યા નહીં. પી. કે. નાયડુ કાંઈ કરી શક્યા નહીં. ડૉ. મહેતાએ તમારું સરનામું આપતો તાર મને કર્યો. બર્લિનમાં તમારો કશો પત્તો લાગે તો બર્લિન જઈને તમને મળવાનું મેં જમનાદાસને લખ્યું હતું. એનો પણ કાગળ આવ્યો છે. એ લખે છે કે તેઓ પોતે અથવા ડૉ. મહેતા તમને મળવાનો પ્રયત્ન કરશે. મને એટલી બધી ઇચ્છા થાય છે કે હું તમને 'મળવા દોડી જાઉં' અને તમને ભેટી પડું. મારે માટે તો તમે યમને ઘેરથી પાછા આવેલા હો એવા છો. મેં તો માની જ લીધેલું કે તમે મરી ગયા છો. આટલો વખત તમે મને કાગળ લખ્યા વિના રહો એ મારા માન્યામાં જ આવતું નહોતું. બીજો વિકલ્પ એ હતો કે તમે કાગળો તો લખ્યા જ હશે પણ એ મને આપવામાં આવેલા નહીં. તમારી છાવણી ઉપર મેં કાગળ લખેલો, પણ કશો જવાબ ન મળ્યો. હજી હું એમ જ માનું છું કે તમે કાગળો લખેલા પણ તે મને આપવામાં આવેલા નહીં. ડૉ. મહેતાને હું તાર કરું છું કે તમને મળે. મારી તમને શી વાત કરું? હમણાં મારું કાંઈ નહીં લખું. દેવદાસ મારી પાસે છે. બધી રીતે અને બધી દિશામાં વધતો જાય છે. અત્યારે હું પ્રવાસ કરી રહ્યો છું. સાથે દેવદાસ છે. બીજા એક વફાદાર સાથી છે. તમે તો એના ઉપર વારી જાઓ. એક બહેન સાથે પણ હું ગાઢ પરિચયમાં આવ્યો છું. તે ઘણી વાર પ્રવાસમાં સાથે હોય છે. તમે એમને મળો એમ ઇચ્છું છું. લાહોરમાં કેટલાયે મહિનાઓ સુધી હું એમના ઘરમાં રહ્યો હતો. બા આશ્રમમાં છે. તેને ઘડપણ ઠીક ઠીક દેખાઈ આવે છે પણ હમેશની જેમ બહાદુર છે. તેના

તે હારતો નથી એકલા ઈશ્વરની ગુલામી કરનાર માણસ મારફત ઈશ્વર જ તેને હરાવે છે

આવી જબરી સલ્તનત સાથે આપણે મુકાબલો કરવાનો છે એના તરફથી પડતાં દુખો રોવાને હું ઇચ્છતો નથી હું તો ઊલટો હિંદુસ્તાન પાસે માગી લઉ છુ કે તેનુ વાકુ બોલવાનો અધિકાર તમે મને એકલાને જ આપજો હું જ્યારે સલ્તનત જોડે સહકાર કરતો હતો ત્યારે તમારા મોમાથી આ સરકારને વિષે અગારા ઝરતા મે જોયેલા છે સરકારની નિંદા પણ તમારા મોમાં શોભતી નથી મે પીધા છે તેવા કડવા ઘૂટડા તમે કદી પીધા નથી એ કડવા ઘૂંટડા ઉતારીને મે જે શક્તિ મેળવી છે તેની શતાશ પણ તમે નથી મેળવી તેની તરફ ગુસ્સે થવાના મને ઘણા કારણો મળ્યાં, પણ હુ મારો ગુસ્સો પી ગયો છુ આ પ્રસંગે પણ હું ગુસ્સામાં આવીને એકે શબ્દ નથી બોલતો, પણ મારા આત્માના જ શબ્દો ઉચ્ચારુ છુ અગ્રેજી સલ્તનત માટે તમારી પાસેથી હું ગુસ્સાનુ વાકય સરખુ નથી માગતો અગ્રેજોમાનુ બૂરુ જોવાના કરતાં તમે તમારું પોતાનુ જ બૂરુ જોજો અને તેને કાઢજો, એટલે તમે સ્વતત્ર — છયા થશો અગ્રેજી સલ્તનતની હું એમ બતાવુ છુ તે સાક્ષીરૂપે બતાવુ છુ એ સલ્તનતને ત્રીસ વર્ષ ખરા દિલથી સેવ્યા પછી મારી ખાતરી થઈ છે કે એ રામરાજ્ય નથી પણ રાવણ રાજ્ય છે આ સલ્તનત મને અત્યારે ભૂડી લાગે છે તે મને કઈ અગ્રેજોનો તિરસ્કાર નથી, મને તિરસ્કાર સલ્તનતની સાથે છે જ્યા સુધી અગ્રેજી સલ્તનત પશ્ચાત્તાપ કરતી નથી, હિંદુસ્તાનની સ્ત્રીઓની અને પુરુષોની પાસે માફી માગતી નથી, 'અમે તમારા નોકર છીએ અને નોકર તરીકે રાખો તો રહેવા માગીએ છીએ' એમ કહેતી નથી, ત્યા સુધી હુ એ સલ્તનતના હવાઈ જહાજો સામે અને મશીનગનો સામે મુકાબલો કરવાને તૈયાર છુ એના હવાઈ જહાજ કે મશીનગન મને ડરાવી નહી શકે

એ સલ્તનત સાથે મુકાબલો કરવામા હું ધર્મની હાનિ બિલકુલ જોતો નથી હું પ્રસગ આવે તો સગા દીકરા સામે અસહકાર કરી શકુ, તેમ સલ્તનત સાથે પણ કરુ એ પણ ધર્મ છે માણસમાત્ર ભૂલથી ભરેલો છે, પાપી છે હુ કબૂલ કરુ છુ કે હું પોતે સમધર્મ પાળુ છુ, છતા હું સપૂર્ણ નથી મારામા પાપ અને અપૂર્ણતા ભરેલા છે તોયે હુ પાપથી ડરુ છુ મારામાં ત્રુટીઓ છે અને તેને કાઢવાને હું પ્રયત્ન કરુ છુ હું તેમનો ગુલામ નથી આ સલ્તનત તો પાપને જ ધર્મ માને છે આ સલ્તનત બીજા દેશોને કચરી નાખીને પોતાના દેશને આબાદ બનાવે છે તે અત્યાચાર છે બીજા દેશોને

કચડીને—તારાજ કરીને—હિંદુસ્તાનને આબાદ કરવા હું ઇચ્છતો નથી બીજાના ધર્મનો લોપ કરીને હું હિંદુસ્તાનને ચડાવવા નથી ઇચ્છતો પણ આ સલ્તનત તો કહે છે કે બાદશાહીને સારુ ગમે તેવા અત્યાચાર અમે કરીશું સલ્તનત બોલતી નથી, કરી બતાવે છે. પંજાબમાં તેણે કરી બતાવ્યું છે હું કૃષ્ણનો પૂજારી તમને સૌને કહું છું કે એવી સલ્તનતની નિશાળોને, તેમની અદાલતોને તમે ફેંકી દેજો મારા શરીર માટે મને કોઈનો ડર નથી મારું શરીર તો હું એ સલ્તનતને સોંપીને જ આવી બેઠો છું તમારા દિલની સરદારી તમે ઈશ્વરને જ સોંપજો તે વખતે તમારી બેડી તૂટી જશે

અસહકાર એ સોના જેવું શસ્ત્ર છે, દિવ્ય શસ્ત્ર છે હિંદુઓને તે શ્રીકૃષ્ણે આપેલું છે, મુસલમાનોને મહંમદ પયગંબરે આપ્યું છે, પારસીઓને ઝંદ અવસ્તામાં મળેલું છે, જ્યાં તમે અન્યાય જુઓ, કોઈ માણસમાં અન્યાયને મૂર્તિમંત જુઓ ત્યારે તે માણસનો ત્યાગ કરજો તુલસીદાસજીએ બહુ જ મૃદુ ભાષામાં કહ્યું છે કે અસંતથી દૂર ભાગો, અસંત તો પોતાના સમાગમથી પીડે છે દાવાનળથી દૂર નાસો તેમ અસંતથી—અન્યાયથી નાસજો નાસવું એનું જ નામ અસહકાર અસહકાર એ દ્વેષ કે વેર નથી એ તો ધર્મનું ધર્માચરણ છે અસહકાર એ બાપદીકરા વચ્ચે યોગ્ય છે, સ્ત્રીપુરુષ વચ્ચે ફરજરૂપ છે, સગાભાઈ વચ્ચે કર્તવ્ય છે મારો દીકરો મદ્યમાંસ ખાઈ આવે અને હું તેનો વૈષ્ણવ બાપ તેને મારા ઘરમાં ઘડી પણ સંઘરું તો પછી મારે રૌરવ નરકે જ પડવું પડે આ અસહકારનું રહસ્ય હું તમને ન સમજાવી શકું તો પછી સ્વરાજ એ એક અશક્ય વસ્તુ છે સ્વરાજ મેળવવું હોય તો એક જ ઇલાજ છે અને તે અસહકાર છે

હા, તલવાર એ પણ એક બીજો ઇલાજ છે ખરો પણ તલવારને સારુ તમે કોઈ દિવસ તપશ્ચર્યા કરી છે? તલવારને સારુ તમે સંયમ કર્યો છે? ઇસ્લામીઓને તો તમારા કરતાં તલવાર વાપરતાં વધારે આવડે છે તેમણે પણ જાણી લીધું કે આ કામ તલવારથી નહીં થાય બે ચાર માણસ માર્યે *આ સલ્તનત ડરી જઈને સ્વરાજ દઈ દેશે? જે સલ્તનત હજારો અંગ્રેજોનાં* મડદાં પર રચાયેલી છે, જેણે હજારો અંગ્રેજ, શીખ અને પઠાણોના રુધિરનો દરિયો ચલાવ્યો, તે સલ્તનત પાંચ પચીસ ખૂનથી ડરી જવાની? હરગિજ નહીં હું અંગ્રેજી સલ્તનતની નિંદા કરું છું, છતાં એને બહાદુર પણ કહું છું એને સ્વદેશ વહાલો છે તેમાં રાક્ષસી ભાવના છે તે ત્યાજ્ય છે હું તો રાવણની પણ બહાદુરી ગાનારો છું તુલસીદાસજીએ કહ્યું છે કે દુશ્મન મળો

તો રાવણ જેવા મળજો. લક્ષ્મણ સાથે લડનાર તો ઇન્દ્રજિત જેવો હોવો જોઈએ. આવી સલ્તનતની જોડે લડો તો બહાદુરીથી મેદાનમાં પડીને તલવાર કાઢીને લડજો. પણ તે વસ્તુ તાકાત બહારની છે. હું હિંદુ ધર્મ સમજું છું તે પ્રમાણે હિંદુએ તલવાર વિના જ લડવું જોઈએ, બીજાનું માથું કાપવા કરતાં પોતાનું જ માથું ફગાવી દેવું જોઈએ. હું તો પોતે હિંદુસ્તાનનો એક મોટામાં મોટો ક્ષત્રિય હોવાનો દાવો કરું છું. મને રિવૉલ્વરના પાંચ બાર કરતાં ન આવડે? મને કોઈને ઝેર પાતાં ન આવડે? મને એરોપ્લેનમાં કોઈ લઈ જાય તો ત્યાંથી બૉમ્બ ફેંકતાં ન આવડે? પણ મેં એ વસ્તુનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરેલો છે. મને ઈશ્વરે એક માંકડ સરખાને પણ સરજવાની તાકાત આપી નથી, તો પછી કોઈને મારવાનું પણ કામ મારું નથી. મારું કામ મરવાનું છે. હું મારુ, મારી સ્ત્રીનું, મારા દેશનું રક્ષણ કરવામાં માથું આપું ત્યારે હું શુદ્ધ ક્ષત્રિય છું. અશક્તમાં અશક્ત માણસ — સ્ત્રી પણ — પોતાની અંદર ક્ષત્રિયનો સ્વભાવ પેદા કરી શકે; એટલે કે દુશ્મનને કહી શકે છે કે હું તો અડગ ઊભો રહીશ, તારાથી થાય તે તુ કરી લે. નહીં તો ખૂની તે જ ક્ષત્રિય ગણાય! જે પુરુષ સ્ત્રી ઉપર હાથ ઉપાડે તે પણ ક્ષત્રિયમાં ખપે! તેથી હું હિંદુસ્તાનને પોકારી પોકારીને કહું છુ કે જે કંઈ કરો તે શુદ્ધ ક્ષત્રિયવૃત્તિથી કરજો. મુસલમાનને ગાળ આપવી, મુસલમાનનો તિરસ્કાર કરવો, એ આપણા ધર્મને લજવે. મુસલમાન તમને દગો દેશે એમ ઘડીભર માની લો, તોયે જે શક્તિ તમે આ સલ્તનત સાથે અસહકાર કરવામાં વાપરો તે જ શક્તિ તમે મુસલમાનો સાથે અસહકાર કરવામાં વાપરજો. આજ સુધી તમે મુસલમાનો જોડે સહકાર કર્યો છે જ ક્યાં? એક વાર તમે તેમની જોડે સહકાર કરી જુઓ. તમે સરકાર જોડે તો ખૂબ સહકાર કર્યો છે, અને તેમ છતાં આપણે દુ:ખી છીએ. તેથી હુ તમને કહું છું કે તમે સરકાર સાથે અસહકાર કરો અને મુસલમાન ભાઈઓ સાથે સહકાર કરો. અસહકાર કરાવવાને તમારે ખુના-મરકી નથી કરવાની. જેને તેમાં નથી ભળવુ તેને તમે મારીને મુસલમાન નથી કરી શકવાના તેને તમારે નમવું અને વીનવવું. પાટુ મારે તો સહન કરશો ત્યારે તમે અસહકાર કરાવી શકશો. તમારામાં સચ્ચાઈ હશે, નમ્રતા હશે, એકદિલી હશે, તમે બહાદુર થશો, તો તમારો ત્યાગ કરીને સરકારનો સાથ કોણ કરી શકનાર છે? તેવાઓને સમજાવવા માટે તમે પોતે બહાદુર બનો અને ત્યાગ કરો.

એક લાખ ગોરા આટલા તેત્રીસ કરોડ ઉપર કેમ સરદારી ભોગવી શકે છે? કારણ એ છે કે આપણે ગુલામ બન્યા છીએ આપણે જો કહીએ કે

ભાઈ, 'આજથી અમે ગુલામ નહીં રહીએ, તો કાં તો 'એ ચાલ્યા જાય, નહીં તો આપણા નોકર થઈને રહે. પણ એટલું કહેવાની શક્તિ પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથિયું એ છે કે આપણે ઢાંઢાર, ભીલ, મુસલમાન સાથે, ઢેડભંગી લોકો સાથે, અઢારે વર્ણો સાથે ભાઈચારો કરવો, તેમને ભાઈઓ ગણવા, તેમનો નિરસ્કાર ન કરવો. મુસલમાન ગાય મારે છે એથી તમે ગુસ્સે થાઓ છો, પણ હિંદુઓ કયાં ગાયોને નથી મારતા? ગાયનું દૂધ ખૂટી જાય છતાં તેનું લોહી ખેંચી કાઢવું, ગાયના વારસોને આર ભોંકવી એ પણ ગોહત્યા બરાબર જ છે. આવી ગોહત્યા હમેશાં કરનાર હિંદુ શું મોં લઈને મુસલમાન ભાઈની પાસે જઈને કહે કે મારી ગાયને તમે કેમ મારો છો? ગાયને બચાવવી હોય તો હિંદુએ પોતાની ખાનદાની બતાવવી જોઈએ. મને તો મુસલમાનો પાસે માગવા જતાં લાજ આવે. અને તમારી ગાયને અંગ્રેજો તો રોજ ખાય છે. અંગ્રેજી સોલ્જરોને બીફ — ગોમાંસ વગર ઘડીભર ચાલતું નથી. તમે મુસલમાન ઉપર શા સારુ તિરસ્કાર કરો છો? મુસલમાનમાં તો ઈશ્વરનો ડર પણ છે. તમે અલી બિરાદરો સાથે થોડો વખત રહો તો તમને ખબર પડે કે ઈશ્વરથી તેઓ કેટલા ડરે છે. મુસલમાનો સાથે એકદિલ બનો તો સ્વરાજ મળવું એ થોડા કાળની જ વાત છે.

### સ્વદેશી

તમારાં છોકરાંને સરકારી નિશાળોમાંથી ઉઠાડી લો, ધારાસભાઓમાં પ્રતિનિધિ ન મોકલો, રેંટિયા પર સૂતર કાંતો અને ખાદીનાં કપડાં પહેરો.

છેવટમાં કહેવાનું કે આપણે છોકરાંઓને કેળવણી આપવી છે, નવી અદાલતો ચલાવવી છે, તેમાં પૈસો જોઈશે. તમે યથાશક્તિ પૈસા આપો.* તમારી પાસેથી પૈસા લેવા એ મને કઠણ લાગે છે. હું એવા ઘણા જુવાનિયાઓ નથી જોતો કે જેમના હાથમાં તમારા પૈસા સોંપીને હું નિર્ભય રહી શકું. અસહકારને તમારે મદદ કરવી હોય તો અત્યારે સ્વયંસેવકો ફરશે તેમને એક પૈસાથી માંડીને તમારે જેટલું આપવું હોય તેટલું આપજો. અસહકારને અર્થે એકેક પૈસો આપવો એટલું તો ઓછામાં ઓછું દરેક જણ કરી જ શકે તેવું છે. બીજું નહીં તો ઓછામાં ઓછું દરેક જણ કાંતવું વણવું તો કરી શકે જ. મિલનું કપડું પહેરીને સ્વદેશી પળાય છે એવું માનતા હો તો તે ભૂલ છે. મિલો હિંદુસ્તાન માટે પૂરતું કાપડ બનાવી નથી શકતી. ખાદીમાં જ સૌંદર્ય રહેલું છે. ઝીણી મલમલની અંદર ગુલામીની નિશાની રહેલી છે,

---

* ગાંધીજીએ ઠાકોરમાંથી પૈસા ઉઘરાવવાની શરૂઆત કરી તે જુદાં જુદાં કામો માટે તેમના દેહાંત સુધી ચાલુ રાખી.

તેથી મને ખાદી હલકીફૂલ લાગે છે અને પાનળી મલમલ ભારે લાગે છે. તમે તમારાં છોકરાંઓને ઘેર બેસાડી જ રાખજો. તેઓ થોડો વખત નહીં ભણે તો હરકત નથી. ઘેર બેઠાં તેમને વિષ્ણુનું ભજન કરવા દો.

### ઉપસંહાર

તમે જો અસહકારને પસંદ કરતા હો, આ રાક્ષસી સલ્તનતની ધૂંસરી-માંથી છૂટવા માગતા હો, તો સ્વયંસેવકો આવે ત્યારે તમે ઊઠી નહીં જતા, પણ કંઈક યથાશક્તિ આપતા જજો. મારું નામ લઈને કે વલ્લભભાઈનું નામ લઈને કે સ્વરાજસભાનું નામ લઈને તમારી પાસે કોઈ કંઈ માગે તો તમે એકદમ આપી નહીં દેશો. તમે એમને ઓળખતા હો તો તેમના હાથમાં પૈસા મૂકજો. અત્યારે જેની પાસે પૈસા ન હોય તે અમદાવાદ મોકલી શકે છે. આજથી ઈશ્વર તમને હિંમતવાન બનાવો, બલિદાનની તાકાત આપો, ઈશ્વર તમને સચ્ચાઈ અને નમ્રતા આપો અને તમે માત્ર ઈશ્વરનો ડર રાખો અને માણસમાત્રનો ડર ઈશ્વર તમારામાંથી કાઢી નાખો.

## ૨

## સ્ત્રીઓની સભા*

બહેનો,

તમે સહુ મારું શાંતિથી સાંભળજો; હું થોડા શબ્દોમાં જ બધું પૂરું કરીશ. તમારામાંથી કેટલીક બહેનો ડાકોરની જ હશો અને કેટલીક બહારની આ યાત્રાસ્થળમાં આવી હશો. મને ખાતરી છે કે આટલી બધી બહેનોમાંથી ભાગ્યે જ કોઈને ખબર હશે કે આજે હિંદુસ્તાનની શી સ્થિતિ છે? આજે હિન્દુસ્તાનની જે સ્થિતિ છે તેવી સ્થિતિમાં આપણું કર્તવ્ય શું છે, આપણો ધર્મ શો છે? તમે સહુ આ યાત્રાસ્થળમાં પવિત્ર ભાવથી આવેલાં છો. તમને લાગતું હશે કે ડાકોરજીનાં દર્શન કર્યાં એટલે બધાં પાપ નાસી ગયાં; ગોમતીમાં સ્નાન કર્યું એટલે સર્વસ્વ મળી ગયું. કેટલીક બહેનોને એમ પણ લાગતું હશે કે ગાંધી જેવા મહાત્માનાં દર્શન કર્યાં તેથી કૃતાર્થ થઈ ગયાં. આ વાત સાવ ખોટી છે. ગોમતીજીમાં સ્નાન કરો અને મનને પવિત્ર ન કરો તો ઊલટાં તમે ગોમતીજીને ગંદી બનાવો છો. ડાકોરજીનાં દર્શન કરવા જઈએ અને કેવળ પગનો મેલ જ ત્યાં મેલીને પાછાં આવીએ તો એ દર્શન કશાયે કામ નહીં આવે. મનને પવિત્ર કરીએ, દિલમાં સારા ભાવો ઉત્પન્ન કરીએ,

*આ જ અવસરે ડાકોરમાં લગભગ ત્રણ હજાર સ્ત્રીઓ સમક્ષ આપેલું ભાષણ.

આપણે પોતાના વિષે જ્ઞાન મેળવીએ તો જ ડાકોરનાથનાં દર્શન ફળે. મારા જેવા અશ્રદ્ધાવાનને કે કોઈ ખ્રિસ્તીને દર્શન શું ફળશે એમ તો તમે પોતે જ કહેશો. હું તમને બતાવી દેવા ઇચ્છું છું કે આપણું મન જ્યાં સુધી સાફ નથી થયું, દિલ જ્યાં સુધી સાફ નથી થયું, ત્યાં સુધી ગોમતીનું સ્નાન કે રણછોડરાયનાં દર્શન કશું ન ફળી શકે.

હવે બધી બહેનોને મારી પ્રથમ વિનંતી એ છે કે તમે ખરો ધર્મ શામાં રહેલો છે એ સમજી લો. જ્યાં સુધી ખરો ધર્મ શેમાં છે તે તમે નહીં સમજો, જ્યાં સુધી હિંદુસ્તાનની શી દશા છે તે નહીં સમજો, સરકાર એ તો માબાપ છે, તેના રાજ્યમાં આપણે શાંતિથી રહીએ છીએ એવું જ્યાં સુધી તમે માનો છો, ત્યાં સુધી તમે ગુલામીમાંથી છૂટી શકવાનાં નથી. હું માનું છું કે સરકારે આપણને ગુલામ બનાવ્યાં છે. ત્રીસ વરસ સુધી મેં માન્યું કે અંગ્રેજી રાજ્યની છાયામાં આપણે સુખી છીએ. પણ હવે મારી ખાતરી થઈ ગઈ છે કે આપણે આ સરકાર નીચે છાયામાં નથી પણ તડકામાં સોસાઈએ છીએ. આપણો ધર્મ જતા બેઠો છે. મેં રસ્તામાં પાટિયાં લટકાવેલાં જોયાં કે હોટેલમાં જવાથી આપણે ધર્મ મેલીને આવીએ છીએ. એ ખરું છે; પણ અરધું ખરું છે. એ હોટેલો ક્યારે થઈ? આ સરકારના રાજ્યમાં. અને કેમ થઈ? આ સરકારે આપણને એશઆરામ કરતાં શીખવ્યું તેથી. હવે આપણે ઘર છોડીને બજારમાંથી સ્વાદ લેતાં શીખ્યાં છીએ, વૈષ્ણવનો મર્યાદાધર્મ આપણે ઓળંગી ગયાં છીએ. આ સરકાર એવી છે કે જે દારૂ અને અફીણનો વેપાર કરીને લાખો રૂપિયા પેદા કરે છે. શાસ્ત્રમાં કહેલું છે કે જે રાજા વેપાર કરે તે વચલા વર્ગનો છે; પ્રજાનું રક્ષણ કરી શકે એટલાં સારુ થોડુંક તેની પાસેથી લે તે પહેલા વર્ગનો; પરંતુ જે પ્રજાને વ્યસની બનાવીને અને મદ્યમાન શીખવીને પૈસા ઉપજાવે છે તે તો અધમ રાજા છે. અત્યારે આપણી ઉપર આવું અધમ રાજ્ય છે એ તમને બહેનોને શીખવવાને હું અહીં આવેલો છું.

## દેશની બે આંખો

ભગવદ્ગીતામાં આપણને શીખવવામાં આવ્યું છે કે બધાંને સરખાં ગણીએ. હિંદુ-મુસલમાન એ તો દેશની બે આંખો બરાબર છે. તેમની વચ્ચે વેરભાવ હોય નહીં. પણ આપણે એ મુસલમાનોનો તિરસ્કાર — અસહકાર કરીએ છીએ, તેમની જોડે વેર કરીએ છીએ. આ સરકાર આજે એ મુસલમાનોનો ધર્મ લોપ કરવા બેઠી છે. આજે તેનો ધર્મ લોપ કરી શકે છે તે આવતી કાલે આપણો ધર્મ પણ લોપ કરી શકે.

બીજું પંજાબ. પંજાબનું નામ પણ તમે નહીં સાંભળ્યું હોય. પણ પંજાબમાંથી જ આપણા ઋષિ હિંદુસ્તાનમાં દાખલ થયા હતા. પંજાબ તે ભૂમિ છે જ્યાં મોટા ઋષિઓએ બધાં શાસ્ત્રો લખ્યાં હતાં. તે જ પંજાબમાં સરકારે બહેનોનું અને પુરુષોનું અપમાન કર્યું છે, તે જ પંજાબના બચ્ચાંને ચાબુક માર્યા છે. તે જ પંજાબના માણસોને સરપ ચાલે તેમ પેટે ચલાવ્યા છે. આવી સરકારની આણ માનવી એ અધર્મ છે. તેથી જ હું કહું છું કે આપણે આ રાવણરાજ્ય બદલીને રામરાજ્ય સ્થાપવું જોઈએ.

મારી બીજી વિનતી તમને એ છે કે તમે સ્વદેશીધર્મ પાળતા થઈ જાઓ. આ સરકારે આપણને પાખંડ શીખવ્યું છે. વિલાયતી કપડાંથી શરીરની શોભા વધે છે એમ માનતા આપણે શીખ્યા છીએ. અહીં આવેલી બહેનોએ જે કપડાં પહેરેલાં છે તેમાં પણ પરદેશીની બનાવટો છે. મિલોનું કાપડ પણ સ્વદેશી નથી. મિલોમાં થાય છે તેટલું કાપડ હિંદુસ્તાનમાં પૂરતું થતું નથી. તમે પોતે કંઈ ભિખારી નથી. તમારાથીયે વધારે ગરીબ મેં જોયાં છે. પુરુષોને એકલી લંગોટી જ મળતી હોય અને બહેનોને ફાટેલી તૂટેલી ઘાઘરી જ હોય એવાં મેં જોયાં છે. સ્વદેશીધર્મને હિંદુસ્તાન આજે અંગીકાર કરે, 'ઘેર ઘેર રેંટિયો' બધી બહેનો ચલાવતી થઈ જાય, પોતે કાંતી શકે તેટલાં જ કપડાં પહેરે તો આજે આપણે ગુલામીમાંથી છૂટીએ. પહેલાંની સ્ત્રીઓ ગુણોમાં ખૂબસૂરતી માનતી. પરદેશી કપડાં પહેરનારી તે કૂબડી છે. કપડાં પહેરીને સુંદર દેખાવું એમાં તો વેશ્યાનો ભાવ છે. આપણે કેવી સીતાજી અને દમયંતીને પૂજીએ છીએ? ઝીણાં કપડાં પહેરનારી દમયંતીને, ઝીણાં કપડાં પહેરનારી સીતાજીને? નહીં, અર્ધે વસ્ત્રે વનમાં ભમનારી દમયંતીને, ચૌદ વર્ષ વનવાસ ગાળનારી સીતાજીને આપણે પૂજીએ છીએ. હરિશ્ચંદ્રની રાણીએ દાસત્વ કરેલું તે શું ઝીણાં કપડાં પહેરતી હશે? એ વખતે તો પાંદડાંથી એમ ઢાંકતા. બહારની શોભાથી સુંદર દેખાવું એ વેશ્યાનો ભાવ છે. તમે તમારો ધર્મ પાળવા ઇચ્છતા હો તો પહેલું પગથિયું એ છે કે તમે સ્વદેશીધર્મ સમજી લો. પોતાને જ હાથે કાંતેલું સૂતર અને પોતાના જ ઘરના પુરુષોએ ગાતા ગાતા વણેલું કાપડ વાપરવું એનું નામ સ્વદેશીધર્મ. હું પોતે સાચો ખૂબસૂરત છું, કારણ કે મેં પહેરેલાં કપડાંમાં બહેનોને હાથે કતાયેલું સૂતર પુરુષોએ પ્રેમથી વણેલું છે. જો તમારે રાવણરાજ્યમાંથી સ્વતંત્ર થઈને રામરાજ્ય સ્થાપવું હોય તો તમારે સ્વદેશીધર્મનો અંગીકાર કરવો, રેંટિયો ઘરમાં દાખલ કરવો. રેંટિયો શીખવનારી અત્યારે તો તમને ઘણી મળી શકશે. ઓછામાં ઓછું

પ્રત્યેક બહેન ઈશ્વરભજન કરતી કરતી એક કલાક તો કાંતે જ. એ સૂતરના તમે કપડાં વણાવી નાખજો

પરદેશી મલમલ છોડીને હાથનું વણેલું પહેરવું પ્રથમ તમને ભારે તો પડશે જ. મુંબઈની કેટલીક બહેનોએ મારી આગળ ફરિયાદ કરી કે અમારી સાડી પહેલાં ચાળીસ તોલાથી ઓછી થતી તે હવે સિત્તેર તોલાથીયે વધી જાય છે મેં તેમને જરા આલંકારિક ભાષામાં જવાબ આપ્યો કે કપડાંનો ભાર ઓછો કરીને તમે તમારો પોતાનો ભાર આજ સુધી હલકો કર્યો છે સ્ત્રીઓ નવ માસ સુધી ગર્ભનો ભાર આનંદ સાથે ઊંચકે છે, પ્રસવકાળની ભારે વેદનાઓ સુખે સહન કરે છે આજે તો ભારતવર્ષનો પ્રસવકાળ છે, આ નવા ભારતના પ્રસવકાળમાં તમે જાડાં કપડાંનો ભાર ઉપાડવા જેટલાં પણ તૈયાર ન થાઓ? એ ભાર ઉપાડશો તો જ તમે હિંદુસ્તાનને સ્વતંત્ર બનાવી શકશો હિંદુસ્તાનને નવો જન્મ આપવો હોય તો દરેક સ્ત્રીએ નવ માસ શું, નવ વર્ષ પણ ભારે ખાદીનો ભાર ઉપાડવો જોઈશે

બીજું, તમે તમારા છોકરાને ક્યાં ભણવા મોકલો છો એ તમે જાણો છો? તેમને તમે રાવણરાજ્યની નિશાળોમા મોકલો છો. ધાર્મિક વૈષ્ણવ કોઈ દિવસ પોતાના બાળકને અધર્મી રાજ્યની નિશાળમાં મોકલે? હું કોઈ દિવસ પાખંડી પાસેથી ગીતા કે ભાગવત ભણવા જાઉં? અત્યારની નિશાળો પાખંડી રાજ્યની છે એ નિશાળો આપણી ન થાય ત્યાં સુધી તમે તમારા છોકરાને તેમાંથી કાઢી લો તેમને રામરક્ષા શીખવો, ઈશ્વરના ભજન શીખવો, અથવા તમારા ગામના ડાહ્યા લોકોને જઈને કહો કે 'અમારા છોકરાને ભણાવો', પણ આ નિશાળોમા તો તમે છોકરાંને ન જ મોકલો

આજે એક બહેન મારી આગળ પાંચ રૂપિયા મૂકી ગઈ. આજ સુધી મેં આવી રીતે દાન લીધું નથી મારે જોઈએ તેટલું હું મિત્રો પાસેથી જ મેળવી લઉં છું પણ હવે તો મારે સ્વરાજ્ય સ્થાપવું છે, અનેક શાળાઓ ચલાવવી છે, તે આમ મિત્રો પાસેથી પૈસા લઈને ચલાવી નહીં શકાય તમારે રામનું રાજ્ય જોઈતું હોય તો તે માટે તમારે પ્રયાસ કરવો જ જોઈએ ફાવે તેટલું દાન તમે આપજો, એનો ઉપયોગ હું સ્વદેશીને અર્થે, તમારા છોકરાઓ માટે નિશાળો ચલાવવામાં કરીશ અત્યારે તો ડાકોરનાથજીને માટે આપણામાંથી પાખંડી લોકો કોરટે ચડ્યા છે! કેવું સારું તે આપણી તકરારો આપણે કોરટમાં લઈ જતા હઈશું? એ પાખંડ છે વકીલોને ઘેર બેસાડવા માટે

એમને થોડુંક આપવું જોઈશે. મારી અને મારા સાથીઓની દલીલ સાચા છે ત્યાં સુધી તમારા એક પૈસાના તમને બે પૈસા થશે. એ પૈસાથી તમારું જ સ્વદેશી, તમારી જ અદાલતો ચાલશે. આજ દેવસ્થાનોમાં જે પૈસા આપણે આપીએ છીએ તે પાખંડીઓને હાથે લૂંટાઈ જાય છે.

જો તમારે સીતાજી જેવાં પવિત્ર થવું હોય, મેં સમજાવ્યો તેવો અનેક જાતનો સૂક્ષ્મ માનસિક વ્યભિચાર છોડવો હોય અને તમારી બીજી બહેનો પાસેથી છોડાવવો હોય, પાખંડમાંથી પવિત્ર ધર્મ શીખવો હોય, તો તમારે આ સ્વરાજ્યની હિલચાલમાં પૂરો ભાગ લેવો જોઈએ. પાખંડ શું અને ધર્મ શું એની પરીક્ષા તો દરેક જણને આવડવી જોઈએ જ. તમારી પાસે ઘણા પાખંડીઓ પણ પૈસા માગવા આવશે. એ દરેકને તમે આપો એવું હું ન કહું. મારા પોતામાં તમને વિશ્વાસ છે એવી ખાતરી થઈ છે ત્યારે જ હું તમારી આગળ આજ હાથ લાંબો કરું છું. મારા કાર્યમાં પૈસારૂપી મેલું તત્ત્વ દાખલ કરતાં હું ધ્રૂજું છું. પૈસા વિના કામ કરી શકું એટલું મારું તપ હોય, એટલી મારામાં તદબીર હોય, તો હું જરૂર ન માગું. પણ તેવું તપ કે તદબીર મારામાં નથી. હું પોતે પણ કળિયુગનો જ માણસ છું, અનેક ત્રુટીઓવાળો છું; પણ મને ખાતરી છે કે હું મારી ત્રુટીઓને કાઢી નાખવાનો સતત પ્રયત્ન કર્યાં કરું છું. માટે તમને વિશ્વાસ આવે તો તમે એક પૈસાથી માંડીને બની શકે તેટલું દાન આપજો. બધાનો વહીવટ સ્વરાજસભા કરશે.

## ગ્રહણને દિવસે દિલનો મેલ કાઢો

છેવટે તમને સહુ બહેનોને મારી વિનંતી છે કે તમને જે બે ચાર વસ્તુઓ મેં આપી છે તે એક કાને સાંભળી તેવી જ બીજે કાનેથી કાઢી નાખશો નહીં. સ્વદેશીધર્મથી તમારા પોશાકમાંથી થોડા પૈસા બચશે, તેમાંથી તમારાં છોકરાંને તમે દૂધઘી આપી શકશો. અત્યારે છોકરાંનાં દૂધઘીના પૈસા તમે એશઆરામમાં ખરચી નાખો છો. અને એ બચતમાંથી હું પણ થોડુંક માગું છું. પૈસા તો તમારી ખુશી હોય તો જ આપજો. પૈસા ન આપો તોયે તમારી આગળ મેં રેંટિયાનો ધર્મ મૂકયો છે તે તો સ્વીકારી લેજો જ. આજે ગ્રહણ કાઢવાનું છે. આપણા દિલનો મેલ કાઢવો એ ખરું ગ્રહણ કાઢ્યું છે. બધી બહેનો સાચા દિલથી રામનામ લેશે, રાવણને બદલે રામરાજ્ય મળે એવી પ્રાર્થના કરશે તો હું ખાતરી આપું છું કે એ રામ નિર્બળનું બળ જરૂર બનશે. પરમેશ્વર તમારા બધાંના દિલનો સરદાર થાઓ અને બીજી ગુલામીમાંથી તમને છોડવો.

અમદાવાદ કડિયાની વંડીમાં સ્ત્રીઓની સભા સમક્ષ આપેલું ભાષણ :

૩૧–૧૦–'૨૦

"આખા હિંદમાં હું જ્યાં જ્યાં ફરી રહ્યો છું ત્યાં બધે સ્ત્રીઓનાં દર્શનથી કૃતાર્થ થાઉં છું. હજારો સ્ત્રીઓ મને દરેક જગ્યાએ મળે છે. આજે હું તમને એક સુંદર વાત કહેવાનો છું. અમૃતસરનું નામ તો હવે તમારામાંથી કોઈને અજાણ્યું નહીં જ હોય. એ શહેરમાં જ આપણા હજારો ભાઈઓનાં ખૂનની નદી વહી હતી, અને ત્યાં જનરલ ડાયરે હજાર અથવા પંદરસો નિર્દોષ માણસોને કતલ અથવા ઘાયલ કરેલાં. એ અમૃતસરમાં હું થોડા દિવસ પર ગયો ત્યારે એક દિવસ સવારે સાડાછ વાગ્યે ચાર બહેનો મારી પાસે ચાલી આવી. અમૃતસરમાં તો અહીંના કરતાં ટાઢ ઘણી વધારે હોય છે. પણ એ બહેનોએ જાણ્યું કે જે ભાઈ આપણી આટલી બધી ચાકરી કરી રહ્યો છે, તેને ચેતવણી તો આપી દેવી જ જોઈએ. એમાંની એકે મને કહ્યું, 'ભાઈ, તું કામ તો સારું કરી રહ્યો છે. પણ તને ખબર નથી કે અમારા પુરુષો અને કેટલેક અંશે અમે સ્ત્રીઓ પણ તને છેતરીએ છીએ.' હું તો ચોંકી જ ગયો. મેં કહ્યું, 'મને શું કામ છેતરે? એમાં એમને શો લાભ હોઈ શકે?' તેણે કહ્યું, 'પુરુષો લુચ્ચા છે. તેઓ તારી પાસે જૂઠું બોલે છે. અમે તો સમજી જ ગયાં છીએ કે તારા કામમાં પવિત્ર સ્ત્રીઓ અને પવિત્ર પુરુષોની જ જરૂર છે, અને તેથી જ તારી ભાવનાઓ અમારામાં પેદા થાય તે માટે અમે સ્ત્રીઓ તારી પાછળ ભમીએ છીએ.' એ બહેને પછી એક સંસ્કૃત શબ્દ વાપર્યો. પંજાબની સ્ત્રીના મોંમાં એવા સંસ્કૃત શબ્દની આશા ન રાખી શકીએ. તમે પણ કદાચ એ શબ્દનો અર્થ નહીં સમજતાં હો. એણે કહ્યું કે અમારા પુરુષો 'જિતેન્દ્રિય' નથી, અને અમે સ્ત્રીઓ પણ તું માગે છે અને માને છે એટલે દરજ્જે 'જિતેન્દ્રિય' નથી. હું એમનું કહેવું સાનમાં સમજી ગયો. જિતેન્દ્રિય એટલે જેની ઇન્દ્રિયો કાબૂમાં છે તે; અર્થાત્ જે પુરુષ કે જે સ્ત્રી કાનેથી બૂરું સાંભળી શકે છે, જીભેથી બૂરું બોલી શકે તેને જિતેન્દ્રિય ન કહી શકાય. હાલમાં એનો ખાસ અર્થ તો એવો છે કે જે પુરુષ એકપત્નીવ્રત પાળતો નથી અથવા જે સ્ત્રી પતિવ્રતાધર્મ પાળતી નથી તે જિતેન્દ્રિય નથી. એ બહેને કહ્યું, 'તુ અમારી પાસે માગે છે કે ગુસ્સાને રોકો, પણ જે વિષયોને રોકી નથી શકતો તે ગુસ્સાને કેમ રોકી શકે? અને જે ગુસ્સાને રોકી નથી શકતો તે કુરબાની, સ્વાર્થત્યાગ કેમ કરી શકે?'"

ડાકોરની પેઠે અમદાવાદની સ્ત્રીઓ પાસે પણ ગાંધીજીએ ચાર ભિક્ષા માગી. પહેલી ભિક્ષા તેમણે પવિત્રતાની માગી. પવિત્રતા વિના ઇન્દ્રિયજય ન મળે અને તે જેને ન મળ્યો હોય તેનાથી કુરબાની થઈ જ ન શકે.

ગાંધીજીની બીજી ભિક્ષા માતાઓએ પોતાનાં છોકરાં સરકારી શાળાઓમાંથી ઉઠાડી લેવાની હતી. "અસંતનો સંગ ત્યાજ્ય છે એવું તુલસીદાસજીનું અને ગીતાજીનું કહેવું છે. અને આ રાજ્ય પણ 'અસંત'નું છે, નીચ છે. એ રાજ્યની નિશાળોમાં છોકરાં ભણે તે કરતાં તેમને ભણતર જ હરામ હોવું બહેતર છે. દીકરા નહીં ભણે તો કમાઈને કોણ ખવડાવશે એવી બીક રાખવાનું કંઈ કારણ નથી દીકરા નથી હોતા તેઓ કેમ પેટ ભરે છે? પેટ ભરવાવાળો તો પરમેશ્વર છે."

ગાંધીજીની ત્રીજી ભિક્ષા બધી બહેનો સ્વદેશીધર્મ પાળે એ હતી. આપણે સ્વદેશીધર્મ છોડયો તેથી જ દેશ ગુલામ બન્યો એમ જણાવી ગાંધીજીએ ખાદી ભારે લાગે છે એ ફરિયાદનો ડાકોરની પેઠે જ રદિયો આપ્યો, અને પૂછ્યું કે, "તમને જાડા રોટલા આવડતા હોય અને બીજીને પાતળા રોટલા આવડતા હોય તો તમે તમારા જાડા રોટલા ખાશો કે પેલીના પાતળા માગીને ખાશો? મિલનું — દેશી મિલનું પણ — કપડું પહેરવાથી સ્વદેશીધર્મ પળાતો નથી. તેથી તો ઊલટું ગરીબોમાં વપરાતો માલ મોંઘો બનાવશો" ગાંધીજીએ કહ્યું કે, "દુઃખ ખમ્યા વગર તો સુખ નથી. રામે ચૌદ વરસ વનવાસ ભોગવ્યો ત્યારે સીતાજીને છોડવ્યાં; નળે એટલાં દુઃખ સહન કર્યાં ત્યારે એ અમર થઈ ગયો; હરિશ્ચંદ્ર, રાણી તારામતી અને રોહિતે એટએટલાં દુઃખ સહન કર્યાં ત્યારે તેમના સત્યનો સૂર્ય બન્યો અને તેનો પ્રકાશ દુનિયામાં પ્રસર્યો. તેથી દુઃખથી ન ડરતાં અને જાડી સાડીથી ન શરમાતાં, પોતાને હાથે કાંતીને વણાવેલું કાપડ વાપરો." એમ ગાંધીજીએ માગી લીધુ. "વળી ઈશ્વરનું નામ ભજવું જરૂરનું છે, પણ પોપટની પેરે રામનામ લેવાથી મોક્ષ નથી મેળવી શકાતો. હૃદયમાં રામ હોય તો દયાધર્મ રહે અને દયાધર્મ દિલમાં હોય તો બીજા લોકોને દુઃખ થાય તેવું વર્તન આપણે કરીએ નહીં. હું કહું છું કે તમે હાથે કાંતેલાં વણેલાં કપડાં નહીં પહેરો તો હજારો સ્ત્રીઓને નગ્ન રહેવું પડશે, ચીંથરાં પહેરવાં પડશે. આજે પણ હું તમને દેશમાં હજારો દમયંતીઓ દેખાડું. મેં એક બાઈને નાહવાનું કહ્યું તો એ કહે, 'મને બીજું કપડું પહેરવાને આપો તો નાહું!' દેશની આજ એવી કરુણ દશા છે."

ગાંધીજીએ સ્ત્રીઓનો ચોથો ધર્મ અને પોતાની ચોથી ભિક્ષા ત્યાર પછી બતાવી. "સ્વરાજ્ય સ્થાપવું, નવી શાળાઓ સ્થાપવી તે માટે પૈસા જોઈએ. એ હું ઝાડેથી ઉતારીને નહી કરી શકું. ડાકોરમાં મેં આ ભિક્ષા પહેલી શરૂ કરી ત્યાં એક દળનારી બાઈએ પોતાની વીંટી કાઢી આપી. બીજી બે ત્રણ બાઈઓએ વીંટીઓ, કંઠી વગેરે આપ્યું." એક બાઈએ સોનાની પોંચી ઉતારી

આપી તેમણે જણાવ્યું કે 'એક પૈસો આપનારને બે પૈસા પાછા મળશે એવી મારી ઉમેદ છે'" ગાંધીજી એવું વચન આપવાને તૈયાર ન હતા, પણ તેમણે કહ્યું "આ કળિયુગ છે જ્યાં ત્યાં પાખંડ છે પૈસા માગ્યા વગર ચલાવી શકું તો હું બહુ રાજી થાઉં અને કદાપિ ન માગું માગવાથી કે માગનારાઓથી બનતાં સુધી પૈસા ખોટે રસ્તે નહીં વપરાય છતાં તમે મારું કહેવું માનતા હો તો જ આપજો" પછી દિવાળી કે એવા ઉત્સવને પ્રસંગે મિષ્ટાન્ન ન કરતાં, ફટાકા ન ફોડતાં તે પૈસો દેશને અર્થે આપવાની ગાંધીજીએ વિનંતી કરી "દિવાળી એ રામ સીતાજીને છોડી લાવ્યા તેની ખુશાલીનો ઉત્સવ છે. રામે રાવણ પર મેળવ્યો તેવો જય આપણે ફરીથી મેળવી ન શકીએ ત્યાં સુધી આપણને એશઆરામ કરવાનો કે શણગાર સજવાનો, સ્વાદ કરવાનો કે ફટાકડા ફોડવાનો અધિકાર નથી "

આ પછી જે ઉઘરાણું ચાલ્યું તે વખતનો દેખાવ તો કેવળ અવર્ણનીય હતો થોડીક છોકરીઓ અને આશ્રમમાંની કેટલીક બહેનોએ સ્ત્રીઓ વચ્ચે ફરવા માંડ્યું અને સભાનો દેખાવ દેખમદિરને મળતો થઈ ગયો જેણે તેણે, નાની મોટી તેમ જ વૃદ્ધ સ્ત્રીઓએ પણ, પૈસા, આનીઓ, ચવનીપાવલીઓ અને રૂપિયાઓનો પણ વરસાદ વરસાવ્યો કેટલીક બહેનોએ અને વૃદ્ધ ડોશીઓએ પોતાની સાથે કશું અગર ઝાઝું આપવાનું ન હોવાને કારણે જીવ બાળ્યો કેટલીક બહેનોએ સ્વયંસેવકો તેમ જ સેવિકાઓને પોતાના ઘરોમાંણા લખાવી પોતાને ઘેર આવી અમુક પૈસા લઈ જવાની આગ્રહભરી વિનવણીઓ કરી જોતજોતામાં લગભગ સવાસો રૂપિયા જેટલા પરચૂરણનો ઢગલો થયો આ પરચૂરણમાં તાંબાનાણું, પૈસા ટકું, એટલું જ નહીં પણ અધેલીઓ અને પાઈઓ પણ હતી! ગાંધીજી તો પ્રેમભીની આંખોથી ગળગળા જેવા દેખાતા હતા તેઓ કહેતા હતા કે, "આ પૈસો નાણો રૂપિયાની રકમોના લક્ષાધિપતિઓના દાનો કરતાં વધુ પવિત્ર છે આ દરેક તાંબાના પૈસાની જોડે અમદાવાદની બહેનોનો આત્મા જડાયેલો છે, એમની દેશભક્તિ રેડાયેલી છે આ પવિત્ર પૈસાથી હું દેશના બાળકોને કેળવીશ આવા પવિત્ર પાઈ પૈસાના દાન પર હું સ્વરાજ્યને ઘેર કરીશ આ ચાલતું હતું તેટલામાં એક છોકરીએ ચટ દઈને પોતાના કાનમાંનો દાગીનો ઉતાર્યો બીજીએ પણ ઉતાર્યો ત્રીજીએ બગડી કાઢી તુરત જ ચોમેરથી અનકારો ઊતરવા લાગ્યા જોતજોતામાં તો હાથની વીંટીઓ કડી, લવંગિયાઓ માળા, પોચીઓ લાકડા અને એવા નાનામોટા દાગીનાઓની પણ એક ઢગલી થઈ ગઈ! ગાંધીજી કંઈક વિનોદ કરતા જાય, કંઈક સમજાવતા જાય કે જે બહેનો ઘેર જઈને નવા દાગીના માગે કે ઇચ્છે તેમનું ધન મને ન ખપે તે સાથે જ સખ્યાબધ બહેનોએ

અને છોકરીઓએ ગાંધીજીને ખાતરી આપી કે તેઓ બિલકુલ દાગીનાઓ અને અલંકાર પહેરવાની નથી. ગાંધીજી તરફથી આનો એક જ જવાબ મળતો હતો કે આવે આપતકાળે તમને એ જ શોભે — એ જ ધર્મ છે. સભા પૂરી કરી ગાંધીજી આશ્રમમાં પાછા ફર્યા ત્યારે સાંજ પડી હતી. સાંજની આશ્રમની પ્રાર્થનામાં પણ એ જ ઉઘરાણું ચાલુ રહ્યું. તેમાં કેટલીક બહેનોએ ચૂડી પરની સોનાની ચીપો ઉખેડી અર્પણ કરી હતી.

### મહેમદાવાદમાં આપેલું ભાષણ

૧–૧૧–'૨૦

મારી ઇચ્છા આજે તમારી સાથે પુષ્કળ વાત કરવાની છે. પરંતુ હું લાંબો વખત ચલાવવા ઇચ્છતો નથી. આજકાલ હિંદુસ્તાનનો કઠણ કાળ છે. દેશની ખરાબ સ્થિતિનું હું વર્ણન નથી કરી શકતો. હું હમણાં જ બહેનોને કહી આવ્યો કે આ દેશમાં જે રાજ્ય વર્તે છે તે રાક્ષસી રાજ્ય છે, રાવણરાજ્ય છે, તેમાં શયતાનિયત રહેલી છે. આની સાબિતીમાં આપણી પાસે બે મોટા દાખલા છે: પંજાબનો અને ખિલાફતનો. ખિલાફતની બાબતમાં આપેલાં વચનો નથી પળાયાં; દગો થયેલો છે. પંજાબમાં વિના કારણ ખૂનો કરેલાં છે. જેનો સ્વભાવ રાક્ષસી હોય, શયતાની હોય તે જ આવાં કામ કરી શકે. આવા રાજ્યને તુલસીદાસજીએ રાક્ષસી રાજ્ય કહેલું છે. તેની સાથે સહકાર કરી ન શકાય, એટલું જ નહીં પણ અસહકાર કરવો એ ધર્મ અને ફરજ છે. એવી સરકાર પાસેથી આપણે મદદ લઈએ અથવા તેની મહેરબાની સ્વીકારીએ તો તેણે કરેલા અન્યાયમાં અને પાપમાં આપણે ભાગીદાર બનીએ. જ્યાં સુધી એના પાપમાં આપણો ભાગ રહે ત્યાં સુધી પ્રજા સુખી ન થઈ શકે.

એ અસહકાર કેમ થઈ શકે? એક રસ્તો તો એ છે કે આપણી બધાની વચ્ચે સહકાર થવો જોઈએ. દેશના તમામ માણસો હિંદુ, મુસલમાન, પારસી, ઈસાઈ, સૌની વચ્ચે પૂરેપૂરો સહકાર થવો જોઈએ. રાક્ષસ સામાને અંદર અંદર લડાવીને જ રાજ્ય ચલાવી શકે છે. આપણી સરકારે તેમ જ કર્યું છે. તેણે હિંદુમુસલમાનને લડાવ્યા. મદ્રાસ ઇલાકામાં બ્રાહ્મણઅબ્રાહ્મણને લડાવ્યા. એનાથી બની શકે તો અહીં પણ લડાઈ કરાવે. મારી ઉપર તો કાગળો આવી રહ્યા છે. ઢેડ અને ભંગી મને પૂછી રહ્યા છે કે સ્વરાજ્યમાં અમારું સ્થાન કયાં હશે? હું એનો અર્થ સમજી ગયો છું; અને તેથી કહું છું કે જ્યાં સુધી આપણામાં એકદિલી ન થાય ત્યાં સુધી અસહકાર અસંભવિત

છે. એકદિલી પાખંડથી નથી થઈ શકતી. આપણે એકબીજાને ન્યાય આપીએ તો જ એકદિલી સંભવે.

## કુરબાની કરો, પવિત્ર બનો

તેને સારુ આપણામાં કુરબાની કરવાની તાકાત જોઈએ, સ્વાર્થત્યાગ કરવાની તાકાત જોઈએ; આપણને મરતાં આવડવું જોઈએ. આપણે મારીને, મકાનો બાળીને, રેલના પાટા ઉખેડીને સ્વરાજ નથી મેળવી શકવાના. સ્વરાજ મેળવવું હોય તો આપણે પવિત્ર બનવું જોઈશે. પવિત્ર બનવું એટલે જિતેન્દ્રિય થવું.

જ્યાં સુધી અસત્ય, દગો આપણામાંથી ન જાય ત્યાં સુધી આપણે કામ નથી કરી શકવાના. અમદાવાદમાં બકરાનો વધ અટકાવવા કરેલ પ્રયત્નનો દાખલો તાજો જ છે. ત્યાં એક પાખંડી મૌલવીએ લોકોને ભમાવવાનું શરૂ કર્યું. બાર બાર વાગ્યા સુધી તેમણે સભાઓ ચલાવી. પોતે ગાંધીની વતી આવેલો છે, તેમના કહેવાથી અહીં રોકાયો છે, એવું જાહેર કર્યું. એ માણસે ભાષણોમાં સારીનરસી હકીકતથી લોકોને ઉશ્કેર્યા અને તેની સાથે એક સાધુ ભળ્યા. બકરાને બચાવવાથી પોતાને વિમાન મળી ગયું એમ તેણે માન્યું. સાધુએ તેમાં ભેળવ્યા મૌલવીને, અને મૌલવીએ એ બકરું મારનારને ધમકાવી તેનો વધ ન થવા દીધો. પરંતુ આ બનાવમાંથી હિંદુમુસલમાન વચ્ચે તકરારનો પાયો રોપાયો. હિંદુઓ માને કે માતાને બકરો ચડાવાય. મારા જેવો માને છે કે ન ચડાવાય. ચડાવવું હોય તો મારું શરીર ચડાવાય. પરંતુ આ હિંદુઓની અંદરઅંદરની તકરારમાં હું મૌલાના શૌકતઅલીને તો ન જ બોલાવવા જાઉં. છતાં નામર્દ હિંદુઓ તો મૌલવીને બોલાવી લાવ્યા. મૌલવી દાખલ થયા અને તેમની દાંડી પીટનારા માણસોની મદદથી તેમણે બકરો છોડાવ્યો. પેલા સાધુ મને મળ્યા. તેમને મેં કહ્યું કે સાધુનો વેશ ઉતારી નાખો. મૌલવીને મેં કહ્યું કે તમે અમદાવાદમાંથી ચાલ્યા જાઓ. તમે આ રીતે દેશની સેવા નથી કરી શકતા. આપણે જેઓ સરકારને પણ મારીને રાજ્ય ભોગવવા નથી ઇચ્છતા તેઓ શું આપણા ભાઈઓને મારીને રાજ્ય ભોગવી શકીશું? તેનું પરિણામ શું આવે? પરિણામ તો જોયા જેવું આવત; પણ અમદાવાદના કલેક્ટર સારા કે તેમણે બકરાને મારવાની ના કહી. નહીં તો એમ બને કે સરકાર પોલીસ મોકલે અને પોતાની મદદથી જ બકરું કપાવે. પછી આપણો અસહકાર સૂઈ જાય. મેં મૌલવીને બોલાવીને આ કહી દીધું. આવું પાખંડ જો દાખલ થઈ જાય તો આપણું કાંઈ ન ચાલે.' મેં તેમને

કહ્યું કે તમે તમારો ઇલાકો ન છોડો, તમારું કામ ન છોડો. ત્યારે તે કહે કે હિંદુઓએ મને મજબૂર (તંગ) કર્યો. બસો નામર્દો આપણને કેમ તંગ કરી શકે? બસો નામર્દોથી આમ થઈ શકે તો એક ગોરો શું ન કરી શકે? અને થયું પણ તેવું. કલેકટરે મોલવીને બોલાવ્યા ત્યારે તે ડરી ગયા ને તેમણે મજૂરોની મદદ માગી કે તેમના તોફાનના ભયથી સરકાર તેને કંઈ ન કરે.

હું પકડાયો અથવા મૌ. શૌકતઅલી પકડાયા તે વખતે તમે તોફાન કરશો, મકાન બાળશો, રેલના પાટા ઉખેડશો તો બાજી હારી જશો. તમે આરબ નથી તેથી હું તમને આ કહું છું. તમને તો લાકડી મારતાં પણ આવડતી નથી. ગધેડાને લાકડી મારી અથવા ઘરમાં સ્ત્રીને લાકડી મારી એ લાકડી મારતાં આવડયું ન કહેવાય. જેને લાકડી મારતાં આવડે છે તે તો હજારની સામે ઝૂઝી શકે છે. પરંતુ એવા તમે નથી તેથી તમને સલાહ આમ આપી શકાય.

આપણે સિંહપણું ભૂલી ઘેટાં બની ગયા છીએ. એટલે આપણે આયર્લૅન્ડ અથવા ઇજિપ્તનો દાખલો લઈને તેવા બનવા જઈશું તો દોઝખમાં પડીશું. જ્યારે સરકાર પોતાનું તેજ બતાવશે — અને તેમાં કાંઈ ખોટું નથી, હું પોતે સરકાર હોઉં તો લોકોને પકડું, જે સરકારને પોતાની હકૂમત ચલાવવી છે તે સામા થનારને પકડે, તે તેનો ધર્મ છે, એટલે જ્યારે સરકાર તેનું તેજ બતાવશે — ત્યારે તમે તોફાન કરશો તો હારશો. તમે આવી રીતે જો તેને ડરાવવા બેસો તો તમે ડરપોક છો. હિંદુસ્તાનને આપણે છોડાવવું હોય તો આપણે સિંહ બનવાનુ છે.

તમે ૭ હજાર માણસો અત્યારે ભયમાં છો. તમારે તે વળી મ્યુનિસિપાલિટી શી? એ તો સરકારે તમારી વચમાં હાથી ઊભો કર્યો છે. ૭ હજાર માણસોની વસ્તી ઉપર બાર હજારનું ખર્ચ! તમે એ મ્યુનિસિપાલિટીને આટોપી લેજો એ તમારું કંઈ કામ નથી કરતી. એ કેળવણી આપે છે, પણ તે કેળવણીનો તો આપણે અસહકાર કરવો છે. આપણે અપાત્ર પાસેથી દાન કેમ લઈશું? મારે વિદ્યાપીઠ માટે પૈસા જોઈએ છે, પણ તે શું હું વેશ્યા પાસેથી દાન લઈને ચલાવીશ? દારૂના પીઠામાંથી નફો લઈને ચલાવીશ?

હું કહું છું કે આપણી કેળવણીના પૈસા દારૂના પીઠામાંથી આવે છે. આબકારી ખાતું બંધ કરવાનું આપણે કહીએ તો કહેશે કે તેના પૈસા વિના

નિશાળો બંધ કરવી પડશે. દારૂના પૈસામાંથી ભણેલા આપણાં વકીલો, બૅરિસ્ટરો, વિદ્વાનો દેશનું શું ઉકાળવાના છે?

હું અહીંના છોકરાઓને મુબારકબાદી આપું છું કે તેમણે સરકારી નિશાળોનો ત્યાગ કર્યો છે. તમે આજથી એ છોકરાઓને અને કન્યાઓને તમારે હિસાબે ભણાવો. તમે શિક્ષકો પાસેથી રાજીનામાં અપાવો અને આજે જ મુહૂર્ત કરો. તમારા મકાનમાં તમે મુહૂર્ત કરો અને સરકારી મકાન છોડી દો. મ્યુનિસિપાલિટીની કેળવણીનો આ તોડ થયો. બીજું કામ પાયખાનાં અને બત્તીઓ છે. તે રેઢિયાળ સ્થિતિમાં છે. મ્યુનિસિપાલિટી રક્ષણ તો કરતી નથી, કારણ પોલીસખાતું તેના હાથમાં નથી. મ્યુનિસિપાલિટીના રસ્તા ઉપર તો ધૂળ ઊડે છે. એટલે કેળવણી સિવાય બીજું કાંઈ મુદ્દાનું કામ એ નથી કરતી. દવાખાનું તેનું છે, પણ તેની સામે તો ત્રણ ખાનગી દવાખાનાં ચાલે છે. એટલે તે તેમને મુબારક હો. મતલબ, આપણને મ્યુનિસિપાલિટીનો કાંઈ ખપ નથી. એ તો એક પૂજવાની પ્રતિમા થઈ. માટે તમે નવસો કર ભરનારા ભેગા થઈને ઠરાવ કરો કે આ મ્યુનિસિપાલિટીને ઉઠાવી લો. કહો કે અમારે તમારું 'સેનિટરી બૉર્ડ' નથી જોઈતું. ગ્રામ પંચાયત નથી જોઈતી. મેમ્બરોને નોટિસ આપો કે તમે મ્યુનિસિપાલિટી ખાલી કરો.

### અમે તેનો કર નથી આપવાના

સરકારને જણાવી દો કે અમે તેનો કર નથી આપવાના. આમાં કાયદાનો ભંગ નથી, બેઅદબી નથી. તમે એની સેવા નથી લેતા એટલે સરકારને કહેવાપણું હોય નહીં. તમે સામે થઈ શકો છો. થોડા વખત સુધી સરકાર તમને ધમકાવશે. તમે સામા થશો એટલે તમારા ઘર ઉપર ટાંચ લાવશે. તમે તેમને ઘર વેચવા દેજો. છ હજારની વસ્તી ગામ પણ ખાલી કરી શકે છે. પછી મ્યુનિસિપાલિટી કોનું કામ કરશે? પણ એટલે સુધી જાય એવી સરકાર ઘેલી નથી. હું તેનું ભૂરું બોલી રહ્યો છું, પણ એટલું જાણું છું કે તે ડાહી છે. જો એમ ન કરે તો તેને આજે જ જવું પડે. પણ સરકાર તેની સલ્તનત છોડી દેવા નથી માગતી.

### વિરોધીઓને વીનવો

આ કામ પાર ઉતારવા માટે તમારામાં એકદિલી જોઈએ. એમાં કેટલાક વિરોધીઓ તો નીકળવાના જ. પરંતુ વિરોધીને અદબ સાથે વિનયપૂર્વક કહેવું કે તમે અમારા શિરના તાજ છો. મહાજનના મતને વશ થવાનું જ અમે તમને કહીએ છીએ. તે ન થઈ શકે તો પણ આપણે તેમને વીનવીએ કે તમે અમારા કામમાં પહાણો ન નાખો. એમને શું ખાટી જવાનું છે કે

એવા બસોપાંચસો માણસ ૭ હજારની સામે થાય? તમે હિંદુમુસલમાન સંપથી રહો તો તમને આ મારી સલાહ છે.

હું કાર્ય કરવા માટે બે શરતો બનાવી ગયો. એક સહિષ્ણુતા અથવા અહિંસાધર્મ. એ નબળાનો ધર્મ છે એમ માની લઈએ તોપણ જ્યાં સુધી તમારામાં તલવારની શક્તિ નથી આવી ત્યાં સુધી બીજું બતાવી શકાય જ નહીં. બીજી શરત એ છે કે હિંદુમુસલમાન વચ્ચે, દેશની તમામ કોમો વચ્ચે, એકદિલી થવી જોઈએ. આ બે શરતોનું પાલન કરો તો જ તમે અસહકાર કરી શકો. ધારાસભામાં પ્રતિનિધિ નહીં મોકલવા અને નિશાળેથી છોકરાઓને ઉઠાડી લેવા તે અસહકારનું પહેલું પગથિયું છે. તમે આટલું કરો એટલે તમે સ્વરાજ લઈને બેસો.

### પોલીસનો ડર ન રાખો

સરકારી નોકરોનો ડર ન રાખો. તેમની સાથે આપણે વેર નથી, પણ આપણે તેમને પ્રેમથી, મહોબ્બતથી વશ કરવાના છે. પછી તમારે ડરવાનું નથી.

હવે બે વાત કરવાની રહી છે. તમે અમદાવાદથી કાપડ મંગાવો છો. મહેમદાવાદમાં પહેલાં સુંદર કાપડ વણાતું, પણ આજે એ ધંધો કરનારા કોઈ નથી રહ્યા. તમે ૭ હજાર માણસ ધારો તો શું ન કરી શકો? તમારે મિલનું કાપડ શું કામ જોઈએ? તમારાં ઘર તમારી મિલ છે. તમે ખાવાનું હોટેલમાંથી નથી મંગાવતા, તો કપડાં શું કામ બહારથી મંગાવો છો?

તમે મિલનું કાપડ નહીં લો તેથી મંગળદાસ શેઠની કે તાતાની મિલો બંધ નથી થવાની. તે માલ તો ગરીબોને માટે છે. તેમના પેટ ઉપર તમારાથી પગ ન દેવાય. પછી રહ્યો વિલાયતી માલ. તે તો તમારે હરામ જ ગણવો જોઈએ. પારકાં વસ્ત્ર આપણે નથી પહેરી શકતા. એક પુરુષ પરસ્ત્રી ઉપર નજર કરે તેના જેવો પારકા દેશના કાપડ ઉપર નજર કરવી એ વ્યભિચાર છે. જ્યાં સુધી આપણે કાપડને માટે એ સલ્તનતના ગુલામ છીએ ત્યાં સુધી આપણે તેનાથી સ્વતંત્ર નહીં બનીએ. જાપાનનો માલ વાપરવો એ પણ વિલાયતના માલની બરાબર જ છે. કારણ આ સલ્તનતના જહાજને લીધે એ માલ અહીં આવી શકે છે. સલ્તનતે ચારે તરફથી આપણા દેશને ઘેરો ઘાલ્યો છે. માટે મારી સલાહ છે કે તમે ઇતિહાસમાં નવું પ્રકરણ ખોલો. કરોડો માણસોને માટે મુશ્કેલ હોય, પણ તમારા ગામ પૂરતા તમે સ્વાવલંબી થઈ શકો છો. અનાજ તો તમારે મંગાવવું પડતું નથી. ખેડા જિલ્લામાં અનાજની ખોટ ન હોય; પણ તમે તમારાં વસ્ત્ર પણ અહીં પેદા કરો,

એટલું જ નહીં પણ વધારે પેદા કરી આજુબાજુ મોકલો. પછી મ્યુનિસિપાલિટીના કામ માટે બાર હજાર રૂપિયા કાઢવા તમને મુશ્કેલ નહીં પડે.

હવે હું પૈસાની વાત ઉપર આવું છું. આટલાં બધાં કામ કરવાં રહ્યાં, એટલે પૈસા તો જોઈશે જ. પરંતુ સૌથી વધારે મુશ્કેલી મને પૈસા ભેગા કરવામાં આવે છે. ઉઘરાવનારાં માણુસો અપ્રામાણિક મળે છે તેથી હું મૂંઝાઈ રહ્યો છું. પરંતુ પૈસા તો જોઈએ જ. એટલે લાચાર થઈને મેં મારો હાથ લંબાવ્યો છે. હું આ કામ કેવળ કરોડપતિઓ મારફત નથી ચલાવવા ઇચ્છતો. હું તો ભંગી પાસેથી પણ દાન લઈશ. શ્રદ્ધાથી આપેલો એક પૈસો મારે લાખ બરાબર છે. કુમારિકાઓ મને વીંટીઓ અને ઘરેણાં આપે છે તે મને બહુ પ્રિય લાગે છે. કારણ કે તેઓ ઈશ્વરને દરમ્યાન રાખીને તે આપે છે. હું ખુશામત કરવા જાઉં અને મને પૈસા આપે તેના કરતાં આ હજાર દરજ્જે સારું છે. અહીં તમે આપો તે મારી સામે નહીં આપો, પણ ઈશ્વરને દરમ્યાન રાખીને આપજો.

### સ્વયંસેવકોને પ્રજાના પૈસા હરામ છે

પૈસા ઉઘરાવનારા સ્વયંસેવકો પ્રજાના પૈસા હરામ સમજીને કામ લેશે તો જ કામ ચાલી શકશે. પ્રજા તો ભોળી છે. મારે નામે ગમે તે માણુસ આવે તેનું માને છે. કોઈ એક ધુતારી સ્ત્રી ગાંધીજીની દીકરીને નામે દ્વારકામાંથી પૈસા ઉઘરાવતી હતી. હાલ તે હૈદરાબાદ ગઈ છે. ત્યાં તેની આગતાસ્વાગતા થઈ. આમ મારા નામથી પ્રજા ભોળવાય એ મારે માટે અસહ્ય છે. આપણી પાસે અમદાવાદવાળા મોલવીનો દાખલો છે. તેણે મારા જ નામનો ઉપયોગ કર્યો. માટે હું દરેક માણુસ પાસે સ્વચ્છતા માગું છું. જો તમે પ્રામાણિક બનો તો તમારી ચરણરજ લેવા હું તૈયાર છુ. દુનિયામાં પાખંડ તો હંમેશાં રહેશે. પણ એને પ્રજાની પાસે ન જવા દેજો. જો એમ નહીં થઈ શકે તો સરકારની ફાંસીનો મને ડર નથી, પણ આ ફાંસીનો ડર મને ભારે છે. માટે તમે ઈશ્વરને દરમ્યાન રાખીને પૈસા ઉઘરાવજો.

### ધુતારાથી ચેતતા રહો

પ્રજાને હું કહું છું કે કોઈનું પણ નામ લઈને મોટો ચમરબંધી આવે તો એને પૈસા ન આપશો. ખિલાફત કમિટી તથા સ્વરાજ્ય સભા તરફથી તે તે સંસ્થાના સિક્કાવાળાં પ્રમાણપત્રો કાઢવાનો મારો વિચાર છે. જે માણુસ પાસે પ્રમાણપત્ર ન હોય તેનું સાંભળશો નહીં, તેને કાંઈ આપશો નહી. તેને ઊભો રાખશો નહી. આપણે રાજ્યતંત્ર આપણા હાથમાં લેવા માગીએ છીએ તો તે તંત્ર ચલાવવા આપણે અક્કડ બનવું પડશે.

સરકારની ગુલામી છોડીને તમે મારી ગુલામીમાં આવો તો એ સ્વતંત્રતા નથી. હું તમારાં મન અને હૃદય ચોરવા ઇચ્છું છું, પણ તમને ગુલામ બનાવવા નથી ઇચ્છતો, કારણ હું પોતે ગુલામ બનવા નથી ઇચ્છતો.

## નડિયાદમાં

મહેમદાવાદથી અગિયાર વાગ્યાની ગાડીમાં નડિયાદ ગયા. નડિયાદમાં આ વખતે ત્યાંના મહારાજ જાનકીદાસજીના ખાસ આગ્રહથી સંતરામના મંદિરમાં ઉતારો રાખ્યો હતો. બે વાગ્યા સુધી આરામ લીધા પછી મ્યુનિસિપલ કાઉન્સિલરોને મળ્યા હતા. ત્યાંના મ્યુનિસિપલ બોર્ડે સરકાર તરફથી કેળવણી માટે મળતી એકવીસ હજારની મદદનો અસ્વીકાર કર્યો છે તથા શાળાઓ ઉપરથી સરકારી અંકુશ ઉઠાવી લેવાની માગણી કરી છે. તેના જવાબમાં ખેડા જિલ્લાના કલેક્ટર તરફથી આ ઠરાવ ઉપર ફરી વિચાર કરવાનું, મ્યુનિસિપાલિટીની આર્થિક સ્થિતિ સરકારી મદદનો અસ્વીકાર ન કરી શકે તેવી હોવાનું તથા મદદનો અસ્વીકાર કર્યે પણ સરકારી અંકુશમાંથી મુક્ત ન થઈ શકાય એમ જણાવવામાં આવ્યું હતું. ગાંધીજીએ તો સલાહ આપી કે તમે માત્ર કેળવણીની બાબતમાં જ નહીં, પણ બધી બાબતમાં સરકારથી સ્વતંત્ર થઈ શકો છો. મ્યુનિસિપાલિટી તમારા હાથમાં લો અને કર તમે ઉઘરાવો. સરકાર થોડા વખત સુધી દબાણ તો કરશે જ અને પોતે કર ઉઘરાવશે, પણ કર ભરનારાઓએ તેનો વિરોધ કરવો જોઈએ અને જે આવી પડે તે સહન કરવું જોઈએ. આ બધી વ્યવસ્થા એક સાથે ઉપાડવી મુશ્કેલ પડે એમ કાઉન્સિલરોએ દલીલ કરી. તેના જવાબમાં ગાંધીજીએ જણાવ્યું કે આપણે આજે સ્વરાજ્ય માગીએ છીએ તો પછી બધું ચલાવવાને પણ આપણે આજે જ તૈયાર હોવું જોઈએ. તમે કર ભરનારાઓને આ બધું સમજાવી શકો છો અને તેઓ કર આપવાની ના પાડવા તૈયાર ન હોય તો તમે જેમ સરકારની સાથે, તેમ તેમની સાથે પણ અસહકાર કરી શકો છો. તમે તેમને કહી શકો કે પછી તમે તમારું કામ અમારી મારફત નહીં કરાવી શકો. આગેવાનોએ તો લોકોને દોરવાના છે, લોકોની દોરવણી પ્રમાણે નથી ચાલવાનું. વળી તમારે લોકોને ચોક્કસ સમજાવવું જોઈએ કે સરકારને કર ન આપીએ, એટલે પૈસા આપવામાંથી આપણે બચી નથી જતા. આપણું તંત્ર ચલાવવા આપણે પૈસા કાઢવા જ પડશે. પણ સરકારની પાસેથી જેમ દસ રૂપિયા આપીએ ત્યારે એક રૂપિયાનો અવેજ મળે તેમ આમાં નહીં થાય. અહીં તો તમે એક પૈસો આપશો તો બે પૈસાનો અવેજ મળશે. પરંતુ પૈસા તો આપવા જ પડશે. આ ઉપરથી કાઉન્સિલરોએ બીજે દિવસે

કર ભરનારાઓની સભા બોલાવી તેમને આ પ્રમાણે સમજાવવાનું કબૂલ્યું. ત્યાંથી એક મસ્જિદમાં મુસલમાનોને મળવા ગયા. તે પાકે 'જમીન ઉપર' પોતાને બોલાવવા માટે ગાંધીજીએ મુસલમાનોનો આભાર માન્યો. ત્યાર પછી કોઈ કોઈ હિંદુ તથા કોઈ કોઈ મુસલમાનોનાં વચનો અથવા કૃત્યથી બન્ને કોમમાં ક્ષોભ થઈ જાય છે તે ઠીક નથી એ સમજાવ્યું. હિંદુમુસલમાન વચ્ચે સાચી એકતા સાધવી હોય તો બન્ને કોમો વચ્ચે સાચી એકદિલી જોઈશે. આપણાં દિલ જ્યાં સુધી શકવાળાં છે, જ્યાં સુધી આળાં છે, ત્યાં સુધી કાંઈ કામ નથી થઈ શકવાનું. કેટલીક વાર નિર્મળ ભાવવાળા માણસો પણ ભૂલ કરી પડે છે. તે વખતે ઉશ્કેરાઈ ન જતાં, તેમને તેમની ભૂલ બતાવી દેવી એ જ કર્તવ્ય છે.

આ સભા ખતમ થયા બાદ સ્ત્રીઓની સભામાં ગયા. અમદાવાદની સ્ત્રીસભા કરતાં સ્ત્રીઓની હાજરી લગભગ દોઢી હતી. આ, રાવણરાજ્ય છે અને તેને નાબૂદ કરવા માટે પવિત્રતા તથા સ્વદેશીની જરૂર છે એમ કહી પવિત્રતાની, સ્વદેશી ધર્મના પાલનની, બાળકોને નિશાળેથી ઉઠાડી લેવાની તથા પૈસાની, એમ નડિયાદની બહેનો પાસે ચાર ભિક્ષાઓ માગી. ધર્મનું પાલન કેવળ માળા ફેરવવામાં કે દેવદર્શન કરવામાં નથી આવી જતું, પરંતુ સ્વરાજ્ય એટલે રામરાજ્ય મેળવવા માટે મથવામાં છે. અને આવા ધર્મનું પાલન અત્યારે અસહકારથી થઈ શકે; માટે સ્ત્રીઓએ અસહકારમાં ભાગ લેવો જોઈએ એમ સમજાવ્યું.

નડિયાદનિવાસીઓની જાહેર સભા રાતના આઠ વાગ્યે ગામની એક ભાગોળે મોટા મેદાનમાં રાખી હતી. ગામડાંમાંથી પણ લોકો આવ્યા હતા અને હાજરી દસ હજારથી વધુ હશે; છતાં શાંતિ સારી પેઠે હતી. પ્રમુખસ્થાન વલ્લભભાઈને આપવામાં આવ્યું હતું. પોતાના ભાષણ દરમિયાન ગાંધીજીએ જણાવ્યું હતુ કે,

"આવી ભારે લડતમાં જ્યારે તમામ કોમ વચ્ચે એકદિલીની જરૂર છે તે વખતે કોઈ બિનજવાબદાર અથવા પાખંડી માણસના સારાનરસા બોલવાથી હિંદુ હિંદુ વચ્ચે અથવા મુસલમાન મુસલમાન વચ્ચે કજિયો ઊઠે એવું ન બનવું જોઈએ. તે સારુ મારી ઉમેદ છે કે સ્વરાજ્ય સભા તથા ખિલાફત કમિટી તરફથી નોટિસ નીકળે કે તેમના પ્રમાણપત્ર વિના કોઈ ન બોલે. ગમે તે કોઈ માણસ બોલવા આવે તો તમે સાંભળવા મુખત્યાર છો, પરંતુ તમને ખબર તો પડી જશે કે આ કોઈ સંસ્થાનો પ્રતિનિધિ નથી. જે સલ્તનત સાથે આપણે લડવાનું છે તેનો બંદોબસ્ત ભારે છે. તેમનામાંનો કોઈ માણસ

ઉપરીના હુકમ વગર નથી બોલતો કે કામ કરતો. આપણામાં એ શક્તિ આવવી જોઈએ.

"આપણે સ્વતંત્ર થવા ઇચ્છતા હોઈએ તો હિંદુ-મુસલમાન વચ્ચે એકતા, સાફ દિલ હોવાં જોઈએ. કોઈ મુસલમાન ગફલતથી કાંઈ બોલી જાય તો હિંદુઓએ તેની બરદાસ કરી લેવી જોઈએ. તે જ પ્રમાણે કોઈ હિંદુ કાંઈ બોલી જાય તો તેની મુસલમાનોએ બરદાસ કરી લેવી જોઈએ.

### મને પકડે તો હડતાળ ન પાડવી

"મને પકડે, મૌ. શૌકતઅલીને પકડે, મૌ. અબ્દુલ બારીને પકડે તો તમારે મૂંગે મોઢે કામ કરવાનુ છે. તમે હડતાળ પણ નહીં પાડી શકો. તેમ કરીએ તો આપણે હારી ગયા ગણાઈએ. અમને તમે શું કામ પાછા લાવવા ઇચ્છો? ઝફરઅલી પકડાયા છે તેમને તો મેં કહ્યુ: 'અમે તમારે માટે અરજી નથી કરવાના, પણ સ્વરાજ્ય મેળવીને તમને છોડાવીશું. તમે મારા જેવાને છોડાવવા ઇચ્છતા હો તો અસહકારનાં ચાર પગલાં ભરવાનો વિચાર કરજો. ગાંધી ઉપર લોકો ઝૂઝી રહ્યા છે એમ હું સરકાર હોઉં ને જાણું તો ગાંધીને જરૂર પકડું.

### હિંમત વિના કિંમત નથી

"માટે તમારી પોતાની હિંમત નહીં હોય તો તમારી કશી કિંમત થવાની નથી. પણ અમે ન હોઈએ તો આજે તમે નથી કરતા તે કાલે કરતા થઈ જજો."

ત્યાર બાદ ધારાસભામાં પ્રતિનિધિ નહીં મોકલવા વિષે, નિશાળો ખાલી કરવા વિષે, વકીલાત અને ખિતાબો છોડવા વિષે, માનસિક પવિત્રતા વિષે, સ્વદેશી વિષે તથા દિવાળી કેમ ઊજવવી તે વિષે કહી પૈસા સંબંધી બોલ્યા હતા.

### ગરીબોની લડત

"સ્વયંસેવકોની પ્રામાણિકતાની ખાતરી કરી તેમને પૈસા આપવા. આ લડત કરોડપતિઓની નથી પણ ગરીબોની છે. ત્રીસ કરોડ લોક એક એક પૈસો આપે તોપણ આપણી પાસે પચાસ લાખ રૂપિયા થાય અને મફત કેળવણી આપી શકાય. હું પૈસા માગું છું તે દાન નથી માગતો. તમારા સ્વાર્થની વાત છે. તમે એક પૈસો આપશો તો બે પૈસાનો અવેજ મળશે."

ત્યાર બાદ અમદાવાદની સ્રીસભાના ભવ્ય દેખાવ વિષે બોલતાં તેમણે જણાવ્યું કે, "નાની નાની સોળ અને આઠ વર્ષની બાળકીઓએ પોતાની વીંટીઓ અને માળાઓ મને ઉતારીને આપી. તેમણે ફરી તેમનાં માબાપ પાસે માગવાની ના કહી

છે. કારણ તેઓ ઘરેણાં પહેરીને શું કરે? હિંદુસ્તાન તો રાંડીરાંડ થયું છે. હિંદુસ્તાનમાં પુરુષો ક્યાં છે કે તે માંડીમાંડ થઈ શકે? એ તો જ્યારે પાકશે ત્યારે હિંદુસ્તાન સૌભાગ્યવાન થશે અને તેની સ્ત્રીઓ ઘરેણાં પહેરી શકશે."

ત્યાર બાદ સભામાં પૈસા ઉઘરાવવાનું કામ ચાલ્યું. ગાંધીજી મેલમાં ભરૂચ જવા ઊપડી ગયા.

## ભરૂચમાં નર્મદા તટે આપેલું વ્યાખ્યાન

૨–૧૧–'૨૦

અત્યારે રાવણરાજ્ય અને રામરાજ્ય વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું છે. ખુદા અને શયતાન વચ્ચે લડાઈ છે. રાક્ષસી પ્રજા અને દૈવી પ્રજા વચ્ચે કજિયો ચાલી રહ્યો છે. આ સરકારમાં આત્માને હું રાક્ષસરૂપે રહેલો જોઉં છું. જે દિવસથી મારી આંખ ઊઘડી ગઈ ત્યારથી હું આ વિચારનો પ્રચાર કરી રહ્યો છું. મને લાગ્યું છે કે અંગ્રેજી સલ્તનત શયતાનિયતવાળી છે, રાક્ષસરૂપ છે. સર્વ ધર્મો — હિંદુ, મુસલમાન, પારસી બધા ધર્મ — સૂચવે છે કે અધર્મને ધર્મથી ઠેલવો જોઈએ, એટલે કે અધર્મને સહાય કરતા અટકવું. મુસલમાની શાસ્ત્રમાંથી આવા દાખલા મળે છે. પારસી શાસ્ત્રમાં તો અહુરમઝદ અને અહરિમાન વચ્ચે સતત યુદ્ધ ચાલે જ છે. ગીતામાં પણ એ જ છે. આજે આપણે માટે અસહકાર સિવાય બીજો એકે ધર્મ નથી. પણ તમને એમ લાગતું હોય કે અંગ્રેજી સલ્તનતમાં હજુ લેવા જેવું કંઈક છે, એ પાપમય નથી તો તમે એને જરૂર વળગી રહેજો. અંગ્રેજો ખરાબ છે એવું હું કહેવા ઇચ્છતો નથી. એણે પેદા કરેલી પ્રવૃત્તિ, એણે નાખેલી પાપની જડ, હિંદુસ્તાનને નુકસાન કરે છે. લૉર્ડ હાર્ડિંજ, લૉર્ડ રિપન જેવા સારા વાઇસરૉય અને અમદાવાદના ભલા ખાનદાન કલેક્ટર મિ. ચેટફિલ્ડ જેવા અમલદારો સલ્તનતમાં છે ખરા, છતાં એ લોકો રાક્ષસી પ્રવૃત્તિમાં પડેલા છે અને તેથી રાક્ષસી પ્રવૃત્તિને જ પોષે છે. મારા પોતાના પિતાશ્રી એક સંસ્થાનમાં નોકર હતા તેમના રાજા અધર્મી હતા.' મેં એમને પૂછ્યું કે, 'આવા રાજાની નોકરી છોડી કેમ નથી દેતા?' તેઓ કહે: 'આપણે એનું લૂણ ખાધું છે.' મારા પિતા લૂણહરામી ન થયા, પણ વિષય, માંસ અને દારૂમાં ચકચૂર રાજાનું આશ્રિત અમારું આખું કુટુંબ રહ્યું. આખા હિંદુસ્તાન સમક્ષ હું કહી રહ્યો છું કે આપણી પાસે બીજો કોઈ ધર્મ નથી. ગમે તેવા પુણ્યવાન પુરુષો હોય તોપણ એ પ્રવૃત્તિનો સ્પર્શ થવાથી તેઓ સારા રહેતા નથી. તેથી જેને હું પૂજનીય ગણું છું તેવા શ્રી શાસ્ત્રિયાર અને પં. માલવિયાજી — જેમનો નિકટ સંબંધ મને પ્રિય છે, જેમને માટે અત્યારે પણ મને અત્યંત ભાવ છે એવા એ

પુરુષો છે તોપણ અમારી વચ્ચે મતભેદ પડ્યો છે. એમને લાગે છે કે આ સલ્તનતમાં પુણ્ય છે, મને લાગે છે કે તેમાં પાપ છે. માલવિયાજી મારા વડીલ ભાઈ તુલ્ય છે, શાસ્ત્રિયાર સાહેબને માટે મને માન છે, તોપણ તેમની જોડે મારે લડત ચલાવવી જ જોઈએ. અસહકાર કેમ કરવાનો છે તે તો કૉંગ્રેસે બનાવેલું છે, મુસ્લિમ લીગે બનાવેલું છે અને શીખ લીગે પણ બતાવેલું છે.

અસહકાર કરવાની બે શરતો છે. તેમાંની એક હિંદુમુસલમાનની એકતા. હિંદુમુસલમાનની એટલે સર્વ કોમોની એકતા. આ હિંદુમુસલમાનનું તો મેં એક જગપ્રસિદ્ધ દૃષ્ટાંત લીધું છે. એ બે વચ્ચે ઘણા કાળથી અવિશ્વાસ છે, તેથી હિંદુ કે મુસલમાન જ્યાં સુધી લડે ત્યાં સુધી આપણને જય મળવાનો નથી. એવા જ પ્રેમથી પારસી વગેરેને વશ કરી લેવા ઘટે. તેમને રાક્ષસી પ્રવૃત્તિથી એટલે ખૂનથી વશ કરી શકીએ, પણ આપણે એંસી હજાર પારસીઓનો નાશ કરવો પડે. આપણે તો તેમને પ્રેમથી જ વશ કરી લેવા ઘટે છે. હિંદુ કે મુસલમાન શીખને દબાવે તોયે આપણે સ્વતંત્રતા નથી મેળવવાના. હમણાં હમણાં જૈનો પણ કહેવા લાગ્યા છે કે અમે હિંદુ નથી, તો તેમનું શું આપણે નિકંદન કાઢવાના? સબળાની સબળાઈ સામાને પ્રેમથી જીતી લેવામાં આવે છે, મદથી કચડી નાખવામાં નહીં. માટે આપણું સૌથી પહેલું કાર્ય એ છે કે બધા ધર્મો વચ્ચે એકતા જાળવવી.

આપણું બીજું સાધન છે યોજનાશક્તિ. આપણી અંદર યોજનાશક્તિ નહીં આવે ત્યાં સુધી અસહકાર અશક્ય છે.

### તમારા નન્નાને વળગી રહેજો

બીજી જરૂર છે દયાની. ખૂનનો વિચાર જ ન આવવો જોઈએ. દયા નહીં ને ક્રૂરતા કરો તોયે તમારું કામ નહીં થાય. તલવાર લેશો તો તમારી તલવારના કટકા થઈ જવાના છે. દેશને બચાવી શકતા હો તો તો તમને તમારી તલવાર મુબારક; પણ એ અશક્ય છે. સરકારને માટે એક પણ ખરાબ શબ્દ ન બોલો; ગાળો દેવી છોડી દેજો. સહકારવાદીઓ જે કહે તે અદબથી સાંભળી લેજો, પણ તમારા નન્નાને વળગી રહેજો. 'એક નન્નો સો રોગને હણે.' એ અસહકારનું બીજું નામ છે.

### બે મહાન બલિદાન

અસહકારને ફતેહમંદ બનાવવા તમારે બે મહાન બલિદાન આપવાનાં છે. પહેલું કેળવણીની બાબતમાં. હિંદુસ્તાનમાં કેળવણીનો આજે મોટામાં મોટો

પ્રશ્ન થઈ પડેલો છે બીજુ બનિદાન ધારાસભાના ત્યાગથી આપવાનુ છે અસહકાર અત્યાર સુધી પ્રજા — આમવર્ગ જ કરી રહ્યો છે ખાસવર્ગ બિનકુન નથી કરતો તેમની પાસે આપણે કરાવવો હોય તો આપણા શહુરથી કરાવી શકીએ છીએ આપણી સહુની સહીથી તેમને એક નોટિસ આપી દઈએ કે તેઓ આપણી તરફથી ધારાસભામા જઈ નથી શકતા, તો તેઓ નહી જઈ શકે પણ કેળવણીમા માબાપ, વિદ્યાર્થી, માસ્તરો મૂઝાય તે શુ? ભવિષ્યની પ્રજાએ ગુલામીમાથી નીકળવુ જ જોઈએ ગુજરાતીની એ ફરજ છે કે તેમને સ્વતત્ર કરી મૂકવા એ સ્વતત્રતા માબાપો અને શિક્ષકો ભવિષ્યની પ્રજાને ગમે તેમ કરીને કરી આપો પૈસાના નડતર ખાતર તમે રાષ્ટ્રીય કેળવણી એક ઘડીભર પણ ન રોકો 'સરકાર કાયદો કરીને બાધા નાખે તો?' એમ કોઈ પૂછશે તે વિષે હુ એક શબ્દ પણ કહેવા નથી ઇચ્છતો, કારણ એ નિરર્થક છે જો તમને લાગે કે એ રીતે આપણા ક્ષેત્રને સકુચિત કરવા કોઈ સમર્થ છે તો તમે વીર બનીને અને નીડર બનીને સરકારી નિશાળોનો ત્યાગ કરજો જેટલા બાલક, બાલિકા અને જુવાનોને તમે શીખવી શકો તેટલાને શીખવજો ને બીજાનો લોભ છોડજો

હવે સ્વદેશી સ્વદેશીની અદર સ્વરાજ્ય રહેલુ છે એ મારી શ્રદ્ધા છે મારે વિષે એક વાર ચિન્તામણિએ લખ્યુ હતુ કે, ગાધીને સ્વરાજ્ય અને ખિલાફતના કરતા સ્વદેશી વહાલુ છે મને ખરેખર સ્વદેશી વહાલું છે જ ખિલાફતનો પ્રશ્ન જીત મળ્યા પછી થોડો જ રહેવાનો છે? સ્વદેશી એ તો શાશ્વત છે સ્વદેશી દેહ સાથે જકડાયેલો ધર્મ છે એ અચલિત છે તીવ્રરૂપે એક દિવસ આપણે સ્વદેશી પાળીએ તો આજે જ સ્વરાજ્ય હાથમા છે ડાહ્યા લોકોએ મને કહ્યુ છે કે લેંકેશાયરને આપણે બેસાડી દઈએ પણ એ કામ અઘરુ છે આપણામા નથી બૉયકોટની શક્તિ કે નથી બૉયકોટની ભાવના શક્તિ હોય તો હુ કઈ બાયકોટથી ડરુ એમ નથી જેમ શસ્ત્રથી હુ ન ડરુ તેમ બાયકોટ વિના હિદુસ્તાન નિચોવાઈ જાય તો હુ તે પણ ઇષ્ટ ગણુ છુ હુ પોતે જેનો એક વાર ત્યાગ કરુ તે ફરીથી ગ્રહણ કરુ જ નહી દારૂડિયા અને પાપીની જોડે ક્ષણ પણ સહકાર ન હોય દારૂ છોડે ત્યારે જ એ સભવે એ અચલિત સિદ્ધાન્ત હિદુસ્તાન ગ્રહણ કરે તો આજે જ સ્વતત્રતા મળી જાય, ખિલાફતના સવાલમા આજે જ ન્યાય મળી જાય મુસલમાનોને હજી ખાદી નથી પહેરાવી શકયો ફકીર નથી બનાવી શકયો હિદુને પણ નથી સમજાવી શકયો આથી ખિલાફતના મામલામા ઇન્સાફ આપણે હજુ નથી મેળવી શકયા પજાબનુ પણ આટલા બધા ખૂન છતા હજી કઈ નથી

થવું. આપણા મનમાં એટલું થઈ જવું જોઈએ કે પરદેશી કાપડ આપણે માટે હરામ છે. સ્ત્રીઓને તો મારી દીન વચને પ્રાર્થના છે કે સ્વદેશી તો તમારા હાથની વાત છે. કાંતવું એ તો તમારો ધર્મ જ છે. પુરુષો સામે તમારે તમારો પોતાનો દાખલો મૂકવો જોઈએ. ખાદીમાં ભાર હોય છે એવી ફરિયાદ માતાઓ તો ન જ કરી શકે. નવ મહિના પ્રજાનો ભાર આનંદથી ઉપાડનાર માતા એક શેર ભાર મને અસહ્ય થાય છે એવું કેમ કહી શકે? તે વાંઝણી રહેવાને તૈયાર હોય તો જ એવું કહી શકશે. પણ એ વાંઝણી રહેવા નથી ઇચ્છતી, પણ વીરોને અને વીરાંગનાઓને જન્મ દેવા ઇચ્છે છે, ત્યાં સુધી એ શબ્દો હું માતાની પાસે સાંભળવા નથી માગતો. તમારો દેશ જો નગ્ન દશામાં છે તો તમે જાપાનની, ચીનની, ઇંગ્લંડની કે ફ્રાન્સની મિલમાં બનેલી સાડીઓને કેમ પહેરી શકો એ મારી સમજ બહારની વાત છે.

### ત્યાગવૃત્તિ કેળવો

*ઉપાડેલા કામ માટે પૈસો જોઈએ. પૈસો તો પાખંડીઓ પણ મેળવી* શકે છે એવો શ્રદ્ધાળુ આ દેશ છે. તમારાં મંદિરો, મસીદો અને ધર્મશાળાઓ માટે તમે પૈસો પેદા કરી શકો તો તમારાં વધારે શુદ્ધ મંદિરો — કેળવણી-મંદિરો — માટે કેમ પેદા ન કરી શકો? આપણામાં તપશ્ચર્યા જોઈએ, ત્યાગ જોઈએ છે. હિંદુઓ ત્યાગનો અર્થ બરાબર સમજી જશે. શાસ્ત્રમાં કહેલું છે કે અપરિગ્રહ પાળનાર પાસે રત્નો તો નાચે છે. મારો પોતાનો એવો જ અનુભવ છે. આફ્રિકા જેવા ગરીબ દેશમાં લડત પૈસાને અભાવે કદી બંધ નથી રહી. ઊલટા પૈસા ન મોકલે એમ મારે ગોખલેજીને લખવું પડ્યું હતું. ખેડા ચંપારણ વખતે પણ પ્રજાએ પૈસાના વરસાદ વરસાવ્યા હતા. મેં તે અટકાવેલા. અમદાવાદના મજૂરોએ ત્રેવીસ દિવસ પ્રચંડ અસહકાર કર્યો તે છતાં બહારથી જરાયે મદદ માગી ન હતી. ત્યાગવૃત્તિ હોય તો પૈસાના તો વરસાદ આવે.

વૈષ્ણવનાં, જૈનનાં અને સ્વામીનારાયણનાં મંદિરોમાં કરોડો રૂપિયા કાટ ખાઈ રહ્યા છે, તેમાંથી તમને થોડો ભાગ મળે તોયે તમારું આખું કેળવણીનું ખાતું નભે. પણ સરકાર જેમ પૈસા લૂંટાવીને ઘડીના છઠ્ઠા ભાગમાં સરકારી ખાતાં ઉઘાડે છે તેમ આપણે ઉઘાડવા નથી માગતા. આપણું કામ હિંદુસ્તાનની ગરીબાઈના પ્રમાણમાં જ રહેશે. જાદુઈ આંબો ઘડીમાં ઉગાડી શકાય; પરંતુ તેનો રસ આપણે ચાખી નથી શકતા. ખરા આંબાને ઊગતાં વીસ વરસ લાગે છે. એટલે કોઈ તમને રાષ્ટ્રીય કેળવણીને માટે કરોડ રૂપિયા આપે તો હું કહું કે એ ફેંકી દેજો. ખાલસા કૉલેજના પ્રોફેસરોને કહેવામાં આવ્યું કે જો ગાંધી એક કરોડની ગ્રાન્ટ આપે તો પછી અસહકાર કરજો. પ્રોફેસરોએ કહ્યું,

'અમે સરકારના ગુલામ મટી ગાંધીના ગુલામ થવા નથી માગતા. અમે ઝૂંપડે ઝૂંપડે ફરીને શીખો પાસે ભિક્ષા માગશું.' એ જ પ્રોફેસરોએ ખાલસા કૉલેજને નોટિસ આપી દીધી છે કે સરકારી કબજો નહીં નીકળી જાય તો તેઓ ફકીર બનશે અને દેશનાં બાળકોને રાષ્ટ્રીય કેળવણી આપશે.

તમારામાં શ્રદ્ધા હોય તો યથાશક્તિ અને ન શરમાતાં બને તેટલું આપજો. આનો ઉપયોગ કેવળ તમારા ગામ માટે જ નહીં થાય. અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠ સ્થાપન કર્યું છે તેને અંગે આ પૈસો વપરાશે.

અંકલેશ્વરમાં લોકમાન્ય રાષ્ટ્રીય શાળા ખોલતાં કરેલું ભાષણ :

જે પૂજ્ય પુરુષનું નામ તમે તમારી શાળાની સાથે જોડ્યું છે તેના નામને તમે શોભાવજો. 'સ્વરાજ્ય' જેટલું લોકમાન્યને વહાલું હતું તેટલું બીજા કોઈને નહીં હોય. આ રાષ્ટ્રીય શાળાની સાથે સ્વરાજ્યને પાસે લાવવાના ઉદ્દેશથી જ સ્વ૦ લોકમાન્યનું નામ જોડવું ઘટે. માબાપ, વિદ્યાર્થીઓ અને શિક્ષકોને હું સરકારી શાળા છોડવા કહું છું તે એટલા માટે નહીં કે તેમની કેળવણી ખરાબ છે. જે ભાવના તમારામાં હું પેદા કરવા ઇચ્છું છું તે સાથે કેળવણીના પ્રશ્નને ઓછો સંબંધ છે. જે કેળવણી સરકારી શાળામાં અપાય છે તેમાં સુધારાની જરૂર છે જ, પણ એ થાય ત્યાં સુધી જે કરવાનું કાર્ય છે તે રોકી ન શકાય.

પચાસ વરસથી આપણે સરકારી શાળાઓની બરદાસ કરેલી છે અને તેમાંથી કંઈક લાભ પણ ઉઠાવેલો છે. અત્યારે એ બધી શાળાઓ આપણને હરામ છે. એનું કારણ જુદું છે. અત્યારની શાળાઓ ઉપર જે ધજા ફરકે છે તે રાક્ષસી સલ્તનતની ધજા છે. એ શાળાઓ પર જે સલ્તનતની ધજા ફરકે છે તેણે સાત કોટિ મુસલમાનોનાં દિલ જખમી કર્યાં છે, તેણે પંજાબ મારફત હિંદ પર કાળો કેર વરતાવ્યો છે. બધાં ધર્મશાસ્ત્રો એકે અવાજે કહે છે કે અધર્મી રાજાનો આશ્રય એ પાપ છે, એ અધર્મની ભેટ કર્યા બરોબર છે, અધર્મમાં ભાગ લીધા બરોબર છે. એ સલ્તનતની શાળામાં જવાથી તમને દ્રવ્ય મળતું હોય, એ શાળામાં તમને કુરાને શરીફ, ઝંદઅવસ્તા કે ગીતા પણ ભણાવવામાં આવે તોપણ તમે ત્યાંથી ભાગી જજો. એ કુરાન કે ગીતા શીખવે તોયે તેમનો હેતુ બૂરો છે. તેથી જે શાળા ઉપર રાક્ષસી ધજા ફરકે છે તેમાં આપણાં બાળકોને કેળવણી આપી આપણે તેમને ગુલામ બનાવવા નથી ઇચ્છતા. આ વસ્તુ જેઓ સમજી ગયા હોય તેઓ એક દિવસને સારુ પણ પોતાનાં છોકરાંને સરકારી નિશાળોમાં રહેવા નહીં દે, પ્રથમ છોકરાંને ઉઠાડી લેશે અને ત્યાર પછી બીજી કેળવણી આપવાનો પ્રબંધ કરશે. આપણું

પછી પંડિતજી ઊઠ્યા. તેમણે જણાવ્યું :

"તમે જે ગંભીર ભાવપૂર્ણ ઉપદેશ સુણ્યો છે તે વિષે મને આશા છે કે તમે અક્ષરેઅક્ષરનો શ્રદ્ધા અને ભક્તિપૂર્વક વિચાર કરીને નિર્ણય કરશો. તમારી સામે પ્રશ્ન એ છે કે જો તમને અંગ્રેજ સરકારના વર્તનથી એમ લાગ્યું હોય કે જે ભૂમિ કે જે સંસ્થામાં સરકારનો સંબંધ હોય તેમાં રહેવું દુઃખદાયક છે તો તેનો સંપર્ક તજજો. મનુષ્યને માટે આત્મા કહે તે પ્રમાણે ચાલવાથી વધુ મોટો બીજો કોઈ ધર્મ નથી. પણ શીઘ્રતાથી કે ઉત્તાપથી, વગર વિચાર્યે કાંઈ ન કરશો. તમારો આત્મા આકુળ થઈ રહ્યો હોય તો જરૂર તમે આત્માને અનુસરજો. પણ તમને અહીં જે પવિત્ર ઉપદેશ મળ્યો છે તે અને તેની કઠણ કસોટી વિચારીને તમે ઘટે તેમ કરજો. આ સલ્તનતમાં દોષ પાર વિનાના છે. પેલે દિવસે અનેક કલાક સુધી તમારી આગળ મેં ભાષણ આપ્યું ત્યારે મેં એ જ વાત કરી હતી કે એ દોષો વિષે બધા એકમત છે. હું તમને કહું છું કે જો તમને આ શિક્ષણ મેળવીને અથવા તે છોડતાં એવી ભાવના ન ઊઠે કે દેશની સેવા માટે પ્રાણ તજવાને પણ તૈયાર થવું જોઈએ તો તમે કાંઈ ભણ્યા નથી એમ સમજજો. દેશમાં આપણું જ રાજ્ય સ્થાપિત કરવું એ અને તેની સેવા માટે તન મન ધન અર્પણ કરવું જોઈએ, એ ભાવથી જ વિદ્યાર્થીઓ પ્રતિદિન ભણે એમ હું ઇચ્છું છું. પણ તમારા દિલમાં એમ લાગી જાય કે આ વિદ્યાલયમાં શીખવું એ ધર્મ નથી રહ્યો તો માતપિતાને તમે જઈને તે વાત સુણાવજો અને તેમનાથી તમે ન સમજો તો તેમને પ્રણામ કરીને તેમની રજા લેજો. હિરણ્યકશિપુ જેવા પિતા હોય તો પ્રહ્લાદના જેવું જ તમે કામ કરજો. પ્રહ્લાદનામાં જે જ્યોતિનો પ્રકાશ થયો હતો તે પ્રકાશ તમારામાં હોય તો તમે પણ તમારાં માતપિતા ના કહે તોપણ વિવેકથી તેમની સલાહનો અનાદર કરજો. તેને અંગે જો પાપ થતું હશે તો તેમાં હું ભાગી બનીશ. માત્ર એટલું જ કહું છું કે હૃદયને કઠણ કરીને તમે સંકલ્પ કરી શકો કે નીકળી જવું છે તો જ નીકળજો. પાછા ન આવવાનો વિચાર કરીને નીકળજો. કાચા સંન્યાસીઓની માફક અપરિપક્વ વિચારથી વિદ્યાલય ન છોડશો. જો તમે દેશની સેવા કરવાના ભાવથી જ વિદ્યાલય છોડશો તો હું તમને આશીર્વાદ આપીશ. દેશને માટે તમને બુદ્ધિ, સાહસ અને દૃઢતા પરમેશ્વર આપે."

આ ભવ્ય ઉપદેશ હિન્દુસ્તાનનો પ્રત્યેક વિદ્યાર્થી સંઘરે એવી ઇચ્છા પ્રગટ કરી આ કાગળ હું પૂરો કરીશ. કાશીના વિદ્યાર્થીઓ વિચારી રહ્યા છે. પ્રોફેસર કૃપાલાની જેમણે વિદ્યાલય છોડ્યું છે તેઓ તેમના સલાહકાર

છે. પંડિત શિવપ્રસાદ અને બાબુ ભગવાનદાસજી પણ મદદ કરી રહ્યા છે. જે ફળ આવશે તે શુભ આવશે એ વિષે શંકા નથી.

### અધ્યાપકો સાથે વાર્તાલાપ

હિંદુ યુનિવર્સિટીના અધ્યાપકોએ બાપુજીને સેન્ટ્રલ હિંદુ કૉલેજમાં મળવા માટે એક મેળાવડો રાખ્યો હતો. પ્રસ્તાવના કરતાં બાપુએ કહ્યું, "અહીં આપણે દિલ ખોલીને વાતો કરીએ એમ હું ઇચ્છું છું. હું જાણું છું કે કૉલેજોનો ત્યાગ કરવાની સલાહ વિદ્યાર્થીઓને આપવાની બાબતમાં બહુ તીવ્ર મતભેદ છે. મારા ઉપર એવો આક્ષેપ મૂકવામાં આવે છે કે દેશના સુશિક્ષિત અને બુદ્ધિમાન માણસોને હું સમજાવી શકતો નથી, એટલે વિદ્યાર્થીઓને હાથમાં લેવાનો પ્રયત્ન કરું છું. મારા ઉપર બીજો આક્ષેપ એ છે કે મારો સ્વભાવ એટલો બધો આગ્રહી છે કે કોઈ બાબત ઉપર મેં અમુક નિર્ણય કરી લીધા પછી તેમાં સુધારો કરવાનો અવકાશ મારે માટે રહેતો નથી. આના જવાબમાં મારે એટલું જ કહેવાનું છે કે મેં આ કાર્યક્રમ ઉતાવળમાં, ગુસ્સામાં, અથવા તો જેને પુણ્યપ્રકોપ કહેવામાં આવે છે તે વૃત્તિથી પણ, ઉપાડ્યો નથી. મુસલમાનોને આપેલાં વચનોનો ભંગ કરવા બદલ વાઇસરૉયને ખુલ્લો કાગળ લખીને મેં ચેતવણી આપી. મેં એ પણ ચેતવણી આપી કે આ બાબત તમે દિલગીરી દર્શાવો એટલું બસ નથી. મારા ખુલ્લા કાગળમાં મેં વાઇસરૉયને એ પણ જણાવ્યું કે આ એવો ભયંકર અન્યાય થયો છે જેની સામે લોકો તલવાર ખેંચે તોપણ તેમને માટે એ ખોટું ન કહેવાય. પણ હિંદ અત્યારે તલવાર ખેંચવા અસમર્થ છે. એટલે, લોકો પાસે એકમાત્ર વિકલ્પ અસહકારનો જ રહે છે. તેનો વિગતવાર કાર્યક્રમ મેં દેશની આગળ રજૂ કર્યો છે.

"વિદ્યાર્થીઓનો પ્રશ્ન વધારે આગળ આવ્યો છે. શિક્ષકો અને પ્રોફેસરો તરફથી મને જે નબળો જવાબ મળ્યો છે તેથી મારી આંખ ઊઘડી છે. આપણે એવા વાતાવરણમાં ઊછર્યા છીએ અને આપણને એવી કેળવણી મળી છે કે દેશને માટે કાંઈ પણ ભોગ આપવા આપણે અશક્ત થઈ ગયા છીએ. ભણેલાઓ તરફથી નબળો જવાબ મળવાનું આ સિવાય બીજું કશું કારણ નથી. મારે લોકોના વિચારમાં ક્રાંતિ આણવી છે.

"આપણા માનસિક બંધારણમાં એવી કોઈ ખામી નથી જેથી આજે જ આપણે સ્વરાજ્ય ન ભોગવી શકીએ. કોઈ પ્રજા બીજી પ્રજાને ચરણે બેસીને સ્વરાજ્ય ભોગવવાનું શીખી શકી નથી. પ્રજાઓએ તલવારથી સ્વરાજ મેળવ્યાના પણ દાખલા છે. જેમ દક્ષિણ આફ્રિકામાં બોઅર યુદ્ધથી ત્યાંના લોકોએ મેળવ્યું તેમ. હિંદુસ્તાનમાં રાજ્યક્રાંતિ કરવી હોય તો કાં તો તલવારથી કરી

શકાય અથવા અસહકારથી કરી શકાય. બીજી કોઈ રીત નથી. અહીં હું તમારી સાથે ખુલ્લા દિલથી ચર્ચા કરવા આવ્યો છું. તમે મારા ઉપર હુમલા કરતાં જરાયે દયા ખાશો નહીં. શિક્ષણની બાબતમાં અસહકાર કરવા વિષે હું અત્યારે બીજી કશી દલીલ નહીં કરું."

[ત્યાર પછી નીચેની પ્રશ્નોત્તરી અંગ્રેજીમાં થઈ.]

પ્ર○ — વિદ્યાર્થીઓની કેળવણી માટે આપણે બીજો કશો પ્રબંધ ન કરી શકીએ તોપણ વિદ્યાર્થીઓ અસહકાર કરીને શાળા કૉલેજોનો ત્યાગ કરે એવું આપ ઇચ્છો છો?

ઉ○ — પ્રબંધ કરવો એ અનિવાર્ય નથી. અનિવાર્ય તો ભોગ આપી ત્યાગ કરવો એ છે. આજે વિદ્યાર્થીઓને જે સાક્ષરી કેળવણી મળી રહી છે તેના કરતાં તેઓ દેશનું બીજું કાંઈ કામ કરે તે અનંત ગણું વધારે પસંદ કરવા જેવું છે. એમ કરીને જ આજની માથાભારે ખર્ચાળ કેળવણીને બદલે આપણા દેશની જરૂરિયાતને માફક આવે એવી કેળવણીની કોઈ ઓછી ખર્ચાળ રીત આપણે શોધી શકીશું. પણ અત્યારે તો જહાલ દમન-નીતિનો આપણે સામનો કરવો પડે એવો ઘણો સંભવ છે. એ દમનનો દેશ બરાબર જવાબ આપે તો આપણે એક મહિનામાં સ્વરાજ મેળવી શકીએ.

આનંદશંકર ધ્રુવ — આ આપભોગ સ્વરાજ ટકાવી રાખવામાં મદદરૂપ થશે ખરો?

ઉ○ — સ્વરાજ મેળવવામાં જરૂર તે મદદરૂપ થશે. આપણે એક બહાદુર પ્રજા સાથે લડત આદરી છે. અંગ્રેજ પ્રજા એકંદરે બહુ શાણી પ્રજા છે, એટલે ભવિષ્યનો મારો ખ્યાલ એવો છે કે તેઓ આપણો સહકાર શોધશે. હું એક ક્ષણ વાર પણ માનતો નથી કે તેઓ આપણાથી છેક વિખૂટા પડી જવાની હદ સુધી જશે.

પ્ર○ — પણ કેળવણી વિના બૌદ્ધિક વિકાસ અટકી પડશે તેનું શું?

ઉ○ — આ કાર્યક્રમ એવો છે કે એક બે વર્ષથી વધારે વખત લાગશે નહીં. મારા હૃદયની માન્યતા તો એ છે કે, પ્રજા મારા કાર્યક્રમનો બરાબર અમલ કરે તો તો એક વર્ષની અંદર સ્વરાજ બારણાં ખખડાવતુ આપણે ઘેર આવે.

આનંદશંકર — આ વરતારા વિષે અમારો મતભેદ છે. લડત બહુ લાંબી ચાલશે એમ લાગે છે.

ઉ○ — ત્યારે તો આપણે આથીયે વધારે આપભોગો આપવાને તૈયાર થવું પડશે. પરંતુ શિક્ષિત વર્ગ મારી વાત માની જાય તો હું તો આશાનું કિરણ જોઈ રહ્યો છું. શિક્ષિત લોકો જ અંતરાય નાખી રહ્યા છે.

આનંદશંકર — અમે અત્યારે જે કેળવણીનું કામ કરી રહ્યા છીએ તે ચાલુ રાખવાથી જ વધારે સેવા થઈ શકશે એમ લાગે છે

જયરામદાસ — આપણામાં સાથે મળીને કામ નહી કરવાની ટેવ બહુ પુરાણી છે અને લીધે જ આપણે પરદેશીઓના ભોગ થઈ પડ્યા છીએ. છતાં બ્રિટિશોના આ જુલમી શાસનથી એટલું તો ભલું થયું છે કે આપણામાં એક રાષ્ટ્ર હોવાની ભાવના પેદા થઈ છે એક સેનાપતિનો હુકમ સૌ સમજી શકે તેટલા માટે પણ કેળવણીના મૂળ તત્ત્વો પ્રજાને મળે એ જરૂરનું છે

બાપુજી — બીજા કોઈ પણ દેશ કરતા આપણા દેશનો પ્રશ્ન વધારે વિકટ હોય એમ સંભવે છે અત્યારે તો સવાલ એ છે કે આપણા દેશમા રાષ્ટ્રીય જાગૃતિના પૂર આવ્યા છે કે નહી? મને લાગે છે કે આપણે અદ્ભુત જાગૃતિ બતાવી રહ્યા છીએ આખા દેશમા જે જુસ્સો દેખાયો છે તે કાઈ મારે લીધે નથી ધારો કે હુ અત્યારે અગિયા ટકાવવાની વિરુદ્ધ પ્રચાર ઉપાડુ, તો તમને શુ એમ લાગે છે કે મને શ્રોતાઓ મળે? પણ આજે મારી પાસે લોકોના ટોળા ઊભરે છે તેનુ કારણ એ છે કે તેમને થયેલા અન્યાયને વિશે તેઓ જાગ્રત થયા છે અને તેમનામા નવી આશાનો સંચાર થયો છે આપણે આખા દેશને લખતા વાચતા શીખવી શકીએ નહી ત્યા સુધી સ્વરાજ્યની કલ્પના પણ કરવી ફોગટ છે એમ જો આપણે માનતા હોઈએ, તો મને લાગે છે કે એ ગભીર ભૂલ છે લોકોને પોતાની દશાનુ ભાન કરાવવા માટે પ્રાથમિક કેળવણી જરાયે અનિવાર્ય નથી થોડાક વધારે જનિયાવાના ભાગ થાય તો તમે જોશો કે દેશ મુક્ત થયો હશે અસહકારનો માર્ગક્રમ ખંડનાત્મક છે એમ કહેવુ એ પણ તેની વિડંબના છે રાષ્ટ્રીય જાગૃતિ માટે અથવા તો પાર્લમેન્ટરી ઢબના રાજ્યતંત્ર માટે અક્ષરજ્ઞાન અનિવાર્ય નથી

જયરામદાસ — આપણી મનોવૃત્તિ તદ્દન અનપાર્લમેટરી છે

બાપુજી — આમ વર્ગને હુ ઓળખુ છુ તે પ્રમાણે તો આપણે કેળવાયેલા પાર્લમેન્ટેરિયનો છીએ સંગ ઢેબી મેઈને એની સાક્ષી પૂરી છે મારો પોતાનો અનુભવ પણ એવો જ છે કોઈ વસ્તુ પોતાના કલ્યાણની હોય અને એમા એને ખૂબ રસ પડે ત્યારે તમે જોશો કે ઇગ્લંડના લોકો મુક્કાબાજીના ખેલમા જેવો રસ લે છે તેવો રસ આપણા લોકો પોતાના કામકાજમા લે છે

શેષાદ્રિ — અંતરાત્માના અવાજને કસોટી તરીકે ગણવો એ મને તો ભારે જોખમકારી લાગે છે રસ્કિને તો કહ્યુ છે કે કોઈ માણસનો અંતરાત્મા ગધેડાના જેવો પણ હોઈ શકે એનાએ શુ પોતાના અંતરાત્મા પ્રમાણે વર્તવુ? સ્પેનના જુલમી ધર્માધ્યક્ષો અથવા આપણો ઔરંગઝેબ પોતાના અંતરાત્માના અવાજ પ્રમાણે વર્તે છે એમ કહેતા વિદ્યાર્થીઓ પાસેથી એવા

અંતરાત્માની અપેક્ષા રાખી શકાય નહીં, જેથી તેઓ ખરાખોટાનો વિવેક કરી શકે.

બાપુજી — અંતરાત્માને અપીલ કરવામાં રહેલા જોખમની બાબતમાં તમારી જે લાગણી છે તેમાં હું પૂરેપૂરો સંમત છું. તમે મને ચેતવણી આપી છે તે માટે હું આભારી છું. હું અંતરાત્માના અવાજની વાત કરું છું ત્યારે મારા ઉપર કેટલી જવાબદારી લઉં છું તેનું મને પૂરેપૂરું ભાન છે. પણ અત્યારે આપણી સામે જે મોટો ભય આવેલો છે તેમાંથી મારે રસ્તો કાઢવાનો છે. આપણે એવા વાતાવરણમાં ઊછર્યાં છીએ કે તેમાંથી છૂટા થવાનું આપણને વસમું લાગે છે. અંતરાત્માના અવાજના તમે જે ભયંકર દાખલાઓ ટાંક્યા તેની સામે એટલા જ સારા દાખલા પણ છે. કેટલાયે એવા સારા છોકરાઓના દાખલા છે જેમણે પોતાના અંતરાત્માના અવાજનો ઉપયોગ માનવજાતના કલ્યાણ માટે કરેલો છે. હું તો એક હજાર ભૂલોના દાખલા સહી લઉં, જો મને એક છોકરાનો એવો ચોખ્ખો દાખલો મળે જ્યાં તેણે પોતાના અંતરાત્માના અવાજનો ઉપયોગ વાજબી રીતે કર્યો હોય. એમ ન કરીએ તો ધર્માચાર્યો અને સરકારી અમલદારોથી ઘેટાંની માફક હંકારાતા આ દેશમાં કશું જ કરી શકાય નહીં. મારે દેશના જુવાનોને શું એવું ન શીખવવું કે કોઈને અસ્પૃશ્ય ગણવો એ પાપ છે? મારે શું દેશના જુવાનિયાઓને એવું ન શીખવવું કે તમારો બાપ દારૂડિયો હોય અને તમારી આગળ દારૂની પ્યાલી ધરે તો એવા બાપની આજ્ઞાનો અથવા સત્તાનો વિરોધ કરજો? હું જ્યારે અંતરાત્માની વાત કરું છું, ત્યારે ગધેડાના અંતરાત્માની નથી કરતો પણ સંયમી અને વિવેકી માણસના અંતરાત્માની કરું છું. હું વિદ્યાર્થીની આગળ નિર્ભેળ સત્ય રજૂ કરવાનો પ્રયત્ન કરું છું. અને ત્યાં મારી ફરજ પૂરી થાય છે. કોઈ રખડેલ વિદ્યાર્થીને ન ભણવું હોય એટલે એને શાળા છોડવાની વાત ગમે પણ તેમાં દોષ મારો નથી. યુવાનોના ઊછળતા ઉત્સાહને છૂંદીને કચડી નાખવામાં આવે તેના કરતાં કેટલાક યુવાન વિદ્યાર્થીઓ કદાચ કંઈ ગાંડુંઘેલું કરી મૂકે એ જોખમ ખેડવાને હું તૈયાર થાઉં.

આનંદશંકર — ત્યારે તો અંતરાત્માને બદલે સંયમ અને વિવેકની વાત થઈ.

બાપુજી — હા.

શેષાદ્રિ — રામ રામ રામ — હું આશા રાખું છું કે તમે કહો છો તે અક્ષરશઃ નહીં માનતા હો. ધર્મની વાતો કરવાનું છોડીને આપણે જેટલા વહેલા વધારે ભૌતિકવાદી બનીશું તેટલી આપણી મુક્તિની આશા વધારે છે.

બાપુજી — એક વખત ખૂબ ઉત્સાહ અને આવેશથી તરવરતા કેટલાક જુવાનિયાઓ સાથે વાતો કરવાનો મારે પ્રસગ આવ્યો હતો દેશની ધાર્મિક સચ્ચરિતાને તિલાજલિ આપીને તેઓ નાસ્તિક અને દારૂખોર બનેલા હતા તેમની ધાર્મિક વૃત્તિ ઘણી શોષાઈ ગયેલી છે એ જોઈ મે તેમને કહ્યુ કે તમારી પાસે કાઈ કામ ન હોય તો હૃદયપૂર્વક આ ગના શબ્દો બોલો 'પ્રભુના દરબારની બોજમા લાગો અને તમામ વસ્તુઓ તમને આવી મળશે '

શેષાદ્રિ — સરકાર સાથે કોઈ પણ જાતનો સબધ રાખવો એ ખરાબ હોય તો તમે લોકોને એમ કેમ નથી કહેતા કે આ દેશનો જ ત્યાગ કરો? તમે પોતે તાર, ટપાલ, નાણાંના સિક્કા એ બધુ કેમ વાપરો છો? તમે આવા જે ભેદ પાડો છો તેની પાછળ શો સિદ્ધાત રહેલો છે? તમે આ બાબતમા શુદ્ધ તર્ક પ્રમાણે કેમ ચાલતા નથી?

બાપુજી — મારી તર્કબુદ્ધિ, ટાકવામા આવેલા દાખલામાં રહેલી કડક તર્કપરાયણતાનો સ્વીકાર કરે છે, પણ તેની સાથે મનુષ્યસ્વભાવની મર્યાદાનો પણ હું ખ્યાલ રાખુ છુ મને લાગે છે કે આપણો દેશ એટલી હદ સુધી જવા તૈયાર નથી આપણે એટલી હદ સુધી જવાની જરૂર પણ નથી જે બધી વસ્તુઓ ગણાવવામા આવી તે આપણાં બધનની દૃશ્ય નિશાનીઓ હોવા છતા દેશ એ વસ્તુઓ વિના આજે ચલાવી શકે એમ નથી શેતાનની ચૂડ આપણી આસપાસ એવી વીટળાયેલી છે કે તેમાથી આજે પૂરેપૂરા છૂટા થવુ અશક્ય છે

અધિકારી — તમે શિસ્ત વિનાના માણસો પાસેથી કોઈ પણ જાતનુ કામ કેમ લઈ શકો? તમે ખોટે છેડેથી શરૂઆત કરો છો હું તો અહીં ચોવીસ વરસથી ભણાવુ છુ એક દહાડો તમને પણ ફાસીએ દેવા માટે આ લોકો માચડો ઊભો કરે એવા છે

બાપુજી — જો વિદ્યાર્થીવર્ગ વર્ણવવામા આવે છે એવુ શિસ્ત વિનાનુ ટોળુ હોય તો એ તો આ કેળવણીની પદ્ધતિનો નિરાશાજનક પુરાવો થયો કહેવાય હું જાણુ છુ કે હુ ભારે જોખમો ખેડી રહેલો છુ હુ એ પણ જાણુ છુ કે કેવળ આવા જોખમો ખેડવાથી મોટુ યુદ્ધ ન જીતી શકાય છતા આજની અસહ્ય સ્થિતિ કરતા આવા જોખમ ખેડવાની સ્થિતિ ઘણી વધારે સારી છે મારામા કદાચ અધીરાઈ આવી ગઈ હોય પણ એ દોષમાથી ઊગરવા માટે તો અત્યારે ઓછામા ઓછા જોખમવાળા રસ્તા લીધા છે એકદરે આપણા વિદ્યાર્થીઓનાં દિલ સાબૂત છે શિસ્ત શીખી લેતા તેમને થોડી વાર લાગશે એટલું જ

આનંદશંકર — તમે એમ કેમ માનો છો, કે આ કેળવણી નિરુપયોગી નીવડી છે?

બાપુ — અત્યારે મારી લડત કેળવણીની પદ્ધતિ સામે નથી એ કેળવણી ઉપર જેની પકડ છે તેની સામે મારી લડત છે સરકારના આધિપત્યવાળી આ કેળવણીએ આપણી બુદ્ધિ પરતંત્ર કરી નાખી છે અત્યારે તો કેળવણી સરકારી નોકરો જ પેદા કરી રહી છે આપણી કૉલેજોમાંથી જ માલવિયાજી અને નેહરુ જેવા પેદા થયા છે તેની હું ના પાડતો નથી પણ તેઓ એ કેળવણીને લીધે પેદા નથી થયા, કેળવણી આવી હોવા છતાં તેઓ પેદા થયા છે કેળવણી જો સારી હોત તો કેટલાયે વધારે સારા માણસો પેદા થયા હોત દુનિયાના કોઈ દેશમાં એવો શિક્ષિત વર્ગ મેં જોયો નથી જે આપણા શિક્ષિત વર્ગના જેવો શક્તિહીન અને રાંક થઈ ગયેલો હોય આ કેળવણી તો નામની જૂડ જેવી છે એને લીધે આપણામાંથી બધો જીવનરસ ચુસાઈ જાય છે.

આનંદશંકર — તમે જે આધિપત્યની વાત કરો છો તે બૌદ્ધિક આધિપત્ય છે કે વહીવટી આધિપત્ય? કેળવાયેલા લોકો રાંક દેખાય છે તે કેળવણીની પદ્ધતિને લીધે છે, કે આપણા લોકોના બૌદ્ધિક દારિદ્રયને લઈને છે?

બાપુજી — વિદેશી ભાષા મારફત પાણીભરેલું શિક્ષણ આપણને અપાતું હોવાથી બુદ્ધિનું દારિદ્રય ઉત્પન્ન થયું છે આપણા ભણેલા લોકો યુરોપિયન સંસ્કૃતિના શાહીચૂસ કાગળ જેવા બન્યા છે

આનંદશંકર — ત્યારે કેળવણીના વાહનમાં ફેરફાર કરો

બાપુજી — તે હું કરવાનો જ છું મેં તો તમને મુખ્ય કારણ કહ્યું આપણે બૌદ્ધિક દારિદ્રયથી પીડાઈએ છીએ એટલું જ નથી, આજે આપણને જે કેળવણી આપવામાં આવે છે અને દેશને જેની જરૂરિયાત છે એ બેની વચ્ચે કશો મેળ નથી દેશના એંશી ટકા લોકો ખેતી કરે છે અને કરવાના છે છતાં આપણી શાળાઓ અને કૉલેજોના અભ્યાસક્રમમાં એ વિષય આવતો જ નથી લોકોને સાચું ધાર્મિક શિક્ષણ ક્યાં આપવામાં આવે છે? જ્યાં આત્માને ભૂખે મારવામાં આવતો હોય ત્યાં શી કેળવણી હોઈ શકે? તેથી જ હું કહું છું કે આ આધિપત્યમાંથી છૂટો જે આધિપત્ય આપણને પશુ બનાવી રહ્યું છે તેમાંથી છૂટો

આનંદશંકર — આ તો બધું તમે અસહકારી તરીકે નહીં પણ કેળવણીના સુધારક તરીકે બોલો છો

બાપુજી—પણ અત્યારે મારો હેતુ કેળવણી-સુધાર કરતાં વધુ ઊંચો છે. મારે તો આપણી પ્રજાને આ ગુલામી વાતાવરણમાંથી મુક્ત કરવી છે.

તેલંગ—તમે જ્યારે ગુલામી માનસની વાત કરો છો ત્યારે વર્તમાન હાલત ઉપર જ તમે વધારેપડતો ભાર મૂકો છો. તમે ઐતિહાસિક દૃષ્ટિએ જોતા નથી. તમે હિંદુસ્તાનની પાર્લમેન્ટરી સંસ્થાઓની વાત કરો છો ત્યારે ભૂલી જાઓ છો કે એવી સંસ્થાઓ કદી સમસ્ત રાષ્ટ્ર માટે નહોતી. 'રાષ્ટ્રીય પ્રજાકીય સરકાર'નો ખ્યાલ તો પશ્ચિમમાંથી જ આવેલો છે. આજે, જે વખતે આપણે પશ્ચિમ પાસેથી શીખવાની શરૂઆત કરી છે તે વખતે, પશ્ચિમ સાથેનો સંબંધ તોડી નાખીશું તો આપણે, ભલે કદાચ કલ્યાણકારી, પણ આપખુદ રાજાશાહીના જમાનામાં પાછા જઈશું. માટે કેળવણીમાં જ સુધારા કરવાની જરૂર છે. મને તો લાગે છે કે હિંદુ યુનિવર્સિટી અને અલીગઢ યુનિવર્સિટી, તેના ગમે તેટલા દોષો બતાવવામાં આવે તોપણ, આપણે જેની ખૂબ જરૂર છે એવી સંસ્થાઓ છે.

બાપુજી—આજે તો એ સંસ્થાઓ રાષ્ટ્રની પ્રગતિને રૂંધી રહી છે. એ બન્ને સંસ્થાઓ વધારે વિશુદ્ધ થાય એમ હું ઇચ્છું છું. મારે પશ્ચિમ સાથે કશો ઝઘડો નથી. હું પશ્ચિમની સંસ્કૃતિને ધિક્કારું છું ખરો, પણ તેથી પશ્ચિમની તમામ વસ્તુઓને ધિક્કારું છું એમ નથી. પશ્ચિમની વૈજ્ઞાનિક વૃત્તિને, તેની ચોકસાઈને, સત્યની શોધ પાછળ અખંડ મંડ્યા રહેવાના તેના જુસ્સાને, હું પૂરતી માન્યતા આપું છું. મારો ઝઘડો તો અત્યારના રાજ્યતંત્ર સામે છે. એ રાજ્યતંત્રનો મારે નાશ કરવો છે. પશ્ચિમની પાસેથી આપણે કેટલાયે પાઠ શીખવાની જરૂર છે, એ બાબતમાં મારી ના નથી. હું તો પૂર્વ અને પશ્ચિમનું મિલન ઇચ્છું છું. મારો ઝઘડો તો કિપ્લિંગના* મત સાથે છે. છતાં આજે એના મિલન માટે સમાન ભૂમિકા નથી. પૂર્વ અને પશ્ચિમ વચ્ચે કાયમી ઝઘડો છે, અથવા રાખવો છે, એવું મારા મનમાં છે જ નહીં. જો કોઈ પણ વસ્તુથી એ બેનું મિલન થાય તો તે અત્યારના અસહકારથી જ થવાનું છે અસહકાર એ તત્ત્વતઃ વિશુદ્ધિકરણની ક્રિયા છે. મારું જે ધ્યેય છે અને મારા ઉપર જે આરોપ મૂકવામાં આવે છે એ બેનો ભેદ તમે બરાબર સમજી લો એમ હું ઇચ્છું છું. લોકોના મનમાં દ્વેષ રેડવાનું મારે હાથે કદી બને જ નહીં. હા, લોકોના દિલમાં અવ્યક્ત રહેલી ખરાબ લાગણીઓને આજે હું

* રુડિયાર્ડ કિપ્લિંગ, એ ઘણો વખત હિંદુસ્તાનમાં રહેલો એક અંગ્રેજ કવિ અને લેખક હતો. તેની આ ઉક્તિ: 'પૂર્વ એ પૂર્વ છે અને પશ્ચિમ એ પશ્ચિમ છે. એનો કદી મેળ ખાવાનો નથી', એ ઘણી પ્રસિદ્ધ થયેલી છે.

સપાટી ઉપર લાવી રહ્યો છું ખરો, પણ તે તો તેને વિશુદ્ધ કરવાને માટે છે હું તમને કહીશ કે ઘણા અંગ્રેજો એ વાતની સાક્ષી પૂરે છે કે હું અત્યારે ખરેખર વિશુદ્ધિનું કામ કરી રહ્યો છું આજે હું દેશનું ધ્યાન, વધારેમાં વધારે શુદ્ધ સાધનો વાપરવા ઉપર અને પોતાની જાતની શુદ્ધિ કરવા ઉપર એકાગ્ર કરી રહ્યો છું અમદાવાદની આ યોજનામાં ઘણા આપમેળે કામ કરતા અંકુશો રહેલા છે ઘણા અનામતીના બારણાં (સેફ્ટી વાલ્વ) રહેલ છે, જેને લીધે ધડાકો થતો અટકે હું દિલગીર છું કે જેમને હું પૂજું છું તેમનો મારે વિરોધ કરવો પડે છે પંડિતજીને થતી વ્યથામાંથી જો હું તેમને બચાવી લઈ શકું તો મારા જેટલો આનંદ કોઈને ન થાય પણ તેમ હું કરી શકતો નથી તમે ગમે તે કહો, તમને ભલી સ્વતંત્રતા છે એમ તમે ભલે માનો, પણ જે હાથ તમારા ઉપર અંકુશ ચલાવી રહ્યો છે તે છુપાયેલો છે મખમલના મોજાને લીધે તે હાથ દેખી શકાતો નથી આ આધિપત્યનું આપણને બાંધી રાખનારું બંધન મારાથી સહ્યું જતું નથી *

કાશીજીમાં ગુજરાતીઓને મળ્યા

સતીશ મુકરજી મહાશય સાથે મારો અમૂલ્ય મેળાપ

૨૮-૧૧-૨૦ રાતે અલાહાબાદ માટે ચાલ્યા

ટ્રેનમાં મુકરજીની વાતો કરી બાપુએ દેવદાસને, દીપકને, સરલાદેવીને, હરકિસનદાસને, મગનલાલને કાગળો લખ્યા પોતાના માટીના વૈષ્ણવજન ભજનનું ભાષાંતર તૈયાર કરી આપ્યું

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તોયે મન અભિમાન ન આણે રે વૈષ્ણવ૦
સકળ લોકમાં સહુને વંદે નિંદા ન કરે કેની રે
વાચ કાછ મન નિશ્ચળ રાખે ધન ધન જનની તેની રે વૈષ્ણવ૦
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી પરસ્ત્રી જેને માત રે
જિહ્વાથકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે વૈષ્ણવ૦
મોહમાયા વ્યાપે નહી જેને દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામનામ શું તાળી લાગી સકળ તીરથ તેના તનમાં રે વૈષ્ણવ૦
વણલોભી ને કપટરહિત છે કામક્રોધ નિવાર્યા રે
કહે નરસૈંયો તેનું દર્શન કરતાં કુળ એકોતેર તાર્યાં રે વૈષ્ણવ૦

* આ સંવાદની મહાદેવભાઈની નોંધ બહુ ઉતાવળે લેવાયેલી હોઈ ઘણી ખંડિત છે એટલે ઉપરના લખાણમાં કોઈ વ્યક્તિની દલીલ બરાબર રીતે રજૂ ન થઈ હોય એવો સંભવ છે તે માટે હું ક્ષમા ચાહું છું જેવો રજૂ કરી શકાયો છે તેવો પણ આ સંવાદ રસપ્રદ અને બોધક છે એટલે મેં અહીં આપવાની ધૃષ્ટતા કરી છે

વૈષ્ણવનાં લક્ષણ નરસિંહ મહેતાએ જણાવ્યાં છે તે પરથી આપણે જોઈએ છીએ કે તે

| | |
|---|---|
| ૧. પરદુઃખભંજક હોય, | ૧૧. સત્યવ્રત પાળે, |
| ૨. તેમ કરતાં નિરભિમાની હોય, | ૧૨. અસ્તેય પાળે, |
| ૩. સહુની વંદના કરે, | ૧૩ માયાતીત હોય, |
| ૪. કોઈની નિંદા ન કરે, | ૧૪. તેથી વીતરાગી હોય, |
| ૫. વાચ દૃઢ રાખે, | ૧૫. રામનામમાં તલ્લીન હોય, |
| ૬. કાછ દૃઢ રાખે, | ૧૬. તેથી પવિત્ર હોય, |
| ૭. મન દૃઢ રાખે, | ૧૭. લોભરહિત હોય, |
| ૮. સમદૃષ્ટિ હોય, | ૧૮. કપટરહિત હોય, |
| ૯. તેથી, તૃષ્ણારહિત હોય, | ૧૯. કામરહિત હોય, |
| ૧૦. એકપત્નીવ્રત પાળે, | ૨૦. ક્રોધરહિત હોય. |

લાલા હરકિસનલાલને પત્ર :

¶ "તમારો કાગળ મુસાફરીમાં મારી પાછળ પાછળ અહીં આવ્યો છે. તમારી ભવિષ્યવાણી સાચી પડે તો તેમાં કંઈક દોષ તમારો પણ ખરો. તમે જાનામાના બેગી રહો, હિંસાના મૂળને પાંગરવા દો અને પછી કહો 'જુઓ હું કહેતો હતો તે સાચું પડ્યું ને?' એના જેવી તમારી વાત છે. પણ તમારી ભવિષ્યવાણી સાચી પડે કે ખોટી, અસહકાર તો આગળ ચાલવાનો જ છે, જ્યાં સુધી તે પોતાની જ હિંસાના વજનથી અટકી ન પડે ત્યાં સુધી. તમારે તો તમારી ભવિષ્યવાણી ખોટી પાડવાને માટે તનતોડ પ્રયત્ન કરવાનો છે.

"ખિલાફતની બાબતમાં આપણી માગણી આટલી છે: યુદ્ધ શરૂ થયું ત્યારે તેની પાસે જેટલો મુલક હતો તે બધો તુર્કસ્તાનને પાછો સોંપી દેવો જોઈએ, એટલી શરતે કે આરબો અને આર્મિનિયનો આત્મનિર્ણયનો હક ભોગવી શકે તેટલા માટે પૂરેપૂરી સલામતીઓ રાખવામાં આવે. પંજાબની બાબતમાં પંજાબીઓની માગણી પ્રમાણે પૂરેપૂરી રાહત મળવી જોઈએ. આપણી ત્રીજી માગણી એ છે કે લોકોના પસંદ કરેલા નેતાઓની ઇચ્છા પ્રમાણેનું આપણું પૂરું સ્વરાજ થવું જોઈએ. તમે જોશો કે મેં 'પ્રત્યેક અંગ્રેજને' જાહેર કાગળ લખ્યો છે, એમાં આ વસ્તુઓ આવી જાય છે."

સરલાદેવીને પત્ર લખ્યો, તેમાંનો કેટલોક ભાગ:

¶ "દીપક મને લખે છે કે થોડા વખત માટે અંગ્રેજીના અભ્યાસમાંથી મને મુક્તિ આપો. છોકરાની આ માગણીથી તેને માટે મને માન ઊપજે છે આ બાબતમાં તમે દિલની અંદરથી પણ વિરોધ ન કરતાં હો તો હું તો ઇચ્છું

છુ કે દીપકને એની મરજી પ્રમાણે કરવા દેવુ તેને આગળ ઉપર અગ્રેજી ભણવાની પૂરેપૂરી તક મળે તે હુ જોઈ લઈશ હુ તમને ખાતરી આપુ છુ કે એ થોડા વખત માટે અગ્રેજી છોડી દેશે તેથી કશુ ગુમાવશે નહી તમે જાણો છો કે વિદ્યાર્થીમા ભાષા પકડી લેવાની શક્તિનો ઉદય થાય અને ભાષાના શાસ્ત્રમા એ પારગત થાય ત્યાર પછી કોઈ પણ નવી ભાષા શીખી લેવી એને સરળ થઈ પડે છે મૅક્સમૂલર આ પ્રમાણે મોળ ભાષાઓ શીખ્યા હતા એક વખત સામાન્ય ભાષાશાસ્ત્ર ઉપર કાબૂ આવી ગયા પછી તમારે થોડા સેકડા શબ્દો જ યાદ કરી લેવાના રહે છે અને એ ભાષા તમને આવડી જાય છે એટલે હુ સૂચવુ છુ કે રાજીખુશીથી તમે સમતિ આપો દીપક બહુ ભાર અને સુદર છોકરો છે શીખવાની બાબતમા તથા બીજી કશી બાબતમા હુ તેના ઉપર દબાણ લાવવાનુ ઇચ્છુ નહી જો તે કોઈ ને કોઈ રીતે ઉદ્યોગી રહે અને દરેક વસ્તુનો વિચાર કરી લેવાની ટેવ પાડે તો એનુ કુશળ જ છે આની ઉપર ખૂબ વિચાર કરજો અને તમારો સાચો નિર્ણય મને જણાવજો એટલુ યાદ રાખજો કે આપણા બાળકના શિક્ષકો ઉપર વિશ્વાસ રાખવો એમા સલામતી છે શિક્ષકોની પસદગી વખતે જેટલી સાવધાની રાખી શકાય એટલી રાખીએ પણ એક વાર શિક્ષકની પસદગી કરી લીધી, પછી બાળકની કેળવણી તેને સોપી દઈએ

"બનારસમા મીટિંગ કામ થયુ પરિણામ શુ આવશે તે જાણતો નથી વાતાવરણ જરૂર સાફ થયુ છે, અને માલવિયાજી સપૂર્ણ શાત નહી તોપણ પહેલા કરતા વધારે શાત થયા છે

દીપકને પત્ર

"હવે તો તમને ગુજરાતીમા જ લખીશ તમારો કાગળ મળ્યો તમારે અગ્રેજી હમણા છોડવુ કે કેમ તે વિષે માતાજીનો અભિપ્રાય પુછાવ્યો છે તમે અભ્યાસી બની જશો તો અગ્રેજી હમણા છોડવામા કઈ અડચણ નહી આવે તમારુ શરીર, તમારુ મન અને તમારો આત્મા એ ત્રણેને સભાળજો શરીરને સારુ કસરત, રમત, સારો ખોરાક ને ખુશમિજાજ મનને સારુ વાચન અને મનન આત્માને સારુ અતર શુદ્ધ અને તેને સારુ વહેલા ઊઠવુ, ધ્યાનપૂર્વક પ્રાર્થનામા તલ્લીન થવુ, અને ગીતાભ્યાસ હમેશા આટલો પાઠ પછી જવો હુ સાચુ જ બોલીશ, ચિતવીશ ને કરીશ, હુ બધાની ઉપર પ્રેમ રાખીશ, હુ મારી બધી ઇન્દ્રિયો ઉપર કાબૂ મેળવીશ, હુ પારકી વસ્તુની ઉપર કુદૃષ્ટિ નહી નાખુ હુ કઈ મારુ નહી ગણુ પણ સર્વસ્વ ઈશ્વરાર્પણ કરીશ આના ચિતનથી હૃદયશુદ્ધિ થશે

દેવદાસને કાગળ લખ્યો તેમાંથી થોડો ભાગ:

"કાશીમાં પૂરા બે દહાડા ગાળ્યા. ઠીક અનુભવ થયો. પંડિતજીની સાથે કડવાશ થવાનો જરાયે ભય ન હતો. બીજાઓને અંદેશો હશે તે પણ તૂટી ગયો હોવો જોઈએ. વિદ્યાર્થીઓ સાથે ખૂબ વાતો થઈ છે. હવે પરિણામ શું આવશે એ તો જોવું રહ્યું. દેશમાં નબળાઈનો પાર નથી. આ અસહકાર જ દેશને સબળો બનાવશે."

બપોરે અગિયાર વાગ્યે અલાહાબાદ પહોંચ્યા. પં. મોતીલાલજી અને જવાહરલાલજી મળ્યા. શંખ અને ઘંટાધ્વનિ.

૨૯-૩૦-૧૧-'૨૦ પંડિતજીએ બાપુને અક્ષત અને કુંકુમ ચઢાવ્યા.

૧-૧૨-'૨૦ અલાહાબાદની વધુ વિગતો નીચેના પત્રમાં છે.

કાશી છોડીને ગાંધીજી અલાહાબાદ આવ્યા. ઠેરઠેર વિદ્યાર્થીઓએ શાળાઓ છોડયાની ખબર આવતી હતી એટલે ગાંધીજીએ સાવધાનતા અને દઢતા ઉપર ભાર મૂક્યો હતો એ આપણે જોઈ ગયા. અલાહાબાદમાં આવતાંવેંત પંડિત મોતીલાલ નેહરુએ ઝાંસીથી તેમના ઉપર આવેલો એક પત્ર ગાંધીજીની આગળ મૂક્યો, જેમાં ગાંધીજીના ગયા પછી અનેક વિદ્યાર્થીઓ, શાળાત્યાગ કરવાના ગીતાજી અને કુરાને શરીફને નામે કસમ લીધા પછી બે કે ત્રણ જ દહાડામાં પાછા શાળામાં ગયાના ખબર આપવામાં આવ્યા હતા. એટલે તા. ૩૦મીએ અલાહાબાદમાં વિદ્યાર્થીઓ આગળ તેમણે જે ભાષણ આપ્યું તે ભાષણ મોટે ભાગે પ્રતિજ્ઞાના મહત્ત્વ વિષે જ હતું એમ કહું તો ચાલે. એમાંના વિચારો નવા નથી; એ જ વિચારો અમદાવાદમાં ૧૯૧૭માં મજૂરોના તરફથી મોટી લડત લડતાં ગાંધીજી અનેક વાર દર્શાવી ચૂકયા છે. છતાં તેના તે જ વિચારો જુદા રૂપમાં મુકાયલા હોઈ આજે માત્ર વિદ્યાર્થીઓને જ નહીં પણ સૌ કોઈને પ્રિયકર તેમ જ હિતકર થઈ પડે તેવા છે, અને કોઈ પણ વિદ્યામંદિરમાં નીતિના પ્રથમ પાઠ તરીકે સદાને માટે કાયમ રહે એવા છે.

### પ્રતિજ્ઞાધર્મ

ઝાંસીનો કિસ્સો સંભળાવીને તેમણે કહ્યું: "મને આ સમાચાર સાંભળીને અતિશય દુઃખ થયું. અહીં પણ ભાઈ જવાહરલાલની સાથે ઘણા વિદ્યાર્થીઓને મુલાકાત થઈ હતી. તેમને જવાહરલાલે સાફ સાફ કહેલું કે તમને શાળા પાઠશાળા છોડવી એ ધર્મરૂપ લાગતું હોય તો જ છોડજો; અમે કાંઈ વ્યવસ્થા કરીશું તેવી આશાથી ન છોડતા. તેઓ ગમે તેવી વ્યવસ્થા સ્વીકારવાને કબૂલ થયા; ભાઈ જવાહરલાલે તેમને માટે મકાન પણ લીધું, પણ તે એક

અઠવાડિયાથી ખાલી પડ્યું છે. આ બધા સમાચારોથી મને કેટલું દુઃખ થયું છે તે હું દર્શાવી શકતો નથી. આ બનાવો મને આપણી ગુલામીની સ્પષ્ટ નિશાની લાગે છે. પ્રતિજ્ઞા લઈને જે તોડે છે તે હેવાન બની જાય છે, નામર્દ બની જાય છે. લોર્ડ વિલિંગ્ડન વિલાયતથી આવ્યા ત્યાર પછી મુંબઈમાં થોડો વખત ગાળ્યા પછી તેમને થયેલો અનુભવ જણાવતાં તેમણે કહેલું કે હિન્દુસ્તાનમાં આવીને મેં કોઈ હિંદુમુસલમાનને 'ના' કહેવાની હિંમતવાળો ન દીઠો. આ આક્ષેપ હજી પણ સાચો છે. આપણા દિલમાં 'ના' હોય છતાં આપણે 'ના' નથી કહી શકતા; સામાનું મોં જોઈને, તેને 'હા' જોઈએ છે કે 'ના' એ વિચારી લઈને આપણે તે પ્રમાણે વાત કરીએ છીએ. અહીં પંડિતજીને ત્યાં ત્રણ ચાર વર્ષની છોકરીને પણ હું તેની મરજી વિરુદ્ધ કાંઈ નથી કરાવી શકતો. હું તેને કહું છું કે મારા ખોળામાં બેસ, તે કહે છે 'ના'. તેને કહું છું કે તું ખાદીનાં કપડાં પહેરશે? તો કહે છે 'ના'. આ બાળકીની તાકાત પણ આપણામાં નથી. એક મહાપુરુષે કહ્યું છે કે આપણે સ્વર્ગમાં જવું હોય તો બાળકના જેવા થવું જોઈશે. બાળકના જેવા થવું જોઈશે એનો અર્થ એ કે બાળકની નિર્દોષતા અને હિંમત જોઈશે. એડવિન આર્નોલ્ડે* બાળકની નિર્દોષતા સરસ રીતે વર્ણવી છે. બાળક વીંછીને પકડે છે, સાપને પણ પકડે છે, આગમાં હાથ નાખે છે, તેને ડરનું જરાયે ભાન નથી હોતું. તમે એ જાતની ભયરહિતતા કેળવો. તમને ઈશ્વરની ઉપર ભરોસો રહ્યો નથી એટલે તમે ડરને વશ થઓ છો.

"મને ઘણી વાર એમ થાય છે કે હિંદુસ્તાનમાંથી હું ક્યારે નાસી છૂટું યા તો હિંદુસ્તાનને હું ક્યારે સ્વતંત્ર કરું? સ્વતંત્રતાનો એટલો જ અર્થ કે આપણે કોઈનાથી ન ડરી આપણા દિલમાં હોય તે કહી શકીએ, કરી શકીએ. કરોડો માણસ સામે ટટાર ઊભા રહીને પોતાની વાત કહી શકે તે ખરો હિંમતવાન છોકરો છે. માટે તમારે માટે, પહેલો પાઠ તો 'ના' કહેવાનું શીખવાનો છે. પ્રતિજ્ઞા તમે લો જ નહીં એ બહેતર છે; પ્રતિજ્ઞા લઈને તોડવી એ ભારે ગુનો કર્યા બરાબર છે એમ હું કહીશ. તમે ભારે કેળવણી લીધી હશે, મોટી ડિગ્રી મેળવી હશે, તોપણ જો તમે ટપટપ પ્રતિજ્ઞા તોડો એવા હશો તો તમને જરૂર કહીશ કે તમે જમનામાં જઈને ડૂબી કેમ નથી મરતા? તમારું દિલ એક વખત અમુક કહે એટલે તે પ્રમાણે તમે વર્તો અને પછી

*એડવિન આર્નોલ્ડ (૧૮૩૨–૧૯૦૪). મહાન અંગ્રેજ કવિ. એ સંસ્કૃત સાહિત્યનો પણ અભ્યાસી હતો. ભગવદ્ગીતાનું તેણે કરેલું પદ્ય ભાષાંતર 'સૉંગ સેલેશ્ચિયલ' અને પદ્યમાં લખેલું બુદ્ધચરિત 'લાઇટ ઑફ એશિયા' અંગ્રેજી સાહિત્યમાં બહુ પ્રસિદ્ધ છે.

જુદું કહે તેથી જુદી રીતે તમે વર્તી શકો છો, એવો બચાવ તમે કદાચ કરશો. પણ તેનો જવાબ એ છે કે તમારે કસમ લેવા જ ન જોઈએ. શાસ્ત્રોમાં કહ્યું છે કે પ્રતિજ્ઞા લો તો તેને માટે મરો. અને એ વચનોને સાચાં પાડનારા હતા આપણા હરિશ્ચન્દ્ર અને રોહીદાસ કે જેણે ભંગીને ત્યાં સેવા કરેલી; એ ધર્મવીરોના આપણે ઓલાદ છીએ એ તમે કેમ ભૂલી જશો ? હા; વ્યભિચાર કરવાની, જૂઠું બોલવાની પ્રતિજ્ઞા લીધી હોય તો તે જરૂર તોડી શકાય, કારણ તેથી માણસ પોતાની ઉન્નતિ સાધે છે. ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કદી ફેરવી શકાય નહીં. હિન્દુ ગોમાંસ ન ખાવાની પ્રતિજ્ઞા અથવા મુસલમાન દારૂ અને ડુક્કરનું માંસ ન ખાવાની પ્રતિજ્ઞા કરે તો તે બીમાર હોય, મરવાની તૈયારી ઉપર હોય, ડૉક્ટરો આગ્રહ કરતા હોય કે સહેજ અભક્ષ્ય લઈ લો, તો તેનો પણ તેણે ઇનકાર કરવો લાઝમ છે. આવી રીતે જિંદગીના ભોગે અભ્યાસ તરફ પોતાની પ્રતિજ્ઞામાં કાયમ રહેલ શખસને જ, તે જ્યારે જન્નતમાં જશે ત્યારે ખુદા કહેશે 'તું શેરનો બચ્ચો છે.'

"દુનિયાના તમામ ધર્મમાં પ્રતિજ્ઞા વિષે એવી કલમ લખાઈ છે. સત્યની પ્રતિજ્ઞા લીધી હોય તો ગામ બચાવવાની ખાતર કે કોઈ મનુષ્યને બચાવવાની ખાતર તમે અસત્ય નથી બોલી શકતા. પ્રતિજ્ઞાભંગથી થયેલું દુઃખ મારે કોઈ પણ રીતે કહી દેવું જ રહ્યું. કોઈ ઘરડો બખ આદમી પ્રતિજ્ઞા તોડે તે મારાથી કંઈ કે સમજી શકાય; હું પોતે બુઢ્ઢો રહ્યો એટલે કોઈ જૂલથાપ કરું. પણ તમે તો જુવાનજોધ રહ્યા, તમારામાં તાજું લોહી વહે છે, તમને હું કેમ માફી આપું ? આ પ્રસંગે કાંઈક વિષયાંતરને ભયે પણ મારો અનુભવ સુણાવ્યા વિના મારાથી રહેવાતું નથી. અમદાવાદમાં બે વર્ષ ઉપર હજારો મજૂરોએ સાબરમતીને તીરે આવેલા એક વૃક્ષની નીચે ખુદાને હાજર રાખીને પ્રતિજ્ઞા લીધી કે પોતાની માગણી કબૂલ ન થાય ત્યાં સુધી તેઓ કામે ચડશે નહીં. વીસ દહાડા સુધી તેઓ ટકી રહ્યા, પણ પછી મને લાગ્યું કે તેઓ પડવાની તૈયારી ઉપર હતા; એટલે મેં તેમને કહ્યું કે 'તમે પડશો તો હું પણ અન્ન ન લઈને દેહ પાડીશ. તમે પ્રતિજ્ઞા ન લીધી હોત તો ચાલત, પણ લઈને તોડો એ તો મને અસહ્ય છે.' મજૂરો રોવા લાગ્યા, પગે પડવા લાગ્યા, 'મજૂરી કરીને પેટ ભરશું પણ કામે નહીં ચડીએ' એમ કહીને મારી પ્રતિજ્ઞા મૂકી દેવાનું મને કહેવા લાગ્યા. આમ તેમને પડતા અટકાવવા માટે મારે નિરાહારવ્રત લેવું પડ્યું હતું. તમે મજૂરો કરતાં તો બેતાલીમ ન બનો; તેનાથી વધારે નાસ્તિક તો તમે ન બનો. તમે ઇન્સાનની ગુલામી તજી ખુદાની ગુલામી લો. આ સલ્તનતને મિટાવવી હોય તો ગુલામી તજવી પડશે. તમે કસમ ન લો તો સ્વરાજ ન મળે એમ નથી, પણ તમે કસમ તોડશો તો સ્વરાજ જરૂર પાછું

હશે. આવા કસમ તોડનારા વિદ્યાર્થીઓની મદદથી મુસલમાનો મુસલમાનોને મદદ નથી કરી શકવાના. એટલે હું તમને વીનવીને કહું છું કે તમે કસમ ન લો, અને કસમ લો તો તે પૃથ્વી રસાતળ જાય તોપણ ન છોડશો. તમારામાંના ગણ્યાગાંઠ્યા કસમ લેશે તો તેઓનાથી પણ સ્વરાજ મળવાનું છે. મુસલમાન વિદ્યાર્થીઓની આગળ ઇમામ હસન અને હુસેનના દાખલા મોજૂદ છે. ઇસ્લામને ટકાવનાર તલવાર નથી, પણ આવા અડગ ટેકવાળા ભારે ફકીરો થઈ ગયા તેમને લીધે તે ટકી રહ્યો છે. એમ. એ. થવાથી કે સેવાસમિતિના વૉલંટિયર થવાથી કે કૉંગ્રેસમાં જઈને ભાષણ આપવાની તાકાત મેળવ્યાથી તમે દેશને સ્વતંત્ર નહીં કરી શકો — જેટલા તમે પ્રતિજ્ઞાનું માન જાળવીને અને તેનું પાલન કરીને કરી શકશો."

### આ સરકાર અને રાવણ

આમ પ્રતિજ્ઞાધર્મ ઉપર લંબાણથી બોલીને ગાંધીજી પ્રસ્તુત વિષય ઉપર આવ્યા. તેમ કરતાં તેમણે સરકારની રાવણરાજ્ય સાથેની ઉપમામાં સહેજ સુધારો કર્યો: "આ રાજ્ય અને રાવણરાજ્યમાં ફરક નથી. જો કાંઈ ફરક હોય તો તે એટલો જ કે રાવણના દિલમાં કાંઈક દયા હશે, કાંઈક ઓછો દગો હશે. તેણે તો મંદોદરીને કહ્યું કે 'દસ મસ્તકવાળો હું શું રામનો મુકાબલો કરી શકું? તું તો દીવાની થઈ ગઈ છે. હું જાણું છું કે તે અવતારી પુરુષ છે. મને તો ખબર છે કે હું એવો તો બૂરો થઈ ગયો છું કે તેના હાથથી હું મરી જાઉં તોપણ કાંઈ ખોટું નહીં.' પણ આપણી સલ્તનતને તો ખુદાનો ડર રહ્યો જ નથી. ખુદાને હાથે મરીશું એવો ખ્યાલ નથી. તે તો ખુદાને ઘોળીને પી ગઈ છે. તેનો ખુદા તે તેની તકબ્બરી, તેની દોલત, તેનો દગો છે. યુરોપિયન સંસ્કૃતિ શયતાનિયતથી ભરેલી છે; પણ અંગ્રેજ સલ્તનત સૌથી વધારે શયતાનિયતથી ભરેલી છે. આજ સુધી હું યુરોપમાં અંગ્રેજ સલ્તનતને ઓછામાં ઓછી ખરાબ માનતો હતો; હવે તો મારી ખાતરી થઈ છે કે એના જેવી ખુદાને ભૂલી ગયેલી સલ્તનત બીજી કોઈ નથી. એ સલ્તનતની સેવા હું નથી કરવા માગતો. એના આશ્રય તળે મારાથી એક ક્ષણ પણ ન રહેવાય.

### વધારે ગુલામ ન બનો

"તમને મારાં વચનો વિષે શક હોય, તમને મારા જેટલી એની બૂરાઈ ન લાગતી હોય તો તમે બેલાશક તમારી શાળામાં ભણ્યાં કરજો. પણ જો તમે મારા વિચારના હો તો આ સલ્તનતની શાળામાં ગીતા શીખશો તે પણ નકામી છે. આપણને ગુલામ કરીને રાખનારી સરકાર આપણને મહેલો બાંધી આપી તેમાં ગીતાજી ભણાવશે, દાક્તરી, સાયન્સ, ઇજનેરી ભણાવશે, તે

શું શીખી શકાય કે? હું ના કહું છું, કારણ કે બધી તાલીમમાં ઝેર છે, એ બધી તાલીમ આપણને વધારે ગુલામ બનાવવા માટે છે. આપણી લડાઈ ધર્મની છે, સરકારની અધર્મની છે. જે સરકાર માઈકેલ ઓડવાયર જેવા અમલદારના ગુના જાણે છે છતાં તેનો બચાવ કરે છે, ડાયરની હેવાનિયત જાણ્યા છતાં તેને ગંભીર વિચારદોષ માત્ર ગણે છે, તે સરકારની મદદ કેમ લેવાય કે તેની સાથે સંબંધ કેમ રખાય? તેની સાથે સંબંધ રાખવો એ વધારે હેવાન બનવા બરાબર, વધારે ગુલામ બનવા બરાબર છે.

'અમારે માટે શું કરશો?'

"આ પ્રશ્ન મને કરશો જ નહીં. હું તમને સરકારની ગુલામી છોડીને મારા ગુલામ થવાનું કહેતો નથી. મારા ગુલામ થવા માગતા હો તો મારે તમારું કાંઈ કામ નથી. તમારામાં એટલી તાકાત ન હોય કે ગમે તેમ કરીને મારું પેટ ભરીશ, ગમે તે મહેનત કરીને માગાં માતપિતાનું પોષણ કરીશ, તો તમે શાળાપાઠશાળા ન જ છોડશો. તમારે માટે વ્યવસ્થા કરવાનું અમારું કામ છે; અને અમે થઈ શકે તેટલી વ્યવસ્થા જરૂર કરવાના. હિન્દુસ્તાનની આબોહવા એટલી બગડેલી છે કે શિક્ષકો, અધ્યાપકો મને દીવાનો પણ માનતા હોય, અને તેમની મદદ નહીં મળે. આવાઓની હું મદદ નથી ચાહતો. પણ શિક્ષક — અધ્યાપક ન મળે તો તમે તમારા અધ્યાપકો બનજો અને તમે તમારા જ પગ ઉપર ઊભા રહેજો. મારી, મોતીલાલજીની કે શૌકતઅલીની તાકાત ઉપર ઊભા રહેવાની આશાએ આવતા હો તો છો ત્યાં જ ઊભા રહેજો."

'આજે પ્રહ્‌લાદો ક્યાંથી લાવવા?' એ પ્રશ્ન કલ્પીને તેમણે 'પ્રહ્‌લાદો આ જમાનામાં પણ છે' એમ કહી સ્વામી દયાનંદ સરસ્વતીનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. કોઈકે કહ્યું કે તમે યુદ્ધની સ્થિતિ બતાવીને તેને યોગ્ય કામ લેવા ચાહતા હો તો કાંઈ excitement — કાંઈ નશો આપવો જોઈએ. ગાંધીજીએ કહ્યું, "હું કાંઈ નશો આપવા માગતો નથી. તમારી તાલીમનો નશો તમારે માટે પૂરતો છે. હું તો તમને ઠંડી હિંમત આપવા માગું છું. કુરબાની માટે — તપશ્ચર્યા માટે તમારાં દિલ પાક હોય એમ ચાહું છું." 'માબાપોની રજા નથી મળી શકતી' એ ફરિયાદના જવાબમાં તેમણે જણાવ્યું "કે, ખરી હકીકત તો એ છે કે માબાપો બાળકોને નથી અટકાવી રહ્યાં, બાળકો જ માબાપ શાળા છોડવાનું કહે તોપણ છોડવા તૈયાર નથી. હિંદુ યુનિવર્સિટીમાં સો દોઢસો છોકરાઓને મેં પૂછ્યું હતું. તેમણે કહેલું કે અમારાં માબાપની અમને પરવાનગી છે એટલું જ નહીં પણ તેઓ ખર્ચ આપવાને માટે પણ તૈયાર છે; પણ ગમે તેમ હોય. કોઈ ગમે તેમ કહે, સરકારથી ચાલતી

શાળાપાઠશાળામાં ભણવે જવું એ પાપ છે એમ તમારો આત્મા કહેતો હોય તો જ તમે તે છોડજો; કાંઈ પણ અંદેશો હોય તો તમે માલવિયાજીની સલાહ માનજો. હું તો હિંદુસ્તાનમાં પાંચ વર્ષ ઉપર આવ્યો; માલવિયાજીએ તો આખી જિંદગી દેશની સેવામાં અર્પી છે. માટે કહું છું કે મારો અવાજ તે જ તમારા આત્માનો ન અવાજ હોય તો માલવિયાજીનું માનો. મારો અવાજ તે જ તમારો અવાજ હોય તો માલવિયાજીની સલાહને પણ ન જ માનો."

મૌલાના આઝાદ સાહેબે પોતાના ટૂંકા પણ સુંદર ભાષણમાં એ વાત એ જણાવી કે પોતે કેળવણીના ઉપર તો ભારે આશક છે. રાંચીમાં પરહેજ રહ્યાં રહ્યાં પણ તેમણે કેળવણી ફેલાવવાના પ્રયત્ન કરેલા અને એક સ્વતંત્ર શાળા ચલાવવા માટે ફંડ ઊભું કરેલું. એટલે પોતે કેળવણીની વિરુદ્ધ હોય એવું તો કોઈ ન જ માને. બીજી વાત એ જણાવી કે કોઈના હાથમાં દેશનું ભલું વધારેમાં વધારે હોય તો તે વિદ્યાર્થીઓના હાથમાં છે. અને વિદ્યાર્થીઓ આજની અમૂલ્ય ઘડીએ પોતાનો ભાગ ન ભજવે તો દેશ પોતાની ચાલુ સ્થિતિમાંથી નીકળવાનો નથી.

આ પછી નિશ્ચયપૂર્વક જે વિદ્યાર્થીઓ છોડવા ચાહતા હોય તેમને અલગ થઈ જવાનું કહેવામાં આવ્યું. ૭૫ વિદ્યાર્થીઓ કૉલેજના અને ૩૫ વિદ્યાર્થીઓ હાઈસ્કૂલનાએ પોતાનો નિશ્ચય જાહેર કર્યો. ક્રોસ્થવેટ ગર્લ્સ સ્કૂલની કેટલીક વિદ્યાર્થિનીઓએ પણ પોતાનો નિશ્ચય જાહેર કર્યો. આ બધાં ભાઈબહેનો સાથે આ મીટિંગ બાદ બીજે દહાડે ગાંધીજીએ ખૂબ વાતચીત કરી; જેને પોતાના ભરણપોષણનું સાધન ન હોય તેવાઓના ભરણપોષણના સાધનની વ્યવસ્થા માટે નામ લખી લેવામાં આવ્યાં. બીજે દિવસે શાળાના વિદ્યાર્થીઓ માટે ગાંધીજીએ 'તિલક વિદ્યાલય' ખોલ્યું. જે વિદ્યાર્થીઓએ શાળા છોડી છે એઓથી આ વિદ્યાલય શરૂ થઈ જશે. પાઠશાળાના વિદ્યાર્થીઓ માટે હાલ તો ધૈર્યની, દરરોજ આશ્રમમાં નિયત સમયે હાજરી ભરવાની અને કાંતવાનું સરસ શીખી લેવાની તાલીમ જરૂરની છે એમ તેમણે તેમને સમજાવ્યું. આ વિદ્યાર્થીઓને માટે ભાઈ જવાહરલાલ નેહરુ મકાન લેવાની તજવીજમાં હતા; તે લેવાઈ ગયું હશે. તેમને સલાહ આપવાનું અને તેમને માટે બીજી વ્યવસ્થા કરવાનું પણ ભાઈ જવાહરલાલે માથે લીધેલું છે.

પહેલી ડિસેમ્બરે પટના માટે ઊપડ્યા. હું અલાહાબાદ થોડું રોકાયો. બાપુથી છૂટા પડતાં હું રડી પડ્યો. મિસિસ જોસફની સાથે મેળાપ. બાપુ રાતે પટના પહોંચ્યા. હું બીજીએ સવારે પહોંચ્યો.

૨-૧૨-'૨૦ થી
૧૩-૧૨-'૨૦

[એ વિષે મહાદેવભાઈનો 'નવજીવન'માંનો પત્ર પહેલો આપી દઉં છું.]

રાતના નવ વાગ્યા છે. ભાગલપુરથી કલકત્તા જતી ગાડીમાં બેસીને આ પત્ર લખી રહ્યો છું. આ જ વખત કાંઈક શાન્તિનો છે. દિવસના અનેક સભાઓ, અનેક માણસોની આવજા. રાત્રે દરેક સ્ટેશને સેંકડો — હજારો માણસો દર્શનાતુર ઊભાં જ હોય એટલે આગલી રાત તો પરાણે જાગવું જ પડે. રાત્રે બે, ત્રણ અને ચાર વાગ્યે માણસો આવતાં નથી એમ નહીં, પણ આખરે થાકીને ડોલાં તો આવવા માંડે જ, એટલે માણસોના હુમલા છતાં અર્ધ સુષુપ્ત દશામાં રહીએ. પણ અમારી આગલી રાત તો જાગરણની જ — ગાડી ચાલતી હોય તે દરમ્યાન શાન્તિની એટલે કામને માટે ઉપયોગની.

આજે અમારી બિહારની મુસાફરી પૂરી થાય છે. બિહાર — ગાંધીજીનું માનીતું બિહાર કેટલાયે મહિના થયાં ગાંધીજીનાં દર્શન માટે તલસી રહ્યું હતું. મઝહરુલ હક સાહેબના તો બે મહિના થયાં તારો શરૂ થયેલા. અંતે ગયા મહિનાની આખરે કંટાળીને તેમણે છેલ્લો તાર કરેલો કે 'તમારું વચન પાછું તૂટયું છે. હવે નહીં આવો તો લોકજીવન તજીને અમારે ક્યાંક ભાગવું પડશે.' ગાંધીજી કાશીમાં હતા ત્યારે જ હક સાહેબ બરોબર અગિયાર દિવસનો પ્રવાસક્રમ તૈયાર કરીને ત્યાં લાવેલા. તે પ્રવાસ તેમણે ગોઠવેલો હતો તે પ્રમાણે આજે પૂરો થયો છે. પ્રથમ આરા, પટના, છપરા અને દક્ષિણમાં ગયા કરીને ઉત્તરે ચડયા, ત્યાં મુઝફ્ફરપુર, ત્યાંથી ઉત્તરે ગાંધીજીને જે ચંપારણને લીધે દેશ પિછાન્યા તે — ચંપારણ એટલે બેતિયા અને મોતીહારી; ત્યાંથી પૂર્વમાં-દરભંગા અને સમસ્તીપુર કરીને પાછા દક્ષિણમાં ગંગાકિનારે ઊતરી પડયા – મોંઘીર, જમાલપુર, ભાગલપુર; આમ અગિયાર દિવસમાં બિહાર પૂરું થયું. અગિયાર દિવસમાં તો કોઈ ઇલાકો ન પૂરો થાય પણ કામ કેટલી ત્વરાથી લેવાયું છે તેનો ખ્યાલ આવી શકે છે. લોકો પણ એ સમજી ગયેલા છે અને દરેક મથકે ચાલીસ ચાલીસ પચાસ પચાસ કોસથી માણસો આવી પડતાં હતાં

## નિરવધિ પ્રેમ

*બિહારમાં ગાંધીજી અને શૌકતઅલીને જે પ્રેમનાં દર્શન થયાં તેનું* વર્ણન આપ્યુ જાય એમ નથી દરેક ઠેકાણે ઊભી રહેતી ગાડીવાળું બી. એન ડબલ્યુ. રેલવેનું એક પણ સ્ટેશન સેંકડો માણસોથી ભરેલુ ન હોય એમ અમારી મુસાફરીને દિવસે બન્યુ નથી. કદી ઘરમાંથી બહાર ન નીકળતી બહેનો ગાંધીજીને સાંભળવા માટે જ્યાં ને ત્યાં આવ્યા વિના રહી નથી. વિદ્યાર્થીનાં

ટોળેટોળાંએ દરેક ઠેકાણે ગાંધીજીને પોતાના ઉત્સાહથી ગૂંગળાવી દીધા છે. કોઈ ઠેકાણે કોઈ બહેન પોતાનો પરવાળાંનો હાર કાઢીને ગાંધીજીને કહે કે 'તમારા ગળામાં પહેરવા માટે જ એ આપું છું' તો કોઈ ઠેકાણે સાધુબાવાઓ પોતાની માળાઓ ખોળામાં મૂકી જાય. કોઈ ઠેકાણે સુંદર હાથકંતામણ અને હાથવણાટના તાકા ધરવામાં આવે, તો કોઈ ઠેકાણે દૂર જંગલમાંથી 'મહારાજ, મારા બાહુબળ વડે, અમારી વસ્તીને ત્રાસ આપનાર વાઘને મારીને આ ચામડું તમારે માટે લઈ આવ્યો છું,' એમ કહેનાર પ્રેમી ગામડિયા મળી આવે. કોઈ ઠેકાણે 'ફ્રોગ સિમલો'થી તોપનું માન આપના, ક્યાંક પોતાની હકૂમતની અંદરની સિમલ ન આપી દર્શન માટે ગાડી અટકાવતા રેલવેના નોકરો મળે. અનેક સ્ટેશનો છોડી ચાલી જનારી 'સ્પેશિયલ'ને ન ગણકારી "કદાચ સહેજ તો દર્શન મળી જશે, અને દર્શન નહીં મળે તો 'ગાંધી શૌકતઅલી કી જય'નો અવાજ તો ઉપર પહોંચાડીશું' એવી શ્રદ્ધાથી ઊભેલાં ટોળાંઓ જણાય, ક્યાંક હિંમતથી સલામ કરતા અથવા હાથનો સ્પર્શ કરવા આવતા પોલીસના માણસો મળે, તો ક્યાંક ક્યાંક 'આ પાપી પેટને ખાતર આમાં પડ્યા છીએ, છતાં સ્વરાજ માટે આટલા પાંચ રૂપિયા તો લઈ જાઓ' એવાં દીન વચનો કહેનારા ગુપ્તચર ખાતાના નોકરો પણ મળ્યા છે!

## ફકીર સાથીઓ

બિહારના અનુભવોમાં બીજો નોંધવા લાયક અનુભવ ગાંધીજી અને મૌલાના શૌકતઅલીના ફકીર સાથીઓનો. બિહારના ઉંબરામાં પગ દેતાં દર્શન થાય છે ઇસ્લામ અને સ્વરાજને માટે ફકીર બનેલા મઝહરુલ હક સાહેબનાં. ક્યાં તેમની એકાદ બે વર્ષ ઉપરની નવાબી અને જાહોજલાલી, અને ક્યાં તેમની આજની કોઈ ઓલિયાને શોભતી સાદાઈ! બિહારમાં સરસમાં સરસ બૅરિસ્ટરોમાં ગણાતા એઓ આજે પોતાનાં કાયદાનાં પુસ્તકો હરાજ કરીને, 'એ જહર આ જિંદગીમાં તો હવે ન જ જોઈએ' એમ નિશ્ચય કરીને બેઠા છે. પટનાની સુંદરમાં સુંદર મોટર વાપરનારા આજે કોઈ મિત્રની ગાડી મંગાવી લે છે અથવા પગે જાય છે; દબદબા ભરેલા પોશાકમાં કરચલીની પણ ખામી ન આવે એવી કાળજી રાખનારા હક સાહેબ આજે નખથી તે શિખ સુધી હાથકંતામણ અને હાથવણાટના લેબાસમાં, અનેક દિવસ અચકન-પાયજામા બદલ્યા વિના ફરે છે, દરરોજ દાઢીમૂછ તદ્દન સાફ મૂંડ્યા વિના જેને નિદ્રા ન આવતી તે આજે 'દાઢી વિના મુસલમાન શાનો?' એમ કહી ચાંદી જેવી ચળકતી દાઢી વધારી રહ્યા છે; મશરૂની તળાઈએ પોઢતા અને મોડે સુધી સવારે તેમાં જ રહેતા હક સાહેબ આજે જમીન ઉપર ગોદડી પાથરી સૂએ છે, અને બડી બામદાદમાં ઊઠીને બંદગી કરે છે; આવતી

પહેલી તારીખથી મોરો આલેશાન 'સિકંદર મંઝિલ' તેમના વિના સૂનો પડશે, ગંગાકિનારે સ્થાપેલા 'સદાકત આશ્રમ'માં પોતાના છૂટી કાઢેલા વિદ્યાર્થીઓને તાલીમ આપશે, અને તેમનાં પત્ની (જેઓ અબ્બાસ તૈયબજી સાહેબના ખાનદાનના છે) મહિનાના સિત્તેર રૂપિયાના ખર્ચથી સંતોષ માની તેમના બે પુત્રો સાથે ગામડામાં આવેલા પોતાના એક ઘરમાં રહેવા જશે!

અસહકારને પરિણામે આટલા એક જ ફકીર થયા હોય તોયે અસહકાર નિષ્ફળ કહેવાય નહીં. પણ ફકીરોની ભૂમિ હિન્દને તો ઘણાયે ફકીરો યાવચ્ચંદ્રદિવાકરો પવિત્ર રાખનારા હશે. આગળ ચાલતાં મુઝફ્ફરપુર જઈએ છીએ. તો ત્યાં પણ મૌલવી મહમદ શફી સાહેબ પોતાની ધીકતી કમાણી છોડી બૅરિસ્ટર મટી ફકીર થયા છે. તેમનો 'મોતી મંઝિલ' સાર્વજનિક કાર્યને માટે સોંપ્યો છે, અને પોતે એક નાનકડા ઘરમાં રહી ગુજરો કરશે. મોંઘીરમાં ગયા તો ત્યાં પણ બૅરિસ્ટર સાહેબ સુબેર ગઈ પહેલી ઑગસ્ટથી જ પોતાની દુકાન ઉઠાવી મૂકીને બેઠા છે! હિન્દુ ભાઈઓમાં તો પટનાવાળા બાબુ રાજેન્દ્રપ્રસાદ, દરભંગાવાળા બ્રજકિશોરપ્રસાદ અને સમસ્તીપુરવાળા બાબુ ધરણીધરપ્રસાદ વગેરે જાણીતા છે જ.

### બહેનોની હિંમત

ત્રીજી નોંધવાલાયક વાત દરેક સ્થળે થયેલી સ્ત્રીઓની સભાઓ. હક સાહેબ કહેતા હતા કે પટનામાં સ્ત્રીઓની સભા કેટલાંયે વર્ષોમાં કદી ન થયેલી તે આજે થવાનો પ્રસંગ આવ્યો. હક સાહેબના ઘરમાં જ બધી બહેનો આવી હતી. ઘરમાંયે પડદા તો રાખેલા હતા. પણ ગાંધીજીના અને શૌકતઅલીના તો દર્શન થઈ શકે જ માટે પડદામાંથી પણ એ બે ભાઈઓનાં દર્શન બહેનો કરતી હતી! અને દ્રવ્યની માગણીને કેવો જવાબ મળ્યો? હક સાહેબનાં પત્નીએ પોતાની ભારેમાં ભારે મોતી અને માણેકજડિત ચાર બંગડીઓ ઉતારી આપી. હક સાહેબને આ વાતની ખબર પડતાં તેમના હરખનો પાર ન રહ્યો. તેમણે કહ્યું, 'આના કરતાં વધારે કીમતી બંગડી એની પાસે નથી.' કોઈકે કહ્યું, 'આ હજાર દોઢ હજારની બંગડી ઉતારતાં એમને સંકોચ ન થયો?' તરત શૌકતઅલી સાહેબે ઉત્તર વાળ્યો, 'એણે એના માલિકને આપી દીધો છે તો એ બંગડી તો શી વિસાતમાં?' ભાગ્યે જ સોએક સ્ત્રીઓ હશે ત્યાં પહેલે જ દિવસે દોઢસો ઉપર રૂપિયાનું ત્યાં ને ત્યાં જ ઉઘરાણું થયું, અને પછી તો એનગામની માફક ત્રણ દહાડા સુધી સ્ત્રીઓ તરફથી ઘરેણાં આવ્યા જ કીધાં. સ્વ. બાબુ પરમેશ્વરલાલનું ગયે વર્ષે અવસાન થયું ત્યાર પછી ગાંધીજી પહેલી વાર પટનામાં આવેલા, એટલે તેમના વિધવાને મળવા ગયા. કેવળ બેસવા અને દિલાસો આપવા ગયેલા, ત્યાં તો ઘરમાંથી વહુઓ

અને દીકરીઓના હારો ગાંધીજી આગળ આવીને પડ્યા! બીજે બધેય ઠેકાણે બહેનોએ ઠીક ઠીક જવાબ આપ્યો જ છે. પણ આજે ભાગલપુરમાં તો હદ વળી. ઉત્સાહી અને ગર્ભશ્રીમંત દેશભક્ત બાબુ દીપનારાયણસિંહ અને તેમનાં વિદુષી પત્નીએ દરભંગામાં જે વ્યવસ્થા કરી હતી તેમાં તો કશી મણા રાખી ન હતી. તેમાં સ્ત્રીઓની સભાનું તો વર્ણન કર્યું જાય એમ નથી. પાર વિનાનાં જવાહિર વરસ્યાં! હીરાની વીંટીઓ, મોતી અને માણેકની બંગડીઓ, સોનાના હાર, અને ચાંદીના દાગીનાનો ઢગલો! હજારો સ્ત્રીઓ હાજર હશે. રોકડું ઉઘરાણું સાડા છસો રૂપિયાનું થયું. દિલ્હી, અલાહાબાદ, પટના, ભાગલપુરની બહેનો શ્રદ્ધાહીનોમાં શ્રદ્ધા નહીં પૂરે?

### વિદ્યાર્થીઓનું પ્રેમ

લગભગ દરેક ઠેકાણે વિદ્યાર્થીઓની પણ સભા તો થઈ જ છે. પ્રેમઘેલાં વિદ્યાર્થીઓનાં ટોળાં જોઈને ગાંધીજી — પોતાની વખતની ગણતરી કદી ન ભૂલનારા ગાંધીજી પણ વખત ભૂલી જાય છે, ખાવાપીવાનું ભૂલી જાય છે, અને કેવળ વિદ્યાર્થીમય થઈ જાય છે, અને વિદ્યાર્થીઓ જન્મારામાં કોઈ શિક્ષકને ધ્યાન ન આપ્યું હોય તેટલું ધ્યાન આ મહાશિક્ષકને આપે છે. તડ ને ફડ વાતો જ હવેનાં ભાષણમાં થાય છે. 'મેં બહુ ભાષણો કીધાં. ગુલામના માલિક કદી સ્વતંત્રતાનું શિક્ષણ આપી શકે, તેની શાળામાં સ્વતંત્રતા તમે શીખી શકો, એમ માનતા હો તો શાળા છોડશો નહીં', 'તમારા બિછાનામાં સાપ હોય તો તમને બીજું બિછાનું મળે યા ન મળે તોપણ તે બિછાનું તો તમારે છોડયે જ છૂટકો', 'હિંદુસ્તાનને સ્વતંત્ર કર્યા પછી ઇજનેર, ડૉક્ટર અને વૈજ્ઞાનિક બનજો', 'બે વર્ષ ભણવાનું નહીં મળે તો ખેતર અણવવાયલું રહી વધારે પાકને માટે તૈયાર થશે, અને વચગાળામાં હાથકંતામણ અને હાથવણાટ તો શીખવાનાં છે જ', 'કાંઈ શીખવાનું ન મળે તો રામાયણ — અસહકારનો ભારેમાં ભારે ગ્રંથ — શીખો, તેનું રટણ કરો', 'તમે ફૂટબૉલનો મોહ મૂકીને તમારાં ખેતરોમાં માટીનાં ઢેફાં સાથે ખેલો', આવી આવી અનેક હૃદયંગમ ગોષ્ઠિથી વિદ્યાર્થીઓનાં ચિત્ત તેમણે હરી લીધેલાં છે. તેનાં પરિણામો આજે જણાઈ રહ્યાં છે. પટનામાં ઇજનેરી કૉલેજના ૧૩૦ વિદ્યાર્થીઓ — બાકી પાંચ સાત રહ્યા છે તે માતપિતાની પરવાનગી માટે રોકાઈ રહ્યા છે — ઊઠી ગયા. વિદ્યાર્થીભવનમાંથી પોતાના સરસામાનથી આઠ દસ ગાડી ભરીને સામાન કાઢી તેનું સરઘસ કાઢયું, અને 'સરકારી પાઠશાળાને સલામ' એવા વાવટા ફરકાવતા બીજી કૉલેજ આગળથી પસાર થયા! હક સાહેબ તેમને સલાહ વગેરે આપવાને તૈયાર છે જ. અનેક 'ઇન્ટર્ન' થયેલ વિદ્યાર્થીઓનો કિસ્સો — મુઝફ્ફરપુર કૉલેજ પણ ખાલી થઈ રહી છે.

ગાંધીજીના ગયા પછી ૮૫ વિદ્યાર્થીઓ નવમીએ નીકળ્યા. તે અગાઉ દસ પંદર વિદ્યાર્થીઓ નીકળેલા. અગાઉ જે દસ પંદર વિદ્યાર્થીઓ નીકળ્યા હતા તેઓ સરસ સાર્વજનિક કાર્ય કરી રહ્યા છે. તેમાંના એક ભાઈ મનરંજનપ્રસાદનાં ગીતો — કૉલેજ છોડ્યા પછી બનાવેલાં ગીતો અનેકને ગળગળા કરે છે! અહીંની સ્થિતિ શફી સાહેબ, બાબુ વ્રજકિશોર અને ધરણીધરપ્રસાદ સંભાળી રહ્યા છે. ધૈર્યથી વિદ્યાર્થીઓ કામ કર્યે જાય તો તેઓ બિહારના બીજા વિદ્યાર્થીઓ ઉપર પણ સરસ અસર પાડશે.

સારું સારું કહી દીધું. હવે વળીએ પેલી, દુઃખ અને અત્યાચાર જ્યાં ઘણાં વર્ષો થયાં વાસો કરી રહેલાં છે તે ભૂમિ, ચંપારણની તરફ! દોઢ વર્ષ નીલવરો (પ્લૅન્ટર્સ)ની સાથે લડતાં લડતાં તેમના પંજામાંથી રૈયતને ગાંધીજીએ ઘણાં વર્ષના અત્યાચાર પછી મુક્તિ અપાવી. તેમનામાં તે લડતને પરિણામે કાંઈક જોર પણ આવેલું જણાતું હતું. પણ હજી ચંપારણના કેટલાક ભાગમાં તો કાળો કેર વર્તી રહે છે એ નજરોનજર પેલે જ દહાડે બેતીઆથી ચૌદ માઈલ દૂર આવેલા ગામડામાં જોઈ આવ્યા. એક ધૂળ જેવી ગોલાલડાઈમાંથી આ એક કેર ઉત્પન્ન થયો છે! એક સોનીને ત્યાં એક માણસે જણસ ઘડવા આપેલી; તે સોનીએ ઘણા મહિના વાયદા ન પૂરા કર્યા એટલે માણસે જઈને અડંગો નાખ્યો. બન્ને વચ્ચે લાકડી ઊછળી અને કંઈક લોહીની છાંટ ઊડી. એકે કરી ફરિયાદ, પોલીસે ફરિયાદીમાં બીજાનું નામ ઉમેર્યું; એ માણસને પકડવા આવ્યા, તેને ગામડાવાળાઓએ ભગાડ્યા, અને બીજા કેટલાક કૉન્સ્ટેબલોની આસપાસ ફરી વળ્યા. પોલીસનો મિજાજ ગયો એટલે હાથીઘોડેસવાર થઈ ગામડાંઓ ઉપર કરી ચડાઈ. ગામડિયાઓ બિચારા તેમને જોઈને જીવ લઈને ભાગ્યા. બચ્ચાંછોકરાંને પણ ઘરમાં મૂકીને ભાગ્યા. પોલીસે અને તેમની સાથે આવેલા પરગામના ભાડૂતિયાઓએ ગરીબ ગામડિયાઓના કોઠાર તોડ્યા, પેટીપટારા તોડ્યા, જે કાંઈ દીઠું તે લીધું, ભાંગ્યું, તોડ્યું, વેર્યું અને સરવાળે નિકંદન કરી ગામડાંમાંથી જીવ લઈને નાસતી સ્ત્રીઓ પાછળ પણ પડ્યા. તેમનામાંની એકનું લૂગડું ઉતારી લીધું, તેના ઉપર ધૂળ નાખી; બીજી શૌચ ગઈ હતી ત્યાં તેને મારી, હેરાન કરી! રાવણસેનાનાં કૃત્યોનો આ ટૂંકો હેવાલ તો ગાંધીજી અને શૌકતઅલીની સાથે ફુલવનિયા, સીસવનિયા અને સેઢા ત્રણ ગામ જોવા હું ગયો હતો ત્યારે તેમની ખૂબ ઊલટતપાસ કરીને લેવાયલી જુબાનીમાંથી આપું છું. હક સાહેબ નોખી તપાસનો રિપોર્ટ તૈયાર કરી રહ્યા છે. સરકાર પણ આ હકીકત જૂઠી છે એમ પુરવાર કરવાની તૈયારી કરી રહી છે. આ સત્યાનાશ વળેલા ગામડિયાઓનાં ચોધારાં આંસુઓ જેમણે જોયાં હોય તે, મનુષ્ય હોઈ, એમ કેમ કહી શકે કે આ બધી લૂંટની

નિશાની જે આજે મોજૂદ છે તે કૃત્રિમ છે? પણ ડાયર પણ માનવજાતિમા જ અવતરેલો હતો ને!

આ લોકોને આશ્વાસન આપી આવીને ગાધીજીએ તે જ સાજે બેતિયામા જે ભાષણ કર્યું તે અક્ષરેઅક્ષર લેવા જેવુ હોઈ અહી આપી દઉ છુ (કેટલાક ભાગ તો મે ટૂકાવ્યા જ છે, પણ આખુ ગાધીજીને બતાવ્યુ છે )

### બેતિયાનુ ભાષણ

"ચપારણ મારે માટે નવુ નથી ચપારણમા હુ આવુ છુ ત્યારે ત્યારે મને એમ જ લાગે છે કે હિન્દુસ્તાનમા ચપારણ મારી જન્મભૂમિ છે અને હુ ચપારણના ભાઈઓના દુખથી દુખી રહુ છુ આજે હુ એ વર્ષ અહી પાછો આવુ છુ તોપણ તમને ખાતરી આપુ છુ કે તમારા દુખને હુ કદી નથી ભૂલ્યો ચપારણ જિલ્લાને થતુ એટલે મને થતું દુખ હું હમેશા માટ કરતો જ રહ્યો છુ, અને તેને માટે કાઈક કરતો પણ રહ્યો છુ પણ તમે તેને માટે જેટલુ કરી શકો તેથી તો તે ઓછુ જ હોય એટલે આજે તો તમને તમે શી રીતે બચાવી શકો તે કહેવા માગુ છુ

"ગામડાઓમા આજે હુ જઈ આવ્યો તે વિષે જે સાભળ્યુ હતુ તેથી હુ દુખી તો થઈ રહેલો જ હતો, પણ ત્યા બનેલુ નજરે જોઈને તો મારા દુખનો પાર નથી રહ્યો જે અત્યાચાર ત્યા થયો છે તેમા સરકારની ભૂલ આ વખતે હુ નથી જોઈ શકતો હુ જે જોઉ છુ તેમા પ્લેટરોની ભૂલ પણ નથી જોઈ શકાતી આપણા પોલીસ અમલદારો, તેમના હાથ નીચેના માણસો અને દેહાતીઓ (ગામડિયાઓ)ની જ ભૂલ જોઈ રહ્યો છુ પણ આપણે આ લોકોની સામે ઇન્સાફ અદાલતમાથી નથી મેળવવો આપણે એ લોકો પાસે જ તેનો ઇન્સાફ લેવા માગીએ છીએ પોલીસ આપણા ભાઈ છે, તે લોકો રૈયતનુ રક્ષણ કરે ભક્ષણ ન કરે એ તેમની ફરજ છે મે જ્યારે સાભળ્યુ કે અહીના દરોગા અને બીજા પોલીસ ભાઈઓ ત્યા જઈને અત્યાચાર કરી આવ્યા ત્યારે મને અત્યત દુખ થયુ તેઓએ આ કર્યું છે એમ તેઓ કદાચ કબૂલ ન કરે, પણ મને લાગે છે કે દેહાતીઓએ મને જે સભળાવ્યુ છે તે બધુ ખોટુ ન હોય આપણામાના મોટામોટાની ફરજ છે કે તે પોલીસને સમજાવે હુ અહી આવેલા બધા પોલીસને કહેવા માગુ છુ કે તમે મારા ભાઈ છો, તમે ગામડિયાઓના પણ ભાઈ છો, તો તમને કહુ છુ કે સરકાર તમને ગદુ કામ સોપે તો તે તમારાથી ન જ થઈ શકે અમને પણ તમે તમારા ભાઈ સમજો તો અમારુ કામ તમે કરો, પણ રજાડો નહી સરકારના તમે નોકર છો તો સરકાર અમારી નોકર છે, અને તેથી તમારી ફરજ નથી કે સરકાર તમને કાઈ ગદુ કામ ઉપાડવાનુ કહે તે ઉપાડો પણ આજના

મામલામાં તો સરકારનો પોલીસને ઘર લૂંટવાનો કાંઈ હુકમ ન હતો, બીજા દેહાતીઓ પાસે લૂંટ કરાવવી એવો હુકમ ન હતો, સ્ત્રી ઉપર જુલમ કરે એવો હુકમ ન હતો. આથી પોલીસે જે કર્યું તેમાં સરકારની કાંઈ તકસીર નથી, પણ પોલીસે પોતાની મરજીથી જ શિરજોરી કરી છે. આનો રસ્તો એ છે કે સારા સારા માણસો પોલીસને જઈને સમજાવે કે તમારી લાલ પાઘડી રૈયતના રક્ષણ માટે છે, ભક્ષણ માટે નથી તમે જે લૂંટ્યું હોય તે પાછું આપો, અને ગામડાનાં માણસો પણ તમારાં છે એમ સમજી તમે તેમને તમારાં કરો.

"પણ આ અત્યાચારો અટકાવવાનો રસ્તો સૂચવતાં પોલીસને સમજાવવા ઉપરાંત બીજો રસ્તો પણ છે. હું બધાં દુઃખોનું નિવારણ સત્યાગ્રહ છે એમ કહી રહ્યો છું. આ સલ્તનત મિટાવવાનો છતાં શાન્તિનો ઇલાજ બતાવી રહ્યો છું. પણ શાન્તિનો ઇલાજ કરતો છતાં હું એમ નથી ઇચ્છતો કે હિન્દુસ્તાનની રૈયત નામર્દ બની જાય, પરાધીન બની જાય અને સ્ત્રીઓની રક્ષા માટે પણ નાતાકાત રહે. મને દેહાતીઓએ શું બતાવ્યું, શું સંભળાવ્યું? [અહીં ત્યાં જે જોયેલું તેનું બયાન આવી જાય છે, જે હું ઉપર આપી ગયો છું.] તેમણે લૂંટારાઓ સામે શું બતાવ્યું? કેવળ નાસભાગ. મને એમ થયું કે શું હિન્દુસ્તાનના લોક એટલા નામર્દ બની ગયા છે કે પોતાના માલ અને સ્ત્રીઓનું પણ રક્ષણ ન કરી શકે? શું ચોરની સામે રક્ષણ કરવાની પણ આપણામાં તાકાત નથી? ચોર લૂંટી જાય અને આપણે ભાગી જવું એ શું સત્યાગ્રહ છે? તમે તમારું ધન ચોરને લૂંટાવી દો તો તે જુદી વાત છે. તમારે ન આપવું હોય તો તેને સમજાવી શકો છો, ન સમજે તો તમે તેને મારી પણ શકો છો. પોલીસ અત્યાચાર કરવાને તૈયાર થાય, તેની સામે મરવાને તૈયાર થાઓ તો તમે સત્યાગ્રહી છો, બહાદુર છો એમ કહું. પણ તમે ઊભા ઊભા બેઇજ્જતી થવા દો તેના કરતાં તેને મારીને હઠાવો એ સારું. સત્યાગ્રહનો અર્થ એ નથી કે સ્ત્રીઓને મૂકીને ભાગી જવું, સ્ત્રીઓને પોતાની સમક્ષ નાગી કરાતી જોવી. તમે લાંબી લાંબી ડાંગો લઈને અહીં આવ્યા છો. તેમને પૂછું છું કે શું તમે એને સત્યાગ્રહ સમજો છો? આપણો ધર્મ નથી શીખવતો કે નામર્દ બનવું, અત્યાચાર સહન કર્યા કરવા. ધર્મ શીખવે છે કે અત્યાચારીનું ખૂન લેવા કરતાં તેને ખૂન આપવા તૈયાર થવું એ સરસ છે. આપણે એવી રીતે ખૂન આપવા તૈયાર થઈએ તો તો આપણે દેવ બની ગયા; પણ અન્યાય જોઈને પલાયન કરીએ તો તો આપણે પશુથી પણ નપાવટ થયા. આપણે પશુમાંથી મનુષ્ય થયા છીએ. પશુના ધર્મો તો મનુષ્ય કરતો જ જાણે છે; સમજ આવે છે એટલે તેનામાં મનુષ્યત્વ આવતું જાય છે. મનુષ્યત્વ આવતું જાય છે

એટલે પશુબળનો આશ્રય તજી આત્મબળ પર આધાર રાખતાં આપણે શીખીએ છીએ. પણ કોઈ આપણી સામે પશુબળ વાપરવા આવ્યો તેની સામે આત્મબળથી ઊભા રહેવાનું તો ધેર ગયું, પણ તેનાથી ભાગી ગયા તો તો આપણે નથી રહ્યા પશુ કે નથી રહ્યા મનુષ્ય. આપણે બાયલા—નામર્દ બની ગયા. કૂતરો જુઓને, તે પણ સત્યાગ્રહ નથી કરતો, પણ ભાગતોયે નથી; હેરાન કરનારા સામે ભસે છે, લડી લે છે. હિન્દુસ્તાન મનુષ્યત્વ ન બતાવી શકે તો પોતાનું પશુબળ તો જરૂર બતાવી શકે છે. હવે પછી કદી હું એવું સાંભળવા નથી માગતો કે સો માણસો જુવાનજોધ જેવા ઊભા હતા, ને સિપાઈ આવતા જોયા કે ભાગ્યા! તમે તેમની સામે ઊભા રહીને મરી ગયા એમ સાંભળીને હું તમને સાબાશી આપીશ. તમે તેમની સામે સારી પેઠે લડ્યા એમ સાંભળીને પણ હું તમને સાબાશી આપીશ. પણ મને કોઈ કહેશે કે 'અમે શું કરીએ, અમને પોલીસ પકડીને લઈ જાય તો?' હું કહું છું કે તેવી રીતે બચીને જીવો તે કરતાં મરવું ભલું. સરકારે પણ તમને તમારા જાન અને માલના રક્ષણ માટે લડી લેવાની રજા આપી છે. કાયદામાં ચોખ્ખી છૂટ છે. કોઈ પણ ચંપારણી હવે આવે પ્રસંગે યુદ્ધ કરશે અને મારશે અથવા મરશે. મારાથી આજે સાંભળી તેવી ફરિયાદ સાંભળી નથી શકાતી.

"પણ તમે મને બરાબર સમજી લો. બધીયે વેળા મારવા તૈયાર થવાનું હું તમને નથી શીખવતો. પોલીસ વૉરંટ લઈને આવે ત્યારે તમે લડવા નીકળો એ તો તમારી નામર્દાઈ સૂચવે. આપણે પચાસ માણસ ઊભા હોઈએ અને એક સિપાઈ હુકમ આપવા આવ્યો હોય તેને આપણે મારી શકીએ એમાં નવાઈ શી? તોપણ તે હુકમને માનવો એમાં જ આપણી મર્દાનગી છે. પોલીસનું તો કામ પકડવાનું છે. તેનું વૉરંટ અયોગ્ય હોય તોપણ પોલીસના હાથમાંથી આપણે કોઈને છોડાવી નથી શકતા. પોલીસ પકડતાં તમને મારે, ગાળો દે, તો તે પણ તમારે સહી લેવું જોઈએ. પણ તમારા ઘરમાં પોલીસ આવે, તમારાં ઢોરઢાંખર લૂંટવા આવે, તમારું ધન લૂંટવા આવે, તો તમે જરૂર તેની સામે થજો અને લાઠી વાપરજો—જો તમે તમારો પ્રાણ આપવા તૈયાર ન હો તો. પણ વળી બીજી શરત કરું. તમને આવે પ્રસંગે મારવાનું કહું છું તેથી કાંઈ એમ નથી કહેતો કે તમે કોઈ ચોર આવે તેને જાનથી મારી નાખજો. લડાઈનો પણ કાંઈ કાયદો હોય છે ના? લાઠીની સામે તલવાર ખેંચવી એ ધર્મ નથી, લાઠીની સામે મુક્કો મારવો એ ધર્મ છે. એક માણસની સામે પચાસનું સૈન્ય લઈને જવું એ ધર્મ નથી, નામર્દાઈ છે. લાઠીની સામે તલવાર ખેંચવાથી, એકની સામે પચાસ જવાથી, આપણે નામર્દ બન્યા છીએ.

"આ મારી શિખામણનો તમે કદાચ દુરુપયોગ પણ કરો એવી મને ભીતિ રહે છે. પણ અહીં બેઠેલા સમજુ ભાઈઓ તમને તે વારંવાર સમજાવશે એમ ઇચ્છું છું. આજે હું જે જોઈ આવ્યો ત્યાર પછી મને જે લાગ્યું તે તમને ન સુણાવું તો હું અધર્મ કરું,* મારું કર્તવ્ય કર્યા વિના ચાલ્યો ગયો ગણાઉં, એમ મને લાગ્યું. તમે ડરપોક ન બનો; નામર્દ કદી ન થાઓ; છતાં કોઈનું ખૂન ન કરો એ હું ઇચ્છું છું.

"સરકારે એક ભૂલ કરી ખરી. સ્વયંસેવકો ત્યાં તપાસ માટે ગયા તેને ધમકાવવાનો પ્રયત્ન કર્યો, ફોસલાવવાનો પ્રયત્ન કર્યો. પણ આમ ધમકાવ્યા તમે ડરશો નહીં. સ્વયંસેવકોને માથે પણ ભારે ફરજ આવી પડી છે. તેઓએ નીડર થઈ શાન્તિ રાખી કામ કર્યે જવું પડશે."

આ ભાગનું અસહકાર વિષેના વિવેચનના ભાગ સાથેનું સાંધણ હું હવે નહીં આપું. અસહકાર કરતાં તો જરાયે બળજોરી નહીં વાપરવાની એ ત્રીજી શરત ગાંધીજીએ બળ વાપરવા વિષે કહેતાં મૂકી એટલું જ અહીં કહી દઉં.

[હવે બિહાર યાત્રા વિષે મહાદેવભાઈની ડાયરીમાંથી નીચેની હકીકત આપી છે:]

તા. ૪થીએ એક મિ. ગુડ ફેલોને લખ્યું:

¶ "તમારા કાગળ માટે આભારી છું. તમને એ ખબર છે કે આપણી આ સરકાર ઇરાદાપૂર્વક દારૂનું અનિષ્ટ વધારી રહી છે? જ્યાં સુધી આ સરકારનો નાશ ન કરવામાં આવે અથવા તો તેમાં ધરમૂળના ફેરફાર ન કરવામાં આવે ત્યાં સુધી એ લોકોની સ્થિતિ સુધારવાના આપણા બધા ઉપાય વ્યર્થ જવાના. હું જ્યારે કલકત્તામાં હોઉં ત્યારે તમને ખુશીથી મળીશ."

તે જ દિવસે રાત્રે આરા જતાં ટ્રેનમાંથી મિ. હૅરીને કાગળ લખતાં મિસિસ હકે આપેલી બંગડીની વાત લખી:

¶ "અમે હમણાં જ પટના છોડ્યું. જનાબ મઝહરૂલ હક અમારી સાથે છે. આ કાગળ હું તમને એ જણાવવા લખું છું કે કાલે રાત્રે બહેનોની સભામાં દાનની માગણી કરી ત્યારે હક સાહેબનાં પત્નીએ મોતી અને માણેક જડેલી પોતાને બહુ ગમતી ચાર બંગડીઓ મને આપી દીધી. જે પોતાને વધારેમાં વધારે ગમતી ચીજ પોતાના દેશ માટે અને પોતાના દીનને માટે આપી દે, એવી બહેન પોતાને હોવાને માટે મિસિસ હૅરીને મારાં અભિનંદન આપશો. મને તો તેમણે પોતાની બંગડીઓ આપી તે વખતે બહુ આનંદ થયો અને તૈયબજી કુટુંબ સાથે મને સંસર્ગમાં આણવા માટે મેં પરમેશ્વરનો પાડ માન્યો."

સરલાદેવીને લખેલા પત્રમાંથી:

¶ "હું તમને ઇરાદાપૂર્વક ન લખું એમ ન બને. પણ તમારે ધીરજ અને વિશ્વાસ કેળવવાની જરૂર છે. તમારે મને સંત કહીને ઉતારી પાડવો ન

જોઈએ, અને પોતાની જાતને પાપી કહીને ગૌરવ ન લેવું જોઈએ. આપણે દરેકે પોતાની મર્યાદાઓ સમજી લેવી જોઈએ. મિત્રોમાં અને પ્રેમીઓમાં પાપી અને મહાત્મા એવા ભેદ હોતા નથી. આપણે સૌ સમાન છીએ. પણ એવાં સમાન સ્ત્રીપુરુષોમાં કેટલાંક ડાહ્યાં હોય છે અને કેટલાંક મૂર્ખ હોય છે. કોણ ડાહ્યું છે અને કોણ મૂરખ તે કોણ જાણે છે? પણ એ માન્યતામાં તમે મને રાચવા દેશો કે હું તમારા કરતાં વધારે ડાહ્યો છું, અને તેથી તમને શિખામણ આપવાને અને કેળવવાને યોગ્ય છું. પણ ઘણીયે વાર એવું બન્યું છે કે ગુરુ કરતાં ચેલો ચડી જાય છે. ગોરખ મછંદરનો ચેલો હતો પણ તેનો ગુરુ બન્યો. તમને શીખવવાનો પ્રયત્ન કરતાં તમારી પાસેથી શીખવાનું ડહાપણ ઈશ્વર મને આપો. તમારા ગુરુપણાની હું તકરાર કરવાનો નથી. જો તમે મને ટપી જશો તો હું તો મેં આપેલી કેળવણીને પૂર્ણ સફળ થયેલી માનીશ. એ શ્રદ્ધાથી જ હું તમને વળગી રહ્યો છું, અને તેથી જ હું પ્રાર્થના કરું છું કે તમારામાં નમ્રતા અને પશ્ચાત્તાપ આવો."

નવજીવન વિષે પોતાને સંપૂર્ણ રીતે નિશ્ચિંત કરી લેવા માટે સ્વામી આનંદને મુક્ત કરી ધન્યવાદ આપતો કાગળ લખ્યો.

ગયાજીની મીટિંગ થઈ ગયા બાદ બોધિગયાના દર્શને ગયા. મોટરમાં બાપુ, બા, અબુલ કલામ આઝાદ અને હું હતા. રસ્તામાં આઝાદના જીવન વિષે કેટલીક વાતો થઈ. આઝાદની પેદાશ અરબી. એમના પિતા અને પિતામહ બળવા વખતે હિંદુસ્તાનમાં હતા. પાછળથી તે મક્કા ચાલ્યા ગયેલા. ત્યાં એમના પિતા એક અરબી ઓરત સાથે પરણેલા. એના એ ફરજંદ. દસ વર્ષ મક્કામાં જ એમણે ગાળેલાં. પછીથી પોતાની તબિયત સારી નહીં રહેવાથી તબીબી સલાહ માટે એમના પિતા કલકત્તા આવેલા. ત્યાં એમના અનેક મુરીદો (ચેલા) છે. અબુલ કલામે ફારસીનો અભ્યાસ એક સુંદર ઇલમી પાસે ત્યાં કર્યો. પછી બગદાદ, દમાસ્કસ, કેરો વગેરે સ્થાને જઈને અરબીમાં ઊંચામાં ઊંચી તાલીમ મેળવી. અરબી અને ફારસીમાં તેઓ સુંદર ભાષણ આપી શકે છે. સને ૧૯૧૦માં એટલે એમની એકવીસ વર્ષની ઉમ્મરે 'અલ હિલાલ' પત્ર કાઢેલું (હિલાલ એટલે બીજનો ચાંદ) એ પત્રમાં હિંદુમુસલમાન એકતા વિષે લેખો આવતા, તેનાથી તે વખતમાં મહમદઅલી જેવા પણ વિરુદ્ધ હતા. યુદ્ધ દરમ્યાન યુદ્ધ વિષે આકરાં લખાણો લખવાને કારણે 'અલ હિલાલ' પાસે રૂપિયા બે હજારની જામીનગીરી માગી. તે જપ્ત થઈ. પછી પાંચ હજારની માગી. તે પણ જપ્ત થઈ અને પ્રેસ પણ જપ્ત થયું. છ મહિના પછી એ જ પેપર 'અલ બલાલ' નામથી કાઢ્યું. તે છ મહિના ચાલ્યું. મૌલાનાએ તે વખતે એક શાળા કાઢી. તે ગુપ્ત રાજદ્રોહી મંડળી છે એવે

બહાને તેમને પાંચ વર્ષ રાંચીમાં અટકમાં રાખવામાં આવ્યા. 'અલ હિલાલ'માં પાંચસાત મદદનીશ હોવા છતાં મૌલાના પોતાના ઉપર જ વધારેમાં વધારે ભાર રાખતા. ૧૯૧૪ના જુલાઈમાં 'તર્કે મવાલાત' નામનો લેખ લખેલો. એમાં બતાવેલું કે આપણી લડત તો અંગ્રેજ સાથે હોય, હિંદુઓ સાથે નહીં. મુસ્લિમ યુનિવર્સિટીમાં અંગ્રેજનો જરા પણ સંબંધ ન હોવો જોઈએ એવો મત પણ તેમણે 'અલ હિલાલ'માં બતાવેલો. તેની વિરુદ્ધ મહમદઅલીએ 'કૉમરેડ'માં લખાણ કરેલું. અટક દરમ્યાન રાંચીમાં આઠેક હજાર રૂપિયા ઉઘરાવીને એક શાળા સ્થાપેલી. હાલ તેઓ કુરાનનું ઉર્દૂ ભાષાંતર તૈયાર કરી રહ્યા છે. રાંચીની ગિરફતારી દરમ્યાન તેમણે બીજાં પણ અનેક પુસ્તકો લખેલાં.

તા. ૮મીએ સાંજે ચાર વાગ્યે બેતિયામાં બાપુએ પોતે જ ૧૯૧૭માં સ્થાપેલી ગૌશાળા જોવા ગયા. ત્યાં તેમણે કાઢેલા સુંદર ઉદ્ગારો નોંધવા જેવા છે:

"હિંદુ ધર્મનું બાહ્ય સ્વરૂપ ગોરક્ષા છે. અને જે હિંદુ તે કામને માટે પ્રાણ આપવા તૈયાર ન થાય, તે હિંદુ નથી એમ હું માનું. મને એ કામ પ્રાણથી પણ પ્યારું છે. મુસલમાનને નમાજ પઢવાની જેવી ફરજ છે તેવી ગાય મારવાની તેને ફરજ હોત તો મુસલમાનને હું કહેત કે મારે તમારી સાથે પણ લડવું પડશે. પણ તેવી ફરજ તેમની નથી. તેમની સામેના આપણા વર્તનથી એ ફરજ આપણે તેમને પાડી દીધી છે.

"ખરી વાત તો એ છે કે ગાયને બચાવવા માટે હિંદુઓ પોતે તેની રક્ષા કરતા થાય. કારણ હિંદુઓ પણ ગાયની હત્યા કરી રહ્યા છે. ગાયના ઉપર ફૂંકવાની ક્રિયા કરી તેનું બધું દૂધ ખેંચી કાઢવું, ગાયની ઓલાદ બળદને આર ભોંકી ત્રાસ આપવો, તેની પાસે તેની શક્તિથી વધારે ભાર વહેવરાવવો, એ બધું ગાયની હત્યા કરવા બરોબર છે. ગોરક્ષા કરવા માટે આપણે આપણું પોતાનું ઘર પહેલું સુધારવું જોઈએ.

"મુસલમાન તો કોઈક વખત જ ખાવાને માટે ગાયનો વધ કરે છે, પણ અંગ્રેજોને તો દરરોજ ગોમાંસ વિના ચાલતું નથી. તેના આપણે તાબેદાર થઈ રહ્યા છીએ. જે સરકાર ધર્મની રક્ષા કરતી નથી તેની શાળા, અદાલત આપણને ગમે છે. આ વાત મને આજે જ ખબર પડી છે એમ નથી, પણ પહેલાં હું સલ્તનતની ગોભક્ષા બરદાસ કરી લેતો હતો કારણ હું ઉમેદ રાખતો હતો કે તેની પાસેથી હું કાંઈક કામ લઈ શકીશ. પણ આજે તો એ ઉમેદ રહી નથી. એટલે મેં એની સામે અસહકાર જાહેર કર્યો છે. તે સમયે ગોરક્ષા કરવા માગતા હોઈએ તો આપણે મુસલમાનોને વિના શરતે

મદદ કરવી જોઈએ. હું શૌકતઅલી સાથે રાતદિન ફરું છું તોપણ તેની આગળ ગોરક્ષા વિષે એક હરફ પણ નથી કાઢતો. કારણ આજે તો મુસલમાનની સેવા કરવી એ જ મારો ધર્મ છે. તે માટે મારા પુત્ર, સ્ત્રી, મિત્ર અર્પણ કરવા હું આજે તૈયાર છું. સરકારની ઉપર મુગ્ધ રહીને આપણે ગાયની રક્ષા નથી કરી શકતા. પણ સરકારનો ત્યાગ કરીને તમે મુસલમાનનાં હૃદય પણ પલાળી શકો છો.

"વળી આવી ગોશાળાથી ગોરક્ષા થઈ શકતી નથી. ગોશાળાએ તો શહેરને સુંદર દૂધ પૂરું પાડવું જોઈએ. એ ત્યારે બને જ્યારે તેમાં હજારો સારી દુધાળ ગાયો હોય, અને ગોશાળા પાસે હજારો વીઘાં જમીન હોય. આપણે ગાયની સંપૂર્ણ રક્ષા કરી શકીશું ત્યારે જ તેમાંથી કામધેનુ ઉત્પન્ન થશે. ત્યારે જ હિંદુસ્તાનનું દુઃખ, ભૂખ, વસ્ત્રની હીનતા, માનસિક દીનતા એ બધું નષ્ટ થશે. આ ઉદ્‌ગારો અનાયાસે જ મારા મોંમાંથી નીકળી ગયા છે. આવા ગંભીર ઉદ્‌ગાર ગોરક્ષા ઉપર મેં કદી કયાંય કાઢયા નથી. ગોમાતાની રક્ષા કરો, અને ગોમાતા તમારી રક્ષા કરશે."

તા. ૯મીએ સવારના પહોરમાં પાંચ વાગ્યે ઊઠીને 'ચંપારણમાં ડાયરશાહી' એ નામનો લેખ લખી કાઢયો. એમાં સત્યાગ્રહના રહસ્ય વિષે નીચેના ઉદ્‌ગારો કાઢયા :

"જ્યારે જ્યારે લૂંટફાટના બનાવ બને ત્યારે સારે લોકોએ પોતાનું રક્ષણ કરવાને તૈયાર રહેવું જોઈએ. પોતાના જાનમાલનો બચાવ કરવા માટે સામે મારવાને બદલે માણસ પોતાની જાતને લૂંટાવા દે અને બહાદુરીથી માર ખાઈ લે, તે વધારે સારું છે. તેમાં ખરેખર જ્વલંત વિજય રહેલો છે. પણ આવી ક્ષમા બળવાન આપી શકે છે, નિર્બળ કદી આપી શકતો નથી. એટલે જ્યાં સુધી એટલું આત્મબળ ન આવ્યું હોય ત્યાં સુધી અત્યાચાર કરનારનો શરીરબળથી સામનો કરવાને તૈયાર રહેવું જોઈએ. તેમાંય પ્રસંગને માટે જરૂરી હોય તે કરતાં વધારે શારીરિક ઈજા કરવાનો માણસને અધિકાર નથી. વધારેપડતું બળ વાપરવું એ હંમેશાં કાયરપણાની અને ગાંડપણની નિશાની હોય છે. બહાદુર માણસ ચોરને મારી નાખતો નથી, પણ એને પકડી લે છે અને પોલીસને હવાલે કરે છે. માણસ વધારે બહાદુર હોય તો એને ભગાડી મૂકવા માટે આવશ્યક હોય એટલું જ બળ વાપરે છે અને પછી એનો વિચાર સરખો કરતો નથી. પણ સૌથી બહાદુર તો એ છે જે માને છે કે ચોર બિચારો પામર છે. એટલે એ તેને સમજાવવા પ્રયત્ન કરે છે. તેમ કરતાં તે માર મારે તો માર પોતે સહન કરી લે છે. પ્રાણ જાય તોપણ સામે

મારવાનો એ વિચાર કરતો નથી. આપણે એટલું તો કરીએ જ કે કાયર અને નામર્દ ન બનીએ."

તા. ૧૧મીએ રાત્રે ભાગલપુર જતાં ગાડીમાં એક કલાક મળ્યો તેટલામાં બાપુજીએ બે કાગળો લખ્યા. એક બડોદાદાને અને બીજો સરલાદેવીને. બડોદાદાએ તેમના છેલ્લા પત્રમાં રચનાત્મક કામનો આરંભ કરવા માટે કેટલુંક ખંડનકાર્ય જરૂરનું છે એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરીને બાપુના કેળવણીમાં અસહકારને મજબૂત ટેકો આપેલો. તેના જવાબમાં લખ્યું:

¶ "તમારા કાગળથી મને ભારે આશ્વાસન મળ્યું છે. તમારી સમતિને હું આશીર્વાદ ગણું છું. હું તા. ૧૩મીએ કલકત્તામાં હોઈશ, અને તા. ૧૪મીએ ઢાકામાં હિંદુસ્તાનમાં સ્વરાજ સ્થપાયેલું જોવાને તમે ઘણું જીવો."

સરલાદેવીને:

¶ "તમારા બે કાગળો મળ્યા. એક તો ચબરકી હતી, બીજો કાગળ જરા લાંબો હતો. એમાંથી જણાય છે કે તમે મારી ભાષા, એટલે મારા વિચારો સમજી શકતાં નથી. મારા કાગળમાં તમારા અટપટા સ્વભાવ વિષે મેં મારો કંટાળો બતાવ્યો નથી, પણ તેના ઉપર મેં ટીકા કરી છે. કોઈ માણસ જન્મથી કુરૂપ હોય તો તે માટે તે કુદરત સાથે ઝઘડો કરતો નથી, પણ તેની નોંધ લે છે અને તે સુધારવાનો પ્રયત્ન કરે છે. એ વસ્તુ ક્ષમ્ય છે અને એ જ વસ્તુ મેં કરી છે. વર્ણવી ન શકાય એવી જટિલતાને હું કળાકૃતિ માનતો નથી. કોઈ પણ કળાનું શાંતિપૂર્વક પૃથક્કરણ થઈ શકે છે, અને કેન્વાસ ઉપરના વૈવિધ્યમાં પણ યોજનાની એકતા જોઈ શકાય છે. તમે તો તમારો મિત્ર તમારી ખામીઓ પ્રેમભાવથી બતાવે તોપણ તેને વળગી રહેવા ઇચ્છો છો. એથી હું ચિડાતો નથી પણ તેથી તમને મદદ કરવાનું મારું કામ મુશ્કેલ થાય છે ખરું. માણસ ચંચળ હોય અને મિજાજ કર્યા કરે તેમાં શી કળા હોતી હશે? એક અર્થમાં તો સરળમાં સરળ સ્વભાવ જરૂર વધારે જટિલ હોય છે. પણ તેનું પૃથક્કરણ સહેલાઈથી થઈ શકે છે. તે સરળ એટલા જ માટે કહેવાય છે કે તેને સહેલાઈથી સમજી શકાય છે અને તેનો તરત ઉપાય થઈ શકે છે. પણ મારે તમારી સાથે ઝઘડો કરવો નથી. તમે મારે માટે એક કોયડારૂપ છો. હું અધીરો થવાનો નથી માત્ર તમને એટલું જ કહું છું કે મને જે તમારી ચોખ્ખી ખામીઓ દેખાય તે હું તમને બતાવી આપું ત્યારે મારા ઉપર ચિડાશો નહીં. આપણે બધા ખામીઓથી ભરેલા છીએ. મિત્રનો એ હક્ક છે કે આપણી નબળી બાજુઓ પ્રેમથી તે બતાવે. મિત્રને જ્યારે આપણે શિખામણ આપીએ છીએ અથવા સુધારવાનો પ્રયત્ન

કરીએ છીએ ત્યારે જ મૈત્રી એક દિવ્ય વસ્તુ બની રહે છે. આપણે બન્ને એકબીજાને ઊંચે ચઢાવવાનો પ્રયત્ન કરીએ.

"શુદ્ધિ ઉપર તમારા કાગળની હું આતુરતાપૂર્વક રાહ જોઉં છું."

કલકત્તા:

સવારે કલકત્તા પહોંચ્યા.

૧૩–૧૨–'૨૦ ટ્રેનમાં અંત્યજો ઉપર બીજો લેખ. તેમાંના ભારે ઉદ્‌ગારો: "હું ધર્મયજ્ઞમાં દેશને પણ હોમવા તૈયાર થાઉં એવી મારી ભાવના છે. મારું સ્વદેશાભિમાન ધર્માભિમાનથી મર્યાદિત છે તેથી જો ધર્મહિતનું વિરોધી દેશહિત હોય તો દેશહિતને જતું કરવાને તૈયાર થાઉં. અંત્યજોને અસ્પૃશ્ય ગણવામાં હું અધર્મ માનું છું ને અધર્મ આચરીને દેશહિત કરવાની લેશ માત્ર ઇચ્છા નથી. મારી દઢ માન્યતા છે કે દેશમાં જ્યારે ખરી ધર્મજાગૃતિ થશે ત્યારે જ સ્વરાજ મળશે. એવી જાગૃતિનો સમય આવ્યો જ છે. તેથી જ મેં એક વર્ષમાં સ્વરાજપ્રાપ્તિ સંભવિત માની છે. . . . આભમાં ધૂળ ઉરાડવાથી આપણી જ આંખમાં પડે છે, એની દલીલ શી? જેને એમ ધૂળ ઉરાડવામાં રસ આવે એ ઉરાડીને જ સારાસારનો અનુભવ લેશે. અસ્પૃશ્યતાના પાપનો મેલ સંઘરીને સ્વરાજ મેળવવાના પ્રયત્ન આકાશમાં ધૂળ ઉરાડવા સમાન છે."

કલકત્તામાં આપેલું ભાષણ:

તમારામાંના આટલા બધા હિન્દી ભાષા કે જે હિન્દની રાષ્ટ્રભાષા થવાને નિર્માયેલી છે અને તેથી જે ભાષામાં હિન્દના જુદા જુદા પ્રાંતોના લોકોની બનેલી કોઈ પણ સભા કે પરિષદ ભવિષ્યમાં પોતાનું કામકાજ ચલાવવાને બંધાયેલી છે તેનાથી અજ્ઞાન છો એ જ બતાવી આપે છે કે આપણી અધોગતિ કેટલી હદ સુધી પહોંચેલી છે. આ એક જ વાત એ અધોગતિમાંથી આપણને ઉગારીને બહાર આણનાર અસહકારની પ્રવૃત્તિની સર્વોપરી જરૂર સિદ્ધ કરવાને સારુ પૂરતી છે. આ સરકાર હિંદુસ્તાનની આ મહાપ્રજાને અનેક રસ્તે એ અધોગતિએ પહોંચાડવાનું કારણ બની છે અને આજ આપસમાં એક થયા વગર અને તેવા થવા રાષ્ટ્રીય ભાષારૂપે પરસ્પર વચ્ચે વિચારવિનિમયનું એક સામાન્ય વાહન પ્રાપ્ત કર્યા વગર એ અધોગતિમાંથી ઊગરવાનો આપણે માટે બીજો કોઈ રસ્તો નથી.

પણ એવા રાષ્ટ્રીય ભાષાવાહનની હિમાયત કરવા આજે અહીં હું તમારી સામે નથી ઊભો રહ્યો. હું તો આજે રાષ્ટ્રને 'અહિંસાત્મક અને ક્રમે ક્રમે આગળ વધનારો અસહકાર' અખત્યાર કરવા વીનવવા ઊભો છું. આમાં મેં જેટલા શબ્દોની યોજના કરી છે તે સઘળા સરખા જ મહત્ત્વના અને જરૂરી છે. 'અહિંસાત્મક' તેમ જ 'ક્રમેક્રમે આગળ વધનારો' એ બન્ને વિશેષણો આખી વસ્તુના હાથપગ સમાન છે. મારે મન તો અહિંસા એ ધર્મનું જ એક અંગ છે — સ્વધર્મ છે. પણ સંખ્યાબંધ મુસલમાનોને મન એ માત્ર એક સાધન છે. પણ સ્વધર્મ હોય કે સાધનમાત્ર હોય, ગમે તે હોય, તોપણ અહિંસા અને ખુનામરકીના અભાવની સર્વોપરી આવશ્યકતાને ઓળખ્યા સિવાય કરોડો હિન્દીઓના છુટકારાનો કાર્યક્રમ પાર પાડવાની વાત સર્વથા અસંભવિત છે. ખુનામરકી કદાચ ઘડીભરને માટે સફળતા મેળવવામાં ઉપયોગી થતી જણાય તોપણ લાંબે સરવાળે અંતે એ પોતાની બાજુએ કશો જ લાભ દાખવી શકે એમ નથી. ઊલટું એવી ખુનામરકીથી રાષ્ટ્રના સ્વમાનને તેમ જ રાષ્ટ્રની ખાનદાનીને ભારે ધક્કો પહોંચે છે. સરકારી હેવાલો ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે જેટલે દરજ્જે આપણે ખુનામરકી બનાવી છે તેટલે દરજ્જે આપણા ઉપરના લશ્કરી ખરચોના બોજા એકગણા નહીં પણ દસગણા વધ્યા છે. આપણી તકસીરને માટે આપણી ગુલામીની બેડીઓ વધારે સજ્જડ કરવામાં આવી છે. અને હિન્દમાંના બ્રિટિશ અમલનો ઇતિહાસ જ એ વાતનો પુરાવો છે કે આપણે ખુનામરકીમાં કોઈ દિવસ સફળતા નથી મેળવી શક્યા. તેથી જ્યારે હું આપણને આટલે દરજ્જે નામર્દ બનાવી મૂકનાર સરકારની ઝૂંસરી ગરદન ઉપર રહે તેના કરતાં ઘડીભર ખુનામરકી ચાલે તે પણ બરદાસ કરી લેવા રાજી છું એમ કહું છું ત્યારે સાથે સાથે તેટલા જ આગ્રહપૂર્વક એ પણ પ્રજાના મન ઉપર ઠસાવવા માગું છું કે ખુનામરકી કરીને હિન્દુસ્તાન કદી પણ પોતાનો વારસો પાછો મેળવી શકનાર નથી.

## મારું આદર્શ સ્વરાજ્ય

લૉર્ડ રોનાલ્ડશેએ મારું 'હિન્દ સ્વરાજ' વાંચીને મારા દેશબંધુઓને ચેતવણી આપવા માંડી છે કે મારા આદર્શ મુજબના સ્વરાજ્યની પ્રાપ્તિ માટેની લડતમાં ઝંપલાવતાં પહેલાં વિચાર કરવો. જોકે એ પુસ્તકમાંનો એક પણ શબ્દ આજની ઘડીએ પણ પાછો ખેંચી લેવા હું તૈયાર નથી, તોપણ મારે કહેવું જોઈએ કે એ પુસ્તકમાં નિરૂપેલું સ્વરાજ્ય મેળવવા પાછળ હું હિન્દુસ્તાનની પ્રજાને આજે નથી દોરી રહ્યો, તેમાં બતાવેલી પદ્ધતિઓ અખત્યાર કરવા હું અત્યારે પ્રજાને નથી સમજાવી રહ્યો. એ માર્ગ પકડી શકે તો તો

પ્રજા એક વરસમાં નહીં પણ એક જ દિવસમાં સ્વરાજ્ય ઘેર કરે એ, વિષે મને તલમાત્ર શંકા નથી. એટલું જ નહીં પણ એ આદર્શ પ્રાપ્ત કરીને તો હિન્દુસ્તાન આખી દુનિયામાં સર્વોપરી બને. પણ હાલ તુરતને માટે તો એ આદર્શની વાત એક મનોરાજ્ય માત્ર છે. આજે તો હું માત્ર લોકોને પચે, લોકોને ગળે ઊતરે એવો જ કાર્યક્રમ લોકોની આગળ અમલ કરવા માટે મૂકી રહ્યો છું. અદાલતો, ટપાલ, તાર અને રેલવેના નાશવાળું નહીં પણ માત્ર પાર્લમેન્ટની ઢબનું સ્વરાજ્ય જ મેળવવા લોકોને સમજાવી રહ્યો છું. જ્યાં સુધી આપણે આ સરકારની જોડેનો બધો સંબંધ તોડી નાખવા તૈયાર નથી થયા, જ્યાં સુધી આપણે શાળાઓ દ્વારા, અદાલતો મારફત, ધારાસભાઓ મારફત, મુલકી અને લશ્કરી ખાતાંઓમાં તેમની નોકરી કરીને, કરો આપીને અને પરદેશી માલ લઈ દઈને. તેમની જોડે સહકાર કરી રહ્યા છીએ, ત્યાં સુધી હું તમને એટલું જ સ્વરાજ્ય મેળવવા મથવાનું કહી રહ્યો છું.

**'ચડતા ક્રમનો' શા માટે?**

જે ક્ષણે પ્રજાને આ વાત વસી જશે અને અસહકાર જામશે તે જ ઘડીએ આ સરકાર તૂટી પડવાની એ સિદ્ધ વાત છે. જો આમપ્રજા એવા અસહકારના આખા કાર્યક્રમને માટે તૈયાર છે એમ મેં જોયુ હોત તો હું તેને તત્કાળ અમલમાં મૂકવાનું દેશને કહેતાં અચકાત નહીં. પણ હજુ અત્યારે કાયદાનો અમલ કરવા આવનાર સરકારી કર્મચારીઓ ઉપર આમપ્રજાને ગુસ્સાની મારી તૂટી પડતી અટકાવી શકાય એવું નથી; હજુ અત્યારે લશ્કરમાં આપણા ભાઈઓ કોઈ પણ જાતનો દંગોફિસાદ કર્યા વગર પોતાનાં હથિયાર હેઠાં મૂકી દઈ ઊભા રહે એવું નથી. જો સંભવતું હોય તો આજે જ — આ જ ઘડીએ હું અસહકારનો આખો કાર્યક્રમ એકી વારે અમલમાં મૂકવાની પ્રજાને સલાહ આપત. પણ હજુ આપણે આમવર્ગ ઉપર એટલો કાબૂ નથી મેળવ્યો. આપણે રાષ્ટ્રના જીવનનાં કીમતી વરસો નાહક અંગ્રેજી ભાષા ભણવા પાછળ બરબાદ કર્યાં છે, જે ભાષાના જ્ઞાનની આપણી સ્વતંત્રતા મેળવવાના કામમાં આપણને છાટાભાર જરૂર નથી. એ બધાં વરસો આપણે શેક્સપિયર અને મિલ્ટનમાંથી સ્વતંત્રતાને ઓળખતાં શીખવામાં, મિલનાં પુસ્તકોમાંથી સ્ફૂર્તિ મેળવવામાં વિતાવ્યાં, જે વસ્તુ આપણે ઘરમાં બેસીને પણ શીખી શકતા હતા. આમ આપણે પ્રજાવર્ગથી નોખા પડી આપણી જુદી જાત બનાવી બેઠા છીએ. આપણે પશ્ચિમના પૂજારી બન્યા છીએ. આપણે છેલ્લાં પાંત્રીસ વરસ કેળવણી લીધી છતાં તે કેળવણીનો ઉપયોગ જનસમાજમાં ભાળવામાં કરતાં શીખ્યા નથી. ઊંચી પાટે બેસીને તેઓ ન સમજી શકે એવી ભાષામાં માત્ર ડહાપણુ ડહોળ્યાં કીધું છે આજે આપણે જોઈએ છીએ

કે મોટા જનસમૂહોને અને મેળાવડાઓને આપણે વ્યવસ્થા જાળવીને હાથ નથી રાખી શકતા. વ્યવસ્થા અને તાલીમ તો સફળતાનો પ્રાણ છે. હવે તમે જોઈ શકશો કે શાં કારણોથી મેં અસહકારના ઠરાવમાં આગળ 'ક્રમે ક્રમે વધનારો' એવા શબ્દો દાખલ કર્યા છે. કશો અવિનય ન કરતાં હું તમારી આગળ કહેવા ઇચ્છું છું કે હાલના કોઈ પણ કેળવાયેલ હિન્દીના કરતાં આમ-પ્રજાની નાડને હું વધારે ઓળખું છું. પ્રજા હજુ કર આપવાનું બંધ કરવાની હદ સુધી જવા તૈયાર નથી થઈ. તેમનામાં હજુ તે સ્થિતિને પૂરતો થાય એટલો સંયમ નથી આવ્યો. જો તેમને હાથે કશો ખૂનખરાબો નહીં થાય એવી મારી ખાતરી થાય તો હું આજે જ તેમને કર આપતા બંધ થવાની સલાહ આપું અને પ્રજાના વખતની એક ઘડી પણ નકામી જવા ન દઉં. મારે મન તો હિન્દુસ્તાનની સ્વતંત્રતા એ આજે સર્વ કાંઈ થઈ પડી છે. ઇસ્લામની આઝાદી મને તેટલી જ પ્યારી છે. તેથી આખો કાર્યક્રમ આજે જ અમલમાં મૂકવામાં અડચણ નથી એમ જો હું જોઉં તો એક ક્ષણનો પણ વિલંબ ન કરું.

## 'અહિંસાત્મક' શા માટે?

આ સભામાં પ્યારા અને પૂજ્ય એવા કેટલાયે આગેવાનોને ગેરહાજર જોઈને મને દુઃખ થાય છે. અહીં અત્યારે દેશની અમૂલ્ય સેવાઓ બજાવનાર સુરેન્દ્રનાથ બૅનરજી હાજી રહ્યા નથી. અને આજે જોકે આપણે એકબીજાથી ઉત્તર અને દક્ષિણ જેટલા દૂર છીએ, આપણી વચ્ચે તીવ્ર મતભેદ વર્તી રહ્યો છે, તોપણ આપણે આપણા મતભેદોને ઘટતા સંયમપૂર્વક જ પ્રગટ કરવા ઘટે. હું તમને સિદ્ધાંતની બાબતમાં એક રતીભાર પણ છૂટછાટ મૂકવાનું નથી કહેતો; હું તો માત્ર વાણીમાં તેમ જ વર્તનમાં સંપૂર્ણ અહિંસાનું પાલન કરવા કહી રહ્યો છું. જો સરકારની જોડેના આપણા વર્તનમાં અહિંસા આવશ્યક છે, તો તે આપણા આગેવાનો જોડેના આપણા વહેવારમાં તો અવશ્ય અનેકગણી વધુ જરૂરી છે. અને તેથી જ થોડા રોજ ઉપર પૂર્વ બંગાળમાં આપણા જ લોકોને કેટલાકોએ સતાવ્યા એની હકીકત સાંભળીને મને પારાવાર દુઃખ થયું છે. ચૂંટણીઓ વખતે મત આપવા ગયેલા એક માણસના ત્યાં કાન કાપી લેવામાં આવ્યા અને બીજા એક ચૂંટણી માટે ઊભા રહેનારની પથારીમાં મેલું નાખવામાં આવ્યું! આ રીતે અસહકારનો કોઈ કાળે વિજય નથી થવાનો. જ્યાં સુધી સંપૂર્ણ સ્વતંત્રતાનું વાતાવરણ આપણે સર્વત્ર પેદા નહીં કરીએ, આપણી સ્વતંત્રતાના જેટલી જ આપણા વિરોધીઓની સ્વતંત્રતાને પણ કીમતી માનતાં નહીં શીખીએ ત્યાં સુધી એ વિજયી નહીં જ નીવડે. શ્રદ્ધાની, અંતરના નાદની, વિચારની અને વર્તનની જે સ્વતંત્રતા આપણે

માગીએ છીએ તે આપણે આપણા સામાવાળાઓને પણ આપવા તૈયાર રહેવું જોઈએ. અસહકાર એ આત્મશુદ્ધિનો માર્ગ છે; અને આપણે આપણાથી જુદા પડનારાઓનાં અંતઃકરણ અને લાગણીઓને જગાડવા સતત પ્રયત્નવાન રહેવા જતાં તેમનો વાળ વાંકો ન કરવો જોઈએ. શિસ્ત અને સંયમ આપણા વર્તનના પાયાના સિદ્ધાંતો છે, અને તેથી કોઈ સામે કોઈ પણ પ્રકારના જુલમી સામાજિક બહિષ્કાર કરવા તરફ ન પ્રેરાવા હું તમને વીનવું છું. આ જ કારણથી દિલ્હીમાં એક સૈયતની પાપદસ્ત વિષે પણ અપમાન થયેલું સાંભળી મને અતિશય દુઃખ થયું અને મને એમ જ લાગ્યું કે એવું અપમાન કરનારા જો અસહકારીઓ હોય તો તેમણે પોતાના વર્તનથી પોતાને અને પોતાના પંથને કલંક લગાડ્યું છે. હું ફરી ફરી કહું છું કે જુલમ કે ખૂનખરાબાથી આપણે દેશની મુક્તિ નથી જ સાધી શકવાના.

### એક વર્ષમાં સ્વરાજ્ય

પ્રજા તરફથી પૂરતો જવાબ મળે તો એક જ વર્ષમાં સ્વરાજ્ય ઘેર કરી શકાય એ કોંગ્રેસની વ્યાસપીઠ ઉપરથી મેં મશ્કરીમાં નહોતું કહ્યું. એ વરસમાંથી ત્રણ મહિના વીતી ચૂક્યા છે. જો આપણે સાચ ઉપર કુરબાન હોઈએ, વચના કટકા હોઈએ, રાષ્ટ્રને વફાદાર હોઈએ, રોજ દેશભક્તિનાં જે ભજનો ગાઈએ છીએ તે સાચા દિલથી ગાતા હોઈએ, ગીતાજી અને કુરાને શરીફને પ્રાણથી પ્યારાં ગણતાં હોઈએ, તો બાકીના નવ મહિનામાં આપણો કાર્યક્રમ પૂરો કરી બતાવીશું અને ઇસ્લામને, પંજાબને અને હિન્દુસ્તાનને સ્વતંત્ર કરીશું.

કેળવાયલા વર્ગની સ્થિતિને ધ્યાનમાં લઈને જ મેં એક વરસમાં પૂરો કરી શકાય એવો મર્યાદિત કાર્યક્રમ પ્રજા સમક્ષ મૂકેલો છે. આપણે કંઈક એવી જ ભ્રમણામાં પડેલા દેખાઈએ છીએ કે જાણે ધારાસભાઓ વગર આપણું ચાલી જ ન શકે જે ક્ષણે આ ભ્રમણામાંથી આપણે ઉગરી જઈશું તે જ ક્ષણે આપણને સ્વરાજ મળ્યું સમજજો. એક લાખ પરદેશી અંગ્રેજો ત્રીસ કરોડ પ્રજા પાસે પોતાનુ ધાર્યું કરાવી શકે એ સરકાર અને પ્રજા બન્નેને સરખું જ પાડનારું છે. અને તેઓ આમ પોતાનું ધાર્યું કરાવી શકે છે એનું રહસ્ય એ જ છે કે આપણામાં અંદર અંદર ભેદ અને કુસંપ પાથરીને તેમણે રાજ્ય કર્યું છે. 'ભેદ કરો અને રાજ્ય કરો' એ ભેદનીતિના પાયા ઉપર આ દેશમાં બ્રિટિશ સત્તા નભી રહી છે એ લૂમનો નિખાલસ એકરાર હું કોઈ દિવસ ભૂલી શક્યો નથી.

એથી જ આજ અસહકારની સફળતાને સારુ હિન્દુમુસલમાન એકતાને મેં સૌથી વધારેમાં વધારે મહત્ત્વની વસ્તુ મણી છે. એ પણ યાદ રાખવું

જોઈએ કે એ એકતા કેવળ મોઢાની કે કેવળ વાણિયાશાઈ જમાઉધાર ઉપર ખડી થયેલી ન જ હોવી જોઈએ. એ તો હૃદયની વિશાળતા ઉપર, એકદિલીની ઓળખાણ ઉપર ખડી થયેલી હોવી જોઈએ. જો હિન્દુ ધર્મનું આપણે રક્ષણ ઇચ્છતા હોઈએ તો ખુદાને ખાતર મુસલમાનોની જોડે આવા વાણિયાશાઈ હિસાબ કરવાના ખ્યાલને અંતરમાં સ્થાન આપતા ના. આટલા મહિના થયાં મૌ. શૌકતઅલીની સાથે હું ફરું છું, પણ ગૌરક્ષા માટે એક શબ્દ સરખો હું તેમની આગળ નહીં બોલ્યો હોઉં. અલી બિરાદરો જોડે મારો માત્ર ખાનદાનીનો સંબંધ છે. મારી ખાનદાની સામે હું જોઉં, હિન્દુ ધર્મની ખાનદાની સામે હિન્દુ ધર્મ જુએ, અને જો એની ખાનદાની એને કહે તો મુસલમાનો તરફ એ પોતાની ફરજ નિષ્કામ ભાવે બજાવે. એમાં કોઈ પણ જાતનું સાટું કરવા તાકવું એ આપણને પાડનારું છે. શ્રદ્ધા રાખજો કે અજવાળું પોતાની પાછળ અજવાળાને જ લાવશે, અંધારાને નહીં; ઉચ્ચ અને નિર્મળ હેતુથી પ્રેરાઈને બતાવેલી ખાનદાની બમણું ઉમદા ફળ આપશે; ગાયનું રક્ષણ કરનારો તો એક પરમેશ્વર જ છે. આજે 'ગાયની રક્ષાનું શું' એમ મને ન પૂછો. હિન્દના આત્મબળથી ઇસ્લામનું એક વાર રક્ષણ થવા દો; પછી એ સવાલ પૂછજો. આપણા દેશી રાજાઓને પૂછો કે પોતાના અંગ્રેજ પરોણાઓની પરોણાગત કરવા તેઓ શું કરે છે? તેઓ તેમને ગોમાંસ અને દારૂ લાવીને નથી ધરાવતા? પહેલાં તેમને ગોવધ કરતા અટકાવો; પછી મુસલમાનો જોડે સાટું કરવાનો વિચાર કરજો. અને આપણું પોતાનું ગાય અને તેના વંશ તરફ કેવું વર્તન છે? આપણું પોતાનું ઘર વ્યવસ્થિત ન કરીએ અને અંગ્રેજોને હાથેથી ગાયને ન બચાવીએ ત્યાં સુધી મુસલમાનો આગળ ગાયની વકીલાત કરવાનો આપણને હક નથી પ્રાપ્ત થતો. એમને હાથેથી ગાયને બચાવવાનો રાજમાર્ગ એ જ છે કે આજ એમના સંકટને કાળે એમને વગર શરતે મદદ આપવી.

એ જ પ્રમાણે પંજાબના કિસ્સાથી આપણે શું શીખ્યા? આપણા એક પંજાબી ભાઈને જે દિવસે અમૃતસરની પેલી ગંદી ગલીમાં પેટે ચાલવું પડ્યું તે દિવસે આખું હિન્દુસ્તાન પેટે ચાલ્યું; જે દિવસે મનિયનવાલાની એક નિર્દોષ ઓરતનો ઘૂંઘટ એક ઉદ્ધત અંગ્રેજ અમલદારને હાથે ખેંચાયો તે જ દિવસે હિન્દના આખા સ્ત્રીવર્ગની ઇજ્જત ઉપર હાથ નંખાયો; અને નાજુક વયનાં કુમળાં બાળકોને પંજાબમાં માર્શલ લૉ હેઠળ જ્યારે દિવસના ચાર ચાર વેળા ખરા બપોરના તડકામાં યુનિયન જૅકને સલામ કરવા પગે ચાલતા જવા ફરજ પાડવામાં આવી અને જેને પરિણામે સાત સાત વરસનાં બે બાળકોએ પ્રાણ તજ્યા, તે જ દિવસે આખા હિન્દુસ્તાનના બાળકો પર

સિતમ ગુજર્યો. મારે મન તો સરકાર આ બધાં પાપોનું પ્રાયશ્ચિત્ત ન કરે ત્યાં સુધી તેના આશ્રય હેઠળ ચાલતી શાળા કોલેજોમાં ભણવું એ નરકયાતનાઓ ભોગવવા સમાન છે. આપણામાં સ્વમાન જેવી કોઈ વસ્તુ હોય તો જે સરકારની અદાલતોમાં પંજાબમાં સેંકડો નિર્દોષ માણસોને કેદની અને ફાંસીઓની સજા થઈ તેની અદાલતોનું આપણે મોં ન જોઈએ. એવી સરકારને સ્વેચ્છાએ મદદ કરવામાં અગર તેના તરફની મદદ સ્વીકારવામાં આપણે તેના ગુનાઓ અને પાપોના ભાગીદાર બનીએ છીએ.

હિંદની સ્ત્રીઓ આ લડતનું આધ્યાત્મિક સ્વરૂપ આંતર દૃષ્ટિથી જ ઓળખી ગઈ છે. હજારો બહેનો ઠેકઠેકાણે અહિંસાત્મક અસહકારનો સંદેશો સાંભળવા ચાલી આવી છે અને સ્વરાજની પ્રાપ્તિને અર્થે પોતાના શરીર પરનાં જરઝવેરાત મને સોંપતી ગઈ છે. આ બધાં અલૌકિક દૃશ્યો જોયા પછી એક વરસમાં સ્વરાજ્ય મળવાની સંભવિતતા હું જોઈ શકું એ શું આશ્ચર્ય છે? હિન્દની સ્ત્રીઓ તરફથી મળેલા આ અલૌકિક જવાબની હું ઓછી કિંમત આંકું તો ઈશ્વરનો ચોર બનું, શ્રદ્ધાહીન પામર કહેવાઉં. વિદ્યાર્થીઓ પોતાનું કર્તવ્ય બજાવશે એ વિષે પણ મને પૂરી શ્રદ્ધા છે. અને આજ સુધી જાહેરજીવનને મોખરે રહેનાર આપણો વકીલવર્ગ પણ આ નવી જાગૃતિને ઓળખી ઘટતો જવાબ આપશે એવી પ્રજા આશા રાખે જ.

## ઉપસંહાર

મેં આકરા શબ્દો કહ્યા છે, પણ તે મેં બહુ વિચારપૂર્વક જ ઉચ્ચાર્યા છે. ઝેર કે વેરની લાગણીથી હું નથી ઊકળ્યો. અંગ્રેજોને હું મારા દુશ્મન નથી માનતો. ઘણા અંગ્રેજો મારા પરમ મિત્રો છે. પણ હું અત્યારે જે રીતે અંગ્રેજી સલ્તનત રચાયેલી છે તેનો કટ્ટો દુશ્મન છું ખરો. અને જો એક માણસની શક્તિ, એક મનુષ્યની તપસ્યા એ સલ્તનતનો નાશ કરવાને સમર્થ હોય તો હું જરૂર એનો એ ન સુધરે તો નાશ કરવા ઇચ્છું છું.

જે સલ્તનત અન્યાય અને દગાને ધર્મ માની રહી છે તે તેના રબેપાઓ તોબા ન કરે તો દુનિયામાં રહેવાને લાયક નથી અને એવી સલ્તનતને ન્યાય કરવાની ફરજ પાડવાનુ પ્રજાને સામર્થ્ય મેળવી આપનારા દિવ્ય અસ્ત્ર તરીકે જ અસહકારની ઉત્પત્તિ થઈ છે.

મને તો પૂરી ઉમેદ છે કે બંગાળ આત્મશુદ્ધિની હિલચાલમાં પૂરેપૂરો ભાગ ભજવશે. જ્યારે આખું હિન્દ ઊંઘતું હતુ ત્યારે બંગાળે સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણનો શંખનાદ કરેલો. આજે આત્મશુદ્ધિ અને આત્મબલિદાન આપીને સ્વરાજ્ય ઘેર કરવાની અને ખિલાફત તેમ જ પંજાબની બાબતમાં

ન્યાય મેળવવાની આ લડતમાં પણ, મને પૂરેપૂરી ઉમેદ છે કે, એ જ બંગાળ પોતાનો મોખરો નહીં છોડે.

સવારે અસહકારી બંગાળીઓ આવ્યા. તેમાં એક શ્યામસુંદર ચક્રવર્તી પણ હતા. તેમના 'સર્વન્ટ' વિષે વાત. 'સર્વન્ટ'ના

૧૪–૧૨–'૨૦

એક ખબરપત્રીએ એક વિચિત્ર સૂચના એ કરી કે 'યંગ ઇન્ડિયા'માં રાજદ્રોહથી મુક્ત એવા થોડા લેખો આવતા હોય તો તેમાંથી 'સર્વન્ટ'માં નકલ કરી શકાય. નહીં તો એની જામીનગીરી જપ્ત ન થાય? આ જ કારણથી બાપુના ભાષણમાંના બ્રિટિશ સામ્રાજ્યના નાશ વિષેના ઉદ્ગારો 'સર્વન્ટ'માં રિપોર્ટ ન થયા.

સરલાદેવીને રાત્રે કાગળ લખ્યો તેમાંનો ભાગ:

૧ "તમારા પ્રત્યેનો મારો પ્રેમ એ મારે માટે બોજો નથી. એ તો મારા જીવનનો એક ભારેમાં ભારે આનંદ છે. એનો આધાર તમારામાં એટલે કે તમારી ભલમનસાઈમાં શ્રદ્ધા ઉપર રહેલો છે. એ તો જ જાય જો તમે ખરાબ છો એમ મને માલૂમ પડે. સારા પ્રેમની કશી કિંમત નથી, જો તમારામાં રહેલું ઉત્તમ તત્ત્વ તે બહાર ન લાવી શકે, તમે આજે છો તે કરતાં તમને વધારે સારાં અને શુદ્ધ ન બનાવે. પણ તમને મદદ કરવા જતાં કોઈ વખત હું તમને ખોટું લગાડી બેસું તો તે માટે મને ક્ષમા આપજો. હું અત્યારે તમારો અભ્યાસ કરી રહ્યો છું. તમને ખોટું ન લગાડવાનો પ્રયત્ન કરીશ."

કલકત્તાથી ઢાકા:

ગોલન્દોથી નારાયણગંજની મુસાફરી પદ્મા નદીમાં કરી. ભારે સુંદર દશ્યો જોવાનાં મળ્યાં. દુર્ગાને ગોસ્વામીમાંથી ઉતારા

૧૫–૧૨–'૨૦

મોકલવા માંડ્યા. બાપુએ 'કર્સ ઑફ સીક્રસી' (ગુપ્તતાની બૂરાઈ) એ ઉપર એક લેખ લખ્યો.

ઢાકામાં સ્વાગતના સરઘસમાં તેમ જ સભામાં વ્યવસ્થા જેવી ચીજ હતી નહીં એટલે પોતાના ભાષણમાં એ વિષે બાપુએ કહ્યું:

"આપણે એમ માન્યું છે કે જલસા કરવા, ચર્ચાઓ કરવી અને હાથ ઊંચા કરવા એટલે કામ થઈ ગયું. પણ અમલી કામ એમ નથી થતું. અમલી કામ માટે ભાષણોની જરૂર ન હોય. તમે મને રાહત આપવા માગતા હો, મારો અવાજ બચાવવા ચાહતા હો તો મારો ઇંતેજામ કરવાની તાકાત તમારે મેળવવી જોઈએ, ધૂળ ઓછી ખરડાવવી જોઈએ. બહુ વાર કહી ચૂક્યો છું કે આપણે સરઘસને છોડવાં જોઈએ. સરઘસથી કામ બગડે છે. હું ધૂળથી

મારી જાતને સભાળી લઉં છુ અને મારો અનાજ સાચવુ છુ, કારણ કુદરતના કાનૂનો હુ જેનાક પાળુ છુ 'પણ તમે મને ન પાળવા દો તો મારાથી સ્વાસ્થ્ય ન જળવાય આપણે જયના પોકારો કરીએ છીએ, પણ એ પોકારોમા સગીત નથી હોતુ, કળા નથી હોતી બગાળમા તો કળાકૌશલ્ય અને સગીત શક્તિ ભારે છે અહી મે પહેલા બહુ મધુર સગીત સાભળેલુ છે

"આપણે આપણા સગીતનો ઉપયોગ કરીને આપણા સભા સરઘસો વ્યવસ્થિત કરવા જોઈએ આપણા દીવાનખાનામા અથવા અગ્રેજી તાલીમ પામેલાના ઘરમા જ ગવાતું સગીત એ હિંદુસ્તાનનુ સગીત ન કહેવાય સામાન્ય જનસમાજમા સગીતનો પ્રચાર કરવાની જરૂર છે "

* * *

[આગળ ચાલતા તેઓ બોલ્યા ].

"હુ અગ્રેજોનો દુશ્મન નથી પણ માનુ છુ કે આ સલ્તનતમા શયતાની હવા ફેલાયેલી છે હું યકીન કરુ છુ કે મને ખુદા તાકાત આપશે તો આ સલ્તનતને હુ મટાડીશ કે સુધારીશ એ મારો પરમ ધર્મ છે આ સલ્તનતને મટાડ્યા વિના, ન હું ચેનથી બેસી રહી શકુ, ન તમને બેસવા દઉ હુ રાજદ્રોહનો કાયદો તોડીને ફેકી દેવા તૈયાર થયો છુ, કારણ હુ નિખાલસ છુ, મારા દિલમા જે છે તે કહુ છુ હુ અગ્રેજની રૈયત નથી, પણ તેમનો ખાનદાન વફાદાર મિત્ર છુ એટલે જ તેમને આ પ્રમાણે સભળાવી રહ્યો છુ '

ઢાકાના વકીલમડળ આગળ કાઢેલા ઉદ્‌ગારો નોધવા જેવા છે

"કેવળ કુતૂહલથી સભામા જવાનુ આપણે બધ કરવુ જોઈએ હું આશા રાખુ છુ કે યકીન ન હોય તેઓ અહીથી ચાલ્યા જશે

"મેં અહી નાના મડળની આશા રાખી હતી, જેથી આપણે દિલ ખોલીને વાતો કરી શકીએ પોતાના અભિપ્રાય છૂટથી દર્શાવીએ તો આપણે એક બીજાને વધારે સમજી શકીએ છીએ વીસ વર્ષ સુધી જેણે સતત વકીલાત કરી છે એવા વકીલ તરીકે હુ તમારી આગળ બોલવા માગુ છુ મારી પ્રૅક્ટિસ પણ ભારે હતી જોકે મારે બહુ વિરોધી વાતાવરણમા ત્યા રહેવાનુ હતુ, છતા હિંદુસ્તાનના વકીલ બૅરિસ્ટરો કરતા ઊતરે એવી નહોતી મે કેસ વિનાના બૅરિસ્ટર તરીકે મુબઈની હાઈકોર્ટમા પણ વકીલાત કરેલી છે આફ્રિકામા પણ વકીલાત કરી છે ત્યા મારી વકીલાત સારી ચાલતી એટલે હું તમારી આગળ બહુ અનુભવી તરીકે બોલુ છુ જેણે શિકારમા ઠીક ઠીક ભાગ પડાવેલો છે એવા બૅરિસ્ટર તરીકે તમારી આગળ બોલુ છુ જે વખતે મારી પ્રૅક્ટિસ બહુ

ધીકતી ચાલતી/હતી તે વખતે મેં એ છોડી દીધી. મારી પ્રૅક્ટિસમાં મેં કોઈ દિવસ ખોટો પૈસો લીધો નથી. છતાં વકીલાતના કામ ઉપર મને તિરસ્કાર છૂટ્યો. કારણ એ કામ દેશના કામની આડે આવવા લાગ્યું. મને જણાયું કે લોકોની હું બરાબર સેવા કરી શકું અને મારા અસીલોને પૂરો ન્યાય આપી શકું, એ બે કામ માટે હું વખત કાઢી શકીશ નહીં. મેં મારા અસીલોને ભેગા કરીને કહ્યું કે પહેલાં જેટલો વખત આપતો હતો, તેટલા વખતની તેઓ મારી પાસેથી અપેક્ષા ન રાખે. 'નવરાશના વખતમાં રાજદ્વારી કામ કરનારાઓ' એ ગોખલેજીના શબ્દોના ભણકારા મારા કાનમાં વાગતા હતા. પણ તમને એવાં કારણોસર પ્રૅક્ટિસ છોડી દેવાનું આજે કહેતો નથી. આજે તો કારણ એ છે કે જ્યાં સુધી આપણે એની અદાલતમાં વકીલાત કરીએ છીએ ત્યાં સુધી આ અન્યાયી સરકારને ટેકો આપી રહ્યા છીએ. આ સરકાર આપણી વફાદારી અને પ્રીતિનો તમામ અધિકાર ગુમાવી બેઠી છે. આપણે અદાલતના અમલદારો કહેવાઈએ છીએ. કાયદાની ચુંગાલમાંથી ઘણા નિર્દોષ માણસોને છોડાવવામાં મેં પૂરતો હિસ્સો લીધેલો છે. હું એ પણ જાણું છુ કે સારા વકીલની મદદને અભાવે અસીલને સહન કરવું પડે એમ પણ બને. છતાં આપણે સઘળા જ વકીલાત છોડી દઈએ અને કોઈ નિર્દોષ માણસને ફાંસીએ લટકવું પડે એ શું આદર્શ સ્થિતિ નથી? એવું બને તો કાયદાની અદાલતો ગંધાઈ ઊઠશે. અહીંના પ્રખ્યાત વકીલ શ્રી મનમોહન ઘોષે કહ્યું છે કે કાયદાની અદાલતો ઘણી વાર અન્યાયનાં સાધન બની બેસે છે. જ્યારે ન્યાય મેળવી શકાય છે ત્યારે પણ એ મેળવતાં કેટલી ઢીલ થાય છે અને કેટલુ ખર્ચ થાય છે? ન્યાય મોંઘો થઈ પડ્યો છે કારણ આપણે ત્યાં મનમોહન ઘોષ જેવા વકીલો બહુ વિરલ હોય છે. તેઓ કેટલાયે દીવાની અને ફોજદારી કેસો મફત લેતા. પણ આ કાર્યક્રમ તો શબ્દશઃ એક વર્ષનો જ છે. એટલે તમે બધા વકીલાત છોડી દો એમ હું ઇચ્છુ છું. મને તમારામાં શ્રદ્ધા છે. કારણ હુ પણ એ જ પરંપરામાં ઊછર્યો છું, અને જાણું છું કે દેશસેવાના નશા વગર તમે જીવી શકવાના નથી. હુ તો એવું થાય એમ ઇચ્છું છું કે અદાલતમાં પ્રૅક્ટિસ કરતા કોઈ વકીલને માટે માન અને ગૌરવ સાથે જાહેર મંચ ઉપર ઊભા રહેવું અશક્ય બની જાય. હું તમને વધારે ઉચ્ચ કોટિના મંચ ઉપર લાવવા ઇચ્છું છુ. અત્યાર સુધી ગરીબ લોકોના બેલી બનવાને બદલે તમે શાહુસોદાગરોના મદદગાર બન્યા છો. હવે એ છોડીને તમે રાષ્ટ્રની સેવામાં હિસ્સો લો એમ હું ઇચ્છું છું. પણ જ્યા સુધી તમે તમારા હજારો રૂપિયા કમાવાનું ચાલુ રાખશો ત્યાં સુધી તમારાથી એ બની શકશે નહીં. મને કહેવામાં આવે છે કે ખરો બંગ દેશ તો પૂર્વ બંગાળ છે. તમે એ બતાવી આપો કે તમે બંગાળનું જે

સર્વોત્તમ છે તેના પ્રતિનિધિ છે. હું બંગાળના ખેડૂતો અને આમ વર્ગ સાથે સંપર્કમાં આવવા ઇચ્છું છું. હું એવો સમય આવે એમ ઇચ્છું છું જ્યારે પ્રજા ઇલકાબધારીઓની, વકીલાત છોડી નથી એવા વકીલોની, શાળાત્યાગ નથી કર્યો એવા વિદ્યાર્થીઓની અને જેઓ સ્વેચ્છાપૂર્વક આ સરકારને ટેકો આપી રહ્યા છે એના કોઈની પણ વાત સાંભળવાની ના પાડે. આ શયતાનની ચૂડ મને પણ એવી વળગી છે કે મારામાંથી પણ ગુલામી પૂરી ગઈ નથી, કારણ આ સરકારની આગગાડીમાં મુસાફરી કર્યા વગર, તેના તાર અને ટપાલનો ઉપયોગ કર્યા વિના હું પણ ચલાવી શકતો નથી. પણ હું વ્યવહારકુશળ માણસ છું જે તર્કયુક્ત હોય તેનો અમલ ન કરી શકું ત્યારે હું કબૂલ કરું છું કે એટલી મારી અશક્તિ છે. આ રેલવે વગેરેનો મને એટલો કંટાળો છે કે જો શકય હોય તો હું પગે ચાલીને અથવા નદીમાં તરીને ઢાકા આવું. પણ એમ કરું તો તમારા ગવર્નર સાહેબ રોનાલ્ડશે કહેશે કે ગાંધી તો પાગલ છે તેથી હું જે કાર્યક્રમ તમારી આગળ મૂકી રહ્યો છું તે તો હજી ઘણો પશ્ચિમી ઢબનો છે. અત્યારે હું જે સ્વરાજ માટે લડત ચલાવી રહ્યો છું તે તો દેશબંધુ દાસ અને બીજા રાજદ્વારી પુરુષોની આકાંક્ષાનું સ્વરાજ છે. કૉંગ્રેસ જે સ્વરાજ માટે લડે છે તે પરદેશીઓના બિલકુલ અંકુશ વિનાનું પૂરેપૂરી સ્વદેશી પાર્લમેન્ટરી ઢબનું સ્વરાજ છે સ્વરાજનો મારો આદર્શ તો મેં 'હિન્દ સ્વરાજ' પુસ્તકમાં બતાવ્યો છે તેમાં એક શબ્દનો પણ ફેરફાર કરવા હું તૈયાર નથી. આજે પ્રજાની માગણી પ્રમાણેનું સ્વરાજ આપણે જોઈએ છે એ વ્યવહારુ સ્વરાજ છે તેમા આપણે મોટાં લશ્કરી ખર્ચ કરવાનો, લૅંકેશાયરની મિલોને મદદ કરવાનો અને ચેમ્સફર્ડો અને ડાયરોને નિભાવવાનો ઇન્કાર કરી શકીશું

"આપણે જ્યારે કેડ વાકી વાળીને કામ કરવા તૈયાર થઈશું, કોઈની પણ આગળ લાચાર બનીને ઊભા નહીં રહીશું, ત્યારે વકીલાત છોડી દીધા પછી આપણું કુટુમ્બ વીસ જણનું હશે તો તેને પણ બહુ આબરૂભેર નિભાવવાની આપણામા શક્તિ આવશે પશ્ચિમના આદર્શો પ્રમાણેનું નહીં પણ આપણી સાદી જરૂરિયાતો જોગું ગુજરાન તમને મળી રહેશે એની હું ખાતરી આપુ છું આજે સ્વદેશીના કામમાં બુદ્ધિપૂર્વક અને હૃદયપૂર્વક પ્રામાણિકપણે કામ કરનારા હજારો માણસોની જરૂર છે. સ્વદેશીમા હું તો સ્વરાજના, સ્વધર્મના અને સ્ત્રીઓના પાતિવ્રત્યનાં દર્શન કરી રહ્યો છું માતાના સ્તનને બાળક જેમ વળગે તેમ હું સ્વદેશીને વળગ્યો છું"

[ત્યાર પછી વકીલો સાથે કેટલીક પ્રશ્નોત્તરી થઈ જે બીજે થાય છે તે પ્રકારની જ હતી.]

ગેન્ડારિયા આશ્રમની મુલાકાત. ભારે સાદાઈ અને શાન્તિ. સવારે અગિયાર વાગ્યે નારાયણગંજથી નીકળ્યા. રસ્તામાં બાપુ સુંદર
૧૬–૧૨–'૨૦ સૂતા. પદ્માનદીમાં નવ કલાકની મુસાફરી, પછી શું પૂછવું? 'ગુપ્તતાનું પાપ' વાળો લેખ સુધાર્યો. 'યંગ ઇન્ડિયા' માટે નોંધો લખી. કલકત્તાના ભાષણનો મારો અહેવાલ સુધાર્યો. સાંજે કલકત્તાના બે બૅરિસ્ટરો શ્રી મિત્ર અને મિ. મેયર સાથે વાતો થઈ. [એ વાર્તાલાપ નીચે આપ્યો છે.]

રાતે આપણા દેશના સામાન્ય શિક્ષકો ઉપર વાત નીકળી. બાપુએ કહ્યું: ચોપડીમાંથી માથું જ બહાર ન કાઢેલું હોય એવા શિક્ષકો મેં જોયા છે. એક સુંદર ખિતાબ શિક્ષકોને આપ્યો. આપણા શિક્ષકો 'ભોગળભટિયા' જેવા હોય છે.

સરલાદેવીને કાગળ લખ્યો. બ્રુકસના કાગળના જવાબમાં નાનો કાગળ લખ્યો અને તેની 'યંગ ઇન્ડિયામાં' ચર્ચા કરી. 'મોરલ વૅલ્યુઝ' નામનો અતિશય ઉદાત્ત કોટિનો લઘુ લેખ લખ્યો.

### 'ગુરખા' સ્ટીમર ઉપરની વાતચીત

હમેશ જ મારે મુસાફરીનાં કષ્ટો વર્ણવવાનું હોય એવું નથી. ઢાકા જતાં ગોલન્દોથી નારાયણગંજ અને નારાયણગંજથી ગોલન્દો સુધીના પદ્મા નદીના પ્રવાસે અમારા આખા પ્રવાસના શ્રમને ભુલાવ્યો. નવ કલાકની મુસાફરીમાં માત્ર બે ત્રણ ઠેકાણે સ્ટીમર અટકે, એટલે ઘણીક વાર તો કલાકમાં સાત આઠ વખત ઊભી રહેનારી અને કોઈક વાર ઓછામાં ઓછી કલાકમાં એક વખત ઊભી રહેનારી રેલગાડીની સરખામણીમાં સ્ટીમર ઉપરની શાન્તિનો પાર જ શો? રેલ મુસાફરીની અશાન્તિ નહીં, બેસૂરો ધડધડાટ નહીં, અકળાટ નહીં. સ્ટીમરની મુસાફરી છતાં સ્ટીમરને ઊંચે નીચે ઉછાળતાં મોજાં પણ નહીં. સાગર જેવી વિશાળ છતાં સરોવર જેવી શાન્ત પદ્મા ઉપર સ્ટીમર રેશમની દોરી ઉપર મોતી સરી જાય તેમ સરી જતી હતી. અને આસપાસનાં દૃશ્યો —જેમાં પ્રભાતનો અવર્ણનીય સૂર્યોદય કાંઈક ઓર ખૂબી પૂરતો હતો — એ તો રેલવેની મુસાફરીમાં ક્યાં મળે?

પણ હું આ પ્રવાસની સિલ્લત વર્ણવવા નથી બેઠો. સ્ટીમર 'ગુરખા' ઉપર થયેલી એક સુંદર વાતચીતનો સાર આપવાનો જ આ પત્રનો હેતુ છે. શુમારે સાતેક વાગ્યે સાંજે નારાયણગંજથી અમે પાછા ફરતા હતા તે સ્ટીમરમાં ગાંધીજીની શાન્તિનો બે અપરિચિત મિત્રોએ ભંગ — મધુરો, મનોનુકૂલ ભંગ —

કર્યો. બન્ને સજ્જનો બૅરિસ્ટરો હતા; એક અંગ્રેજ હતા, અને બન્નેનો ધધો ધીકતો ચાલતો હશે એમ તેમની વાતચીત ઉપરથી લાગતું હતું. બન્નેની વાતોમાં વિનયની મણા ન હતી, અને કેવળ જિજ્ઞાસાથી જ પ્રેરાઈને તેઓ ગાંધીજીની સાથે વાતો કરવાને આવ્યા હતા. અસહકાર વિષે કેટલીક વાતો પૂછી.

હિન્દી ભાઈએ પૂછ્યું — ત્યારે અસહકારનો તાત્કાલિક હેતુ તો અન્યાયની સામે વિરોધ કરવો એ જ છે ને?

ગાંધીજી — ના, વિરોધ-નહીં, શુદ્ધીકરણ. અમારા પોતાના શુદ્ધીકરણ વડે સામાનું શુદ્ધીકરણ.

અંગ્રેજ ભાઈ — અને પાપનો સંગત્યાગ?

ગાંધીજી — બરોબર, પાપનો સંગત્યાગ.

અંગ્રેજ ભાઈ — ત્યારે શું તમે આવું શુદ્ધીકરણ કાંઈ ઉપજાવી શક્યા છો એમ તમને લાગે છે?

ગાંધીજી — હું આજે દેશનું પર્યટન કરી રહ્યો છુ તેમાં લોકોને નિગ્રહ, સ્વાશ્રય શીખતા જોઈને હું તો આશ્ચર્યચકિત થઈ રહ્યો છું. ખેડુતવર્ગમાં પણ આ બન્ને વસ્તુ ખીલી રહી છે, અને બ્રિટિશ અમલદારો પણ આની અસરથી અસ્પૃષ્ટ છે એમ મને નથી લાગ્યું. તેઓનાં મન પણ સ્વચ્છ થતાં જાય છે.

અંગ્રેજ ભાઈ — આ શુદ્ધ ઉત્પન્ન કરી અંગ્રેજ પાસે તમે શું કરાવવા માગો છો? અંગ્રેજના વર્તનમાં શો ફેર ઇચ્છો છો?

ગાંધીજી — હુ દરેક અંગ્રેજ દરેક હિન્દીને પોતાના સરખો સમજતો થાય એવી સ્થિતિ ઉત્પન્ન કરવા ઇચ્છુ છું. અંગ્રેજ અભિમાનના શિખરે ચડીને વાતો કરે છે તેને હુ નીચે ઉતારી હિન્દના સામાન્યમાં સામાન્ય મજૂરને પણ પોતાના સરખો માનતો કરવા માગુ છું. કોઈ પણ વ્યવહારમા તે હિન્દીની અવગણના ન કરે, વ્યવહારમાં તેને તે પોતાનો સરખો ભાગીદાર સમજે, એવી સ્થિતિ હુ ઉપજાવવા માગું છુ. બીજી કોઈ પણ શરતે હિન્દમાં તેને સ્થાન નથી. અંગ્રેજ અને હિન્દી બન્નેમા આ સરખાપણાના ભાવનો અનુભવ થાય, સાક્ષાત્કાર થાય એટલે લાગવું જ મારા દેશને સ્વાતંત્ર્ય મળ્યું એમ સમજવું. અને આ પરિણામ લાવવા માટે પ્રતિષ્ઠા અને ઇજ્જતની જે જૂઠી પ્રતિમાપૂજા ચાલુ છે તેનો નાશ થાય એટલે બસ છે. આજે જ્યાં જોઈએ ત્યાં શું જોવાનુ મળે છે? અંગ્રેજથી

કરતા હિન્દીઓ — પોતાના વિચારને બીજાથી સતાડતા હિન્દીઓ આના કરતા નવારે અત્નતિકર બીજુ શુ હોઈ શકે?

અગ્રેજ ભાઈ— તમે કહો છો કે દરેક અગ્રેજ હિન્દી મજૂરને પણ પોતાના સરખો સમજે એ વધારેપડતુ નથી? દરેક હિન્દી ગૃહસ્થ શુ મજૂરને પોતાના સરખો સમજે છે? તમે એટલુ માગો તો તે વાજબી છે કે દરેક અગ્રેજ બીજા અગ્રેજ તરફ વર્તે છે તેવી રીતે હિન્દી તરફ વર્તે કોઈ અગ્રેજ 'મ્ફ્નાયર' (જમીનદાર) પોતાના ખેડૂતો તરફ વર્તે તે રીતે અગ્રેજ હિન્દી મજૂર તરફ પણ વર્તે

ગાધીજી— વાહ, એ તો તમે મારા કરતા પણ સુદર ભાષા વાપરી દીધી મારુ કહેવાનુ તાત્પર્ય એ જ છે

### ગુનેગારો માટે શુ માગીએ છીએ?

હિન્દી ભાઈ— ત્યારે અત્યાચારી સરકાર સાથે અસહકારનો તાત્કાલિક હેતુ પણ આપ શુદ્ધીકરણ જ કહો છો? પછી શુદ્ધીકરણથી બીજા ઐહિક લાભો પ્રાપ્ત થાય યા ન થાય તેની ચિંતા નહી?

ગાધીજી— અમારી તપસ્યા શુદ્ધ અને પૂર્ણ હશે તો ઐહિક લાભો તો એની મેળે જ અદરથી ફલિત થવાના દાખલા તરીકે પજાબના અત્યાચાર વિષે કશુ કરવાપણુ રહેશે નહી, પજાબના એક પણ ગુનેગારને પછી હિન્દુસ્તાનમા ઊભા રહેવાનુ સ્થાન નહી હોય, એટલુ જ નહી પણ કોઈ પણ ગુનેગારનો પગાર કે પેન્શન આપણી તિજોરીમાથી આપી શકાશે જ નહી

અગ્રેજ ભાઈ— ત્યારે સજા શુ અગ્રેજને માટે જ તમે રાખી છે? હિન્દીઓએ— સામાન્ય વર્ગમાના હિન્દીઓએ પણ ગુના તો કર્યા હતા, તેમનુ શુ?

ગાધીજી— આ સવાલ આશ્ચર્યકારક છે અમારા ગુના કરતા અમને હજાર દરજ્જે વધારે સજા મળી ચૂકી છે હૂ ખાતરીપૂર્વક કહુ છુ કે જેણે ગુના કર્યા હતા તે તો સજા પામ્યા, એટલુ જ નહી પણ બિનગુનેગાર પણ સેકડો માર્યા ગયા છે નિર્દોષ માણસોને જેલ જવુ પડ્યુ છે બચ્ચાઓને પણ સહન કરવુ પડ્યુ છે નિર્દોષ ઓરતોનુ અપમાન થયુ છે જલિયાવાલાની કતલ પણ બિનગુનેગારોની હતી આથી વધારે સજા કઈ હોઈ શકે? પણ મે અગ્રેજ અમલદારોને સજાની તો વાતે નથી કરી તેઓને હજુ હિન્દુસ્તાનના પૈસા ન મળ્યા કરે, ધનકામ તેઓ ન રાખે, હોદ્દા ન રાખે, એટની જ વાત કરી છે તેઓની સજા તો તેમાના કેટલાકને તો ફાસીની જ હોય એને મારા ધર્મમા સ્થાન નથી હિંદુસ્તાન શુ માગે તે હૂ જાણતો નથી

(આ જ પ્રસંગે મને (મહાદેવભાઈને) એક વાત યાદ આવે છે. મિ. ઍન્ડ્રૂઝે જલિયાંવાલા બાગની કતલને "ગ્લેંકોની કતલ"*ની સાથે સરખાવી ત્યારે તરત જ મેં તો 'યંગ ઇંડિયા'માં ગ્લેંકોની કતલનું વર્ણન પણ પ્રકટ કર્યું. મિ. ઍન્ડ્રૂઝના મનમાં જલિયાંવાલાના ઘાતકીપણા વિષે કેટલી ઘૃણા હશે તે દર્શાવવા માટે જ મેં એ છાપ્યું. પણ મને ફરી વાંચી ગયા પછી લાગ્યું કે ઍન્ડ્રૂઝે કાંઈક અન્યાય કર્યો છે, અને મને તે વિષે બહુ દુખ થયું. હું પ્રિન્સિપાલ રુદ્રને મળ્યો, તેમની સાથે વાતચીત થઈ. તેમનો વિચાર પણ મારા જેવો જ હતો. પણ આજે મને મિ. ઍન્ડ્રૂઝની સરખામણીની યથાર્થતાનો ખ્યાલ આવે છે. ગ્લેંકોની કતલના કરતાં પણ જલિયાંવાલાની કતલ વધારે ક્રૂર, વધારે નિંદ્ય હતી એમ મને હવે લાગે છે, કારણ ગ્લેંકોના કાળના ને આજના કાળના સુધારામાં તો આસમાન જમીનનું અંતર છે.)

---

* ઇંગ્લંડના રાજા બીજા જેમ્સને સને ૧૬૮૮માં ગાદી ઉપરથી ઉઠાડી મૂકી તેની કુંવરી મેરી તથા જમાઈ પ્રિન્સ ઑફ ઑરેન્જને (ત્રીજા વિલિયમ તરીકે) ગાદી ઉપર બેસાડવામાં આવ્યાં. સ્કૉટલૅન્ડના પહાડી પ્રદેશના કેટલાક ઠાકોરો જેમ્સ બીજા પ્રત્યે સહાનુભૂતિવાળા હતા. સ્કૉટલૅન્ડના સપાટ પ્રદેશના કેટલાક આગેવાનો વિલિયમ ત્રીજાના ખાંધિયા બન્યા હતા. પેલા પહાડી ઠાકોરોને નમાવવા માટે તેમણે વિલિયમ પાસે એવો હુકમ કઢાવરાવ્યો કે ૧૬૯૨ના જાન્યુઆરીની ૧લી તારીખ પહેલાં તમામ ઠાકોરોએ રાજા પ્રત્યે વફાદારીના સોગંદ લેવા. નહીં લે તેમને મોતની સજા કરવામાં આવશે. પેલા ખાંધિયા આગેવાનો ગ્લેંકોના ગર્વિષ્ઠ અને બહાદુર મૅકડોનલ્ડ ગોત્ર પ્રત્યે બહુ ખાર રાખતા. મૅકડોનલ્ડ ગોત્રના વડા મૅક ઇયાનને બરફનાં તોફાનોને લઈને સોગંદ લેવા જવામાં સહેજ મોડું થયું અને તેણે ઠરાવેલી મુદત પછીથી સોગંદ લીધા. પણ તેણે સોગંદ લીધા છે એ વાત દબાવી રાખીને પેલા સ્કૉટ આગેવાનોએ વિલિયમ રાજાના કાન ભંભેર્યા અને તેની પાસે મૅક ઇયાન તથા એ 'લૂટારાઓને' મારી નાખવાના હુકમ કઢાવ્યા. આખા મૅકડોનલ્ડ ગોત્રનું કાસળ કાઢી નાખવા માટે તેમણે કૅમ્પબેલ ગોત્રના માણસો જેમને મૅકડોનલ્ડો સાથે પેઢીગત વેર હતું તેમને સાધ્યા. એ ગોત્રના એક માણસ કૅપ્ટન કૅમ્પબેલ સાથે મૅક ઇયાનને સારાસારી હતી. તેનો લાભ લઈ આ હિચકારું કૃત્ય કરવાનું તેણે માથે લીધું. ૧લી ફેબ્રુઆરીએ તે પોતાના થોડા માણસો સાથે મૅક ઇયાનને ત્યાં જઈ મહેમાન રહ્યો. તે દરમિયાન ગ્લેંકોની ખીણનાં બધા નાકાં ઉપર પોતાના માણસો ગોઠવવાની તેણે તજવીજ કરી, જેથી ગ્લેંકોમાંથી કોઈ નાસી જવા પામે નહીં. બધું ગોઠવાઈ ગયું એટલે ફેબ્રુઆરીની ૧૩મી તારીખે સવારે પાંચ વાગ્યે જે વખતે મૅકડોનલ્ડો ઊંઘતા હતા તે વખતે અગાઉ રચેલા બેત પ્રમાણે કૅમ્પબેલો તેમના ઉપર તૂટી પડ્યા અને નિર્દય રીતે તેમની કતલ કરી. તેમાં સ્ત્રીઓ અને બાળકોને પણ છોડ્યાં નહીં. જે આસપાસના પહાડોમાં નાસી છૂટ્યા તેઓ ત્યાંની કડકડતી હિમ જેવી ઠંડીમાં ટાઢે અને ભૂખે મરી ગયા. ઇતિહાસકાર ગ્રીન લખે છે કે આ કતલની વાત સાંભળીને પેલા કાવતરાખોર આગેવાનોમાંથી એક બોલેલો: 'મને દિલગીરી એટલી જ છે કે કદાચ કોઈ બચી જવા પામ્યું હશે.'

હિન્દી ભાઈ — સરકારે ધર્મની ઉપર હુમલો કર્યો છે એમ તમે કેમ કહો છો? સરકાર તો વિજયી મિત્રરાજ્યોના મોટા મડળમા એક હિસ્સેદાર જ છે

ગાધીજી — તમારા જેવાના મોમાથી છેક આજની ઘડીએ આવો સવાલ નીકળે છે તે જોઈને હું ચકિત થાઉ છુ તુર્કીનો નાશ યોજવામા ઇગ્લડનો મુખ્ય ભાગ છે મુખ્ય પ્રધાનને હાથના કર્યા હૈયે વાગે છે તેને વચનભગ કરવો પડ્યો છે ને તેથી તેણે મુસલમાનોના દિલને જખમ કર્યો છે.

હિન્દી ભાઈ — સારુ, બીજી તરફ વળીએ તમે શાળાઓ ખાલી કરાવી રહ્યા છો, પણ કેળવણીની કોઈ બીજી વ્યવસ્થા કરો છો ખરા?

[ગાધીજીએ આના ઉત્તરમા ગુજરાતમા ચાલી રહેલી શિક્ષણપ્રવૃત્તિનુ વિગતવાર વર્ણન આપ્યુ ]

હિ દી ભાઈ — ત્યારે શુ પ્રચલિત શિક્ષણપ્રથા ખોટી છે?

ગાધીજી — આ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી છતા તેનો જવાબ આપવાને મને અડચણ નથી હુ કહુ છુ કે 'હા તે ખોટી છે' કેળવણીનુ વાહન અગ્રેજી હોવાથી વિદ્યાર્થીના મગજ ઉપર બેવડો બોજો મુકાયો છે હુ તો મારા વિચારો તમને શુ કહુ? પ્રોફેસર જદુનાથ સરકાર જેવા કહે છે કે આ પરદેશી વાહનની પ્રથાથી કેળવાયેના વર્ગના મગજ નિર્વીર્ય થઈ ગયાં છે, કલ્પનાશક્તિ કે સર્જનશક્તિ જ આપણામાથી કેવળ નષ્ટ થઈ છે આપણો સમય બધો પારકી ભાષાના ઉચ્ચારો અને રૂઢિપ્રયોગો યાદ રાખવામા વ્યતીત થાય છે એ કામ જ એક વેઠ જેવુ છે અને પરિણામ એ આવ્યુ કે આપણે યુરોપીય સુધારાના શાહીચૂસ બન્યા છીએ, તેમાથી સરસ વસ્તુ લેવાને બદલે તેના ક્ષુલ્લક અનુકરણરૂપ બન્યા છીએ બીજુ પરિણામ એ આવ્યુ છે કે આપણી અને સામાન્ય વર્ગની વચ્ચે મોટુ દરિયા જેવડુ અતર પડી ગયુ છે આપણે તેઓ સમજે તેવી ભાષામા તેમને રાજકીય વિષય તો શુ પણ શરીરસ્વાસ્થ્ય અને જનસુખાકારીના તત્ત્વો પણ નથી સમજાવી શકતા આ જમાનામા અસલના બ્રાહ્મણો જેવા બૂરા આપણે બની ગયા છીએ બકે તેમના કરતા વધારે ખરાબ કારણ તેમના અતર મલિન ન હતા, તેઓ રાષ્ટ્રની સભ્યતાના 'ટ્રસ્ટી' રૂપ હતા આપણે તો તેયે નથી રહ્યા આપણે તો આપણી કેળવણીનો સ્વાર્થી ઉપયોગ કરી રહ્યા છીએ અને સામાન્ય વર્ગના તો જાણે મુરબ્બીઓ હોઈએ એવુ વર્તન રાખી રહ્યા છીએ તમે મારી સામે આ બાબતમા મારી ઊલટતપાસ કરો એમ ઇચ્છુ છુ પણ એટલુ કહી લઉ કે આ વિચારો મારા આજના નથી પણ અનેક વર્ષોના અનુભવના ફળરૂપ છે

અંગ્રેજ ભાઈ — આ દિશામાં અમે વિચાર જ નથી કર્યો, એટલે આના ઉપર અમે વિચાર કરીશું એટલું જ કહી શકીએ.

ગાંધીજી — એ બરોબર છે એક વાત કહેવી ભૂલી ગયો આ પ્રથાથી અમારો આત્મા હણાયો છે એ તો મેં કહ્યું નહી. તમે બિનધાર્મિક કેળવણીની જ પૂજા કરતા આવ્યા છો એટલે હિન્દુઓને ધાર્મિક કેળવણી કશી મળી શકી નથી. ઇંગ્લંડમાં તો આ દુષ્પરિણામ છેક નથી આવ્યું ત્યાં તો ધર્મગુરુઓ કાંઈક ધર્મશિક્ષણ આપવાનો પ્રબંધ કરી લે છે

• હિન્દી ભાઈ — ખરી વાત તો એ છે કે લૂંટેલા ધનથી તમે તમારાં બાળકોને કેળવણી નથી આપવા માગતા, નહી?

ગાંધીજી — હા, લૂંટેલા ધનમાંથી જ નહી, પણ લૂંટ કરનારાઓના વાવટા નીચે પણ નહી મેં કહ્યું કે જે સરકારના તરફ અમને બિલકુલ નિષ્ઠા રહી નથી, પ્રેમ રહ્યો નથી તે સરકારના હાથ નીચે ચાલતી શાળાની સાથે આપણને લેવાદેવા ન હોવી જોઈએ હું તમને એક સાદી વાત કહું એક વખત એવો હતો કે હું પોતે 'ગૉડ સેવ ધ કિંગ' (રક્ષ દેવ તુ મહારાજા) અતિશય ઉમંગથી લલકારતો, એટલું જ નહી પણ મારા અંગ્રેજી ન જાણનારા છોકરાઓને પણ એ ગીત મેં કંઠે કરાવ્યું હતું હું આફ્રિકાથી રાજકોટ આવ્યો ત્યારે ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓને પણ મેં આ ગીત શિખવાડ્યું, કારણ હું સમજતો કે સાચા રાજનિષ્ઠ માણસને તો એ ગીત આવડવું જ જોઈએ પણ આજે શી સ્થિતિ છે? હું એ ગીત મારા હૃદય ઉપર હાથ મૂકી આજે ન જ ગાઈ શકું તેમ કોઈને ગાવાનું ન કહી શકું રાજા જ્યૉર્જ એક સજ્જન તરીકે ઘણું જીવો એમ હું કહું, પણ મનુષ્ય અને દેવની આગળ અધમ બનેલું સામ્રાજ્ય તો ક્ષણમાત્ર પણ જીવે એમ હું નથી ગાઈ શકતો

હિન્દી ભાઈ — તમે કહી ગયા કે શીખવવાની પ્રથા કેવી છે તેની તમને દરકાર નથી

ગાંધીજી — હા, સાચું

હિન્દી ભાઈ — આપણી યુનિવર્સિટીઓ તો હિંદીઓ ચલાવે છે, તેની નીતિ ઘડનારા પણ હિંદીઓ હોય છે

ગાંધીજી — હા, સાચી વાત યુનિવર્સિટીવાળાઓ મારું સાંભળે તો તેમને હું એમ જ કહું કે 'તમે તમારા 'ચાર્ટર' ફાડી નાખો, અને પછી તે મારી જ છે એમ હું કહું સરકારની પાસેથી મળતા પૈસા બંધ થશે એમ

તેઓ કહે તો હું તેમને બાંયધરી આપવાને તૈયાર છું કે પૈસા હું લાવી આપીશ. માત્ર તમારી યુનિવર્સિટીઓને રાષ્ટ્રીય બનાવો એટલું જ કહી રહ્યો છું. પંડિતજીને પણ મેં શું કહ્યું? 'વાઈસરૉયને ચાર્ટર પાછો આપી દો, અને મહારાજાઓને પૈસા પાછા જોઈતા હોય તો તેમના પૈસા પણ પાછા આપી દો. પૈસા ઘટશે તેની ભિક્ષા માગીશું. તમે મહારાજાઓની પાસે ભીખ માગવાની અનનુકરણીય શક્તિ ધરાવો છો, તો હું સામાન્ય વર્ગ પાસે ભીખ માગવાની થોડી શક્તિ ધરાવું છું.'

હિંદી ભાઈ — પણ 'ચાર્ટરે' શું બગાડ્યું?

ગાંધીજી — અરે 'ચાર્ટર' આવ્યો તેની સાથે સરકારનું બધું આવ્યું. 'ચાર્ટર' માટે જ હિંદુ વિદ્યાપીઠ ડ્યૂક ઑફ કૅનોટને માન આપશે. હું તે કેમ સાંખી શકું? નહીં, હું તો ખરું કહું છું કે મિસિસ બેસંટ એક વાર કહેતાં હતાં કે 'તું તો રાજ્યવિપ્લવ — બળવો કરવા માગે છે' તે વાત સાચી છે. માત્ર તે વિપ્લવ વિકાસક્રમને અનુસરી થતો (evolutionary revolution) વિપ્લવ હોવો જોઈએ. બાકી વિપ્લવ તો થવો જ જોઈએ એમ મને લાગે છે. તે વિના છૂટકો નથી. જુઓને સરકારનાં તો ભવન ફરી ગયાં છે. પેલી છેલ્લી નિર્લજ્જ જાહેર ઘોષણા બહાર પાડી તે જુઓ. તેમાં મોટી મોટી વાક્જાળ રચી કહે છે કે હાલ તો અમે છાપાંઓને છૂટ આપી છે, અમે કોઈની જીભ બંધ નથી કરવાના. જ્યાં તેઓ શું કરી રહ્યા છે? પંજાબના શાંત કામ કરનાર આગા સફદરને મોઢે શું કામ તાળાં માર્યાં? તેનામાં ધર્માંધતા જેવી વસ્તુ નથી; તેઓના જેવા શાંત કામ કરનાર મેં પંજાબમાં જોયા નથી. વળી પેલે જ દહાડે 'સર્વન્ટ' પત્રના બાબુ શ્યામસુંદર ચક્રવર્તીએ મને કહ્યું કે તેમને એક 'ચેતવણી' સરકાર તરફથી મળી છે; શા માટે? તો શ્રી રાજગોપાલાચાર્યનો 'મતદારોને સૂચના' નામનો એક લેખ 'યંગ ઇન્ડિયા'માં આવેલો તે તેમણે છાપ્યો છે માટે! આ સ્થિતિ અસહ્ય છે.

હિંદી ભાઈ — હવે અદાલતો તરફ વળીએ. અદાલતો છોડાવી, વકીલોની વકીલાત બંધ કરાવી, તમે શું કરવા માગો છો?

ગાંધીજી — સરકારની પ્રતિષ્ઠા તોડવા માગું છું. આ અદાલતો અને શાળાઓ સરકારની પ્રતિષ્ઠાનો પાયો મજબૂત કરનારી વસ્તુઓ છે. લોકોને આ વડે જ સરકારે મોહજાળમાં ફસાવી રાખ્યા છે.

હિન્દી ભાઈ — ત્યારે કજિયાઓ શી રીતે પતશે?

ગાંધીજી — મારો અનુભવ તમને કહું? મારી વકીલાત દરમિયાન ૭૫ ટકા કેસો મેં ઘરમેળે પતાવેલા. અને ઘરમેળે પતાવવામાં હું તો એક નિષ્ણાત ગણાતો હતો. નિષ્પક્ષના માટે ત્યાં હું પ્રખ્યાત થયો હતો. એટલે મારા તરફથી કોઈ સામા પક્ષવાળાને નોટિસ મળે કે તરત જ તે મારી પાસે આવતો અને પતાવટ કરવાને માગણી કરતો. એટલે ઘણા જણાઓને બે સૉલિસિટરો રાખવા પડતા. મારી પાસે ન ફાવે એટલે તેઓ લડવા માટે બીજા સૉલિસિટરો પાસે જતા. હું તો માત્ર સ્વચ્છ કેસો જ લેતો.

અંગ્રેજ ભાઈ — આવી રીતે વિશ્વાસથી કામ કરનારા પક્ષકારો ઘણા આવે એમ તમને લાગે છે?

ગાંધીજી — ૫૦ ટકા પક્ષકારો અદાલતો છોડશે એટલે ૫૦ ટકા કેસો ઓછા થવાના. ૫૦ ટકા કેસો તો કજિયાદલાલો જ ઉત્પન્ન કરી રહ્યા છે એમ મેં સાંભળ્યું છે. કલકત્તામાં એમ નથી એવું શ્રી દાસ કહેતા હતા, પણ બીજાઓએ કહ્યું કે શ્રી દાસને તે વિષે અનુભવ નથી.

એક કલકત્તાના વકીલ બારીમાંથી આ વાત સાંભળ્યા કરતા હતા તે બોલી પડ્યા: મુફસ્સિલ તો 'ટાઉટ' (કજિયાદલાલો)થી ભરેલી છે. ત્યાંના ૫૦ ટકા કેસો તેમના જ બનાવેલા હોય છે એમ હું સાક્ષી પૂરું છું.

હિન્દી ભાઈ — હશે, પણ હું શહેરની વાત કરું છું. બંગાળ ચેંબર ઑફ કૉમર્સે એક 'આર્બિટ્રેશન ટ્રિબ્યુનલ' સ્થાપી છે; ચેમ્બર પ્રતિષ્ઠાવાન કહેવાય છે, છતાં વેપારીઓના કજિયા અદાલતમાં જતા ઓછા નથી થયા.

ગાંધીજી — હોય, કારણ વકીલો ઓછા નથી થયા.

હિન્દી ભાઈ — એકાદ જણ વકીલાત છોડશે તેની શી અસર થવાની?

ગાંધીજી—પ્રમાણમાં તો અસર થવાની જ. પંડિત મોતીલાલ નેહરુએ વકીલાત છોડ્યાથી સરકારની પ્રતિષ્ઠાની તૂટી પડતી ઇમારતને એક વધારે ધક્કો લાગ્યો છે એમ હું જરૂર કહીશ. સર હારકોર્ટ બટલરને પૂછો.

અંગ્રેજ ભાઈ — તમે પક્ષકારોને પણ અદાલતોમાં જતા અટકાવી રહ્યા છો ખરા ને?

ગાંધીજી — હા.

અંગ્રેજ ભાઈ — પણ એમ કેમ થશે? તમારામાં તો તેમને વિશ્વાસ હતો. તમે તો જેઓ સાફ દિલ અને પાક હાથે તમારી પાસે આવતા તેમનું જ કામ કરી આપી શકતા હતા. નાપાક હાથે જેઓ આવે તેનો તો તમે ભાવ પણ ન પૂછતા. આવા નાપાક હાથવાળાઓનું તમે શું કરશો?

એવા કેસો તો ભાગ્યે જ આવવાના કે જેમાં બન્ને પક્ષકારો સાફ દિલ અને પાક હાથવાળા હોય.

ગાંધીજી — હું સરકારને બેધડક બધા નાપાકોની ભેટ કરીશ.

બન્ને જણા તરફથી હિંદી ભાઈ — અમે તમારી સાથે લડવા નથી આવ્યા, સમજવા જ આવ્યા છીએ. એમ તો આપ જાણો છો ને? હવે એક જ સવાલ પૂછીએ. તમારા અનુયાયીઓ છે તેમનો અસહકાર તો વેર અને તિરસ્કાર ઉપર ખડો થયેલો છે એ ખરું કે નહીં?

ગાંધીજી — હા, મને મદ્રાસથી એક અંગ્રેજ ભાઈએ પણ આ બાબતમાં લખ્યું છે.

અંગ્રેજ ભાઈ — હું તમારો સિદ્ધાંત સમજું છું, પણ તમારા અનુયાયીઓની-જબાનમાંથી તો નર્યું ઝેર વર્ષે છે.

ગાંધીજી — હા, હા, પણ મારું કહેવું તો એ છે કે કોઈ ઉદાત્ત કામ પ્રીતિથી કે અપ્રીતિથી કરો — તેનું ફળ આવ્યા વિના રહેતું નથી. સત્ય બીકથી બોલાય કે સમજપૂર્વક બોલાય તોપણ તેથી સત્યનું ફળ આવ્યા વગર રહે?

હિંદી ભાઈ — તમારો સિદ્ધાંત 'પાપને તિરસ્કારો, પણ પાપીને તિરસ્કારો નહીં' એ છે. ત્યારે તમારા અનુયાયીઓનો સિદ્ધાંત ઊંધો લાગે છે — 'પાપીને તિરસ્કારો, પાપને તિરસ્કારવાની જરૂર નથી' એવો.

ગાંધીજી — તમે અન્યાય નથી કરતા? કેટલાક પાપ અને પાપી બન્નેને તિરસ્કારે છે. પાપને તિરસ્કારે છે એટલે જ તેઓ આટલો ત્યાગ કરી રહ્યા છે, ભારે ભારે ભોગો આપવાને તૈયાર થયા છે. કેવળ પાપીનો તિરસ્કાર કરનારથી આટલા ભોગો અપાય? કોઈ કાળે નહીં.

અંગ્રેજ ભાઈ — તમારો મૂળ સિદ્ધાંત તો પાપીઓની સાથે ન ભળવાનો છે. તો પછી તમે નાપાક સાથીઓ સાથે કેમ કામ કરી શકો? તમારા જેવી ઊંચી કક્ષાએ ઊભા રહીને કાર્ય કરનારા પુરુષ મલિન હથિયારો વડે કામ કેમ લે?

ગાંધીજી — તમે સરકારના નાપાકપણાની અને મારા સાથીઓની અપૂર્ણતાની સરખામણી કરશો? તમે જરા વધારે વિચાર કરી જુઓ તો સમજશો. કોઈ પણ સુધારક — હું સુધારક છું — પોતાને મળે તેવાં હથિયારોથી કામ લેવાને બંધાયેલો છે — મલિન હથિયારો નહીં, પણ અધૂરાં હથિયારો કહો.

હિંદી ભાઈ (ઊઠતાં ઊઠતાં) — આપને આજે બહુ તસદી આપી; માફ કરશો. હું અત્યાર સુધી 'અસહકાર' સાથે લડતો આવ્યો છું, પણ આજે સમજું છું કે જે 'અસહકાર' સાથે હું લડી રહ્યો હતો તે તમારી પાસે આજે સમજ્યો તે 'અસહકાર' નહીં. અમે બંને તમારા આભારી છીએ.

કલકત્તાથી નીકળ્યા. રસ્તામાં ખૂબ ટપાલ કાઢી. કલકત્તાનું ભાષણ તપાસી આપ્યું. સરલાદેવીએ કાગળમાં લખ્યું હતું:

૧૭–૧૨–'૨૦

અસહકાર તિરસ્કાર ઉપર બંધાય છે એટલે બાપુ ઉપર એટલો ઓછો પ્રેમ છે. તિરસ્કારમુક્ત બાપુ ઉપર તેનો વધારે પ્રેમ હોય એમ જણાવેલું. અસહકાર જેવું કાર્ય તો બીજા નેતાઓ પણ કરી શકે છે. એને ઉત્તર આપ્યોઃ

"મારામાં તમે કાંઈ તિરસ્કાર જોયો હોય અને તેથી મને ઓછા ચાહતાં હો તે માટે હું તમને વધારે ચાહું છું. હુ અસહકારમાં પડ્યો છું તે માટે તમને દિલગીરી થાય છે. તમારે ખરેખર દિલગીર થવાનુ કારણ ત્યારે હોય, જ્યારે અસહકાર મારે માટે એક રાજદ્વારી વસ્તુ હોય. પણ મારે માટે તો એ ધાર્મિક વસ્તુ છે. દ્વેષનાં બધાં બળો એકત્રિત કરીને યોગ્ય — શુદ્ધ દિશામાં વાળી રહ્યો છું. દ્વેષ એ તો નબળાઈની નિશાની છે, જેમ તિરસ્કાર એ ઉદ્ધત સત્તાની નિશાની છે. હું આપણા દેશબંધુઓને એટલું બતાવી શકું કે તેમણે અંગ્રેજોનો ભય રાખવાની જરૂર નથી તો તેઓ તેમનો દ્વેષ કરતા બંધ થઈ જશે. બહાદુર પુરુષ અથવા સ્ત્રી કદી દ્વેષ કરતાં નથી. દ્વેષ એ તો તત્ત્વતઃ કાયર લોકોનો દુર્ગુણ છે. અસહકાર એ આત્મશુદ્ધિની ક્રિયા છે. આપણે સાકરને જ્યારે શુદ્ધ કરીએ છીએ ત્યારે કચરો જેમ ઉપર તરી આવે છે તેમ આપણે આપણી જાતનુ શુદ્ધીકરણ કરીએ ત્યારે આપણી નબળાઈઓ ઉપર તરી આવે. તમારા કાગળમાં મને બહુ ગમે છે એ તો એ વસ્તુ છે કે તમે તમારી સ્થિતિ સ્પષ્ટ કરી છે. મારી શુદ્ધતા અને મારી નમ્રતા વિષેની તમારી માન્યતા ઉપર મારે માટેનો તમારો પ્રેમ બંધાયેલો છે. એ વસ્તુઓ મારામાં ન હોય તો હુ કોડીની કિંમતનો નથી. તમારા પહેલા કાગળમાં તમારા ત્યાગનું તમે જે વર્ણન કર્યું છે તેને માટે પણ એ વિના હુ નાલાયક ગણાઉં."

૧૮–૧૨–'૨૦ થી
૪–૧–'૨૧

સવારે બાર વાગ્યે નાગપુર પહોંચ્યા જમનાલાલજીની સરસ વ્યવસ્થા. ભારે પ્રેમ.

તા. ૧૮ મીએ સાંજે જાહેર સભા.

બાપુનું ભાષણ:

હિંદુસ્તાનમાં અમે બંને ભાઈઓ કેટલાક મહિનાથી ફરી રહ્યા છીએ. આપણા સદર સાહેબે મૌલાના સાહેબની પિછાન નથી કરાવી કારણ તે તો છીંદવારામાં તમારા મહેમાન ઘણો

વખત હતા. તેઓ છિંદવારામાં કેમ સરકારના મહેમાન હતા તે અને આજે અમે શું કામ કરીએ છીએ તે તમે જાણો છો. જે વકીલોએ વકીલાત છોડી છે તેઓને મુબારકબાદી આપું છું અને કહું છું કે આટલાથી ન ચાલે. નાગપુરમાં કૉંગ્રેસ બોલાવી તે શી રીતે શોભશે? મધ્ય પ્રાંતમાં સરસ કામ ચાલે છે અને કૉંગ્રેસમાં સરસ કામ થશે એમ સાંભળ્યું છે. મદ્યપાન છોડાવવાની હિલચાલ અહીં સારી ચાલી રહી છે એ સરસ વાત છે. હું કહું છું કે એ છોડાવવામાં પણ આપણો વિજય રહ્યો છે. આપણે અસહયોગ કરવા માગીએ છીએ અને દારૂ પીને મગજ ગરમ કરી ન કરવાનાં કામ કરીશું, તો તેનું નામ નથી અમન કે શાંતિ. અમન ન રાખીશું તો આ ભવે સલ્તનતને નહીં મટાવી શકીશું. આને દુરસ્ત કરવી અથવા મટાડવી હોય તો શાંતિમય અસહકાર સિવાય એકેય હથિયાર નથી. હું કહી રહ્યો છું કે આ સલ્તનત શયતાનિયતથી ભરેલી છે. શયતાનને મજબૂર કરવો હોય, દૂર કરવો હોય, તો શયતાનિયતથી નહીં થાય. આપણે ખુદાની જ મદદ લેવી જોઈએ. આપણી લડાઈ એ અધર્મની સામે ધર્મની લડાઈ છે. પંજાબ અને ખિલાફતના ગેરઇન્સાફ છતાં સલ્તનત તોબા નથી પોકારવા માગતી. આપણને કહે છે કે ખિલાફત પંજાબને ભૂલી જે કામ કરવું હોય તે કરો. હિંદુ મુસલમાનની સાચી એકતા નહીં થાય ત્યાં સુધી બંનેને કહું છું કે આ સલ્તનતને મિટાવવાનું અસંભવિત છે. એ જ શરતે એ શક્ય છે. શાંતિમય અસહકાર એ પરમ ધર્મ છે. અધર્મ અને ધર્મની વચ્ચે સહયોગ કદી હોય નહીં. શયતાનની મદદ છોડવી એ બહાદુરીનું કામ છે. એ માટે જ જમનાલાલ આજે આના સદર થઈ બેઠા છે. બળતું ઘર છોડતાં આપણે ખ્યાલ નથી કરતા કે ઘર છોડવું કે નહીં. કાઉન્સિલમાં જવાથી ન પંજાબને દુરસ્ત કરી શકાય, ન ખિલાફતને. પંજાબને ન્યાય ત્યારે જ અપાવી શકાય જ્યારે સ્વરાજ લઈ શકાય.

સાત કરોડ મુસલમાન અને તેત્રીસ કરોડ હિંદુ ઐક્ય વિના બીજી કોઈ શરતે સાથે ન રહી શકે.

અત્યાર સુધી ઠરાવો પસાર કર્યા, હવે કામ કરવાનો વખત આવ્યો છે. કૉંગ્રેસ મળે તે પહેલાં તમારે કાંઈ કામ કરી બતાવવું હોય તો નાગપુરની બધી શાળા પાઠશાળા ખાલી કરવી જોઈએ.

ખાપર્ડે અને મારી વચ્ચે ભારે મતભેદ છે, પણ તેને કોઈ હેરાન કરે તે હું નથી પસંદ કરતો. હું જેવી સ્વતંત્રતા ચાહું છું તેવી ખાપર્ડેને પણ આપવી જોઈએ એમ હું માગું છું. આપણે આપણાં કામોમાંથી સારું પરિણામ બતાવીશું તો જોશું કે ખાપર્ડે અને સૌ આપણા થશે.

આપણા બધા પ્રબંધ એક વર્ષની અંદર થઈ શકે એવી વ્યવસ્થા કરવાની તાકાત આપણામાં જોઈએ વિશ્વાસ રાખવો જોઈએ કે પંજાબને માટે આપણને ન્યાય મળી જ શકશે આપણે ડરપોક છીએ એટલે જ મુઠ્ઠીભર અંગ્રેજ અહીં રાજ્ય ચલાવે છે આવો દગો આગળ ઉપર ન થઈ શકે તે માટે સ્વરાજ અમની કામ માટે તૈયાર ન થઈએ ત્યાં સુધી કાંઈ ન કરી શકીએ સ્વદેશીમાં ફુગાવાની શી છે તે નથી ખબર પડી શકતી આપણે માટે આ એવી તક છે કે જે ઇજિપ્ત અને કોરિયામાં નહોતી હિંદુસ્તાનમાં ત્રીસ કરોડ લોકો છે ઇજિપ્તમાં મુઠ્ઠીભર માણસો સારા દેશને માટે અમે બંને ભાઈઓ પદાર્થપાઠ છીએ જેવી રીતે એક માના બે ભાઈ રહે, તેમ અમે રહીએ છીએ અમે બંને સાફદિલ છીએ

શૌકતઅલી સાફ સાફ કહી દેવું કે ન્યાય ન મળે તો હિંદુસ્તાનમાં યા તો એકલા અંગ્રેજો રહેશે કાં તો એકલા હિંદીઓ રહેશે આ પહાડોમાંથી શિવાજી ક્યારે પેદા થશે? શું હવે મરાઠા ઓરતોમાંથી એવા લડકા ન નીકળે, કે જેની ગાદી ઘોડા ઉપર હોય અને ઘર હજાર ગાઉ દૂર હોય? તમારા કદમ પાછા ન હઠે પણ ચાર કદમ આગળ વધે એમ ઇચ્છું છું

૨

કોંગ્રેસના ધ્યેય વિષેના ઠરાવ પર મજમતત સમિતિમાં આપેલું ભાષણ

મારા જાણવા પ્રમાણે આજે વ્યાસપીઠ પરથી મારા ઠરાવ સામે બે પ્રકારના વાંધા રજૂ થયા એમાંનો એક એ છે કે બ્રિટિશ સંબંધ કાયમને માટે તોડવાનો વિચાર આપણે આજે જ ન કરીએ હું જે કહી રહ્યો છું તે તો એ છે કે ગમે તે ભોગે પણ બ્રિટિશ સંબંધ સાચવી રાખવો એ પ્રજાના સ્વાભિમાનને હીણપત લગાડનારું છે આપણે જે અસહ્ય દુઃખ ભોગવી રહ્યા છીએ તે દૂર કરાવવા એ દરેક હિંદીની અંગત ફરજ છે બ્રિટિશ સરકાર ગેરઇન્સાફ દૂર કરવાની ના પાડે છે, એટલું જ નહીં પણ તે પોતાની ભૂલ કબૂલ પણ કરવાની ના પાડે છે અને તેનું આ વલણ કાયમ રહે તોપણ આપણે બ્રિટિશ સંબંધ જાળવી રાખવો છે એમ આપણે કહી શકીએ નહીં આપણા માર્ગમાં ગમે તેવી મુશ્કેલીઓ હોય છતાં આપણે આખા હિંદને અને દુનિયાને જાહેર કરી દેવું જોઈએ કે બ્રિટિશ પ્રજા આટલો સાદો ન્યાય પણ નહીં આપે તો કદાચ આપણે બ્રિટન સાથેનો સંબંધ જાળવી ન પણ રાખીએ એક ક્ષણ વાર પણ હું એવી સૂચના કરવા નથી માગતો કે આપણે કોઈ પણ ભોગે બ્રિટિશ સંબંધ તોડી જ નાખવો છે જો બ્રિટિશ સંબંધથી હિંદુસ્તાનની પ્રગતિ થતી હોય તો આપણે તેનો નાશ કરવો નથી પણ જો તે આપણા રાષ્ટ્રીય સ્વમાનની આડે આવતો હોય તો

હોય કે માઠું કર્યું હોય, કાર્યમાં જે અદમ્ય ઉત્સાહથી તેઓ અગ્રેસર થયા છે તે અદમ્ય ઉત્સાહને સુપંથે વાળવાને માટે પ્રજાએ — ધની, નિર્ધન, પંડિત, મૂર્ખ, સૌએ — જીવતોડ પ્રયત્ન કરવો જોઈએ. જેઓ નહીં કરે તેઓની ઉપર તે ન કર્યા બદલ આળ રહી જશે એવી મારી ખાતરી છે. આ ખાતરીને લીધે મેં જે કાંઈ આપવાનું હતું તે આપ્યું છે." બાબુ રામાનંદ ચટ્ટોપાધ્યાય, સર પ્રફુલ્લચન્દ્ર રૉય અને બીજા વિદ્વાન શિક્ષણશાસ્ત્રીઓ જેઓ આજે આ હિલચાલની વિરુદ્ધ થઈ રહ્યા છે તેઓ ઉપરના પત્રમાંની વાતની અવગણના કરે છે.

આ વિરાટ સભા પછી ગાંધીજીએ અહીં અનેક સભાઓ આગળ ભાષણ આપ્યાં છે, અનેક જણને મળ્યા છે, શિક્ષણ મંડળ સ્થાપ્યું છે, વિદ્યાર્થીઓનાં માબાપોને મળી રહ્યા છે, અને બીજાં જે કંઈ વ્યવહારુ પગલાં લેવાં જોઈએ તે લઈ રહ્યા છે. સ્ત્રીઓની સભાઓમાં પ્રગટ થયેલા ઉત્સાહનું વર્ણન આપી શકાય એમ નથી. સ્ત્રીઓની કુલ ત્રણ સભાઓ થઈ. એક શ્રીયુત દાસના આંગણામાં, જ્યાં ચારસો પાંચસો બંગાળી બહેનો હશે તેમનામાં થયેલ ઉઘરાણામાં છસો રૂપિયાથી વધારે રોકડા રૂપિયા અને પાંચ હજાર રૂપિયાની કિંમતના દાગીના હતા. બીજી મારવાડી બહેનોની થઈ; તેમણે તો ઘરેણાં અને નાણાંનો વરસાદ વરસાવ્યો. બંને મળીને દસ હજારથી ઓછું ઉઘરાણું નહીં હોય. અને ત્રીજી એક સભા બાબુ નિર્મળચન્દ્રને ત્યાં થઈ. ત્યાં માત્ર બેએક બંગાળી બહેનોમાંથી આઠસો જેટલા રૂપિયા થયા.

શ્રીયુત દાસની પાસે ખાનગી ગૃહસ્થો તરફથી તો મદદ આવ્યે જ જાય છે; જમીન, મકાન વગેરેની. પેલે દિવસે લગભગ લાખ રૂપિયાની કિંમતની જમીન અને મકાનવાળી એક શાળા આખી શ્રીયુત દાસને સોંપવામાં આવી. મારવાડી ભાઈઓ પણ ઠીક ઉત્સાહ બતાવી રહ્યા છે. તેમના તરફથી એક લાખ રૂપિયાને આશરે ઉઘરાણું થયું છે. ગુજરાતી ભાઈઓની ખાસ સભા બુધવારે રાખવામાં આવી છે.

રેંટિયાની પ્રવૃત્તિ વિષે અહીં હજુ જોઈએ તેટલો રસ ઉત્પન્ન થયો ન કહેવાય; જોકે બહેનો શ્રીયુત દાસને ત્યાં મૂકવામાં આવેલા રેંટિયા ઉપર કાંતવાનું શીખી જાય છે. શ્રીમતી ઊર્મિલાદેવી — શ્રીયુત દાસનાં વિધવા બહેને-પોતાનું મકાન કાંતવાનું શીખવા આવનારી બહેનોને માટે ખુલ્લું મૂક્યું છે. એક વેપારી સંસ્થાએ રૂ. ૧૦,૦૦૦ કેવળ રેંટિયાને માટે જ આપ્યા છે.

વિદ્યાર્થીઓ કેટલા બહાર છે તે હાલ કહેવું મુશ્કેલ છે, કારણ કૉલેજો બધી બંધ કરવામાં આવી છે. બે ત્રણ દિવસમાં રાષ્ટ્રીય વિદ્યાલય ખૂલશે

એટલે ખબર પડી જશે કે કેટલા નવા આવે છે. પ્રવેશ માટે અરજીઓ જ્યારે ઊભરાવા લાગી ત્યારે શ્રીયુત દાસે એવો આગ્રહ ધર્યો કે જેઓ પોતાની કૉલેજ છોડ્યાનું સર્ટિફિકેટ લઈ આવે, તેમને જ દાખલ કરવા. આવા વિદ્યાર્થીઓની સંખ્યા પણ કાંઈ ઓછી નથી. વિદ્યાલય માટે મહિને ૨,૦૦૦ રૂપિયા ભાડાનું એક મકાન તથા ત્રણ મકાનો તેમને રહેવા માટે લેવામાં આવ્યાં છે. આવતી કાલે નવી ઊઘડનારી ધારાસભા પ્રત્યે વિરોધ પ્રદર્શિત કરવા માટે આખા શહેરમાં સવારથી સાંજ સુધી આઠ સભાઓ થશે. દરેક સ્થાને ગાંધીજી અને મૌ. મહમદઅલી હાજરી આપશે.

૩

મારા છેલ્લા પત્રમાં હું ગાંધીજીની કલકત્તાની પ્રવૃત્તિનો ઇશારો કરી ગયો. ત્યાર પછી જાણવા જેવી મોટી બીના તો પહેલી તારીખની વિરોધસભાઓ હતી. બધુ મળીને ત્રણ ચાર લાખ માણસ આ સભાઓમાં ગયું હશે એમ અંદાજ કઢાય છે. ડ્યૂક ઑફ કૅનોટને કાને જો આ સભાઓના કાંઈ અહેવાલ પહોંચતા હોય તો તેમને તો જરૂર પોતાને અગાઉથી મળી ગયેલી આજ્ઞા પ્રમાણે યંત્રવત્ વર્તવામાં ભારે પસ્તાવો થતો હશે! નવી ધારાસભાના વિરોધ માટે મળેલી સભાઓમાંની એક સભામાં પ્રમુખ અને પાચ સભામાં વક્તા શ્રીયુત દાસ હતા; એકે સભામાં પ્રમુખ નહીં છતાં આ બધી સભાઓમાં વક્તા ગાંધીજી હતા. તે દિવસનો શ્રી દાસનો અને ગાંધીજીનો શ્રમ કલ્પી શકાય તેમ છે.

### પરપ્રાન્તીયોનો સહકાર

ત્યાર પછી ગુજરાતીઓની સભા થઈ મનમોહન નાટ્યગૃહમાં. ત્યાં કલકત્તામાં આવી વસીને, કલકત્તાના વેપારે ધનિક થયેલા ગુજરાતીઓએ બંગાળ પ્રત્યે પોતાનુ ઋણ અદા કરવાનો પ્રયત્ન કર્યો. ૪૭ હજાર રૂપિયાની થેલી શ્રીયુત દાસને સુપરત કરવા માટે તેમણે ગાંધીજીને આપી. ગુજરાતી ભાઈઓ ઉચિત અવસરે પોતાનુ ઋણ અદા કરી કૃતકૃત્ય થયા છે. બીજે દિવસે શીખોનો એક નાનકડો જલસો થયો હતો. ત્યાં તો ગાંધીજીની ભિક્ષા માગવાની ખાસ વૃત્તિ પણ ન હતી. તેમના આગ્રહભર્યા નિમંત્રણને માન આપી તેમને અહિંસા અને સબૂરીના પાઠ સંભળાવવા ગાંધીજી ગયા હતા. બસો ત્રણસો માણસો ભાગ્યે જ ત્યાં હશે. પોતાનું કથન પૂરું કરી ગાંધીજી શીખ બહેનોનુ સંગીત સાંભળવાને તત્પર થઈ રહ્યા હતા એવામાં એક વૃદ્ધ શીખે શીખ કોમમાં ફેલાયેલી મદ્યપાનની બૂરી ટેવ વિરુદ્ધ થોડો બોધ આપવા

ગાધીજીને વિનતી કરી ગાધીજીએ તે વિનતી સ્વીકારતા ભિક્ષા માગવાની પણ તક લીધી અને ભિક્ષાની સાથે નાણા નીકળના માડયા બહેનોએ પોતાના આભૂષણો ઉતાર્યા અને પુરુષોએ પાયમો જેટના રૂપિયા ઘડી વારમા ભેગા કર્યા એક શ્રીમત શીખે બગીય રાષ્ટ્રીય વિદ્યાલયને દર માસે રૂ ૧૦૦ આપવાનુ જાહેરમાં વચન આપ્યુ

છેવટે રહ્યા મારવાડી ભાઈઓ હિન્દુસ્તાનની સ્વતત્રતાની લડતમા મારવાડી ભાઈઓનો ફાળો ઘણુ અગ્રસ્થાન લેશે એને વિષે હવે કોઈને શકા રહી નથી એ કોમના અગ્રગણ્ય શ્રી જમનાલાલજીએ તો જાણે પહેલ કરી પણ તેટલાથી જ સતોષ ન માનતા ગાધીજીને મદદ કરવા માટે પોતે કલકત્તા આવ્યા હતા કલકત્તામા અનેક મારવાડી ભાઈઓને તેઓ મળ્યા તેમનો ફાળો બે લાખ ઉપર જવાની વકી છે આમા મારવાડી બહેનોના ભવ્ય ફાળાનો સમાવેશ થાય છે

આમ રાસબિહારી ઘોષ અને બાબુ તારકનાથ પાલિતની ભારે સખાવતોથી મશહૂર થયેના બગાળમા આજે પરપ્રાન્તીયો પોતાનો ફાળો આપી રહ્યા છે

## નવુ રાષ્ટ્રીય વિદ્યાલય

ચોથી તારીખ ભારે મહત્ત્વનો દિવસ હતો તે દિવસે વેલિંગ્ટન સ્ક્વેર ઉપર આવેના એક આલિશાન મકાનને ગાધીજીએ વિદ્યાલય માટે ખુલ્લુ મૂક્યુ ત્યારની ક્રિયાના ગાભીર્યની તે શી વાત થાય? ગાધીજીના પોતા ઉપર પણ તેની ભારે અસર થયેની મે જોઈ છે હજારો વિદ્યાર્થીઓ છતા અપૂર્વ શાન્તિ હતી 'બદેમાતરમ'ના જયઘોષ એક જ વાર થયા ત્યાર પછી જેટલો સમય કાર્ય ચાલ્યુ તેટલો સમય અમુગ્ધ શાન્તિ જામી રહી હતી આ શાન્તિમા ભગવદ્‌ગીતાના અધ્યાયના શ્લોકોથી કાર્યનો આરભ થયો ગાધીજીએ શાત ગાભીર્યનો પોતાની પ્રસન્નગભીરપદા વાણીમા પ્રતિધ્વનિ પાડયો એ વચનોમા રહેલી તીવ્ર ચિતા, અડગ શ્રદ્ધા, તેમ જ મન, વચન અને કાયાની નિર્મળતા માટેનો અનિવાર્ય આગ્રહ પરિણામ પાડયા વિના નહી રહે એવી આશા છે. એ વચનો આજે શબ્દેશબ્દ 'નવજીવન'મા બીજે ઠેકાણે આપવામા આ યા છે એટલે હુ તે વિષે વધારે વિવેચન કરતો નથી ગાધીજીએ પોતે તે વિષે બોલતાં મને કહેલુ કે એવી વાણી વિરલ પ્રસગે જ મારા મુખમાથી છૂટે છે।

અમે તા ૪થીની જ સાજે કલકત્તાથી નીકળ્યા શ્રીયુત દાસને ત્યા જે પ્રીતિ અને સરળતા અનુભવ્યા તેનુ વર્ણન આપ્યુ જાય એમ નથી શ્રીયુત દાસના પ્રૌઢ ચહેરાથી દબાઈ તેમનાથી દૂર ભાગતા લોકો તેમની સાથેના ઘડીકના સહવાસમા તેમના મિત્ર થઈ જાય છે અને તેમની સાથે સરખાપણુ

અનુભવી શકે છે; તેમની સરળતા તો બાલોચિત છે. તેમણે પોતાનું આલેશાન ઘર આજે એક જાહેર ઑફિસ જેવું બનાવી દીધું છે. તેમનાં પત્ની તથા તેમનાં ગં. સ્વ. ભગિની શ્રીમતી ઊર્મિલાદેવી તથા તેમના ભાઈ પ્રફુલ્લરંજન દાસ જેઓ પટણા હાઈકોર્ટના જજ છે તેમની દીકરીઓએ તો પોતાની પ્રીતિથી સૌને અજબ મોહિની લગાડી છે. જજ દાસની દીકરીઓ તો આગ્રહપૂર્વક ખાદી પહેરવા લાગી છે અને કાંતતાં શીખી ગઈ છે.

[તા. ચોથીએ એક કલકત્તાનું રાષ્ટ્રીય મહાવિદ્યાલય ખુલ્લું મૂકતાં કરેલું ભાષણ:]

મિત્રો,

વિદ્યાર્થીઓએ ગીતાજીમાંથી કરેલી સુંદર પ્રાર્થના તમે સાંભળી છે. એની ઉદાત્ત ભાષાનુ તમે મનન કરજો. આ સંસ્થાનાં બધાં કામકાજ આપણે આમ પ્રાર્થના ઉપર બાંધશુ તો આપણે અવશ્ય આપણું તેમ જ દેશનું મુખ અધિક ઉજ્જ્વળ કરીશું. હમણાં હમણાં મેં આવી કેટલીય સંસ્થાઓ ખુલ્લી મૂકી હશે, પણ આ સંસ્થા ખોલતાં મને જેટલાં ચિંતા અને ભય લાગી રહ્યાં છે તેટલાં અગાઉ કદી નથી લાગ્યાં. આજે આખા હિંદુસ્તાનની નજર કલકત્તા ઉપર છે. દેશના આમંત્રણને ઝીલી લઈ વિદ્યાર્થીઓએ દાખવેલા પરાક્રમ માટે સાબાશીના અનેક તારો તમે રોજ છાપાઓમાં વાંચો છો. બીજા અનેક ન છપાતા તારો મેં વાંચ્યા છે. તમારો દાખલો લઈને આખા દેશભરના વિદ્યાર્થીઓ સરકારી શાળાકૉલેજો ખાલી કરી રહ્યા છે એ પણ તમે જોયુ છે આમ તમારી, તમામ અધ્યાપક વર્ગની, મારી પોતાની અને શ્રી દાસની જવાબદારી નિઃસંશય ભારે છે. વળી હુ પોતે તો તમામ પ્રયત્નો સફળ કરવા અહોરાત્ર પ્રભુપ્રાર્થના કર્યા જ કરવાનો, પણ વિદ્યાર્થીઓ જાતે અત્યંત નમ્રભાવે પ્રભુથી ડરીને ખંત અને એકનિષ્ઠાથી અને જેને સારુ તેમણે સરકારી શાળાકૉલેજો છોડી તે દેશ પ્રત્યેની અનન્ય ભક્તિથી પોતાનુ કામ ન ઉપાડી લે ત્યાં સુધી કોઈ પણ જાતની પ્રાર્થના ફળીભૂત ન નીવડી શકે. દેશની સેવાની ભાવના ખાતર કેળવણીને, પ્રમાણપત્રોને અને ભાવિ અભિલાષોને હોમી દેવા તૈયાર થવું, દેશની એની સેવામાં જ પોતાનો સર્વોચ્ચ સ્વાર્થ સધાય છે એમ માનવુ, એ નાની વાત નથી મને પોતાને તો એ વાતની કશી શંકા જ નથી હુ જાણું છુ કે સરકારી સંસ્થાઓ છોડવા માટે તમારે કદી પસ્તાવુ પડવાનુ નથી. પણ સાથે હુ એ પણ જાણું છુ કે શાળા-કૉલેજો છોડીને જો તમે તમારો સમય ઉપયોગી કામમાં નહીં ગાળો તો

તમારે જરૂર પસ્તાવાનો વખત આવશે અને દેશના કેટલાક હિતચિંતક આગેવાનોને લાગતી બીક તમે ખરી ઠેરવશો. મને ઉમેદ છે કે એમની બીકને તમે ખોટી જ પાડશો.

તમારે તો આ વરસ એવી જ હવે ગાળવું ઘટે કે જેઓ આજ શંકાશીલ છે તેમની શંકાઓ અસ્થાને હતી એમ સાબિત થાય. બીજા લોકો તમારે —કલકત્તાના વિદ્યાર્થીઓ — મારે શું ધારિ છે તે પણ હું કહી દઉં, તેઓ તમારે વિષે સારી પેઠે શંકાશીલ છે. તેઓ તમને ભાવનાપ્રધાન અને નાજુક હૈયાના ગણે છે. ખંત અને અવિશ્રાંત ઉદ્યોગ પણ તમારામાં છે એવો એમને વિશ્વાસ નથી.

### અધ્યાપકવર્ગની જવાબદારી

તમે નવી કેડી પકડી છે, નવી દિશાએ તમારું વહાણ હંકાર્યું છે. તમે હિન્દનું ભવિષ્ય ઘડી રહ્યા છો અને આ જવાબદારીઓનું ખરું ભાન તમારામાં પ્રગટે તો તમે ઉપલી બધી શંકાઓને ખોટી પાડો જ એ વિષે મને શંકા નથી. જેઓ બંગાળને સાચું ઓળખે છે તેમણે જોયું છે કે બંગાળીઓ પાછા પડનારા નથી અને હું તો ગાંઠ જ વાળી બેઠો છું કે જે વિદ્યાર્થીઓ બહાર પડ્યા છે અને જેઓ આ સંસ્થામાં આવશે તેઓ કોઈ કાળે પાછા પડવાના છે જ નહીં. હું એ પણ ઉમેદ રાખી રહ્યો છું કે અધ્યાપકવર્ગ પણ તેટલો જ ઇમાનદાર નીવડશે. ગૂજરાત મહાવિદ્યાલય ખોલતી વેળા મેં કહેલું તે જ એમને ઉદ્દેશીને અહીં પણ તેટલા જ નમ્રભાવે હું કહીશ કે તેમના જ ઉદ્યમ, પરિશ્રમ અને તેમની જ અનન્યતા ઉપર આ સંસ્થાની સફળતા કે નિષ્ફળતાનો આધાર રહેશે. આપણા પ્રિય દેશના ઇતિહાસના આવા અણીને કાળે નવજુવાનોનાં અંતઃકરણ ઘડવા માગનારને માથે જોખમદારીનો પાર નથી. એવી સ્થિતિ વચ્ચે અધ્યાપકવર્ગ જો ઊંઘે, સંશયાત્મા બને, ભાવિની ચિંતાથી ભીતિગ્રસ્ત થાય, તો વિદ્યાર્થીઓની શી દશા થાય? હું પ્રાર્થના કરું છું કે સર્વશક્તિમાન પ્રભુ આપણા અધ્યાપકવર્ગને ડહાપણ, હિંમત, શ્રદ્ધા અને આશાથી અડગ બનાવો.

### જબરદસ્તીથી બચો

હું વિદ્યાર્થીઓને કહી ચૂક્યો છું કે તમે પોતે પોતાને માટે દોરી કાઢેલે માર્ગે ચાહે તેટલું પરાક્રમ બતાવજો, પણ બીજાના નિર્ણયમાં હાથ નાખતા ના. બારીસાલનો કિસ્સો (*બારીસાલમાં સરકારી શાળાઓમાં જતા વિદ્યાર્થીઓને રૂપગે પાડવાને બહાને પગ પકડી રાખી શાળા કૉલેજોમાં જતા*

અટકાવવામાં આવ્યા હતા.) તમે આજે છાપાંઓમાં વાંચશો જ હશે. એમાં અતિશયોક્તિ હોય કે ન હોય તોપણ તે એટલું તો શાખવે જ છે કે ગમે તે સ્થિતિમાં પણ આપણાથી જબરદસ્તી કે અયોગ્ય દબાણથી તો કામ ન જ લઈ શકાય. મને ઉમેદ છે કે શાળાકૉલેજો ન છોડનારાઓને ત્યાં ધરણું ધરવાનું (બારણા આગળ લાંઘવા બેસવાનું) અગર બીજું કોઈ પણ જાતનું દબાણ લાવવાનું વિદ્યાર્થીઓ છોડી જ દેશે. જેમને સરકારી સંસ્થાઓમાં રહેવું પાપ લાગે તેઓ જ એ સંસ્થાઓ છોડે એટલું બસ છે. આપણે શ્રદ્ધાવાન હોઈશું તો બીજો એક પણ વિદ્યાર્થી બહાર નહીં પડે તોપણ આપણે દૃઢ રહીશું. અધીરાઈથી આકળા થવું એ તો અશ્રદ્ધાની જ નિશાની છે. આકળા થઈએ ત્યારે જ બીજાઓ પર આપણે હાથે દબાણ થાય. મને ઉમેદ છે કે આ સંસ્થાનો એકેએક વિદ્યાર્થી આ બાબતમાં પોતાનો સાચો ધર્મ સમજી જશે.

## હિંદીભાષાનાં અણમૂલાં રત્નો

બીજી એ પણ ઉમેદ રાખું છું કે એક મહિના બાદ આપણે ફરી મળીએ ત્યારે તમે મને તમારી જોડે અંગ્રેજીમાં વાત કરવાનું કહેવાપણું નહીં રહેવા દો અને મારે જે કાંઈ સંદેશો આપવાનો હોય તે રાષ્ટ્રીય ભાષામાં જ હું તમને આપી શકું એટલી હિંદી તમે બધા શીખી ચૂક્યા હશો. હું તમને ખાતરી આપું છું કે તમે હિંદી ભાષા તરફ વળો એટલી જ વાર છે. એટલી એ સહેલી ભાષા છે. કેટલાયે શબ્દો તમને ઘરના જ લાગશે; કારણ દ્રાવિડી ભાષાઓ સિવાયની ઉત્તરની ભાષાઓનો મોટા ભાગનો શબ્દભંડોળ એક જ છે. એ ભાષા તમારા ઉચ્ચ અને વિદ્વત્તાભર્યા વિચારોને સુધ્ધાં પહોંચી વળે એવી છે એ પણ તમે જોશો. હિંદી શીખો કે ઉર્દૂ, બન્નેમાં તમને પાર વગરનાં છૂપાં રત્નો મળી આવશે. તમે હિંદી સાહિત્ય અને આજની હિંદીને નિર્ધન કહો છો, પણ તમે તુલસીદાસની તો ઓળખાણ કરી જુઓ! તમને લાગશે કે આધુનિક જમાનાઓએ આટલી સદીઓમાં એ ગ્રંથની જોડે મૂકી શકાય એવો એકે બીજો ગ્રંથ પેદા કર્યો નથી. એ એક જ ગ્રંથે મારામાં જે શ્રદ્ધા અને આશા પૂર્યાં છે તે બીજા એકે પુસ્તકે નથી આપ્યાં. હું માનું છું કે તુલસી રામાયણ રસમાં, અલંકારમાં કે ભક્તિભાવમાં કોઈ પણ પંક્તિની ટીકા કે પરીક્ષા સામે ટકી રહે તેમ છે.

## રેંટિયામાં કાવ્યાનંદ

હું ત્રીજી પણ ઉમેદ રાખું છું, અને એ તો વળી સર્વોપરી છે. તે એ કે હું પાછો આવું ત્યાં સુધીમાં તમે સંપૂર્ણ કાંતનારા અને તમારા ગામના વણકરો પાસે એનું હાથે કાંતેલું સૂતર વણાવી લઈ એવી પોતાના હાથની

ખાદી પહેરનારા થઈ ગયો હશો. એટલું જ નહીં પણ હું તો એટલે સુધી ઉમેદ રાખું છું કે એટલી મુદતમાં કાંતવામાં અદ્ભુત કરામતો કરી બતાવતા, અને જે અૌદ્ધિક આનંદ અને કાવ્યાનંદ હું કાંતવામાં અનુભવું છું તે ભોગવતા થઈ ગયા હશો. હિન્દના ભાવિ વિષે શ્રદ્ધા અને આશા રાખી કાંતશો તો કાંતવામાં એવો આનંદ તમને મળ્યા વગર નહીં જ રહે. મને ઉમેદ છે કે તમારા અધ્યાપકો પણ તમને બંગાળીમાં જ પોતાનાં ભાષણો સંભળાવશે અને તમે પણ આટલા દિવસ સરકારી સંસ્થાઓમાં જે કંઈ જ્ઞાન મેળવ્યુ હોય તે બંગાળીમાં લાવી આમવર્ગને તેની લહાણી કરશો; અને તેમ કરવામાં અંગ્રેજી અને બીજાં સાહિત્યોમાંના ઉમદા વિચારો વ્યક્ત કરી શકનારા બંગાળી શબ્દપ્રયોગો શોધી કાઢી તથા રૂઢ કરી દઈ બંગાળી ભાષાને ખેડશો અને અધિક ફળદ્રૂપ બનાવશો.

### શ્રદ્ધા કેળવો

તમે આ તમારા કાર્યને ધર્મબુદ્ધિથી હાથ ધરજો. જો આ લડતને આપણે ધર્મ સમજીને નહીં ચલાવીએ તો હું વગર આનાકાનીએ કહું છું કે એ પડી ભાંગશે, એટલું જ નહીં પણ આપણને નામોશી આપશે કામ કરવાની આ નવી ઢબ આપણે કાઢી છે, અને તેમાં જૂની ઢબમાં થોડા સુધારા કરવાથી કામ સિદ્ધ થશે એમ માની બેસીશું તો આપણે હારી બેસીશું. બંગાળ તો ભાવનામયતાને માટે પ્રખ્યાત છે. એ જ ધર્મભાવનાપૂર્વક તમે આ કાર્ય ઉપાડશો તો સ્વરાજ હાથમાં છે એ તમે જોશો. ઈશ્વર તમને અને તમારા અધ્યાપકોને મદદ કરો અને શ્રી દાસ માગે તેવું બળ તમને આપો. હવે હું આ મહાવિદ્યાલયને ખુલ્લું જાહેર કરું છું.

### ઝરિયામાં

દાસ કુટુંબથી છૂટા પડી અમે ઝરિયા ગયા. ઝરિયા ગુજરાતીઓ અને કચ્છીઓની એક મોટી વસાહત છે. તેઓ કોલસાની ખાણોના કૉન્ટ્રાક્ટ માટે અને કોલસાના વેપાર માટે ઝરિયા જઈ વસેલા છે. મારવાડીઓ પણ ઘણા છે, અને આ ધંધામાંથી શ્રીમંત થયા છે. આ ખાણોમાંના મજૂરોની સ્થિતિ વર્ણવવાનું આ સ્થાન નથી. એમની સ્થિતિ ધ્યાનપૂર્વક જોવાનો અમને સમય ન હતો, જોકે તેઓ કેવા કષ્ટમાં, કેવા જોખમમાં, પેટભર અન્નને માટે કામ કરી રહ્યા છે એ નજરોનજર અમે જોયું ખરું.

૫–૨–'૨૧

ઝરિયામાં થયેલા કામ વિષે કાંઈ કહું તે પહેલાં એક રમૂજી વાત કહી દઉં. અમે કલકત્તા છોડવાના હતા તેના એક દિવસ આગળ શ્રીયુત દાસ અને કહેવા

લાગ્યા, "મહાદેવ, ઝરિયાને કોઈ રીતે બંગાળામાં ગણી ન શકાય?" હું સવાલનું રહસ્ય સમજી ગયો, છતાં મેં પૂછ્યું "કેમ?" હસવા લાગ્યા અને બોલ્યા, "ઝરિયાનું ઉઘરાણું બિહારમાં ગણાશે!" મેં કહ્યું "જે સરકાર પોતાની મરજી પ્રમાણે પ્રાન્તો તોડે છે અને જોડે છે તે સરકાર નીચે બીજી શી આશા રાખી શકાય? તમારા પ્રાન્તો મનાવો ત્યારે ઝરિયાને, બંગાળમાં દાખલ કરજો." આ ગમ્મતની ખૂબી ઝરિયામાં થયેલા ઉઘરાણાથી વધારે સમજાશે.

ઝરિયામાં તો ભાઈઓ અને બહેનોએ હદ વાળી. લાલા રામજસ અગરવાલ નામના મારવાડી સજ્જને પંદર હજાર રૂપિયા અર્પીને પહેલ કરી. પછી તેઓ પોતે જ બીજા વેપારીઓને આગ્રહ કરવા લાગ્યા, અને તેમના આગ્રહથી કચ્છી વેપારીઓએ દસ હજાર મૂકેલા તેને બદલે વીસ હજાર કર્યા. બીજા સજ્જનોએ પણ સારી રકમો ભરી. સ્ત્રીઓએ જાહેર ઉઘરાણામાં સાડાત્રણ હજાર રોકડા અને બે ત્રણ હજારના ઘરેણાં આપ્યાં. બધું મળીને સાઠ હજાર જેટલું ઉઘરાણું ઝરિયામાં થયું. સવારે ધનબાદમાં એક હજાર, સાંજે કતરાસમાં દસ હજાર અને બનમ્તુમાં બે હજાર રૂપિયા ઉઘરાવાયા. પણ આ ઉઘરાણાના આંકડાની મોટી કિંમત હું આંકતો નથી. એ ઉઘરાણાની પાછળ રહેલી ધર્મવૃત્તિ આશ્ચર્યકારક છે. એ આ નવી પ્રવૃત્તિનું પરિણામ છે એવું મારું નમ્ર માનવું છે. સ્ત્રીઓની પ્રેમભક્તિ અને શ્રદ્ધાથી ઉત્પન્ન થતી રમણીય મૂંઝવણના દાખલામાંથી એક જ કડી નોંધું? એક બહેને પોતાના સોનાનાં કડાં અને સોનાનો હાર પૂજ્ય કસ્તૂરબાને પહેરાવ્યાં. કસ્તૂરબાએ ગભરાઈને તરત જ તે "મને કેમ ચડાવો છો?" બોલી ઉતાર્યાં અને કહ્યું "બહેન, આ ઘરેણાં તો ગાંધીજી સ્વરાજ માટે માગે છે." બહેને હાર સ્વરાજફંડ માટે ગાંધીજીના ચરણ આગળ મૂક્યો. પણ "કડાં તો તમે પહેરો તો જ આપું" એમ કહ્યું. કસ્તૂરબાએ કડાં ન લીધાં એટલે કડાં સ્વરાજફંડને ન મળ્યાં.

### પટણામાં

[એ વિષે મહાદેવભાઈનો પત્ર નીચે પ્રમાણે છે:]

### વિદ્યાલયની સ્થાપના

મારા છેલ્લા કાગળમાં હું ઝરિયાથી અટક્યો હતો. ઝરિયાનો ગાંસડો ઉપાડીને ગાંધીજી પટણા આવ્યા. પટણાનું રાષ્ટ્રીય

૬,૭–૨–૨૧ વિદ્યાલય ચાલુ તો થઈ જ ગયેલું હતું. પણ આશીર્વચન લઈને તેનો આરંભ કરવાનું પાકું મુહૂર્ત ગાંધીજીની પાસે તા. ૭મીએ કરાવવાનું હતું. બિહાર જેવા ગરીબ પ્રાંતમાં પૈસાની તાણ તો હોય જ. એટલે ઝરિયાનો ગાંસડો જોઈને બાબુ રાજેન્દ્રપ્રસાદ અને બ્રજકિશોરબાબુ બહુ રાજી થયા. પણ એ ગાંસડો યોગ્ય રીતે વાપરવાની જવાબદારી પણ જાણે

તેમને દાબી દેતી હતી. આ બંને નેતાઓની બાલોચિત સરલતા અને ઊંડું કર્તવ્યભાન મશહૂર છે. તેમનો પ્રયાસે આ વિદ્યાલય સ્થપાયું. તેમની પ્રતિષ્ઠાએ વિદ્યાલયમાં ઉત્તમ કામ કરનારાઓ મળ્યા છે, એટલું જ નહીં પણ ઉત્તમ વિદ્યાર્થીઓ પણ આવ્યા છે. આજે લગભગ બાર અધ્યાપકો છે. વધારેમાં વધારે પગાર માસિક સવાસો રૂપિયા લેનારા છે. ઓછામાં તો ત્રીસ ચાળીસ રૂપિયા લઈને પણ કામ કરનારા છે. અને ઘણાખરાની લાયકાત 'યુનિવર્સિટીના સુવર્ણપદકપ્રાપ્તિ'ની છે. વિદ્યાર્થીઓની તો શી વાત કરું? સરકારી કૉલેજમાંથી 'ઑનર્સ કોર્સ' માટે ભણતા વિદ્યાર્થીઓની જ આ રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં ભરતી થઈ છે. વિદ્યાર્થીઓને ભણવાનું ગમતું નથી, રખડવું છે, માત્ર દેશનું કામ કરીએ છીએ એમ કહેવડાવવું છે એવા જ આ રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં જાય છે, વગેરે કહેનારાઓને જ્વલંત જવાબ આપનાર આ વિદ્યાલયના વિદ્યાર્થીઓ અને મઝહરુલ હક સાહેબના વિદ્યાર્થીઓ છે. એ વિદ્યાર્થીઓ ત્રણ કલાક સાહિત્યિક અભ્યાસ કરી બાકીનો બધો સમય રેંટિયા કાંતવામાં, સાળ વણવામાં અને રેંટિયા બનાવવામાં આપશે.

### असतो मा सद्गमय

ગાંધીજીને વિદ્યાપીઠ ઉઘાડવાને વિનંતી કરતાં મઝહરુલ હક સાહેબે ગદ્ગદ કંઠે જે ભાષણ કર્યું અને તેનો ગાંધીજીએ જે જવાબ આપ્યો તે આપવાનું બહુયે મન થાય છે, પણ હું એનો ધ્વનિ માત્ર આપી દઉં છું. મૂગું કાર્ય કરવાનો મંત્ર હક સાહેબે અજબ રીતે સાધ્યો છે એમ દરેક જણને તેમના ઉદ્ગારોથી જણાયું. 'ગાંધીજીએ મૌનવ્રત લીધું, હું પણ આવા મેળાવડામાં આવતો બંધ થઈ જાઉં એમ ઘણુંયે થાય છે, પણ પ્રેમીઓ ખેંચી લાવે છે અને બે શબ્દ બોલવા પડે છે.' આવા પ્રકારનું કહી તેમણે શરૂઆત કરી, અને 'ગાંધીજી હિંદુમુસલમાનનું ઐક્ય સાધવા અવતર્યા છે તે સાધશે અને તેથી જ સ્વરાજ્ય મળશે; તે સ્વરાજ્યના પાયામાં આ વિદ્યાલયો જેવાં વિદ્યાલયો ઈંટો રૂપ છે, અને તે સ્વરાજ્યપ્રાપ્તિમાં મારા જેવા નિમિત્તમાત્ર છે' એમ કહી પૂરું કર્યું. ગાંધીજીએ પોતાના ભાષણમાં જે પ્રાર્થનાથી તે દિવસે કાર્યારંભ થયો હતો તે પ્રાર્થના ઉપર ખાસ ભાર દીધો. પ્રાર્થના વિના પાઠ ભણાવવાની કેળવણી ભૂલી આપણે પ્રત્યેક કાર્ય પ્રાર્થનાથી જ આરંભીએ. આજે જેમ તમે બોલ્યા તેમ જીવનના દરેક દિવસે

असतो मा सद्गमय<br>
तमसो मा ज्योतिर्गमय ।<br>
मृत्योर्माऽमृतं गमय ॥

એવી સુંદર પ્રાર્થના કરીએ, એવી શુભેચ્છા દર્શાવી તથા આત્મશુદ્ધિની આ

પ્રવૃત્તિ અસત્‌માંથી સત્‌માં જવાનું પ્રેરનારી છે, અજ્ઞાનાન્ધકારમાંથી જ્યોતિમાં જવા પ્રેરનારી છે, મૃત્યુમાંથી લઈ જઈ અમૃતત્વ પમાડનારી છે એવા ઉદ્‌ગાર કાઢ્યા. આ શુભવચન દરેક માચો અસહકારી સંઘરશે એવી આશા રાખીશું.

સાથે સાથે વિદ્યાપીઠની સ્થાપના થઈ, તેમાં પણ કર્તાહર્તા તો રાજેન્દ્રબાબુ, હક સાહેબ અને બ્રજકિશોરબાબુ જ તો! દક્ષિણ આફ્રિકામાંયે લડત આરંભાઈ ત્યારે તો માત્ર સોળ જ યોદ્ધાઓ હતા. પાછળથી જેમ જેમ બીજાને રસ ચડતો ગયો તેમ તેમ સોળ હજાર થયા. એ વિચારે કાર્ય કરનારાઓની થોડી સંખ્યાથી ડરી જવાનું નથી. અઢાર રહ્યા રહ્યા પણ કેટલાક સજ્જનો કેવું કામ કરી રહ્યા છે તે જોવા જેવું છે. વિદ્યાપીઠને માટે ઉઘરાણું થયું ત્યારે પ્રોફેસર જયસ્વાલ જેઓ આજે સરકારી યુનિવર્સિટીમાં વ્યાખ્યાતા છે તેઓએ યુનિવર્સિટીના રજિસ્ટ્રારને લખ્યું કે 'મારા ભાષણનું વેતન એકસો રૂપિયા મહેરબાની કરીને તુરત મોકલી આપો, કારણ મારે રાષ્ટ્રીય વિદ્યાપીઠ માટે તે આપવું છે.' રજિસ્ટ્રારને આવો પત્ર લખવામાં જરા ટીખળનો અંશ રહેલો લાગે, પણ 'યુનિવર્સિટી'નું પોતાનું વ્યાખ્યાતાપદ જાય તો તે જવા દેવું પણ પ્રામાણિક રીતે કહી દેવું કે પોતાની લાગણીઓ શા પ્રકારની છે એ દર્શાવનારી પ્રામાણિક નીડરતા પણ આમાં રહેલી છે એમનો દાખલો લઈને સરકારી નોકરો છાનાછપના સભાઓમાં જતા, છાનાછપના સ્વરાજફંડમાં નાણાં આપતા અટકશે?

આ સિવાયની પ્રવૃત્તિઓ તો આજે બિહારમાં ચાલી રહેલી નોકરશાહીની દોડાદોડી અને ધરપકડ ઉપરથી જ ખબર પડશે લૉર્ડ સિંહના અમલનો આરંભ વાજતેગાજતે ઠીક શરૂ થયો છે. તિરહુત વિભાગમાં, દરભંગા વિભાગમાં જ્યાં ત્યાં કામ કરી રહેલાઓ સામે કોઈને ન બોલવાની તો કોઈને સભા ન ભરવાની, કોઈને સારી ચાલચલગતના જામીન આપવાની તો કોઈને અમુક ક્ષેત્રમાં પ્રવેશ ન કરવાની નોટિસો મળી રહી છે આ બધું શા આરોપસર? અશાન્તિ ફેલાવવાના સીતામઢીના એક જ કુટુંબમાંથી ચાર પાંચ જણને જામીન આપવાની નોટિસ મળી અને જામીન ન આપ્યા એટલે જેલમાં મોકલવામાં આવ્યા ઘરડા પિતાને જેલમાં વળાવી પુત્ર ગાંધીજીને ગોરખપુર મળવા આવ્યો હતો તે પ્રત્યેક ઘડીએ અને પળે પોતે પકડાવાની વકી રાખી રહ્યો હતો તેણે ગાંધીજીને કહ્યું કે, "જે જગ્યાએ અશાન્તિ ફેલાવવાનો મારા પિતા ઉપર આરોપ છે તે જગ્યાએ તો તેઓ કદી ગયા નથી ને જવાના પણ ન હતા! પણ એ તો ફિલ્ડિંગ હૉલ નામના એક સહૃદયી સિવિલિયન પોતાના સુંદર પુસ્તક 'આથમતા સામ્રાજ્ય'માં લખી ગયા છે તેમ "'ફોજદારી કાયદા

પ્રમાણે કામ ચલાવવાની રીતના કાયદા’ની ‘અટકાયતની કલમો’ની રૂએ કશા ખાસ ગુના માટે આરોપ મૂકયા વિના જ અનેક માણસો પાસેથી જામીન લેવામા આવે છે, અનેક જણને જેલમા મોકલવામા આવે છે! આ કલમો ધરાઈ ધરાઈને વાપરવાના કાયમી હુકમો મજિસ્ટ્રેટો અને પોલીસને આપી રાખવામા આવેલા હોય છે મુસાફરીએ હોય ત્યારે દરેક ગામે ધંધાધા વિનાના અથવા શકપડતા માણસો છે કે નહી તેની તપાસ કરવાના હુકમો હોય છે અને તેની ઉપર કામ ચલાવવાના હુકમ હોય છે ગામના મુખીઓની ઉપર આવા શખસોને બતાવી આપવાનું દબાણ ચલાવવામા આવે છે અને તેમને જેમની સામે અણગમાવ હોય તેવાને તેઓ સુખે પકડાવી આપે છે! આ તો પાચ વર્ષ ઉપરની સ્થિતિ આજે તો ‘ધોળી ટોપી’ દેખીને ભડકનાર પોલીસ જ્યા જોઈએ ત્યા શકપાત્ર માણસો જ જુએ તેમા શક શો? ફ્રિડિંગ હોલ લખે છે, “હિંદુસ્તાનનો આખો ફોજદારી કાયદો અને કાયદાનો અમલ જ ભૂડો છે એ તમામ ફોજદારી અદાલતો ઉપર તાળા દેવાય અને ગ્રામપંચાયતોની સાથે મસલત કરીને ગુના અટકાવવાનો મારા હાથમા હોય તો હુ તો જિલ્લાને વધારે જ શાતિમા રાખી શકુ પણ અધિકાર ફ્રિડિંગ હોલ જેવા સિવિલિયનોનો આજે ભાગ્યે જ જોટો મળે છે,” અને તેમણે પોતાના પુસ્તકમા કરેલી અતિશય ગંભીર આગાહી—સામ્રાજ્ય ડૂબી જવાની આગાહી સાચી પાડવાની સપૂર્ણ પેરવી પણ આજની નોકરશાહી કરી રહી છે

પણ નોકરશાહીને લોકો કઈ રીતે જવાબ આપી રહ્યા છે? બિહારના તિરહુત વિભાગમા કેટલીયે અદાલતો ખાલી છે જ્યા વકીલો ખાલી નથી કરતા ત્યા લોકોએ ખાલી કરી છે પચાયતો ત્યા મોટા મોટા ગુનાઓના સબંધમા પણ સતોષકારક રીતે ન્યાય આપી રહી છે ગયા, આરા, મોઘીર વગેરે જિલ્લાઓમા દારૂ વેચવાના પરવાનાવાળા ઘરાકી વિના મો વકાસી બેઠા છે! શાળાઓ પણ જ્યા ત્યા ખૂલી રહી છે રાજેન્દ્રપુરની જે શાળાનો ગાધીજીએ બે મહિના ઉપર પાયો નાખ્યો તો તે શાળા બધાઈ ગઈ, તેમા સાડાત્રણસો વિદ્યાર્થીઓ છે સ્થાનિક અગ્રેજી શાળાના વિદ્યાર્થીઓ લગભગ ધણાખરા શાળા છોડીને આ શાળામા જોડાયા છે, અને ધણાખરા શિક્ષકો પણ નીકળી આ શાળામા આવ્યા છે બીજા સ્થળોએ બાબુ બ્રજકિશોરપ્રસાદ અને બાબુ ધરણીધર કામ કરી રહ્યા છે અને શાળાઓ ખોલી રહ્યા છે અહી એક ફકીરની ઉદારવૃત્તિનો ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી એ ફકીરને લોકો મદદ માનતા હતા એટલે લોકો પૈસો પૈસો કરીને એની પાસે ત્રણ ચાર હજારની મતા થયેલી હતી તેની પોતે ધર્મશાળા બાંધેલી આ શાળા ખોલવાની ભારે

પ્રવૃત્તિ ચાલી રહી છે તે જોઈને તેણે પોતે જ સ્થાનિક કામ કરનારાઓની પાસે માગણી કરી કે પેલી ધર્મશાળાની એક શાળા બનાવી દેવામાં આવે! એ ધર્મશાળા આજે શિક્ષણશાળા થઈ પડી છે, અને પેલા ફકીર મસ્ત બનીને આજે ગામડાંઓની અનેક પ્રવૃત્તિઓમાં ઘૂમી રહ્યા છે!

હક સાહેબને વિષે આરંભમાં હું કાંઈક કહી ગયો. તેમને મેં આ વખતે જોયા તે કાંઈક નવા જ જોયા. ગઈ વખતે જોયા ત્યારનું તેમનું ચિત્ર મેં મારા તે વેળાના પત્રમાં આપ્યું હતું. આ વેળાનું ચિત્ર પણ એટલું જ આપવા જેવું છે. સીધી સટ ભાષામાં કહું તો તેમને મેં ખૂબ જાડા થયેલા જોયા. તેમના ગાલ ભરેલા હતા, તેના ઉપર કાંઈક ઓર જ લાલી હતી, તેમનું અચકન — અંગરખું તૂટુંતૂટું થઈ રહેલું હતું. મેં કહ્યું: 'તમે તો ખરે જ આ વખતે બહુ જ માત્યા છો.' તેમણે હસીને કહ્યું: 'ન માતું? કેટલી સ્વતંત્રતા, ગંગાનો કિનારો અને મારા વહાલા વિદ્યાર્થીઓનો સહવાસ! એ વિદ્યાર્થીઓને ખીલતા જોઈને હું ખીલું છું' આ વિદ્યાર્થીઓનું જીવન જોવા અમે ગાંધીજીના મૌનવારે — સોમવારે સદાકત આશ્રમે ગયા. વિદ્યાર્થીઓ કલ્લોલ કરતા હતા. ગામડાના લોકો તો ત્યાં 'ગાંધીજીનો આશ્રમ' નીકળ્યો છે કહી ઊભરાય છે જ. તેમની સાથે તેઓ ભળી ગયા છે. ગામડિયાઓ આવે છે તેની સાથે ટોળું વળી આ વિદ્યાર્થીઓ પખાજ મંજીરા સાથે રામાયણ લલકારે છે, અને તેમને જોઈને હક સાહેબની છાતી ઊભરાઈ આવે છે. આઠ દસ કલાક તેઓ રેંટિયા બનાવવાના કાર્યમાં અને ઉદ્યોગગૃહ ચલાવવાના કાર્યમાં આપે છે, અને સાંજે એકઠા થાય છે ત્યાં રામાયણવાચન પછી હક સાહેબ તેમની આગળ દિવસની હકીકતો ઉપર વિવેચન કરે છે. તેઓ પૂછપરછ કરે છે અને એકાદ બે કલાક સુધી આ જ્ઞાનગોષ્ઠિ ચાલે છે અને તેઓ શું ખાય છે? મને જરા તાજુબી થઈ. હું સવારે હક સાહેબ સાથે જમ્યો. જાડા ચોખા અને દાળ શાક ખાધા પછી હક સાહેબને મેં પૂછ્યું 'આવું જ તમે હમેશ ખાઓ છો શું?' તેમણે મારી મશ્કરી કરી કહ્યું 'ભાઈ, આ સિકંદર મંઝિલ છે શું કે જ્યાં ગમે તેટલાં શાકો થાય અને અમે તેટલાં જમી જાય?' એ જ ખોરાક વિદ્યાર્થીઓ ખાય છે એમ તેમણે મને કહ્યું અને ઉમેર્યું, 'મિત્ર, હું હિન્દુઓને વટાળનારો છું એમ લોકોને ન થાય તે ખાતર હું એમની સાથે નથી જમતો' સાંજે હું વિદ્યાર્થીઓની સાથે જમ્યો. વિદ્યાર્થીઓની સાથે પણ એ જ ખોરાક. વિદ્યાર્થીઓને મેં પૂછ્યું 'તમને ખર્ચ શો આવે છે?' તો તેમણે કહ્યું: 'પોણાઆઠ કે આઠ રૂપિયા' હિન્દુસ્તાનમાં સામાન્ય રીતે દસ રૂપિયાથી ઓછે

ન ખવાય — એ ત્રણ રૂપિયે ચલાવનારા માણસ છે એ મને ખબર ન હતી એમ નહી — એ મારી ભ્રાન્તિ આ વિદ્યાર્થીઓએ ટાળી દૂધ, ઘી એઓ ભાગ્યે જ લે છે એમને પૂછ્યુ 'તમારી તબિયત આ ખોરાકે સારી રહે છે?' હક સાહેબના મુખની ગુલાબી સુરખી જોતા છતા મે આ પ્રશ્ન કરવાની ધૃષ્ટતા કરી મને પણ દબાવનારો જ ઉત્તર મળ્યો, 'અત્યાર સુધી તો તબિયત નથી બગડી પછી હરિને ખબર' આ આશ્રમમા અપરિગ્રહ અને અસ્તેયવ્રતનુ પાલન મે જેવુ જોયુ તેવુ ભાગ્યે જ કયાયે જોયુ હશે આ વિદ્યાર્થીઓનુ એ બને વ્રતના પાલનનુ દેશ અનુકરણ કરશે?

આ મારો પત્ર લાંબો થયો છતા હક સાહેબના આશ્રમમા એક વાત જે જોઈ તે વિષે બે બોલ લખ્યા વિના રહેવાતુ નથી ગાધીજીને સોમવારે મૌન હોય છે એમ લોકો જાણતા તે છતા ગામડાઓમાથી ખૂબ લોકો કેવળ દર્શન માટે ત્યા ઊભરાતા હતા હક સાહેબે કહ્યુ કે, 'આમાના અર્ધા તો ગાધીજીનો આશ્રમ બધાય છે તે જોવા જઈએ એમ કરીને પણ આવે છે, આજે બમણા આવ્યા છે હવે તો શાન્તિને માટે ગાધીજીનુ નામ ન સભળાયેલુ હોય તેવે કોઈ સ્થાને આશ્રમ નઈ જવુ જોઈશે મહાત્માજીનુ નામ એક પીડા (nuisance) છે' તરત જ કહ્યુ 'એ પીડા વિના જીવી શકાય એમ નથી એ લોકો તો મારુ જીવન થઈ પડયા છે પણ આટની વારમા તો એક વિદ્યાર્થી આવ્યો અને કહેવા લાગ્યો 'સેકડો સ્ત્રીઓ પેલા મડપમા બેઠી છે — કેવળ દર્શનને માટે' મે ગાધીજીને કહ્યુ ગાધીજી નીકળ્યા, જઈને ઊભા રહ્યા તેમના આગળ નાનામોટા ઘરેણાઓથી ભરેલી એક કોથળી ઠલવાઈ! આવી શ્રદ્ધા જ્યા ત્યા જોઈને હુ ચકિત થયો છુ ઝરિયાની કોથળીમા ઝરિયાના અર્ધનગ્ન મજૂરોની સ્ત્રીઓના ઘરેણાં પડેલા છે પટણામા તે જ દિવસે પૂ કસ્તૂરબા ગગાજી નાહવા ગયા હતા, ત્યા અનેક બહેનો નાહતી હતી તેમને કોઈકે કહ્યુ 'યે માતાજી હૈ' એટલે પોતાને છેડે જે કઈ બાધેલુ હશે તેનુ છોડીને તેમણે કસ્તૂરબાને ચરણે ધર્યુ! પણ આખરે એક ફાટાતૂટા કપડાવાળી ઘરડી ડોશી આવી અને તેણે એક રૂપિયો મૂકયો પૂ કસ્તૂરબાએ પૂછ્યુ 'બહેન તમે શો ધધો કરો છો?' જવાબ મળ્યો 'દૂધ વેચવાનો' એટલે બીજા પાસે ઊભેલા એક ભાઈએ કહ્યુ 'દૂધ વેચીને જેમ તેમ બચાવેલા પૈસામાથી એ એક રૂપિયો આવ્યો છે!' એટલે પેલી ભલી બાઈ બોલી 'માતાજી, આપ જો દેશકા ભલા કર રહી હૈ, ઉસકે લિયે યે દિયા હૈ'

[આઠમીએ રાત્રે ગોરખપુરથી કાશી જતા આગગાડીમા જે દુ ખદ અને સુખદ અનુભવો થયા એનુ વર્ણન મહાદેવભાઈએ નીચેના પત્રમા કર્યું છે ]

પટણા છોડી અમે ગોરખપુર ગયા ગોરખપુરના અહેવાલમા હું અહી ઊતરવા નથી માગતો તા ૮ મીએ કાશી જતા અમારા ઉપર જે વીતી તે વર્ણવવા તથા તેના ઉપરથી સૂઝતા કેટલાક વિચારો આ પત્રમા જણાવવાનો ઇરાદો રાખુ છુ

૮–૨–'૨૧

ગોરખપુર જિલ્લો સયુક્ત પ્રાન્તનો મોટામા મોટો જિલ્લો છે એ-લા ગોરખપુર જિલ્લાની વસ્તી ૨૯ લાખની કહેવાય છે થોડા દિવસ અગાઉ જ ખબર પડ્યા છતા અનેક ગામડામાથી લોકો ગોરખપુરમા ઊભરાયા હતા. ગોરખપુરની વિરાટ સભામા એક લાખથી ઓછા માણસો ભાગ્યે જ હશે આટલા માણસો જોઈને હુ એક રીતે નચિન્ત થયો હતો કે અમારો રાતનો સમય તો શાન્તિમા જશે જ, કારણ દર્શન માટે આવનારા પણ ઘણાખરા આ સભામા આવી ગયા હશે પણ મારી ધારણા ખોટી પડી

ગોરખપુરથી રાત્રે સાડા આઠ વાગ્યે ગાડી ઊપડી કાશી જતા ભટની સ્ટેશને લગભગ અગિયારેક વાગ્યે ગાડી બદલાય છે ગાડી દરેક સ્ટેશને ઊભી રહેનારી હતી ગોરખપુરના કાર્ય કરનારાઓએ દીર્ઘદૃષ્ટિથી અમારે માટે એક બે ઠેઠના ડબ્બા લઈ રાખી અમને ગાડી બદલવાની ચિન્તામાથી મુક્ત કર્યા હતા પણ અમને કોઈ ચિન્તામાથી મુક્ત રાખી શકે એમ જ ન હતુ ગોરખપુર પછીના જ સ્ટેશનથી દરે સ્ટેશને માણસોના ધાડેધાડા આવીને અમારા ડબ્બા ઉપર હલ્લો મચાવવા લાગ્યા કાસગજથી માનપુરની મુસાફરીનુ વર્ણન જેણે વાચ્યુ છે તેને માટે આ હલ્લાઓનુ વર્ણન આપવાની જરૂર નથી માત્ર આ ઘટનાઓ પેલા ઐતિહાસિક હલ્લા કરતા પણ વધારે ભયાનક હતા, અને એટલે જ દરજ્જે હુ તેનુ વર્ણન આપવા ચાહુ છુ દરેક સ્ટેશને મોટી મોટી લાઠીઓ અને મશાલોવાળા ખેડૂતો આવીને કાન ફાડી નાખે એવા અવાજો કરતા તેમને જેટલી વિનતી કરાય તેટલી ડબ્બામા અમે સૌ કર્યા જ કરતા

અમારુ કોણ સાભળે? ઘણેક ઠેકાણે ગાડીમાથી ઊતરીને હુ લોકોને પગે પડતો ત્યારે ઘડીક વાર પાછા હઠતા પણ હુ ઉપર ચડ્યો કે પાછા બારણે આવીને પોકાર કરતા જ હોય આટલાથી જાણે સતોષ ન વળતો હોય તેમ સેકડો માણસો ગાડી ચાલવા માડે કે ગાડીની ઉપર ચડી જતા અને ડબ્બાની બહાર ઊભા રહેતા કેટલેક ઠેકાણે તો પોતાના બળથી ગાડીને અટકાવી રાખી શકાશે એમ માનીને અનેક જણા ગાડીને ખેચી રાખવાનો પણ પ્રયત્ન કરતા! આમને અટકાવવામા અને ગાડી આગળથી ખસેડવામા,

કોઈને ઈજા ન થાય તે જોવામા બિચારા ગાર્ડના ત્રાસની અને ધીરજની પણ અવધિ વળતી હતી પણ લોકો કેમે કર્યા ન જ માને

મારી ચીડ સમાતી ન હતી એ ચીડમા ને ચીડમા ગાંધીજીની સમક્ષ મે અસત્ય બોલવાની પણ ધૃષ્ટતા કરી એ અહીં કબૂલ કરી લઉં આ ઘણા ભક્તોને તો ખબરે નથી હોતી કે 'મહાત્મા ગાંધી' કોણ છે થોડા જણ ડબ્બાઓ ઉપર ચડયા, 'મહાત્માજી કોન હૈ ?' 'મહાત્માજી કોન હૈ ?' એમ પોકારવા લાગ્યા મે ચિડાઈને કહ્યુ 'મે હૂ', એટલે સતુષ્ટ થઈ, પ્રણામ કરી ઊતરી ગયા ! કયા મારી ધૃષ્ટતા અને કયા તેમનો નિર્મળ પ્રેમ ! પણ એ નિર્મળ પ્રેમ પર મોહિત થયે કાંઈ વળે એમ ન હતુ

ભગ્ની સ્ટેશન આવ્યુ ભગ્ની સ્ટેશનનુ ઉપર તો હદ વળી ગાડી સ્ટેશને સુમારે અગિયારે પહોંચે તે આ હલ્લાઓને લીધે બાર વાગ્યે પહોંચી. લોકો દર્શન ન મેળવી શકે એટલે ચિડાઈને અનેક વિનવણી છતા ગાડીના પાટા રોકીને ઊભા રહ્યા અને જણ કહેવા લાગ્યા કે દર્શન ન થાય ત્યા સુધી ગાડીને ખસવા જ ન દઈએ હુ પાછો ઊતરીને તેમને પગે પડયો તોયે તેઓ હઠવાને તૈયાર ન હતા આખરે હુ ક્રોધે ભરાયો ન કહેવાના શબ્દો મે તેમને કહેવા માડયા ગાંધીજી પજાબમા બે માણસો સામે સત્યાગ્રહ કરીને ગાડીમા બે કલાક ઊભા રહ્યા હતા તે મે તેમને કહી સંભળાવ્યુ, આ તોફાનને પરિણામે કદાચ તેઓ પ્રવાસ કરતા બધ થઈ જશે અથવા કાંઈક અકલ્પનીય આકરો સત્યાગ્રહ કરી બેસશે એવી ચેતવણી આપી, પણ તે તેઓના કાનને પણ સ્પર્શ નહોતી કરતી 'ભગવાનના દર્શન કરવા આવ્યા તેમા શરમ શાની હોય ?' એમ કરી કરીને અમને શરમાવવાનો પ્રયત્ન કરતા આમ કરતા કરતા અમારો ડબ્બો બીજી ગાડીને લગાડતા ગાર્ડને અર્ધો પોણો કલાક લાગી ગયો

ગાંધીજી આ ધમાલમા ઊંઘે તો શાના જ ? પણ ચુપચુપ પડી રહ્યા હતા ભગ્ની પછી નાર્કિક શાંતિ થશે એમ અમે આશા રાખી, પણ તે આશા પણ વ્યર્થ ગઈ પછી તો દરેક સ્ટેશને લોકોનો ઉપર કહ્યા પ્રમાણેનો દુરાગ્રહ આવ્યો એક સ્ટેશને થાકી કટાળી દોઢેક વાગ્યે ગાંધીજી ઊઠયા ગાંધીજી વીનવવા લાગ્યા, 'મહેરબાની કરીને તમે જાઓ આ રાતે શા માટે પજવો છો ?' તેના જવાબમા ભયકર હર્ષનાદો જ થતા હતા ગાડી ખસે ત્યા સુધી ન દઈએ એમ પણ ઘણા બોલતા હતા ગાંધીજીએ ફરી પાછી આજીજી કરી, પણ કોણ સાભળે? આ પ્રસગે ગાંધીજીની સૌમ્ય મૂર્તિમા થયેલી વિકૃતિનું વર્ણન આપવાને માટે મારી પાસે શબ્દો નથી હુ પણ ત્રાસ્યો હતો શુ થશે તેની કલ્પના કરી શકતો ન હતો ગાંધીજીને દુઃખ દશામા

ગે આ પહેના કદી જોયા ન હતા એને હું કાપતો હતો આખરે તેમણે પોતાનુ ભાષણ ફરી કર્યુ 'તમો પો લાગુ છુ જૈના થઈને આવીયો હશે' લોકોની ઉદ્ધતાઈની અવધિ વળી! ગાધીજીએ આમ ત્રણ વાર ભાષણ કર્યા પછી લોકો ત્યા તો શાન્ત થયા

આ બધુ એક અપરિચિત ગૃહસ્થે જોયેલુ હવે પછીના દરેક સ્ટેશને અમારા આગળ પહોંચી જઈ ટોળાઓને અનિશ્ચ નમ અને ઉત્પદાનક ભાષામા તેઓ ભાષણ આપી જતા અને સુભાગે ટોળા પણ તેમની સલાહ કાને ધરતા અને શાન્તિથી વીખરાતા આમ અમારા શિર ઉપરનો ભાર એ દેવદૂતે જ લઈ લીધો તેમના ભાષણો અક્ષરશુદ્ધ હતા તેમણે ગાધીજીના બધા સિદ્ધાતો સારી રીતે છણવેલા જણાતા હતા, અને શાન્તિથી પણ દૃઢતાપૂર્વક દરેક ભાષણને અતે તેઓ સામાન્ય અહિંસાના, પરદેશી વસ્તુબહિષ્કારના અને અસહકારના પ્રત્યેક અગ બાબત ઉપદેશ આપતા હતા તેમની ભક્તિ, તેમના ધૈર્ય અને તેમની શાન્તિ વિષે મારા વિસ્મયનો પાર ન રહ્યો

મે તેમને તેમનુ નામ પૂછ્યુ તેમણે કહ્યુ 'મારુ નામ રામગોપાલ હુ મઉમા એક મામૂલી — સામાન્ય વેપારી છુ અને ત્યા ખિલાફત કમિટીનો સેક્રેટરી છુ' મને વધારે આશ્ચર્ય થયુ આવી રીતે કેટલાયે શાત કામ કરનારાઓ દેશમા કામ કરી રહ્યા હશે, જેની દેશના ઘણા મોટા ભાગને ખબરે નહી હોય!

Some village Hampden that with dauntless breast
The little tyrant of his fields withstood
Some mute inglorious Milton here may rest
Some Cromwell guiltless of his country's blood *

એ લીટીઓ મને યાદ આવી ગઈ, અને તરત જ એક પ્રકારનુ આશ્વાસન મળ્યુ અસહકાર આ સહસ્રમુખી જ્વાળામુખીન, ગમે તેટલા પ્રયત્ન છતા, ગમે ત્યા ગમે ત મુખ ફાટી નીકળવાનો સભવ જેટલો રહે છે, તેટલો જ સભવ તેવે સ્થાને તે ઉત્પાત અટકાવવાને નીકળી પડનારા અને તેને શમાવતા તમા શમી જનારા મનુષ્યો બહાર આવવાનો, પણ છે આ

* અગ્રેજ કવિ ગ્રેએ ગામડાના કબરસ્તાન ઉપર એક કરુણપ્રશસ્તિ લખી છે તેમાની આ વિખ્યાત પક્તિઓ છે ભાવાર્થ અહી કદાચ એવા કોઈ ગામડિયાના અસ્થિ હશે કે જે તક મળી હોત તો પોતાનુ ખેતર પચાવી પાડનાર જમીનદાર સામે છાતી માંડી ઝૂઝ્યો હોત અને હેમ્પડનની ખ્યાતિ મળવી શક્યો હોત એવો કોઈ મૂક કીર્તિવિહોણો અહી પોઢ્યો હશે જે મિલ્ટન જેવો કવિ થઈ રહ્યો હોત અથવા પોતાના દેશબાન્ધવના લોહીથી અકલુષિત એવો કોઈ પડ્યો હશે જે ક્રામવેલની કીર્તિ મેળવી શક્યો હોત

પ્રવૃત્તિનું ભવિષ્ય જ પાધરું છે. કોણ જાણે કેવી ગુપ્ત રીતે શાંતિ અને અહિંસાના સિદ્ધાન્ત દેશશરીરમાં પ્રવેશ કરી રહ્યા છે અને યોગ્ય પાત્રમાં ઉત્તમ રીતે ઠરી જઈ ઉત્તમ પરિણામ આપી રહ્યા છે!

જરા વધારે વિચાર કરતાં મને હંટર કમિટીની બેઠક વખતે અમદાવાદમાં ગાંધીજીને સર ચિમનલાલ સેતલવાડે પૂછેલો પ્રશ્ન યાદ આવ્યો. ગાંધીજીને વારંવાર તેમણે પૂછ્યું હતું કે, 'તમે જેટલું સહન કરી શકો, તમે જે શાન્તિ રાખી શકો તે રાખવાને માટે બીજા અશક્ત જ હોય એમ ખરું ને?' આનો ગાંધીજીએ ઇનકાર કર્યો હતો, અને કષ્ટ સહન કરવાની હિન્દની શક્તિ માટે દરેક માતાનો દાખલો આપ્યો હતો. આજના પ્રસંગથી પણ તેવો જ દાખલો મળી રહે છે. જે પ્રસંગે ખુદ ગાંધીજીનું ધૈર્ય ન રહી શક્યું, જે પ્રસંગે ગાંધીજીની મુખચ્છવિ ઉપર ક્રોધની છાયા ફરી વળી, તે પ્રસંગે અસામાન્ય શાન્તિથી લોકોને સમજાવનાર પણ એક કેવળ સામાન્ય આદમી જ હતો. કોઈ આની સામે દલીલ કરશે કે ગાંધીજીને તો આવા અનુભવો દરરોજ હોય એટલે તેમનો શાન્તિભંગ થવો સ્વાભાવિક છે. એ બરોબર છે, પણ પેલા ભાઈ જેમણે અસાધારણ શાન્તિ આ પ્રસંગે દાખવી, તે એવા પ્રસંગ દરરોજ બને તો ન દાખવે એનો પણ આપણી પાસે કશો પુરાવો નથી. અને હું કલ્પું છું તેવા પ્રસંગો તો ક્વચિત જ બનશે એવી આશા રાખીએ, છતાં તેવે પ્રસંગે આવશ્યક શાન્તિ જાળવનાર માણસો સામાન્ય માણસોમાંથી પણ મળી આવશે એટલું જ કહેવાનું તાત્પર્ય છે.

## ગાંધીજીની ઉત્તરની મુસાફરી

[કાશી, લખનૌ, દિલ્હી થઈને પંજાબ. તે વિષે મહાદેવભાઈના પત્ર નીચે પ્રમાણે છે. એ પત્રમાં આચાર્ય કૃપાલાનીજીનો આપણને સરસ પરિચય ૯-૨-'૨૧ થી થાય છે:]

૧૨-૨-'૨૧

### કિસાનો આગળ

બિહાર છોડી ગાંધીજી સંયુક્ત પ્રાંતમાં ગયા — ખાસ કરીને ખેડૂતોને મળવા ખાતર અને કાશી વિદ્યાપીઠ ખોલવા ખાતર. ખેડૂતોના બે મોટા જલસા ગોરખપુર અને ફૈઝાબાદમાં થયા. ગોરખપુરના લાખ માણસના જલસાની વ્યવસ્થા અવિશુદ્ધ હતી. હજારો મોટી મોટી લાઠીવાળા કિસાન ભાઈઓને જોઈને કોઈને પણ આનંદ થયા વિના રહે તેમ ન હતું. એ લાઠીઓનો ઉપયોગ કોઈને હણવામાં, ઉપદ્રવ કરવામાં ન વપરાય એ જ બોધ ગાંધીજીને દેવાનો હતો. ફૈઝાબાદમાં પણ એ જ બોધ દેવાયો. લૂંટફાટ, બદમાશી અને તોફાનીપણાનાં જે છમકલાં સંયુક્ત પ્રાંતમાં જણાયાં હતાં તેને ઉદ્દેશીને

જ ગાધીજીના વચન નીકળ્યા હતા આ જ વિષે પોતાના જે વિચારો 'યગ ઇન્ડિયા'મા ગાધીજીએ સત્રરૂપે મૂકી દીધા છે તે ત્યા વિસ્તારથી જણાવ્યા હતા એમ કહી દઉ તો ચાલે તે અહી સત્રરૂપે જ આપી દઉ 'સરકારની કે લોકોની નાસનીતિ જ્યા ચાલી રહી હોય ત્યા એક વર્ષમાં લોકશાસનનુ વાતાવરણ ઉત્પન્ન કરવુ અશક્ય છે કોઈક રીતે લોકોની નાસનીતિ લોકશાસનના વાતાવરણને સરકારી નાસ નીતિના કરતા પણ વધારે પ્રતિકૂળ છે, કારણ સરકારી નાસનીતિથી જ્યારે લોકશાસનની ભાવનાને પુષ્ટિ મળે છે, ત્યારે લોકની ત્રાસ નીતિથી એ ભાવના નષ્ટ થાય છે ડાયરશાહીથી સ્વાતત્ર્ય માટે જેવી ઉત્કટતા જાગ્રત થઈ છે તેવી બીજા કશાથી જાગ્રત નથી થઈ પણ માહોમાહેની ડાયરશાહી તો ન્યુમતથી ચાલતી ત્રાસનીતિનો પડઘો કોઈ એક એવી અપનોકસત્તા સ્થાપન કરશે કે જેથી સ્વતત્ર ચર્ચા અને સ્વતત્ર આચરણની વૃત્તિ જ ચગદાઈ જશે ' 'લીડર' જેઓએ પણ સ્પષ્ટ રીતે કહ્યુ છે કે 'ગાધીજીના ફૈઝાબાદના ભાષણમા અહિસાની ઉપર અતિશય ભાર મૂકવામા આવ્યો હતો '

કાશીજીમા ગાધીજી પ્રથમ ગયેલા ત્યારે જે આશરે બસેક વિદ્યાર્થીઓ નીકળી આવ્યા હતા તે સિવાય નવા કોઈ નીકળ્યા નથી છતા તેઓએ પોતાનુ કામ ધીરે ધીરે પણ દૃઢતાથી ચલાવ્યે રાખ્યુ અને તેને પરિણામે જ બાબુ ભગવાનદાસ અને શિવપ્રસાદ ગુપ્તે ત્યા વિદ્યાપીઠ કાઢવાનો નિશ્ચય કર્યો એમ કહુ તો ચાલે એ વિદ્યાર્થીઓના નાયક પ્રોફેસર કૃપાલાની છે એ વિદ્યાર્થીઓને લઈને જ એઓ નીકળ્યા હતા ચારેક વર્ષ ઉપર એઓ મુજફરપુરની સરકારી કોલેજમા પ્રોફેસર હતા ત્યા તેમણે ગાધીજીને નોતરવાનું પહેલુ પાપ કરેલું અને પછી પોતાના સ્પષ્ટવક્તાપણાને લીધે આખરે સરકારની સપૂર્ણ છતરાજી વહોરી અને તેમને ત્યાથી રુખસદ મળી એટલે તેઓ ચપારણમા ગાધીજી હતા ત્યા તેમની મદદે ગયા પોતે અતિશય જુસ્સાવાળા હોવા છતા, જન સમુદાયને દોરવાની ભારે શક્તિ ધરાવતા છતા, તેમણે તો ગાધીજીનુ નાનામા નાનુ કાર્ય કરવાનુ તે વખતે પસદ કરેલુ કેટલાય મહિના સુધી જ્યારે કસ્તૂરબા ત્યા ન હતા ત્યારે ગાધીજીની રસોઈ તેઓ પકાવતા (ગાધીજી ત્યારે દાળભાત શાક જેવી સામાન્ય લોકોની રસોઈ જમતા એટલે કૃપાલાની જેવા ભાવિક રસોઇયાને પોતાનો ભાવ બતાવવાનો અવસર હતો ) દોઢ વર્ષ ત્યા કાર્ય કર્યા પછી તેમને માલવિયાજી લઈ ગયા. તેમની સાથે તેમના મત્રી તરીકે લાબો સમય કાર્ય કર્યા પછી તેમને પડિતજીએ હિન્દુ વિદ્યાપીઠમા ઇતિહાસના અધ્યાપક નીમ્યા વિદ્યાપીઠમા વિદ્યાર્થીઓના તેઓ અતિશય માનીતા થઈ પડ્યા હતા અને 'જુનિયર' છતા તેમની મદદની તેમના 'સિનિયરો'ને ઘણી વાર જરૂર પડતી પડિતજીના દિલને કેમ દુખો ન થાય અને પોતાના દિલને કેમ સન્તોષાય

એ પ્રેમ અને કર્તવ્યના પન્થો વચ્ચેના ધર્મસંકટમાંથી તેઓ થોડા જ વખત ઉપર છૂટયા, અને ઉદ્ધાર દિલના પંડિતજીનો આશીર્વાદ લઈને તેઓએ વિદ્યાપીઠ છોડ્યું. ત્યાર પછી તેમણે પોતાના વિદ્યાર્થીઓની નાની ટુકડી સાથે જે જે વિટંબણાઓ ભોગવી છે તેનું વર્ણન આપવાનું આ સ્થળ નથી. વિદ્યાર્થીઓ માટે તેમણે એક નાનકડું ઘર લઈ આશ્રમ કાઢયો. તેમાંના ઘણાક વિદ્યાર્થીઓએ મળીને એક શાળા કાઢી, અને એ શાળા દરરોજ વધતી જાય છે. પેલા વિદ્યાર્થીઓનો સ્વાશ્રય જોઈને જ બાબુ શિવપ્રસાદ ગુપ્તે અને ભગવાનદાસજીએ વિદ્યાપીઠ કાઢવાનો ઉપક્રમ કર્યો એમ મારું માનવું છે. વિદ્યાપીઠ ખોલવામાં આવી તે પ્રસંગે પ્રિન્સિપાલ આનંદશંકરભાઈ પણ વિદ્યાર્થીઓને આશીર્વાદ દેવા માટે હાજર રહ્યા હતા બાબુ ભગવાનદાસનાં અને ગાંધીજીનાં ભાષણો 'આજ' પત્રમાંથી ઘણાં વર્તમાનપત્રોમાં ઉતારારૂપે આવી ગયાં છે એટલે તે વિષે કાંઈ કહી હું વાંચનારને નથી રોકવા ઇચ્છતો. આજે વિદ્યાલયની સ્થિતિ એ છે કે તેમાં વિદ્યાર્થીઓની સંખ્યા હતી તેની તે જ કાયમ છે, પણ શાળામાં વિદ્યાર્થીઓની ભરતી થયે જ જાય છે. તે એટલે સુધી કે વિદ્યાલયના કરતાં પેલી શાળાના નભાવ ઉપર ચાલકોને વધારે ધ્યાન આપવું પડશે.

### લખનૌ

લખનૌમાં પણ દિલ્હી જતાં ઘડીક વાર ગાંધીજી ઊતર્યા હતા. તે વખતની એક બે વિગત અહીં મૂકી દઉં. લખનૌના સ્ટેશન ઉપર ઘણા સોલ્જરો પોતાના વડા (જે ગોરો અમલદાર હતો) સાથે ઊભા હતા. તે સૌએ ગાંધીજીને લશ્કરી ઢબે સલામ કરી ગોરાએ પણ કરી. આમાં કાંઈક આશ્ચર્ય થવા જેવું છે, અને નથી પણ. લખનૌમાં રેલવેવાળાઓએ જે હડતાળ પાડી હતી તેને ગાંધીજીની મુલાકાત સાથે તલભાર સંબંધ ન હતો. છતાં 'લીડર'ના ખબરપત્રીએ તેનો આ પ્રમાણે સંબંધ જોડવાનો પ્રયત્ન કર્યો છે! કોઈ હડતાળિયો ગાંધીજીને મળવા સુધ્ધાં આવ્યો ન હતો.

### દિલ્હી

દિલ્હીની ગાંધીજીની મુલાકાત સ્મરણીય હતી. હકીમજીના જે વૈદિક વિદ્યાલયનો પાયો લૉર્ડ હાર્ડિંજે નાખ્યો હતો તેને ખુલ્લું મૂકવા ગાંધીજી ગયા હતા. આમાં લોકોને કાંઈક વિચિત્રતા લાગી હશે. પણ તે વિચિત્રતાનો ખુલાસો ગાંધીજીએ ત્યારના પોતાના ચિરસ્મરણીય ભાષણમાં સરસ રીતે આપ્યો હતો. હિન્દુમુસલમાન ઐકયની મૂર્તિરૂપ હકીમજીની સંસ્થા — હિન્દુમુસલમાન ઐક્યના ચિહ્નરૂપ જે સંસ્થા, તે ખોલવા જવાની ના કેમ પડાય? અને ત્યાં જઈ લૉર્ડ હાર્ડિંજની છબી ખુલ્લી મૂકવાનું કાર્ય પણ ઉપલક્ષિયા દૃષ્ટિથી

જોનારને અસહકારવૃત્તિ સાથે અસંગત લાગે છતા સંપૂર્ણ સંગત છે એમ બતાવવાની તક ગાંધીજી કેમ છોડી શકે? અને છેવટે અર્વાચીન વૈદક વિષે પોતાના મત સ્પષ્ટ રીતે પ્રગટ કરવાની પણ આ સંધિ હતી આ ત્રણે વસ્તુઓ એ ભાષણમા સરસ રીતે અપાયેલી જોશો એ ભાષણ અક્ષરેઅક્ષર વાચવા જેવુ છે

પણ એ તો વિદ્યાલયની વાત થઈ એ વિદ્યાલય ખોલવા જતા જે અદ્ભુત દૃશ્યો જોયા તે જોનાર કદી ન ભૂલે એવા હતા ગાંધીજી, લજપતરાય, મોતીલાલ નેહરુ, અલી ભાઈઓ અને બીજા નેતાઓની દસ મોટર ઝપાટાબંધ વિદ્યાલયને સ્થાને ચાલી જાય એવી વ્યવસ્થા હતી વિદ્યાલય દરિયાગંજ — ડૉ અનસારીના સ્થાનથી ચારેક માઈલ હશે, પણ ડૉ અનસારીના મકાનથી તે વિદ્યાલય સુધી રસ્તાઓ માણસોથી ભરચક હતા જુમામસીદ આગળથી ચાદની ચોકને રસ્તે જતા બે અઢી માઈલ સુધી ઠાંસીઠાંસ માણસ હતુ ત્રણ ત્રણ ચાર ચાર માળની હવેલીઓ મધપૂડો મધમાખીથી ભર્યો હોય તેમ ખીચોખીચ ભરેલી હતી આમા સ્ત્રીઓનો પણ પાર ન હતો ગાડીઘોડા તો બધ જ હતા એટલે કેવળ માણસોના ટોળા સિવાય રસ્તા ઉપર કશુ ન હતુ. અને તે ટીકટીક તાપમા દિલ્હીએ આવુ સ્વાગત કોઈનુ કર્યું નથી એમ ઘણાનુ કહેવુ છે ઘણાયે સહકારીઓ પાસેથી પણ આના જ વચનો સાભળ્યા છે 'ના ડ્યુકને આ વાતની ખબર ન હોય? ધોળે દિવસે આખ મીચીને બેસે તેને પણ આ વાતની ખબર તો પડે' 'ડ્યુક બે ત્રણ દિવસ આવ્યા ત્યારે અજબ હડતાળ પડી હતી રસ્તાઓ ઉપરના ઘરોમા દીવા સુધ્ધા થયા ન હતા લોકોના આ અણગમા ઉપર સરકાર ક્યા સુધી અધારપિછોડો રાખશે?'

### પંજાબ

દિલ્હીથી ભિવાની અને રોહતકમા જઈ લોકોને અહિંસાના પાઠ ભણાવી ગાંધીજી પંજાબ ગયા પંજાબમા હુ આ વખતે ગાંધીજીની સાથે જવાનુ સદ્ભાગ્ય નથી પ્રાપ્ત કરી શક્યો, એટલે ત્યાની મુસાફરીના વિગતવાર વર્ણનની મારી પાસે કોઈ આશા ન રાખશો ત્યા તો નાનકાના સાહેબ ચારેક જે શીખ હત્યાકાડ થઈ ગયો તે જ આજે મોટો ચર્ચાનો વિષય થઈ પડ્યો છે આજે જ ખબર વાચુ છુ કે તેની તપાસ કરનારી એક કમિટીમા ગાંધીજીને પણ લોકોએ નીમ્યા છે, અને ત્યા દસેક દિવસ ગાળવા પડશે એવો ગાંધીજીનો તાર પણ છે ચાર દિવસ ઉપર માગ ઉપર આવેલા એક પત્રમા ગાંધીજી જણાવે છે

"મારું મન તો શીખ ઉલ્કાપાતમાં રોકાયું છે. આ યજ્ઞ (એટલે અસહકારયજ્ઞ)નો શો અર્થ છે, તેમાંથી શું થશે એ તો કહી જ શકાતું નથી. આ તો દાવાનળ સળગ્યો છે. એ શું સૂચવે છે એ અંતરમાં તપાસ્યાં કરું છું. લડતને તો જોખમ નથી જોતો, છતાં લડત ઉપર તેની મહા અસર તો થવાની જ."

કાલે જ આવેલા એક પત્રમાં તેઓ લખે છે: "શીખની બાબતમાં હજી મને સત્ય જડયું નથી."

*બીજા ખાનગી પત્રો ઉપરથી જણાય છે કે ત્યાં શીખોના એક પક્ષે ઘાતકી કતલ સામે ભારે સુંદર સત્યાગ્રહ કર્યો છે. પણ આપણે ધીરજ અને શાંતિથી સત્ય બહાર આવવાની રાહ જોઈએ એ જ ઠીક છે.*

[આ પછીના અરસામાં મહાદેવભાઈ કેટલોક વખત દાસબાબુ સાથે અને પછીથી પંડિત મોતીલાલજી સાથે રહેવા હોવાથી ડાયરી લખી શકયા નથી, પણ વચમાં મે તથા જૂન માસમાં કેટલોક વખત તેઓ બાપુજી પાસે આવેલા તે વખતે લખેલા ચાર પ્રવાસપત્રો નીચે આપ્યા છે.]

૧

## ઉત્તરમાં મુસાફરી

### ત્રણ મહિના બાદ

ત્રણેક મહિના પછી મારા પત્રો દ્વારા 'નવજીવન'ના વાચકોની હું પાછી ભેટ કરું છું. બીજા કામના રોકાણને લીધે આટલા દિવસ ગાંધીજી જોડે જવાનું ભાગ્ય મને નહોતું મળ્યું. દરમિયાન ભાઈ 'રામાનુજે' ઠેકઠેકાણેની હકીકતોનાં સુંદર બ્યાનો 'નવજીવન'ને આપ્યાં છે.

સંયુક્ત પ્રાન્તમાં અમે ત્રણ મહિને આવ્યા. લોકોનો ઉત્સાહ વધેલો લાગ્યો, પણ વ્યવસ્થાશક્તિમાં ઝાઝો સુધારો ન જણાયો. રાત્રે ગાંધીજીનો નિદ્રાભંગ હવે ભાગ્યે જ થાય છે, પણ સ્ટેશનો પર ભીડ, પોકારો અને બીજા ઉતારુઓની સગવડ પ્રત્યે દુર્લક્ષ વગેરે દોષોમાંથી હજુ આપણે છૂટયા નથી.

### ટોળાંના ત્રાસ

બોરીબંદર પર રાત્રે હું જેમ તેમ નોકરોના ડબ્બામાં જગા મેળવી શકેલો. નોકરો કેમે માને જ નહીં કે હું 'નોકર' હોઉં. પણ 'હું ગાંધીજીનો નોકર છું' એવી ખાતરી મળ્યા પછી મને તુરત તેમણે દાખલ કર્યો અને કહ્યું. 'અમે ગાંધીજીના ગુલામ છીએ.' બીજે દિવસે તેમની વૃત્તિ ફેરવાઈ. લોકોનાં ટોળેટોળાં સ્ટેશન ઉપર આવતાં હતાં અને પેલાઓને પૂરી શાક લેવાને ડબ્બામાંથી બહાર નીકળવું ફાવતું ન હતું. બપોરે બાર વાગ્યા પણ

પેલાઓ કશુ પામ્યા ન હતા ! મારી આખ મીંચાઈ એટલે પેલાઓ અમારે વિશે કડવા વચનો બકવા લાગ્યા મે બેઠા થઈ મારી પાસે જેટલુ કઈ ખાવાનુ હતુ તે તેમને કાઢી આપ્યુ મે પાછી આખ મીંચી એટલે પેલાઓએ પાછી વાતો કરવા માડી એકે કહ્યુ 'જો કાલે તો તુ આને ડબામા પેસવા નહોતો દેતો પેસવા ન દીધો હોત તો આજે શા હાલ થાત ? એણે ખાવાનુ આપ્યુ તો આપણે પામ્યા, નહી તો ભૂખ્યા જ મરવાનુ હતુ ને ?' બીજાએ જવાબ આપ્યો 'શા માટે ? ગાધી અને ગાધીના કોઈ પણ માણસોને પેસવા ન દીધા હોત તો મઘેપ પૂરી શાક મળે '

મુસાફરોની તકલીફનો આથી ખ્યાલ આવશે કાનપુરના સ્ટેશન આગળથી અમે દસબાર વાર પસાર થયા હઈશુ, છતા આ વખતે પણ હજારોના ધાડા એકબીજા ઉપર ધક્કામુક્કી કરતા ગાધીજીના ડબા ઉપર ધસારો કરતા હતા આપણી વ્યવસ્થાશક્તિની ન્યૂનતા અને ભક્તિની ઘેલછા જ મહાસમિતિને સવિનય ભગની સલાહ આપતા અટકાવે છે માલેગાવના ધાડાઓ આ જ પ્રકારના હશે આજે તો સ્થળે સ્થળે કેવળ શાન્ત કાર્યમા જ પરાયણ રહેવાની તથા તેમ કરવાની સૌને સલાહ આપવાની દરેક જણની ફરજ છે શાન્તિ વિના સ્વરાજ આઘુ જશે એ તો આજે સૌને ચોખ્ખુ" ચાંદરણા જેવુ ભાસી જવુ જોઈએ

## અલાહાબાદ મ્યુનિસિપાલિટી

અમારા ગયા પહેલા અલાહાબાદમા જરાક ખળભળાટ મચેલો ત્યાની મ્યુનિસિપાલિટીના કેટલાક ઉત્સાહી સભ્યોને બીજી મ્યુનિસિપાલિટીની માફક ગાધીજીને માનપત્ર આપી ગાધીજીના કાર્યને માટેની સહાનુભૂતિ પ્રગટ કરવાની ઇચ્છા થઈ તેમણે ઠરાવ મૂક્યો વિરુદ્ધ મતે તે ઊડી ગયો એટલે લોકોએ ભેગા થઈને ઠરાવ કર્યો કે કેટલાક 'શહેરી બાબાઓ' — 'ટાઈમ્સ' જેવા પત્રોનો 'સિટી ફાધર્સ' ને માટેનો શબ્દ વાપરી લઉ ? — ગાધીજીને માન ન આપે તો 'શહેરી બચ્ચાઓ'એ તો જરૂર આપવુ એટલે કિસાનોની પરિષદ હતી તેમા જ ગાધીજીને માનપત્ર આપવામા આવ્યુ પ્રતાપગઢ, ફૈઝાબાદ, બરેલી વગેરે જિલ્લાઓમા સભાબંધીના હુકમો હોવાને લીધે પંડિત જવાહરલાલ નેહરુએ કિસાનોની પરિષદ અલાહાબાદમા જ કરવાનો વિચાર રાખ્યો હતો પરિષદ ચાદનીમા ખુલ્લા મેદાનમા બેઠી હતી હજારો ખેડૂતો ગામડામાથી ઊભરાયા હતા પંડિત મોતીલાલજીએ ખાદીના કપડા ઉપર લખાયેલુ સાદુ માનપત્ર ગાધીજીને વાચી સભળાવ્યુ તેના ઉત્તરમા કહેલા વચનોમાના અગત્યના અહી ટાકુ છુ

"હું આજે પહેલી વાર અહીં નથી આવ્યો, ઘણી વખત આવી ગયો છું; બલકે હું તો અહીનો પુરાણો રહીશ બની ગયેલો કહેવાઉં. પણ જેમ બીજી મ્યુનિસિપાલિટીઓ મને આવકાર આપી તે તે મ્યુનિસિપાલિટીઓ અમારી સાથે છે કે નહીં તે ખાતરીપૂર્વક બતાવી આપે છે તેમ તમે પણ બતાવવાનો વિચાર કર્યો. અહીંના સભ્યોએ માન્યું કે મ્યુનિસિપાલિટીને રાજદ્વારી બાબત સાથે કશો સંબંધ નથી એટલે રાજદ્વારી કામોમાં પડેલા મારા જેવાને માન આપવું ન જોઈએ. આ દલીલ ઠીક છે. પણ આપણે તો આજે જોઈ રહ્યા છીએ કે મ્યુનિસિપાલિટીને રાજદ્વારી કામમાં મોં ઘાલ્યા વિના છૂટકો નથી. મ્યુનિસિપાલિટી પોતાની તાકાતનો ઉપયોગ કરે તો જ આપણે સ્વરાજને માટે લાયક થઈએ. પણ અલાહાબાદની મ્યુનિસિપાલિટી સ્વરાજને પન્થે આસ્તેકદમ ચાલશે એમ લાગે છે. તેણે જે કામ કર્યું તે મારી સામે કશી અદાવતથી નથી કર્યું. આજકાલ જે મ્યુનિસિપાલિટી માનપત્રો આપી રહી છે તે નાની છે, અલાહાબાદ જેવી મોટી નથી. પણ વાત તો એ છે કે નાની મ્યુનિસિપાલિટીથી જે કામ થાય છે તે મોટીથી નથી થતું, કારણ મોટી મ્યુનિસિપાલિટી એવી કઠણ પદ્ધતિને વશ થઈ જાય છે કે તે સહેજે તેના ચીલામાંથી નથી નીકળી શકતી.

"પણ મ્યુનિસિપાલિટીની સાથે આપણે ઝઘડો નથી કરી શકતા. એવાં તોફાનોમાં પડીશું તો આપણે આપણી મહાસભાની કારોબારી સમિતિએ કરેલાં ફરમાનો ભૂલી જવાના. આપણે તો આ વર્ષમાં ત્રણ વાતો સિદ્ધ કરવાની છે. અને તે માનપત્રોથી, ગઝલો પઢવાથી કે જલસા કર્યાથી ન મેળવી શકીએ. સાચી સરકાર તો આપણે છીએ અને જ્યારે મહાસભાનું ફરમાન થયું છે કે અમુક જ કાર્ય કરવું ત્યારે તે છોડીને આપણે બીજું કાંઈ કાર્ય નથી કરી શકતા. આપણે જલસા છોડીશું, ગાનતાન છોડીશું, માનપત્રો આપવાનું છોડીશું તો સ્વરાજ નથી રોકાવાનું, પણ મહાસભાએ સોંપેલું કામ છોડીશું તો સ્વરાજ જરૂર રોકાશે.

### અલાહાબાદ ફકીરાબાદ

આવકારપત્રમાં કહ્યું તેમ અલાહાબાદને તમે ખરું ફકીરાબાદ બનાવશો તો સ્વરાજ તુરત લઈશું. અહીં આવ્યા છો તેમાંના કેટલાએ કમિટીમાં નામો દાખલ કરાવ્યાં છે? (પં. જવાહરલાલ: 'બધાએ.' ગાંધીજીએ આનંદ પ્રગટ કર્યો.) ફકીરાબાદ પૈસા કેમ ઉઘરાવે એ પ્રશ્ન તમે કર્યો છે. મને તો એનો ઉત્તર સ્પષ્ટ ભાસે છે. આ તો ત્રિવેણી સ્થાન છે. ત્રિવેણીના પવિત્ર સ્થાન પ્રયાગજીમાં લાખો માણસો યાત્રાળુ તરીકે આવે છે. હું જ્યારે જગન્નાથપુરીમાં ગયો ત્યારે જ મેં વિચાર કરી લીધો હતો કે આપણાં યાત્રાનાં સ્થાનો

યાત્રાળુઓ પાસેથી નાણાં એકઠાં કરી સ્વરાજ મેળવવામાં ભારે મદદ કરી શકે છે અહીંના તીર્થક્ષેત્રમાંથી મયુક્ત પ્રાન્તનો ફાળો તો તમે સહેજે એકઠો કરી શકો"

આ પછી ગાંધીજી રેંટિયા અને સ્વદેશી વિષે બોલ્યા, અને માલેગામના ગુના ઉપર સખત ઉદ્ગારો કાઢ્યા "આપણામાં ફાંસીએ ચડવાની તાકાત આવવી જોઈએ મને કે પંડિતજીને પકડે તો અમને સ્વરાજ લઈને છોડાવજો, તોફાનથી છોડાવવા ઇચ્છતા નહીં માલેગામે આપણને ભારે ધક્કો આપવો જોઈએ ત્યાંના લોકોએ મહાસભા અને ખિલાફત કમિટીને નામોશી લગાડી છે, ઈશ્વરનું અપમાન કર્યું છે"

## મહમદઅલીને શીદને પકડશો?

મૌ મહમદઅલીના અફઘાન હાઉ વિષેના કેટલાક સ્પષ્ટ ઉદ્ગારોથી સરકાર ચિડાઈ છે અને તેમને પકડવા માગે છે એવી અફવાઓ જ્યાં ત્યાં ઊડી રહી છે, તેને ઉદ્દેશીને ગાંધીજી બોલ્યા

"સરકાર ભાઈ મહમદઅલીને શા માટે પકડવા માગે છે? તેઓ જે કહી રહ્યા છે તે જ હું પણ કહું છું જો તેઓ કહે કે અમીર ચડી આવે તો એક પણ હિન્દુ કે મુસલમાન બ્રિટિશ સલ્તનતને મદદ નહીં દે, તો હું પણ તે જ કહી રહ્યો છું હું અફઘાનોથી નથી ડરતો હું કોઈથી પણ ડરતો હોઉં તો હું નાલાયક છું હું સાત કરોડ મુસલમાનથી ડરું તો નાલાયક છું ઇન્સાનથી ડરવું એ તો સ્વરાજ માટેની નાલાયકી સૂચવે છે સાત કરોડ મુસલમાન શા માટે હિન્દુઓથી ડરે? કોઈ ધર્મ ડરવાનું નથી શીખવતો અમીરને હું એટલું જરૂર કહું કે આ સલ્તનત અમારી વાત ન સાંભળે, અમારી માગણી હઠપૂર્વક ન જ સ્વીકારે તો અમે તેને મદદ ન દઈએ મારામાં, આપણામાં આજે એટલી તાકાત નથી કે સિપાઈઓને આપણે સમજાવી શકીએ, કારણ તેઓએ પોતાનો ગુસ્સો નથી રોક્યો એટલે સિપાઈઓને સરકારની બાજુએ રહીને લડતા અટકાવવાની હું આજે સલાહ ન આપી શકું, પણ જે સલ્તનતને આપણે બિગડેલી છે તેને નભાવવામાં આપણે શા માટે મદદ કરીએ? મહમદઅલીને પકડે તોપણ તમે તેમને સુખે જેલમાં જવા દેજો તમે તેમને જેલમાં ન જવા દેવા માટે તોફાન કરશો, કાયરતા બતાવશો, તો તમે એમને લજવશો, ખુદાને લજવશો મારા ઉપર તમે જરા પણ મહોબત રાખતા હો, ખિલાફત પંજાબના મામલાનો આ જ વર્ષમાં ફડચો કરવા માગતા હો, તો તમે તોફાનની વાત ભૂલી જાઓ તમે તેટલું પણ કરવા તૈયાર ન હો તો તમે સ્વરાજ માટે લાયક નથી, હું પણ લાયક નથી'

કિસાનોની પરિષદ જોવાની તો અમને તક ન મળી, કારણ પૂ. પંડિત માલવિયાજીનો પત્ર આવવાથી ગાંધીજીને બીજે જ દિવસે સીમલા જવાનું નક્કી થયું. સીમલા વિષે ગાંધીજી તો ઘણુયે લખી ચૂક્યા છે. બીજું કેટલુંક હું આવતા પત્રમાં લખીશ.

## ૨

## સીમલામાં ગાંધીજી

### વાઈસરૉયની મુલાકાત

સીમલા જવાનું કેમ થયું તે ગાંધીજી પોતે જ પોતાની નોંધમાં ગયા અંકમાં જણાવી ગયા છે. એ જ સંજોગો ગાંધીજીએ પોતાના સીમલાના જાહેર ભાષણમાં તેમ જ સીમલા છોડયા પછી અંબાલા, ભુસાવળ, સંગમનેર વગેરે સ્થળે વર્ણવ્યા છે. 'ઇંગ્લિશમૅન' પત્ર આ કૃત્ય તરફ ભારે શંકાની દૃષ્ટિથી જુએ છે અને કહે છે કે ગાંધીજીના બધા સાથીઓ તેમના સીમલા જવાની વિરુદ્ધ હોવા જોઈએ, નહીં તો ગાંધીજીને સીમલા જવાનાં કારણોના આટલા લાંબા ખુલાસા કેમ આપવા પડે? અહીં એટલું જ કહી દેવું જરૂરનું છે કે પૂ. પંડિત માલવિયાજીનો પત્ર અલાહાબાદ આવ્યો ત્યારે પંડિત મોતીલાલજી, અલી ભાઈઓ, લાલા લજપતરાય અને બીજા કેટલાક નેતાઓ ત્યાં હાજર હતા. ગાંધીજીએ તેમની સાથે મસલત કરીને નિશ્ચય કરેલો કે સીમલા જવું તે મુખ્યત્વે પંડિતજીને મળવા માટે; અને પછી જરૂર જણાય તો વાઈસરૉયને મળવું. મિ. ઍન્ડ્રૂઝ જેઓ સીમલાથી તે જ દિવસે આવ્યા હતા તેમનું કહેવું હતું કે વાઈસરૉય ગાંધીજીને મોઢેથી ગાંધીજીનુ દૃષ્ટિબિંદુ જાણવા આતુર છે. સીમલા જઈને પંડિતજીને મુખે પણ એ જ હકીકત સાંભળી. એટલે ગાંધીજીએ વાઈસરૉયને લખી જણાવ્યું કે મારા વિચાર જાણવાની આપની ઇચ્છા હોય તો હું તે સંભળાવવાને તૈયાર છુ. વાઈસરૉય સાહેબે તે પ્રમાણે મળવાનો વખત ગાંધીજીને મોકલી આપ્યો. ગાંધીજી આટલા ખુલાસા આપે છે તે નેતાઓને માટે નહીં, પણ લોકોને માટે. *લોકોની વિચારશક્તિ એટલી જાગ્રત થયેલી છે કે તેઓ નેતાઓના પ્રત્યેક* કૃત્યની બરોબર ચોકી રાખે છે, અને તે જ સ્થિતિ બરોબર છે. આ ચોકીદારોને સંતોષવા માટે આ હકીકતો ગાંધીજી વારંવાર આપી રહ્યા છે, તે એ સમજાવવા કે અસહકારનો સિદ્ધાંત એમ નથી કહેતો કે સામા પક્ષને પોતાનો શો પક્ષ છે તે સમજાવવો નહીં. સરકારનો નાનામાં નાનો અમલદાર

આપણું દષ્ટિબિંદુ જાણવા માગે તો તેને પણ તે સ્પષ્ટ રીતે સમજાવવું એ આપણો ધર્મ છે.

સીમલામાં વાઈસરૉયને ગાંધીજી એક બે વાર નહીં પણ છ વાર મળ્યા! આટલી બધી મુલાકાતોમાં શું કરી આવ્યા એ પ્રશ્ન અનુચિત નથી અને તેનો જવાબ ગાંધીજી આપી ચૂકયા છે. તેમણે અથથી ઇતિ સુધી વાઈસરૉય સાહેબને અસહકારીઓનો પક્ષ સંભળાવ્યો, સમજાવ્યો. વાઈસરૉયે પણ છ દિવસ સુધી કલાકના કલાકો શાંત ચિત્તે, સંપૂર્ણ સભ્યતાથી તે સાંભળ્યું. એથી એટલું તો કલ્પી જ શકાય કે આપણી સ્થિતિ સમજવાની તેમની ઇચ્છા તીવ્ર હોવી જોઈએ. આપણો પક્ષ સમજાવ્યા પછી ગાંધીજીએ તેમની હકીકત પણ સાંભળી. એટલે કાંઈ પરિણામ આવ્યું હોય તો એટલું આવ્યું કહેવાય કે વાઈસરૉય ગાંધીજીને વધારે સમજતા થયા અને ગાંધીજી વાઈસરૉયને વધારે સમજતા થયા. આ ઉપરાંત કશું ફળ આવ્યું નથી એમ ગાંધીજી કહે છે, 'હું કાંઈ લેવા ગયો ન હતો કે લઈને આવું, હું તો દેવા ગયો હતો તે દઈ આવ્યો. આટલી મુલાકાતો પછી મારા વિચારો હતા તે જ કાયમ રહ્યા છે, અને આપણે જો જીતવું હોય તો દશ ગણા જોરથી આપણી શાંત લડત ચાલુ રાખ્યાથી જ જિતાશે. સ્વરાજ આપવું વાઈસરૉયના હાથમાં નથી; એ લેવું આપણા હાથમાં છે.' આ ગાંધીજીના સીમલા પછીના ઉદ્‌ગારો છે. આટલું તો ત્યાં શું બન્યું તે વિષે. 'તમે વાઈસરૉયની સાથે શું વાતચીત કરી આવ્યા?' એ પ્રશ્ન પણ નથી પુછાતો એમ નથી. પણ એ પ્રશ્ન સુરુચિયુક્ત નથી એમ ઘણા કબૂલ કરશે.

જતી વેળા અમે કાલકા પહોંચ્યા ત્યારથી જ હું તો કંઈ જુદા જ વાતાવરણની ઉમેદ રાખતો હતો. ગરમી તો કાંઈક ઓછી થવા લાગી, પણ લોકોના મનનું વાતાવરણ તો જરાય બદલાયલું ન લાગ્યું. કાલકાનું પ્લૅટફૉર્મ પણ માણસોથી ભરેલું હતું. પંજાબના સતરના દડાઓ અહીંથી જ ફેંકાવા લાગ્યા, તે સીમલાને પાંચસેંમે મજલે પણ ઓછા ન થયા. કાલકા સ્ટેશન ઉપર પોલીસનાં માણસો પણ ઠીક આવકાર આપતાં હતાં. ગાંધીજીએ પૂછ્યું: 'તમે કેમ આવી શક્યા?' જવાબ મળ્યો, 'અમે તો અમારા વડાની રજા લઈને આવ્યા છીએ!' અને કાલકાથી તે સીમલા સુધીનાં ડઝનબંધ સ્ટેશનોએ માણસોનાં ટોળાં સ્ટેશન પર આવતાં જ હતાં. 'હજારો ફૂટ ઊંચે સીમલાના પહાડ પર લોકોને શી ખબર હશે?' એમ મને સહેજ શંકા થતી હતી, પણ પહાડ ઉપરના અને નીચે તળેટીના માણસોના ઉત્સાહમાં મને કશો ફરક ન લાગ્યો. નાનામાં નાના સ્ટેશન ઉપર મજૂરો સુધ્ધાં આવીને તિલક સ્વરાજ ફાળામાં પૈસા

અર્થે જતા હતા. એક ગામે તો સો સવાસો રૂપિયાની થેલી લોકોએ તૈયાર રાખી હતી. ત્યાંની વસ્તી ભાગ્યે જ પાંચસો માણસની હશે!

સીમલા સ્ટેશન ઉપર મને આપણો નવો રાષ્ટ્રીય વાવટો જોઈને આશ્ચર્ય થયું. લંબચોરસ લાલ, લીલી અને ધોળી ભૂમિ પર રેંટિયાની આકૃતિ રૂ ચોંટાડીને કાઢી હતી!

સીમલા આઠ દિવસ રહ્યા તે દરમિયાન દર્શનને માટે આવનારની સંખ્યા બીજે કોઈ ઠેકાણે કરતાં ઊતરે એમ ન હતી. આખો દિવસ તળેટી ઉપરનાં ગામડાંઓના માણસો આવ્યાં જ કરતા, અને સવારે ને સાંજે સરકારી કચેરીઓમાંથી નોકરો આવતા. સરકારી નોકરોની એકે ટોળી સ્વરાજ ફાળા માટે પોતાનું નાનું ઉઘરાણું લીધા વિના નહોતી આવતી. ગાંધીજી વાઇસરૉય સાહેબને ત્યાં ગયા હોય તો 'વાઇસરીગલ લોજ'ની બહાર સેંકડો નોકરો— સેક્રેટેરિયેટમાંના—દર્શન માટે ટોળું વળીને ઊભા હોય. આમ સરકારી નોકરો સરકારી જાહેરનામાંઓને ઓટીએ બાંધી પોતાથી થાય તેટલું કરી રહ્યા છે. સીમલાના નોકરોને ગાંધીજીએ ઊન ન વાપરતા હોય ત્યારે ખાદીનો ઉપયોગ કરવાને કહ્યું. પણ તેમણે બિચારાઓએ જણાવ્યું કે કદાચ ખાદી તેમની નોકરી લઈ લે તો? આમને જ ઉદ્દેશીને ગાંધીજી ૧૫મી તારીખની સીમલાની જાહેર સભામાં બોલેલા કે 'જ્યાં તમને તમારી માતાએ કાંતેલા સૂતરનાં કપડાં પહેરવાની પરવાનગી ન હોય તે સલ્તનતમાં હું રહેવા નથી માગતો. તેને મિટાવી દેવી જોઈએ અથવા સુધારવી જોઈએ.'

સીમલામાં જ્યારે સામાન્યવર્ગનો ઉત્સાહ ઠીક જણાયો ત્યારે કેળવાયેલો વર્ગ એટલે મોટે ભાગે વકીલવર્ગ (કારણ વકીલવર્ગ સિવાયના ઘણોખરા તો સરકારી નોકરો જ હશે) તો અસહકારની ચળવળથી ન પલળેલો જણાયો. કોઈ વકીલે સીમલામાં વકીલાત છોડી નથી. છતાં લાલા મોહનલાલ નામના એક પંજાબી ગૃહસ્થ જેઓ નામની વકીલાત હજી કરે છે અને વેપાર કરે છે તેમણે કાર્યમાં સહાનુભૂતિ બતાવવા ગાંધીજીને એક સાંજે નોતર્યા અને દસ હજાર રૂપિયા મિત્રમંડળ પાસેથી ભેગા કરી આપ્યા.

## સીમલાની જાહેર સભા

વાઇસરૉય સાહેબની સાથે લાંબી મુલાકાતો છતાં સભાઓએ ગાંધીજીને સીમલામાં પણ છોડયા ન હતા; તેમ જ શાન્તકુટી ઉપર પણ ઘણા યુરોપિયન અમલદારો, અંગ્રેજી છાપાંના પ્રતિનિધિઓ વગેરે મુલાકાત માટે આવ્યાં જ કરતા. એક સ્ત્રીઓની સભા રાખી હતી તેમાં સ્ત્રીઓની હાજરી ઠીક હતી, પણ જે જાહેર સભા થઈ તે તો કોઈ ગંજાવર જલસો હતો.

જે સ્થળમા આ સભા થઈ ત્યાનુ દશ્ય પણ અજબ મોહ પમાડે એવુ હતુ મોગ રસ્તાથી ઊતરતા લગભગ એક હજાર ફીટ નીચે થોડીક સપાટ જમીન છે ત્યા થોડીક ખુરશીઓ અને માચડો ગોઠવ્યો હતો, અને સામે પાયમે ફૂટની ઊચાઈ સુધી જાણે એક ઉપર એક અગાશીએ ચડી હજારો માણસો મધપૂડમાની મધમાખીની જેમ ચોટયા હતા સભામાં લાલાજી અને અબાનાના વકીન લાના દુનીચદ ઉપરાત પડિત માલવિયાજી પણ પધર્યા હતા તાડની ઊચઈને પણ ભુલાવે એવા સામેના દેવદારો પેના માણસોથી ખીચોખીચ ભરેલી અગાશીઓને સોહાવતા હતા પ્રમુખસ્થાને લાલાજી બિરાજ્યા હતા પ્રથમ ગાધીજીને શહેરીઓ તરફથી એક માનપત્ર આપવામા આવ્યુ.

આજનુ ગાધીજીનુ ભાષણ અગત્યનું હતુ આરભમા તેમણે વાઈસરોયની મુલાકાત લેવાનુ કેમ થયુ તે સબધે ખુલાસો કર્યો અને જણાવ્યુ "અમારી વાતનુ કાઈ પરિણામ આવશે? હુ કહુ છુ કે આવે અને નયે આવે આપણે તો જે કરવાનુ છે તે ખુદાની મદદ માગીને કરી લેવાનું છે મે વાઈસરોયને આપણો કેસ સુણાવ્યો ને તેમણે બહુ ધીરજ અને પ્રેમથી લાબા સમય સુધી તે સાભળ્યો મે પણ તેમનું કહેવુ સાભળી લીધુ છે મેં અગ્રેજી સલ્તનતની મુશ્કેલીઓ તેમની પાસેથી સાભળી છે તો એટલુ જ કહી શકુ છુ કે જે એકરાર આપણે ઈશ્વરને દરમિયાન રાખીને મહાસભામા, શીખ લીગમા તેમ જ ખિલાફત પરિષદોમા કરેલો છે તે પાળશુ તો આ વર્ષમા જરૂર ધારેલુ મેળવશુ વાઈસરોય સાહેબના હાથમા કાઈ નથી ઇગ્લેંડથી શુ તાર આવે છે તે ભૂલી જાઓ આપણી લગન ખાનદાનીની છે, ઇન્સાફની છે અને ઇન્સાફ માટે મરવાને આપણે તૈયાર છીએ એ આપણે જગતને બતાવી આપવાનુ છે પરીક્ષા લીધા વિના ઈશ્વર કશુ આપતો નથી, અને આપણે કાઈ મેળવીએ તે પહેલા એ પરીક્ષામા ઊતર્યે જ આપણો છુટકો છે બદમાશ જેવા બદમાશ પણ પોતાનુ ધાર્યું મેળવવા માટે તૈયાર હોય છે તો તમે મોગ છ છ ફૂટ ઊચા પજાબીઓ, જો ફરી પેટે ચાલવા ન માગતા હો, જો તમારામાનો એક પણ નાકલીટી ન તાણવા માગતો હોય તો જે પાઠ શીખ ભાઈઓએ શીખવ્યો તે લઈએ એમની માફક માથુ કોરે મૂકી ધર્મકૃત્ય માટે તૈયાર થાઓ મહત નારણદાસની માફક ખૂની ન બનો ખૂન કરીને સ્વરાજ નહી મેળવી શકો પજાબ ને ખિલાફતના સવાલનો નિવેડો નહી લાવી શકો કોઈનુ ખૂન લઈને નહી, ખૂન આપીને જ તમે આ વસ્તુઓ મેળવી શકશો નિઃશસ્ત્ર સિટની તાકાત મેળવીને જ મેળવી શકશો

'આ સલ્તનત મટે તો હિંદુઓનું શું થાય?' એ પ્રશ્નનો ગાંધીજીએ પછી ઉત્તર આપ્યો: "હું તો તમને કહું છું કે તમારાં તીર્થો પઠાણોને હાથે ભ્રષ્ટ થશે, તમારી ઓરતની ઇજ્જત લૂંટાશે એવા ભયથી તમે જ્યાં સુધી ડરી રહ્યા છો ત્યાં સુધી તમારા દરદારને દાટી દો, તમારી ઓરતોને જોહર કરાવો. તમે પઠાણોને મારી ન શકો તોપણ તેમનાથી ભાગી જવાની નહીં પણ તેમની સામે ઊભા રહી મરી જવાની તાકાત તો તમારામાં હોવી જ જોઈએ. અફ્ઘાનથી ન ડરો, ન મુસલમાનથી ડરો; કેવળ ઈશ્વરનો ડર રાખો. પેગમ્બર સાહેબના જમાનામાં પણ સામેથી આવતાં ધાડાંઓને જોઈ ને કેટલાક ડરકણોએ કહ્યું હતું કે 'અમે એકલા જ છીએ, કેમ લડશું?' પેગમ્બર સાહેબે જવાબ આપ્યો હતો, 'નહીં તમે એકલા નથી; તમારી સાથે ખુદા છે!' હું પણ તમને કહું છું કે તમારી જાતને પામર ન માનો. તમે બહાદુર હશો તો તમારી સાથે અફ્ઘાન પણ પાક બનશે. હું અફ્ઘાનને ઓળખું છું. દક્ષિણ આફ્રિકામાં તેમનામાંના ઘણા મારા અસીલ હતા. તેમની ખાનદાનીની મને પિછાન છે. તેઓ ભૂરા હોય તોય મને લાગે છે કે તેઓ ખુદાથી ડરનારા છે. જો મુસલમાનોને તમે ભાઈ સમજતા હો, જો તમારો તેમના ઉપર ઇતબાર હોય તો પઠાણોની દહેશત તમે જિગરમાં ન રાખશો. જો પઠાણ આવે તો તેમની સાથે પણ અસહકાર કરવાવાળો હું બેઠો છું. હિંદુસ્તાનનો એક ટુકડો પણ તેમને હાથ નહીં જવા દઉં. મને ખુદા તે ઘડીએ તાકાત આપશે કે હું તેમને ટુકડો લેવા દેતાં પહેલાં મારી જિંદગી આપી દઉં. આપણે એકબીજાના ગેરવિશ્વાસથી ગુલામ બન્યા છીએ. જો મુસલમાનો ઇસ્લામને એબ આણશે, જો કરોડો મુસલમાનો દગો દેશે; તો ઇસ્લામ મટી જશે. આપણો અને તેમનો વાણિયાગતનો સંબંધ નથી, ખાનદાનીનો વ્યવહાર છે.

## ડાયર માટે જાહેર પ્રાર્થના

"બધા ધર્મોને હું કહું છું કે આપણે એકદિલ થવા માગીએ છીએ. ખ્રિસ્તીઓ સાથે આપણે એકદિલ નથી શું? એન્ડ્રૂઝ અને સ્ટોક્સ જેવા મદદ કરે તે શું આપણે નથી સ્વીકારતા? આપણે કોઈને દુશ્મન કરવા નથી માગતા. આપણે આપણું ખૂત આપવા માગીએ છીએ. અંગ્રેજ નોકર બનીને રહે, ભાઈ બનીને રહેવા માગે, સરદારી છોડીને રહેવા માગે તો ભલે રહે, નહીં તો ચાલ્યા જાય.

"અમે તેમ હોય, શાન્તિ વિના કશું નથી. જો તમે શાન્તિ છોડશો તો બાજી ખોશો. મારા દિલમાં મેં જનરલ ડાયર કે માઇકેલ ઓડવાયર

માટે સજા નથી ચાહી અને આજે ઈદગાહની આ પવિત્ર જગ્યાએ હું ખુદાને પ્રાર્થના કરું છું કે ખુદા તેમના દિલને સાફ કરે "

છેવટે શીખોને ગુરુ નાનક અને ગુરુ તેગ બહાદુરની માફક જાતે મરી છૂટવાનો મંત્ર આપી સ્વદેશી પર વિવેચન કર્યું હતું.

### એક રમૂજી પ્રસંગ

આ પછી લાલાજી ઉપસંહાર કરવાને ઊભા થયા તેમણે હિન્દુમુસલમાન ઐક્ય અને નીડરતા ઉપરના ગાંધીજીના વચનો ઉપર વધારે ભાર મૂક્યો 'દેશમા અશાન્તિ ફેલાઈ રહી છે' એ આક્ષેપને તેમણે એક જ વાક્યમાં ઉડાવ્યો "દુનિયામાં આટલી વસ્તીવાળો એકે દેશ એવો બતાવશો કે જે હિન્દુસ્તાન જેટલી શાંતિ આવી લડતમા જાળવી શક્યો હોય?" સ્વરાજનો મંત્ર પ્રજા કેટલો પી ગઈ છે તે શ્રોતાઓને બતાવવા તેમણે કહ્યું "ન કરે નારાયણ, અને ગાંધી મહાત્મા સ્વરાજથી કાંઈ ઓછું લઈ લે તો તે પણ આપણે ન લઈએ મહાત્માજી આપણને છેતરે તો આપણને મહાત્માજી પણ ન જોઈએ" આ વચનોને શ્રોતાજનો પણ ગમ્મતમા જ લેતા હતા, અને તરત 'મહાત્મા ગાંધીજી કી જે' કરીને વધાવતા હતા! પછી માલવિયાજીએ મજાકમા લાલાજીને કહ્યું 'આ બેઅદબીને માટે ગાંધીજીની માફી માગો' લાલાજીએ આ પ્રમાણે માફી માગી 'લોકો તો સ્વરાજ—શુદ્ધ સ્વરાજ—ને માટે ગાંધીજી જ્યા લઈ જાય ત્યાં તેમની પાછળ જવાને માટે તૈયાર છે' આથી લોકોમા ભારે ખુશાલીના પોકારો ચાલ્યા અને ફરી ફરી ઊઠતી 'મહાત્મા ગાંધીજી કી જે' થી ચોમેરના પહાડો કેટલીક મિનિટો સુધી ગાજી રહ્યા!

## ૩

## ગાંધીજીની મનોદશા

ગાંધીજી હવે મુસાફરી કરે છે તે કેવળ બેઝવાડાનો કાર્યક્રમ ૩૦મી જૂન પહેલા પૂરો કરવાને માટે જ સ્થળે સ્થળે કાર્યક્રમને ઉત્તેજન મળે એવા જ એમના ભાષણો હોય છે, પણ એ ઉપરાંત દરેક સ્થળે જવાની પ્રથમ શરત તો તે સ્થળે સારુ ઉઘરાણું કરેલું હોવું જોઈએ, અથવા સારા ઉઘરાણાની આશા આપવી જોઈએ એમ હોય છે મૌલાના શૌકતઅલી તો પોતાની મજાકની ભાષામા આ ઉઘરાણાને 'ફી' કહે છે, અને હરકોઈ સ્થળે જવાનું આમંત્રણ આપનારને કહે છે 'ઈતને હજાર રૂપિયે ફી હમારી હૈ, ઈતને હજાર ફી મહાત્માજીકી હૈ, ચાહો ઉસકો લે જાઓ!'

આ ફી માટે જ ગાંધીજીને અંબાલા લઈ જવામાં આવેલા. ત્યાં ચાર હજાર રૂપિયા ઉઘરાવી શકાયા. આ માટે ચાર કલાકની અંદર ચાર સભાઓ ભરવી પડી; બે સ્ત્રીઓની અને બે પુરુષોની. પંજાબમાં સૂતરના ઢગલાનો પાર નથી, પણ હજી ખાદીનો વાપર તો ઓછો જ છે. ચાર બહેનો ખરા દિલથી પોતાની મુશ્કેલીઓ ગાંધીજી આગળ જણાવતી હતી અને ખાદીની વપરાશ સ્ત્રીઓમાં દાખલ કરાવવાની પ્રતિજ્ઞા લઈ ગઈ હતી.

અંબાલાથી નીકળી ખંડવા આવ્યા. ત્યાં ઠીક ઠીક ઉઘરાણું થયું કહેવાય. ત્યાંથી ભુસાવળ જવા નીકળ્યા. મુસાફરી દિવસની હતી. સ્ટેશન ઉપર તિલક સ્વરાજ ફંડના પૈસા તો ભેગા થતા હતા જ. એક સ્ટેશન ઉપર લોકોનો ભારે હલ્લો હતો. તેમને ઉદ્દેશીને ગાંધીજીએ બોલેલાં વચનોનો સાર અહીં મૂકી દઉં છું. (દરેક ઠેકાણે એકાદ મિનિટ તો તેઓને સમય હોય તો બોલે છે જ, પણ અહીં પાંચેક મિનિટ સુધી બોલવાનો સમય મળ્યો હતો.)

## ગાંધીજી અધીરા થયાં

સ્ટેશન ઉપર આવનારાઓએ પૈસા લઈને જ આવવું જોઈએ. આપણે ત્રણ ઉપાધિમાંથી આ વર્ષે મુક્ત થવાનું છે. તેને માટે બેઝવાડામાં ઉપાયો યોજાયા. જૂન ૩૦મી સુધીમાં એક કરોડ રૂપિયા નહીં થાય તો નાક કપાશે, અને જો તેવું થવાનો પ્રસંગ આવ્યો તો હું જરૂર કહેવાનો કે આ વર્ષમાં સ્વરાજ નહીં મળે. સ્વદેશી ચાલી રહ્યું છે, તોયે જોઉં છું કે કેટલાક તો માત્ર સ્વદેશી ટોપી પહેરીને જ સ્વદેશી થયા કહેવડાવવા માગે છે. હું હવે તમને સ્પષ્ટ કહું છું કે પરદેશી કાપડ છોડવા માગતા ન હોય તેવાને હું મળવા નથી માગતો. ખાદીને ખાનદાનીનો પોશાક નથી બનાવી ત્યાં સુધી સ્વરાજ નથી મળવાનું. જો આ લડત આત્મશુદ્ધિની છે એ વાત ખરી હોય તો ખાદી પહેરવા ઉપરાંત તમે શરાબ તજો, વ્યભિચાર તજો, પ્રામાણિક બનો, માલેગાંવના લોકોની માફક પાગલ ન બનો, ભંગીચમારને અસ્પૃશ્ય ન માનો; તેમની અને બ્રાહ્મણની સરખી સેવા કરો. ફૂલો ન લાવો; સ્વરાજ માટે ફૂલોને બદલે પૈસા લાવો."

આ ટૂંકાં ને ટચ વાક્યોમાં ગાંધીજીનાં ઘણાં ભાષણોનો નિચોડ આવી જાય છે. એમાં એમની હાલ ચાલી રહેલા કામથી થતી અધીરાઈ સ્પષ્ટ દીસે છે. આટલાં વર્ષમાં ગાંધીજીની બીજી પ્રવૃત્તિનો જેણે અભ્યાસ કર્યો છે તેને આ મનોદશાથી આશ્ચર્ય નથી થવાનું. એક લક્ષ્ય બાંધી દઈ તેઓ તેને માટે તન્મય બને છે અને બીજા સૌને તન્મય બનાવવાને ઇચ્છે છે. લોકો

તેમ તન્મય ન બને તો સહેજ અધીરા થાય છે. મને યાદ છે કે રંગરૂટ ભરતી કરતી વખતે કોઈ મળવા માગતું અથવા તો અમુક માણસ સરસ છે એમ તેમને કહેવામાં આવતું તો તેઓ કહેતા: 'રેક્રૂટ થાય એમ છે?' ત્યાર પછી સત્યાગ્રહ વખતના એક ભાષણમાં તેમણે કહેલું, 'હું તો સ્વદેશીઘેલો થયો છું, વૈદર્ભી જેમ નળ માટે ઘેલી થઈ હતી તેમ હું સ્વદેશીઘેલો થયો છું, મને બીજો વિચાર નથી.' આ જ દશા આજે તેમની છે. તેઓ સ્વરાજઘેલા છે અને દેશને પણ તેની પાછળ ઘેલો થવાનું કહી રહ્યા છે.

આ જ મનોદશા હવે પછીના ઘણાખરા પ્રસંગોએ દીસતી હતી. ભુસાવળ તા. ૨૦મીએ પહોંચ્યા. ભુસાવળમાં ભાઈ દાસ્તાનેએ પોતાનાથી થાય એટલી મહેનત ઉધરાણું કરીને દોઢેક હજાર રૂપિયા ભેગા કર્યા હતા. ત્યાંના ભાષણના બે ચાર ઉદ્ગાર અહીં મૂકી દઉં:

"લોકમાન્યને તમે પૂજનારા છો. અહીં લોકમાન્યને તમે સાક્ષી રાખ્યા છે. (મરાઠી પ્રદેશમાં બધેય લોકમાન્યની મૂર્તિ કે છબી સભાને સ્થાને હોય જ.) સ્વરાજના જે આત્મા હતા, સ્વરાજ જેમનો મન્ત્ર હતો, તેઓનો આત્મા તમને પૂછે છે કે તમે સ્વરાજ માટે કેટલું કરવાને તૈયાર છો? શું તમે તેમના નામને અમર રાખવા માટે એક કરોડ રૂપિયા ન ભેગા કરી શકો? પરદેશી કાપડને તમે ન કાઢી શકો ત્યાં સુધી સ્વરાજનાં દર્શન નથી. જે ખાદી નથી પહેરતો, જેને ઝીણાં મલમલનાં વસ્ત્ર વિના નથી ચાલતું તેને બારણે હું નહીં ચડું. આજ સુધી સરકારને સુણાવ્યું છે કે તમે ફલાણું કરો. હવે પ્રજાને સુણાવવા માગું છું કે તમારું આ કર્તવ્ય છે. હું તો પ્રજાનો ગુલામ છું. પણ પ્રજા મને અમુક શરતે જ ગુલામ બનાવી શકે છે. જે શરતો મેં પ્રજા આગળ મૂકી છે તે પાળીને જ તે મારી સેવાની આશા રાખી શકે. चरणस्पर्शमा तो पतन ज रहेलु छे "

ભુસાવળથી સંગમનેર આવ્યા. સંગમનેર તો હજારો માણસો આવશે, એ એક મધ્યસ્થળ છે, એવી એવી વાતો કરવામાં આવી હતી. પણ બધી વાતો ખોટી પડી. ત્યાંના જેવી અવ્યવસ્થા અથવા કુવ્યવસ્થા ક્યાંયે ન જોઈ. ઘણો જ સમય ગુમાવવો પડે એવું લાંબું સરઘસ કાઢ્યું હતું. તેમાં કાન ફાડી નાખે એવા અવાજ કરવામાં આવતા હતા; મુકામનું કશું ઠેકાણું ન હતું; એક મંદિરમાં લઈ ગયા; ત્યાં સેંકડો માણસોનો ધસારો થયો અને લવલેશ શાન્તિ ન રહી. આ સંજોગો જ અધીરાઈ ઉત્પન્ન કરે એવા હતા. ત્યાંના ભાષણમાં ગાંધીજીના દિલને થયેલું તીવ્ર દુ:ખ જ જોઈ શકાય છે.

"આજે ભારેમાં ભારે સલ્તનતનો આપણે મુકાબલો કરી રહ્યા છીએ. ત્રણ મહાપ્રશ્નોનો ઉકેલ લાવવાનો છે. પણ આપણા ચાળા કશું કરવાના નથી લાગતા. મને આજના દૃશ્યથી વિચાર આવ્યો કે આખા હિન્દુસ્તાનમાં જો આ જ પ્રમાણે કામ ચાલી રહ્યું હોય તો સ્વરાજને માટે હિન્દ લાયક નથી. હિન્દુસ્તાનમાં સ્થળે સ્થળે મળતા પ્રેમના સાગરમાં હું નાહી રહ્યો છું. પણ પ્રેમાગ્નિથી જ્યાં સુધી શક્તિ પ્રગટે નહીં ત્યાં સુધી તે પ્રેમ નકામો છે. मने मारी पूजा नथी गमती, मने चरणस्पर्श नथी गमतो मने ते अतिशय अप्रिय छे. अेमा हिन्दुस्ताननु तो पतन ज रह्युं छे हिन्दुस्तान चरणस्पर्शथी स्वराज नथी मेळववानु; हिन्दुस्तानने हु टटार ऊभेलु जोवा इच्छु छु જગતમાં બધા દેશની સામે તે ટટાર ઊભું રહે એ જોવા ઇચ્છું છું, મારે નથી જોઈતું ગાંધીરાજ, નથી જોઈતું વ્યક્તિરાજ, મારે એક સ્વરાજ જ જોઈએ છે. એટલે મને ચરણસ્પર્શ નથી જોઈતો."

ઉપર નાગરી બીબાંમાં આપેલા ઉદ્ગારો સર નારાયણરાવ ચંદાવરકરને હું ભેટ કરું છું. 'ગાંધીજી પોતાને અવતાર મનાવા દે છે, ચરણસ્પર્શ કરવા દે છે, તેની સામે કશો હુંકાર સુધ્ધાં નથી કરતા,' એવો તેમણે 'ટાઈમ્સ' પત્રમાં આક્ષેપ કર્યો છે. 'યંગ ઇંડિયા' પત્ર પણ તેઓ નામદાર વાંચતા નથી જણાતા. તો આ ઉદ્ગારો તેમને શી રીતે પહોંચશે? (પણ ન પહોંચે તેમાં વાંક કોનો?)

### વર્ણસંકર કારભાર

ગાંધીજીને પહેરાવવામાં આવેલો હાર કોઈ રંગીલા માળીને ત્યાંથી આણેલો હશે, એટલે તેના ઉપર ખાસી જાપાની રેશમની ગુલાબી પટીઓ હતી! તેથી સ્વાભાવિક રીતે ગાંધીજીનું દિલ દુભાયું:

"યુરોપીય સુધારાની નકલ આપણે તેની અતિશયતામાં જ કરી. તેના કરતાં તેની સુન્દરતાની નકલ કરત તો સારું. આ રિબનનો ઉપયોગ તો કેવળ ઓરતોને માટે જ થાય છે. તમને ક્યાં શું વાપરવું તેનો પણ ખ્યાલ નથી, ત્યારે શાં સારુ તે વાપરો છો? પુષ્પની સાથે રિબનથી શોભા વધતી હશે એમ તમે માન્યું, એ બતાવે છે કે હિન્દુસ્તાનમાં આપણો વર્ણસંકર કારભાર ચાલી રહ્યો છે. એ કારભારમાંથી બચવાનો ઉપાય મહાસભા બતાવી રહી છે. તમે કરો છો તેમાં નથી વિવેક, નથી વિચાર. તિલક મહારાજની પૂજા કરો છો? તિલક મહારાજે તો એક જ મંત્ર બતાવ્યો છે. એ જ મંત્ર જપતાં તેમણે દેહ છોડ્યો. તિલક મહારાજનો વારસો તો હિન્દુસ્તાનને હતો, પણ હિન્દુસ્તાનનાં બીજા ભાગો કરતાં તમારી ફરજ વધારે છે. પહેલી ઑગસ્ટને

દિવસે તમે તેમના આત્માને શો ઉત્તર વાળશો? પૂર્ણ સ્વદેશી તો બનો. મંદિરમાંથી તો પરદેશી ચીજોનો ઉપયોગ છોડો. પૂજારીઓને કહું છું કે તમે મને પરદેશી કાપડથી શણગારેલાં મંદિરમાં લઈ જાઓ છો તેથી મને દુઃખ થાય છે." સંગમનેરમાં ૧,૬૦૦ રૂપિયા થયા.

### યેવલા

યેવલાએ તો ભારે નિરાશા ઉત્પન્ન કરી. ત્યાંની અવ્યવસ્થાનો પણ પાર ન હતો. રાતે અગિયાર વાગ્યે પહોંચ્યા; ચોખ્ખી 'ના' છતાં સરઘસ નીકળ્યાં; બે વાગ્યે સભા થઈ! અને સભા થતાં શું થયું તે તો ગાંધીજી ગયા અંકમાં પોતે જ કહી ચૂક્યા છે. ત્યાંના ધર્મસંકટની વાત કરી છે તે વીસરવી જોઈતી નથી.

### બારશી

અહમદનગરથી નીકળી શોલાપુર જિલ્લામાં આવ્યા. બાર્શીમાં શ્રી યશવંતપ્રસાદ દેસાઈને ત્યાં મુકામ હતો. એઓ એક વણવાકાંતવાની મિલ ચલાવનાર હોઈ ખાદીના પ્રચારમાં ભારે રસ લેનારા છે, અને આર્થિક રીતે ખાદી જ ઉદ્ધારકર્તા છે એમ ચોક્કસ માનનારા છે. એમણે તો મિલના મજૂરો માટે રેંટિયા રાખ્યા છે. તેમની મિલના ગોદામમાં અનેક રેંટિયા ચાલે છે અને તેની ખાદી નીકળે છે. આ મજૂરો અને મિલના નોકરોએ મળીને ગાંધીજીને માટે એક થેલી તૈયાર રાખી હતી જ. આ થેલી ૧,૭૦૦ રૂપિયાની હશે. શહેરનું બાકીનું ઉઘરાણું માંડ એટલું હશે.

સાંજે બાર્શીમાં સભા થઈ. ત્યાંના શ્રી સુલાખે ત્યાં થયેલું કાર્ય વર્ણવવા ઊભા થયા અને શાન્ત ચિત્તે, કાંઈક અભિમાન સાથે કહેવા લાગ્યા કે અમારો બાર્શી તાલુકો કૃતકૃત્ય થઈ ચૂક્યો છે, કારણ તેણે ભેગા કરવાના ૪,૨૦૦ રૂપિયા તો હવે લગભગ થઈ જવા આવ્યા છે; પચીસ જેટલા તો રેંટિયા ચાલે છે! અને તેના સૂતરમાંથી ખાદી થાય છે, એટલું જ નહીં પણ તે વણાય પણ છે અને પૂના વેચાવા જાય છે! આ 'કૃતકૃત્યતા'ની ગાંધીજીએ પોતાના ભાષણમાં ઠીક ખબર લીધી. આખું ભાષણ બહુ મહત્ત્વનું છે, અને પ્રાન્તના દરેક કાર્યકર્તાને વિચારવા જેવું છે.

"આપણા ભાઈએ આનંદથી કહ્યું કે બાર્શી જિલ્લો ખુશીથી પોતાનું કામ કરી લેશે. હું ભાઈ સુલાખેના હિસાબને ધન્યવાદ નથી દઈ શકતો. પ્રત્યેક જિલ્લો, તાલુકો, ફિરકો આવો ઊજળો હિસાબ કરવા માંડે તો તો હિન્દુસ્તાનના દરેક જણ દીઠ બે પૈસા લેખે પણ હિસાબ પતે! પણ એ ત્રીસ કરોડમાંથી ત્રણ કરોડ તો એવા છે કે જેને પૂરું એક રોજનું ખાવાનું પણ નથી મળતું.

એવા ત્રણ કોટિની પાસેથી કોણ અમે પૈસા લેશે? હિન્દુસ્તાનના અપંગો પાસેથી કોણ અમ્મે પૈસા લેશે? મુંબઈવાળા કહે કે અમારો હિસ્સો પૂરો થયો, અને તેમ કહીને બેસી જાય તો કદી આપણે આપણું કાર્ય કરી શકવાના નથી આવો હિસાબ છોડયે જ છૂટકો છે પ્રત્યેક સ્ત્રીપુરુષે સમજવું જોઈએ કે એક કરોડ રૂપિયા હિન્દુસ્તાનમા ભેગા કરવા માટે દરેકે પોતે કેટલા કાઢવા જોઈએ હું તો એ પૂછું છુ કે તમારા જિલ્લોના લોકોની શક્તિ કેટલી છે? તિલક મહારાજના જીવનને પૂછીએ છીએ તેમાંથી કાંઈક તો બોધ લઈએ તેમણે એવો વિચાર કરેલો ખરો કે જેટલું દરેક હિન્દી આપે તેટલું જ હું પણ દેશને આપીને બેસી રહું? તેમણે તો પોતાનું સર્વસ્વ આપ્યું હું તમને પૂછું છું કે સર્વસ્વ આપનાર કેટલા છો? પણ સર્વસ્વ તો ઘેર ગયું તમે જેટલું આપી શકો છો તેટલુંયે આપી ચૂક્યા? પરમેશ્વર કોઈની પાસે શક્તિ ઉપરાંત નથી માગતો શક્તિ પ્રમાણે ન આપે તો તે પોતાના દેશનો, ગામનો દ્રોહી છે તમે તમારા દ્રોહી ન થાઓ તમે તમને છેતરો નહીં એમ હું ઇચ્છું છું આપણે એક ભારે સલ્તનતની સામે લડવાનું રહ્યું છે આપણને એણે છેતર્યા, આપણને દગો દીધો, આપણને એણે પેટ ચલાવ્યા એ સલ્તનતને આપણે દગાથી કે શયતાનિયતથી ન મિટાવી શકીએ દગાબાજીનો ઉપાય ખાનદાની છે, શયતાનિયતનો ઉપાય ખુદાની ભક્તિ છે તમે તમારા હૃદયને ન ફોસલાવશો તમે તિલક મહારાજની સ્મૃતિ કાયમ રાખવા માગતા હો તો તેમની સંવત્સરી ફરી આવે તે પહેલાં તમારો જન્મસિદ્ધ હક છે તે આજે તમને જે શાસ્ત્ર બતાવ્યું છે તે પ્રમાણે ગણતરી કરીને સિદ્ધ કરી આપશો

**રેંટિયા નગ પચીસ અને ખાદી મુંબઈ જાય!**

"પચીસ રેંટિયા છે અને ખાદી તો મુંબઈ પૂના જાય છે, એમ તમે કહ્યું ત્યારે મારું હૃદય રડવા લાગ્યું અહીંથી ખાદી બહાર જાય તેનો અર્થ તો એ છે કે તમને ઝીણું કાપડ જોઈએ એટલે ખાદી તમે અહીં વાપરી ન શકો, અને બહાર મોકલો છો તમારું સ્વદેશી તો એ છે કે તમે તમારું જોઈ લો મુંબઈનો વિચાર જ ન કરો મારું સ્વદેશાભિમાન કહે છે કે હું પ્રથમ મારા ઘરને, પછી શહેરને, પછી પ્રાન્તને સ્વતન્ત્ર બનાવું હું તમને કહેવા માગું છું કે પચીસ રેંટિયાથી તમે ભારે સલ્તનતની સાથે મુકાબલો નથી કરી શકવાના આપણે મહાસભાને માનતા હોઈએ તો સ્વદેશીતત્ત્વ બરાબર સમજી લેવું જોઈએ વકીલોએ વકીલાત ન છોડી એનું મને દર્દ છે, પણ વકીલો નિર્ભય કે ધાર્મિક બને તેટલાથી કંઈ આખો દેશ નિર્ભય ને ધાર્મિક ન બને, અને સારા સારા વકીલોએ તો ભો। આપ્યા અને ખાનદાની બતાવી છે બીજા વકીલો જે અશ્રદ્ધાથી ભર્યા છે, કુટુંબનિર્વાહનો

જેમને ભય છે, તેઓ પણ ભવિષ્યમાં નીકળશે. પણ સ્વદેશી માટે તો એમ જ છે કે દેશ જ્યાં સુધી એ ગ્રહણ ન કરે ત્યાં સુધી પરદેશી કાપડ આવતું બંધ નથી થવાનું. હું મારા દિલને છેતરી નથી શકતો. હજી ત્રીસ કોટિને મારો અવાજ નથી પહોંચ્યો. મિલનું કાપડ તો ગરીબ માટે છે, જેમને મારો અવાજ નથી પહોંચી શકતો. તે ગરીબોને માટે જ રહેશે તો જ મિલના માલિકો ખાનદાન થશે. જેને મારો અવાજ ન પહોંચે તેને માટે તો બીજો ઉપાય નથી, સિવાય કે તેઓ અહીં કાપડ કાઢે અને તે વાપરે. એમાં દ્રવ્ય, યત્ન કે હોશિયારીની જરૂર નથી. એને માટે દિલની લાગણીની જરૂર છે.

## પચીસ રૅંટલુડીથી આપણો શુક્રવાર કેમ વળે?

મૌ. મહમદઅલીએ કહ્યું છે કે, "રેંટિયો વેચીને આપણે ગુલામીનો પાયો નાખ્યો. જો ગુલામી હઠાવવા માગતા હો તો રેંટિયો લો. ચરખા વિના હિંદુસ્તાનનાં અત્યાચાર, દારિદ્રય મટાડવાં અશક્ય છે. આથી તમને કહું છું કે તમે ખોટું મિથ્યાભિમાન ન લો કે પચીસ રેંટલુડીથી આપણો શુક્રવાર વળી ગયો. હું તો અહીં કોઈને ખાદી પહેરતા નથી જોતો. ખાદીની ટોપી જ પહેરીને પચાસ કરોડનો વેપાર નથી બંધ કરી શકાતો. તમારે ખાદીનો બોજો ઉપાડવો જ પડશે!

## આપણા ઘરડાઓ બારીક પહેરતાં શરમાતા

"તમારે બારીક કપડું જોઈતું હોય તો તમે તમારી સ્ત્રી, છોકરા, છોકરીને બારીક કાંતતાં શીખવો. ૩૦ વર્ષ ઉપર તો આપણા ઘરડાઓ બારીક કાપડ પહેરતાં શરમાતા. મારી માતાનું પવિત્ર સ્મરણ મને હજી છે. તે તો પોતાની વહુ માટે બારીક લૂગડાં રાખતી; પોતે પહેરતાં શરમાતી. તમે હિન્દની પ્રાચીન સાદાઈ ગ્રહણ ન કરો તો હિન્દુસ્તાનની બારીક મલમલનો ઉદ્ધાર ન કરી શકો. તમે ૪,૨૦૦ સભાસદ દાખલ કરીને સંતોષ માની લેશો તો બિહારનાં ભૂખ્યાંઓને કોણ દાખલ કરશે? તમે ૧,૨૦,૦૦૦ ની વસ્તીમાંથી ૫૦ હજાર જ્યારે ભેગા કરો ત્યારે કામ થવાની આશા રહેશે. ઊલટો હિસાબ છોડીને સીધો હિસાબ કરો."

આ મહત્ત્વના ભાષણનો મેં આટલો અંશ આપી દીધો. બીજા વિષયો વિષે તેઓ બોલેલા તે ભાગ નથી લીધો. ટૂંકામાં ટૂંકાં અને લાંબાં ભાષણોમાં ગાંધીજીનું હાર્દ સમજાઈ ગયું હશે. જે અધીરાઈ ગાંધીજીની અહીં દેખાય છે તે તેમના ભરૂચ પ્રાન્તિક પરિષદના અગત્યના ભાષણમાં વધારે ખૂંચે એવી રીતે જોશો. એ અધીરાઈને દેશ શું જવાબ નહીં આપે?

## ૪

## એક મહત્ત્વનો પ્રસંગ

ભાઈ એચ. પી. મોદીની વિનંતીથી ગાંધીજી ગયા અઠવાડયામાં પારસી સેંટ્રલ એસોસિયેશનને મળ્યા. એના સભ્યો તો સોથી ઉપર છે, પણ દસ પંદરથી વધારે આ વેળા હાજર ન હતા. બીજાઓ તો એસોસિયેશનની બહારના પારસી સજ્જનો હતા. છતાં આટલા નાનકડા મેળાવડામાં થયેલી વાતચીતને મેં 'એક મહત્ત્વનો પ્રસંગ' કરી ઓળખાવવા ધારી છે. શા માટે એ આગળ ઉપર સમજાવવાનો પ્રયત્ન કરીશ.

પ્રથમ તો એ પ્રસંગનો થોડો ખ્યાલ આપી દઉં. આરંભમાં પારસી કોમની ખાનદાની, ઉદારતા, ચારિત્રબળ અને સત્યપ્રિયતાની ગાંધીજીએ ભારે તારીફ કરી. પછી એ કોમમાંથી નીપજેલા દેશભક્તોની સાથેના પોતાના પ્રસંગનાં પુણ્યસ્મરણો કહી બતાવ્યાં. સર ફિરોઝશાહની સાથેનો પ્રથમ પ્રસંગ તો ગાંધીજીની ભાષામાં જ આપી દઉં : "હું તાજો બૅરિસ્ટર થઈને આવેલો હતો. એક વેળા રાજકોટમાં પોલિટિકલ એજન્ટે મારું અપમાન કર્યું. સર ફિરોઝશાહ ત્યાં એક કેસમાં આવ્યા હતા. તેમને મેં એક મિત્રની મારફત જણાવ્યું કે પોલિટિકલ એજન્ટને હું નોટિસ આપવા માગું છું. તેમણે મને કહ્યું, તું બેવકૂફ છે; એવા તો કડવા ઘૂંટડા કેટલાયે પીવા પડશે. ત્યારથી તે આજ સુધી મેં તેમનો ઉપદેશ સંઘરી રાખ્યો છે કે પોતાના અંગત સ્વાર્થને માટે લડાઈ કરવા જતાં બહુ સાવચેતી રાખવી જોઈએ. અને તે શિખામણને, માન આપીને સેંકડો અંગત માનઅપમાન હુ સહન કરી ચૂક્યો છું." આટલું કહી સંસ્કૃત નાન્દીમાં નાટકકાર જેમ નાટકનું રહસ્ય અવ્યક્ત રીતે કહી દે છે તેમ ગાંધીજીએ કહી દીધું કે હાલની લડત અંગત સ્વાર્થની નથી કે કોઈ સહ્ય અપમાન સામે નથી, પણ આખા દેશના થયેલા અસહ્ય અપમાન સામે છે. આગળ ચાલતાં તેમણે જણાવ્યું : "ઊંડા અભ્યાસ પછી હુ કહી શકું છું કે હિન્દની આર્થિક અને નૈતિક સ્થિતિ બ્રિટિશ અમલમાં જેવી કંગાલ છે તેટલી નબળી કદી ન હતી, કોઈ જમાનામાં આવી કંગાળ ન હતી. પગથી તે માથા સુધી કોઈ બાદશાહત હિન્દુસ્તાનને દબાવી દઈ શકી હોય તો તે આ જ છે એમ મને લાગે છે." આ બાદશાહતમાં ભલભલા ચમરબંધીને પણ નમવું પડે છે અને અપમાન સહેવાં પડે છે એવું તો મરહૂમ હિન્દના દાદા અને ગોખલે કહી ગયેલા. આ જ બાદશાહતમાં લાલા હરકિશનલાલ જેવા નરમ માણસને અશાન્તિ અટકાવવા જતાં કાળાપાણીની સજા થયેલી અને લાલા દુનીચંદ જેવા કદી જાહેરમાં ન બોલનાર પણ એ જ સજા પામેલા; આ જ

બાદશાહતમાં બહાદુર ચતુર લૉર્ડ સિંહ જેવાને સિવિલ સર્વિસ ઘોળીને પી ગઈ છે, અને બિહાર સર્વિસના આજે જેટલા છૂટાદોર છે તેટલા ક્યાંયે નથી; આ સખત લડત ચાલી રહેલી છતાં આસામમાં હજી બીજો જલિયાંવાલા અન્યાનું સાંભળીએ છીએ. જે દૂષિત પ્રથાને લઈને આ બધું થઈ રહ્યું છે તેને મિટાવવા અથવા તો સુધારવા હું મથી રહ્યો છું. પારસી કોમ જેણે કોઈ કોમનો વાદ કર્યા વિના ભારે સખાવતો કરી છે, જે ૫૦ વર્ષ થયાં આગેવાની ભોગવતી આવી છે, તે તે ન છોડે એમ માગું છું. બલિદાન કરવાની શક્તિ ધરાવનારી, ચકોર, અને ગણતરી કરી કામ કરનારી તમારી કોમ હિન્દુસ્તાનનું સિંહાસન લઈ લે એમ ઇચ્છું છું.'

આટલી વાતચીત પછી 'તમારે કેવું સ્વરાજ જોઈએ છે?' 'આપણે આસ્તે આસ્તે સ્વરાજ લઈએ તો શું?' એવા હવે તો જૂના થઈ ગયેલા પ્રશ્નો પૂછવામાં આવ્યા. એ પ્રશ્નોનો તડ અને ફડ જવાબ તો એ જ હોય કે 'જે રાજ્યમાં ઉપર કહી તેવી હેવાનિયત ન હોય, ઉપર કહી છે તેવી કંગાલિયત ન હોય તેવું સ્વરાજ આપણે જોઈએ.' પણ ગાંધીજી તો તડ અને ફડ જવાબ આપવા નહોતા ગયા. તેમને તો એક કોમને પોતાની કરવી હતી, લડતમાં પોતાનો હિસ્સો આપતી કરી દેવી હતી, એટલે તેમણે વિસ્તારથી એનો ઉત્તર વાળ્યો: 'મારે જે સ્વરાજ જોઈએ છે તે તો સહેલાઈથી મળે એમ નથી. પણ આજે હું જે માગી રહ્યો છું તે તો પાર્લમેંટરી સ્વરાજ. લશ્કર તથા પોલીસ ઉપરની અને કાયદા ઘડવાની સત્તા આપણા હાથમાં આવે, કમાન્ડર ઇન ચીફની પણ આપણે નિમણૂક કરી શકીએ. એક પણ સિપાઈને આપણી મરજી વિના બહાર ન મોકલાય. એટલું થાય તે જ ક્ષણે આપણી પાસે સ્વરાજ છે. આપણો પ્રધાન અંગ્રેજ હોય કે હિન્દી હોય, પણ તે આપણે જ પસંદ કરેલો હશે. અંગ્રેજ અમલદાર જે મારા ઉપર સરદારી કરવા ઇચ્છે એને હું કાઢી મૂકું. ટૉમસન પંજાબમાં નાલાયક ઠર્યા તેમને વાઇસરૉય સાહેબે સીમલામાં ઊંચી જગ્યા આપીને ત્યાંથી ખેંચી લીધા, એવી જગ્યા લેવાને તેઓને પીનવ્યા! આવો ન્યાય સ્વરાજમાં ન હોય.

'પણ' સામો સવાલ ઊઠ્યો: 'આપણે સ્વરાજ માટે લાયક છીએ ખરા? તમે જ કહો છો કે આપણે સ્વદેશી વાપરતા ન થઈએ તો સ્વરાજ ન મળે; આપણે અહિંસા પાળનારા ન હોઈએ તો સ્વરાજ ન મેળવી શકીએ, આપણે એઝવાડાનો કાર્યક્રમ પાર ન ઉતારીએ તો સ્વરાજ ન મેળવી શકીએ, તો સ્વરાજ માટે આપણે આજ લાયક છીએ એમ કેમ કહેવાય?' ગાંધીજીએ આના ઉત્તરમાં લાયકાત અને તાકાત વચ્ચેનો ભેદ એક સાદો દાખલો આપી સમજાવ્યો: 'એક ભિખારી પાસેથી તમે તેનો રોટલો ઝૂંટવી લો તો તે પાછો

મેળવવાનો તેને અધિકાર છે ને લાયકાત પણ છે; પણ તે મેળવવાની તેનામાં તાકાત ન હોય એમ બને. તેવું જ હિન્દુસ્તાનને વિષે છે. તેનામાં સ્વરાજ લેવાની લાયકાત આજે છે, તાકાત નથી.'

વળી પાછો સવાલ ઊઠ્યો: 'આપણે કાયદા, લશ્કર ઇત્યાદિનો કાબૂ શી રીતે મેળવશું? આપણે તો દોઢસો વર્ષ સુધી મુનશીપણું જ કર્યું છે. આપણામાંથી કોઈ કૅપ્ટન થયા નથી, કમાન્ડર થયા નથી.'

ગાંધીજીએ વધારે સ્પષ્ટ કર્યું, 'હું એમ માનનારો છું કે માણસજાત પોતાનું રક્ષણ કરવાની શક્તિ કોઈ કાળે ખોઈ બેઠી નથી હોતી. આપણે ઇંગ્લંડની શરતે જ કામ કરીએ તો કેટલાં વર્ષો સુધી મુનશીપણું કર્યાં કરવું પડશે તેનો મને ખ્યાલ નથી આવી શકતો. મારે તો મુનશીપણું ન જોઈએ. આપણે ભૂલો કરશું, પણ આપણે જ આપણી ભૂલો સુધારશું. અંગ્રેજ સત્તા ચાલી જાય ત્યારે કોઈ ચડાઈ કરવાને નવરું નથી. હિન્દુસ્તાન સ્વાશ્રયી બને તો તેને નૌકાસેના ન જોઈએ. ઘણી સલ્તનતો નૌકાસેના વિનાની છે.'

છેવટે એક ભાઈએ પ્રામાણિકપણે પોતાને લાગતું હતું તે જણાવી દીધું. 'આ લડતથી પારસી કોમને લાભ છે કે નહીં? અમને તો લાગે છે કે સ્વરાજમાં પારસી કોમને ખમવું પડશે. અમને અંગ્રેજ સરકારનું રાજ્ય કોઈ પણ રાજ્ય કરતાં સારું લાગે છે. અંગ્રેજ સરકારનું ઉપરીપણું નીકળી જાય તો પારસીઓને કશો લાભ થાય એમ નથી.'

આનો ઉત્તર ગાંધીજીએ આપ્યો: 'તમે વિચારો કે આ સલ્તનતના ૧૫૦ વર્ષના અમલ પહેલાં પારસીઓની શી સ્થિતિ હતી? જો તે બૂરી હતી એમ તમને લાગે અને આજે તેમની સ્થિતિ સારી છે એમ લાગે તો તમે અસહકારમાં ન જ જોડાશો. હિન્દુમુસલમાન કોમ કરોડોની છે એટલે હિન્દુ-મુસલમાન સંજ્ઞા વાપરીએ, બાકી એ ઐક્યમાં બધી કોમોનું ઐક્ય આવી જાય છે. એ બેનું ઐક્ય કોઈની ઉપર શિરજોરી કરવા માટે નથી. મહાસભામાં વરસોનાં વરસ કોણે સ્વરાજ ભોગવ્યું છે? પારસીઓએ પોતાના પરાક્રમને બળે રાજ્ય ચલાવ્યું છે. જે કોમનામાં આટલી શક્તિ, આટલી કાબેલિયત છે, તે કોમનુ કોણુ બગાડી શકે? નાનકડી કોમનો મોટી કોમમાં હમેશાં સમાસ થઈ જાય છે અને રક્ષણ થાય છે. પણ હું તમને હિંમત દેવા નથી આવ્યો. તમને એમ થાય કે હિન્દુમુસલમાન કોમનાં બે પડીનાં પડિયાં વચ્ચે તમે દાણાની માફક પિસાઈ જશો તો તમારે હરગિજ અસહકારમાં ન જોડાવું.'

આ વાતચીતની શરૂઆત તેમ જ આખર એક જ ધ્વનિથી થઈ. શરૂઆતમાં શેઠ હોરમસજી એડનવાલા બોલેલા કે 'જ્યાં સુધી ગાંધીજી વફાદાર રહેશે ત્યાં સુધી પારસી કોમ તેમને હમેશ આભારી રહેશે અને તેમના કામને

સપૂર્ણ ફતેહ ઇચ્છશે તેમ જ તેમના કામમા મદદ કરશે' અતમાં ભાઈ કુમસિયાએ પણ આ જ વાત વધારે ખુલ્લી કરીને કહી 'પારસી કોમ માને છે કે અગ્રેજોએ તેમને આશ્રય આપ્યો છે (ગાધીજીના માથા ઉપર ટાંગેલી ના બાદશાહની છબી તરફ આગળી કરીને) જગતની સુલેહ જાળવનાર જ્યોર્જ પાચમા જે આપના માથા ઉપર બેઠા છે તેને જ પારસીઓ તો માનશે વફાદારીમા રહીને તમે જે કરશો તેમા તન મન ધનથી અમે મદદ કરશુ જ્યોર્જ પાચમાની છાયા અમારા ઉપર છે ત્યા સુધી અમને જે દુખ પડે, જે વિપત્તિ પડે તે ખમીશુ, પણ એ રાજ્યને ની કાઢીએ'

આ તો મે ગાધીજી અને પારસી ભાઈઓની વાતચીતનો સાર આપી દીધો એ વાતચીતમા તો હિન્દુસ્તાનમા આજે જે સ્થિતિ વર્તી રહી છે તેનો હૂબહૂ ચિતાર મળી રહેતો હતો એમ મને લાગે છે, અને તેમા જ એ પ્રસગનુ મહત્ત્વ છે પારસી કોમ જેવડી નાનકડી કોમને જે ભયો છે તે જ ભયો બીજી નાનકડી કોમ પણ રાખી રહી છે વફાદારીના જે ઉદ્ગાર આપણે સાભળ્યા તે જ ઉદ્ગાર કાઢનાર ધનિમ્વર્ગ હિદુ સમાજમા, મુસનમાન સમાજમા આજે ભર્યો પડયો છે, આપણે સ્વરાજ માટે લાયક નથી એવો વિચાર ધરાવનાના દરેક કોમમા મોજૂદ છે છતા કોઈ કોમમાથી અસહકારીઓ નથી નીકળ્યા એવુ તો છે જ ની પારસી કોમમા જાણ્યા અજાણ્યા અનેક ભાઈઓ આ લડતમા સરસ ભાગ ભજવી જ રહ્યા છે 'એક ગરીબ પારસીનો સ્વરાજ ફડ પેટે ફાળો,' 'એક ગરીબ પારસી સ્ત્રીના શૅરનો ડિવિડડ સ્વરાજ ફડ પેટે' આવી આવી ચિઠ્ઠીઓ સાથે ગાધીજી પાસે પારસી ભાઈઓ તરફની મદદો ચાલી જ આવે છે જે નાસીપાસી ઉપલા સજ્જનના ઉદ્ગારમા આપણે જોઈ તે નાસીપાસી, આ બાદશાહના પ્રતાપે, આપણામાના ઘણાઓ હજુ સેવી રહ્યા છે

આનો ઉપાય શો? 'આ આત્મશુદ્ધિની લડતમા હિસ્સો લઈ જુઓ" એ જ ઉત્તર મળ્યા વિના રહેતો નથી તવગરવર્ગને ગાધીજી કહે છે કે તમારા ઉદ્યોગોથી ગરીબના પેટ નથી ભરાતા ગરીબને ભૂખે મારીને તમે તાલેવાન થવાની વાત મૂકી દો એ થતાની સાથે જ ગરીબ તાલેવાનના કજિયા બધ થશે આ વસ્તુ નથી સમજાઈ એમ પણ નથી 'કોઈ પણ માણસે હિન્દુસ્તાનમા બોલ્શેવિઝમ રોપ્યુ હોય તો તે ગાધીએ એમ તમે મને પાચ વર્ષ પછી કહેશો' એ ઉદ્ગારોને બધાએ તાળીઓથી વધાવી લીધા હતા ગાધીજીએ પારસીઓને કહ્યુ તે જ બીજે ઠેકાણે પણ કહ્યુ છે કે અહુરમઝદ અને અહરિમાન, ઈશ્વર અને શયતાન એ બે વિરોધી તત્ત્વો બધા જ ધર્મોમા છે' અને એકને ભજીને બીજાને તજો એવુ દરેક ધર્મમા ઉપદેશાયુ છે હજી એ બીજી વફાદારી આગળ

ઈશ્વરને વફાદાર રહેવાનું ઊંચે મૂકનારા આપણામાં ઘણાયે છે. એક અમેરિકન પાદરીને પણ ગાંધીજીએ તો કહ્યું હતું કે, 'તમે સરકારની દયાને પાત્ર રહેશો તો ઈશ્વરના સેવક બની, સરકારના (કોઈ વેળા) ઊંધી સલાહના ઉઠાવનારા બનશો.' આ સવાલ સૌને નથી સમજાઈ એમ નથી. ગાંધીજી આ ઉદ્ગારો કાઢે છે તો તે બધે વધાવી લેવાય છે.

સવાલ એ છે કે આપણામાંના ઘણાને આજે આપણે કેટલા પાણીમાં છીએ તેનું માપ નથી, આપણે ઘણા આપણા મન સાથે નિશ્ચય કરી શક્યા નથી. આ હિલચાલ કાં તો બૂરી છે, તો તેને તોડયે જ છૂટકો; અથવા તો તે રૂડી છે તો તેને માટે કરોડ જોડયે જ છૂટકો. આ વિધાન ચોખ્ખું ચાંદરણા જેવું આપણને ભાસી જવું જોઈએ તે હજી નથી ભાસ્યું. એ નથી સમજાયું તેથી જ સર ફિરોજશાહ અને હિન્દના દાદા જેવા જેના સરતાજ હતા તેવી ભડ કોમમાં પણ અંગ્રેજ સરકારના આશ્રય વિના અમે કેમ ટકી શકીશું એવી કાયરની બીક કોઈ અનુભવી રહ્યા છે. એ નથી સમજાયું એટલે જ આપણામાંના ઘણા ભડ પુરુષો હજી બધાંયે માનઅપમાન સેવી વફાદારીનો કક્કો ઘૂંટી રહ્યા છે; કરોડો નાગાંઉઘાડાં ભૂખ્યાં ટળવળે છે તોપણ 'સ્વરાજ માટે આપણે લાયક નથી', 'સ્વરાજ મળશે તો રખેને આપણે સર્વસ્વ ખોઈ બેસીશું' એવી શંકાઓ કરી રહ્યા છે; અને પોતાના કર્તવ્યનો વિચાર મૂકી ભયભીત દશામાં ગાંધીજીને પૂછે છે: 'તમને માગેલા પૈસા મળશે?' આ સવાલ તો ગાંધીજીને કોઈ અંગ્રેજ પૂછી શકે, આપણે પૂછવાનો ન હોય. 'મને પૈસા શી રીતે મળે? કરોડપતિ પારસીઓ, કરોડપતિ ખોજાઓ, કરોડપતિ મારવાડીઓ તો મારાથી ભાગતા ફરે છે. મારે તો હવે મારા જેવા ભંગી પાસેથી જ લેવા રહ્યા.' આ કરુણ વચનની ઉપર વિચાર કરવો ઘટે છે. પ્રજાનો એક ભાગ—દાનવીરો, અગાઉ ભારે બલિદાન અને સેવાથી મશહૂર થયેલી કોમો—શું બાકીના ભાગને જ સ્વરાજની લડત સોંપી જાતે હાથ જોડી બેસી રહેશે? હાલ વર્તેલી ભયભીત દશામાંથી નીકળવાની એકમાત્ર કૂંચી શ્રદ્ધા છે.

## પરિશિષ્ટ ૧

[આ પરિશિષ્ટમાં હિંદુમુસલમાન એકતાનું અને સ્વદેશીનું વ્રત લેવા વિષેની પત્રિકાઓ આપી છે.]

૧

# હિંદુમુસલમાન એકતાનું વ્રત

સોનાપુરી મસ્જિદના કંપાઉંડમાં હિંદુ અને મુસલમાનોની જે ગંજાવર સભા ગયે રવિવારે થઈ હતી, તેમાં જેમ ચોપાટી ઉપર સ્વદેશીવ્રતની સૂચના થઈ હતી તેમ અહીં હિંદુમુસલમાન વચ્ચેની એકતા વિષે વ્રત લેવાની સૂચના થઈ, અને જેમ સ્વદેશીવ્રતને વિષે મારે ચેતવણી આપવી પડી તેમ જ આ સંબંધે પણ મેં કર્યું હતું. અમુક પ્રસંગે દર્પાવેશમાં આવીને આપણે ઘણાં કાર્યો કરવાને તૈયાર થઈ જઈએ છીએ. અને પાછળથી કેટલીક વેળા પસ્તાવું પડે છે. વ્રત એ ધાર્મિક વસ્તુ છે અને કોઈ પણ વ્રત આપણે આવેશમાં લઈ શકતા જ નથી. મનને શુદ્ધ કરી, ચિત્તને શાંત કરી, ઈશ્વરને ધ્યાનમાં રાખીને જ વ્રતો લઈ શકાય. સ્વદેશીવ્રતને વિષે લખતાં મેં જે ટીકા કરેલી છે તે ટીકા અહીં પણ લાગુ પડે છે. જે કાર્ય આપણે સાધારણ સંયમ પાળીને એકધારું નથી કરી શકતા તે કાર્ય કરવામાં મદદ મળવાને સારુ વ્રતરૂપી મહાસંયમ પાળીએ છીએ. અને તેથી જ વ્રતને વિષે એવી કલ્પના છે કે મનુષ્યો વ્રતો લઈને અને તે પાળીને જ ઘડાય છે. હિંદુ અને મુસલમાનો બંને કોમ અરસપરસ મૈત્રી રાખે અને એક માના જણ્યા જે પ્રમાણે વર્તે તે પ્રમાણે આ બંને કોમ વર્તે એ સ્થિતિ અલૌકિક કહેવાય. આવી સ્થિતિ હિંદુસ્તાનમાં પ્રગટ થાય તેના પહેલાં બંને કોમોને ઘણો ત્યાગ કરવો પડશે, અને આજ સુધી રાખેલા ઘણા વિચારોમાં મોટા ફેરફારો કરવા પડશે. બંને કોમ પોતાની વાતોમાં ઘણી આકરી કહેવતોનો ઉપયોગ કરે છે કે જેનો ભાવ એકબીજાની વચ્ચે વિરોધ દર્શાવનારો અને વધારનારો હોય છે. કેવળ હિંદુ મંડળમાં આપણે ઘણી વખત મુસલમાનોની વાતો કરતાં કઠોર શબ્દો વાપરતા અચકાતા નથી અને તેવું જ મુસલમાનોના મંડળમાં છે. ઘણાઓ તો એમ જ માને છે કે હિંદુમુસલમાન વચ્ચે હાડવેર છે, અને તે કોઈ પણ રીતે ન જાય તેવું છે. ઘણી જગ્યાએ આપણે જોઈએ છીએ કે બંનેની વચ્ચે એકબીજાને

વિષે અવિશ્વાસ વર્તે છે. મુસલમાનોને હિંદુઓ તરફથી ભય છે; હિંદુઓને મુસલમાનોનો ભય લાગે છે. આ કફોડી અને કંગાળ સ્થિતિમાં દિવસે દિવસે સુધારો થતો જાય છે એ શક વિનાની વાત છે. કાળ તેનું કાર્ય કર્યાં જ કરે છે. ભાવે અભાવે પણ આપણે એકઠા થઈને રહેવું પડે છે. પણ વ્રત લેવાનો અર્થ તો એ છે કે જે વસ્તુ કાળે કરીને વહેલી મોડી થવાની છે એવો સંભવ છે તે વસ્તુને આપણે મહાસંયમ પાળીને વહેલી હસ્તીમાં લાવવી. એ કેમ બને? હિંદુઓની એટલે ચુસ્ત હિંદુઓની સભા મળવી જોઈએ, અને તેઓએ આ વિષે પુખ્ત વિચાર કરવો જોઈએ. હિંદુઓની મુસલમાન ભાઈઓ પ્રત્યે હંમેશાં એક ફરિયાદ રહ્યાં કરે છે કે તેઓ ગોમાંસનું ભક્ષણ કરે છે, અને ખસૂસ કરીને બકરી ઈદને દિવસે ગાયનું બલિદાન આપે છે. જ્યાં સુધી ગાયને બચાવવાને ખાતર ઘણા હિંદુઓ મુસલમાનને મારવા સુધ્ધાં પણ તૈયાર થઈ જાય ત્યાં સુધી સામાન્ય મુસલમાન અને સામાન્ય હિંદુની વચ્ચે ખરી એકતા થવી એ અસંભવિત જ ગણાય છે. કેમ કે આપણા બળાત્કારથી મુસલમાનભાઈઓ ગૌવધનો ત્યાગ કરે એ હું ફોગટ આશા માનું છું. ગોરક્ષિણી સભાઓના પ્રયાસોથી ગૌવધની સંખ્યામાં કાંઈ પણ ઘટાડો થયો હોય એમ હું માનતો નથી. એવું માનવાને મને એક પણ કારણ મળ્યું નથી. હું મને પોતાને ચુસ્ત હિંદુ માનું છું. અને મારી એવી માન્યતા છે કે શુદ્ધમાં શુદ્ધ રીતે હિંદુ ધર્મનું પાલન કરનારથી ગૌવધ કરનારનું ખૂન કરીને ગાયને બચાવાય નહીં. હિંદુની પાસે ગાયનો બચાવ કરવાનો એક જ ઇલાજ છે, અને તે એ કે ગાયનો વધ ન જોઈ શકે તો તેણે પોતાનું બલિદાન આપવું. એવી રીતે યોગ્ય અધિકારી હિંદુ થોડાઘણા પણ બલિદાન આપે તો મારી ખાતરી છે કે અસંખ્ય મુસલમાન ભાઈ ગૌવધનો ત્યાગ કરે. પણ એ તો સત્યાગ્રહ થયો, એ તો વિનય થયો. જેમ હું મારા ભાઈની પાસેથી કાંઈ પણ દાદ મેળવવા માગું તો મારી ઉપર કષ્ટ વહોરી લઈને માગી શકું છું, મારા ભાઈને દુઃખ દઈને નથી માગી શકતો. હકથી તો કાંઈ મંગાય જ નહીં. મારા ભાઈની સામે મને એક જ હક છે અને તે એ કે મારે મરી છૂટવું. એવો શુદ્ધ પ્રેમભાવ જ્યારે હિંદુઓના હૃદયમાં સ્ફુરી નીકળે ત્યારે જ હિંદુ મુસલમાનની એકતાની આશા રાખી શકાય. જેમ હું હિંદુભાઈઓ સાથે વાતચીત કરું તેમ મુસલમાન ભાઈઓ સાથે વાતચીત કરવી ઘટે. તેમની ફરજ હિંદુ પ્રત્યેની શી છે એ તેમણે જાણી લેવું જોઈએ. બન્નેની વચ્ચે જ્યારે ત્યાગવૃત્તિ જ રહે, બંને પોતાના હકની તજવીજ ન કરે અને ફરજ અદા કરવાને જ મથે ત્યારે જ ઘણા વર્ષનો ભેદભાવ છે તે ટળવા પામે. બન્નેના મનમાં એકબીજાના ધર્મ પ્રત્યે માન હોવું જોઈએ. કોઈ એકબીજાનું ભૂંડું એકાંતમાં પણ ન

ઇચ્છે અને કોઈ આકરા શબ્દો વાપરે તો એને તેમ કરતો અટકાવવાને સારુ વિનયપૂર્વક સમજાવે. આમ મહા પ્રયત્ન થાય ત્યારે જ ભેદભાવ ટળે. એ પ્રમાણે કરવાને જ્યારે ઘણા હિંદુ અને ઘણા મુસલમાન તૈયાર થાય ત્યારે આપણે લીધેલું વ્રત શોભે. આ વ્રતની મહત્તા અને કઠિનાઈ સહેલથી સમજાઈ શકે એમ છે. મારી ઉમેદ છે કે આ શુભ પ્રસંગે અને દેશની અંદર જે વખતે સત્યનો ભારે આગ્રહ વર્તી રહ્યો હોય એ પ્રસંગ શુભ જ હોય. તેવે પ્રસંગે આપણે એકતાનું વ્રત લઈએ એ હું ઇચ્છું છું. તેને સારુ અગ્રેસર મુસલમાન ભાઈઓએ અને અગ્રેસર હિંદુ ભાઈઓએ પ્રથમથી મળી ખૂબ વિચાર કરવો જોઈએ. પછી ભેગા થઈને તેઓ એક નિશ્ચય ઉપર આવી શકે તો વ્રત લેવાની હું જરૂર સલાહ આપું. એવો પ્રયત્ન જે હાલ થઈ રહ્યો છે તે જારી રહેશે તો થોડા જ દિવસની અંદર આપણે એ ફળ જોઈશું, એવી મારી ઉમેદ છે. વ્યક્તિવાર વ્રત તો આજે જ લઈ શકાય અને ઘણા હિંદુ મુસલમાનો હમેશાં લેતા જાય એ હું ઇચ્છું છું, પણ મારી સાવચેતીઓ તો કેવળ મોટા સમુદાયોની પાસે લેવડાવવા વિષે જ છે. મારી મતિ પ્રમાણે જો આપણે વ્રત લઈએ તો તે નીચે પ્રમાણે હોવું જોઈએ :

ઈશ્વર–ખુદાને દરમિયાન જાણી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે હિંદુ અને મુસલમાનને સગા ભાઈની જેમ ગણીને બંને વચ્ચે જરા પણ ભેદભાવ નહીં રાખીએ, અમે એકબીજાને દુઃખે દુઃખી થઈશું અને તેમાં અમારી શક્તિ મુજબ સંપૂર્ણપણે ભાગ લઈશું. અમે એકબીજાના ધર્મનો કોઈ પણ રીતે વિરોધ નહીં કરીએ, એકબીજાની ધાર્મિક લાગણી નહીં દુખવીએ, એકબીજાના ધર્મના પાલનમાં વચ્ચે નહીં આવીએ, અને એકબીજાની તરફ માનપૂર્વક વર્તીશું. ધર્મને નામે, કે ધર્મને બહાને કદી એકબીજાનું ખૂન નહીં કરીએ.

૮–૪–'૧૯

## ૨

## સ્વદેશી વ્રત — ૧

સ્વદેશીવ્રત લેવાની જે લાગણી લોકોમાં થઈ રહેલી છે તે અતિશય સ્તુત્ય છે. છતાં મને લાગે છે કે એ વ્રતના પાલનમાં જે મુશ્કેલીઓ રહેલી છે તેનો ખ્યાલ પૂરેપૂરો આપણને આવેલો જણાતો નથી. હંમેશાં વ્રત લેવામાં આવે છે તે કેવળ કઠિન વસ્તુઓને માટે જ હોય છે. ઘણા પ્રયત્ન કરતાં છતાં પણ જ્યારે આપણે અમુક કાર્ય કરવામાં સફળતા નથી મેળવતા ત્યારે આપણે વ્રત લઈને આપણને પોતાને એવી રીતે બાંધી લઈએ છીએ કે એમાંથી છૂટી શકાય જ ન શકે આ સિવાયની બીજી કૃતિને વ્રત ગણી શકાય જ નહીં. બનતા સુધી અમુક કાર્ય કરશું એમ કહેવાથી વ્રત લીધું નહીં કહી શકાય. બનતાં સુધી સ્વદેશી ચીજ જ વાપરશું એમ કહીને જો આપણે સ્વદેશી વ્રતધારી કહેવાઈ શકાઈએ તો તો વાઈસરૉયથી માંડીને છેક મજૂર સુધીમાં થોડા જ માણસ હશે કે જે બનતા સુધી એ વ્રતનું પાલન કરનાર નહીં હોય. પણ આપણે એ પંક્તિમાંથી બહાર નીકળીને બહુ વિશેષ કાર્ય કરવાને માગીએ છીએ. તે કાર્યની વચ્ચે તથા ઉપર બતાવ્યાં તેવા કાર્યની વચ્ચે કાટખૂણા અને બીજા ખૂણાઓ વચ્ચે જેમ તફાવત છે તેમ આમાં છે. આ પ્રમાણે સ્વદેશી વ્રત લેવાનો વિચાર કરીએ તો એટલું સ્પષ્ટ જણાઈ આવશે કે સર્વ વસ્તુઓને વિશે એ વ્રત હાલ લેવું અશક્ય છે. ઘણો વિચાર કરતા મને તો ઘણાં વર્ષો થયાં ચોખ્ખું જણાઈ આવેલું છે કે એ વ્રત સંપૂર્ણતાએ આપણાં પહેરવાનાં અને વાપરવાનાં સૂતરનાં, રેશમનાં કે ઊનનાં કપડાઓ વિષે જ લઈ શકીએ છીએ. આટલું વ્રત સંપૂર્ણતાએ પાળવું એમાં પણ ઘણી મુશ્કેલી પ્રથમ કાળમાં તો વેઠવી પડશે અને એ જ યોગ્ય છે આપણે પરદેશી કપડાંને ઉત્તેજન આપીને અઘોર પાપ કર્યું છે. આપણે હિંદુસ્તાનમાં ખેતીથી ઊતરીને બીજે નંબરે જે સુંદરમાં સુંદર ધંધો મૂક્યો, જે ધંધાને કબીરે દીપાવ્યો છે, તે ધંધાનો લગભગ નાશ થવા આવ્યો છે મેં સૂચવેલા સ્વદેશી વ્રતનો અર્થ એ છે કે આપણે આ અઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છીએ છીએ, લગભગ નષ્ટ થયેલા ધંધાનો જીર્ણોદ્ધાર કરવા ઇચ્છીએ છીએ અને કરોડો રૂપિયા અત્યારે હિંદુસ્તાનની બહાર ચાલ્યા જાય છે તેનો આપણે બચાવ કરવા ઇચ્છીએ છીએ. એનાં પરિણામ

સહેલાઈથી લાગી ન જ શકાય. એમાં કઠિનતા હોવી જ જોઈએ. અહેલાઈથી મળેલી વસ્તુની કિંમત હોતી નથી. પણ ગમે તેવું કઠણ છે છતાં જો આપણે હિંદુસ્તાનની મહા ઉન્નતિ માગતા હોઈએ તો કોઈ દહાડો આ વ્રત લીધે જ છૂટકો છે. વ્રતની સફળતા ત્યારે જ થઈ શકશે કે જ્યારે આપણે ધર્મ સમજીને આપણા મુલકમાં પેદા થયેલું જ કપડું પહેરશું અને બીજાનો ત્યાગ કરીશું. મિત્રો કહે છે કે અત્યારે તો આપણી પાસે એટલાં કપડાં પણ નથી. જે મિલો હાલ મોજૂદ છે એ મિલો એટલાં કપડાં પૂરાં પાડી ન શકે. આ વિચારમાં બહુ દોષ રહ્યો છે. હિંદુસ્તાનનાં એવાં સદ્ભાગ્ય નથી કે ત્રીસ કરોડ માણસ એકી વખતે આ વ્રત લઈ લે. વધારે આશા રાખનાર માણસ પણ હાલ તો લાખોની સંખ્યાની જ આશા રાખી શકે. તેઓને કપડાં પૂરાં પાડવામાં હું મુશ્કેલી જોતો નથી પણ જ્યાં ધર્મલાગણી ઉત્પન્ન થાય છે ત્યાં મુશ્કેલીના વિચારને થોડો જ અવકાશ છે. હિંદુસ્તાનની દશા એવી છે કે તેમાં ઘણાં થોડાં કપડાંથી આપણે ગુજારો કરી શકીએ છીએ. ત્રણ ચતુર્થાંશ કપડાં આપણામાંના ઘણા માણસો કેવળ નકામાં વાપરે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. વળી જ્યારે ઘણા માણસો આ વ્રત લેશે ત્યારે ઘણા રેંટિયા અને ચરખા કામ કરતા થઈ જશે. કારીગરોનો ભંડોળ અખૂટ છે. વણકરો માત્ર ઉત્તેજનની ગદ જોઈને બેઠા છે. મુખ્ય જરૂર બે છે. ત્યાગની અને પ્રામાણિકતાની. વ્રત લેનારને વિશે આ બન્ને ગુણની જરૂર છે એ તો સ્વતઃસિદ્ધ વસ્તુ છે. પણ સ્વદેશી જેવું મહાવ્રત પાળવું લોકોને પ્રમાણમાં સ્હેલ થઈ પડે તેને સારુ વેપારીઓને પણ એ બે ગુણોની પૂરી જરૂર પડશે પ્રામાણિક અને ત્યાગી વેપારી કેવળ દેશના રૂમાંથી જ સૂતર કંતાવશે અને તેમાંથી જ કપડાં વણાવશે. રંગ પણ દેશમાં પેદા થઈ શકે તે જ વાપરશે. જ્યાં માણસ નિશ્ચય કરે છે ત્યાં બધી અડચણોને દૂર કરવાની શક્તિ મેળવી લે છે.

## પરદેશી વસ્ત્રની હોળી કરો

ઓછાં કપડાંથી ચલાવી લેવા પૂરતો ત્યાગ બસ નથી. સંપૂર્ણ સ્વદેશી વ્રતને સારુ એ પણ જરૂરનું છે કે આપણી પાસે જે પરદેશી કપડાં હોય તેની હોળી કરવી. જો આપણને સિદ્ધ થયું હોય કે પરદેશી કપડાંનો ઉપયોગ કરી આપણે ગુનો કર્યો છે, હિન્દને પારાવાર નુકસાન કર્યું છે, વણકરોનો નાશ કર્યો છે, તો એવા પાપથી ખરડાયલાં કપડાં અગ્નિમાં જવાને જ લાયક છે. આ પ્રસંગે સ્વદેશી અને બૉયકૉટ વચ્ચેનો ભેદ સમજી લેવાની આવશ્યકતા છે. સ્વદેશી એ ધર્મભાવના છે. પ્રત્યેક મનુષ્યનું એ સ્વાભાવિક કર્તવ્ય છે. તેમાં લોકસંગ્રહ રહેલો છે. સ્વદેશી વ્રત વેર વાળવાના ઇરાદાથી કે સજા કરવાના ઇરાદાથી લેવાય જ નહીં.

સ્વદેશી વ્રત કોઈ બીજા બનાવની ઉપર આધાર નથી રાખી શકતું. બૉયકૉટ એ કેવળ દુનિયાદારી અને રાજ્યપ્રકરણી હથિયાર છે. તેમાં દ્વેષભાવના રહેલી છે, સજા કરવાની વૃત્તિ રહેલી છે. બૉયકૉટથી હું તો પ્રજાને અંતે બહુ નુકસાન જ જોઉં છું. જે સદાયને સારુ સત્યાગ્રહી રહેવા ઇચ્છે છે તેનાથી બૉયકૉટની પ્રવૃત્તિમાં હરગિજ ભાગ લેવાય જ નહીં. સંપૂર્ણતાએ સત્યાગ્રહ પાળનાર સ્વદેશી વ્રત સિવાય બીજી શકે નહીં. બૉયકૉટનો મેં આ અર્થ માનેલો છે. એવી સૂચના થયેલી છે કે રોલેટ બિલ રદ ન થાય ત્યાં સુધી બ્રિટિશ માલનો બૉયકૉટ કરવો અને જ્યારે એ બિલ રદ થાય ત્યારે એ બૉયકૉટ ઉઠાવી લેવો. આ બહિષ્કારમાં આપણને જાપાનનો કે બીજા પરદેશોનો સડેલો માલ હોય તોપણ ખપી શકે છે. જો પરદેશી માલ લેવો જ ઘટે તો તો અંગ્રેજોની સાથે મારે રાજ્યસંબંધ હોવાથી હું અંગ્રેજી માલ જ લઉં અને એ સ્થિતિને યોગ્ય ગણું. અંગ્રેજી માલનો બહિષ્કાર કરતાં આપણે અંગ્રેજી પ્રજાને સજા કરવાના દોષમાં આવી પડીએ. આપણને અંગ્રેજી પ્રજાની સાથે તો કશી તકરાર નથી. તકરાર અધિકારી વર્ગની સાથે છે. પણ સત્યાગ્રહના કાયદા પ્રમાણે તો આપણે અધિકારી વર્ગ પ્રત્યે પણ દ્વેષ નથી કરી શકતા, વેરભાવ નથી રાખી શકતા; એટલે કોઈ પણ રીતે બહિષ્કારનો અંગીકાર કરવો મને તો યોગ્ય જણાતો નથી. ઉપર પ્રમાણે સંકુચિત સ્વદેશી વ્રત સંપૂર્ણતાએ લેવું હોય તો નીચે પ્રમાણે લઈ શકાય: "હું ઈશ્વરને દરમિયાન રાખીને પ્રતિજ્ઞા લઉં છું કે આજથી મારી વપરાશને સારુ હિંદુસ્તાનના રૂમાંથી, રેશમમાંથી અગર ઊનમાંથી બનેલા કાપડનો જ ઉપયોગ કરીશ. એવાં પરદેશી કાપડનો સર્વાંશે ત્યાગ કરીશ, અને મારી પાસે જે પરદેશી કપડાં હશે તેને હું ભસ્મ કરીશ."

મારી ઉમેદ છે કે આ પ્રતિજ્ઞા લેવાને ઘણાં સ્ત્રીપુરુષો તૈયાર થઈ જશે. ઘણાં સ્ત્રીપુરુષો તૈયાર થાય તો જ જાહેર વ્રત લેવું યોગ્ય ગણાશે. થોડાં જ સ્ત્રી પુરુષો પણ આવું વ્રત જાહેરમાં લઈ શકે છે. પણ ઝપાટાબેર સ્વદેશીને વ્યાપક સ્વરૂપ આપવા સારુ ઘણા માણસોની જરૂર છે. જેઓને આ હિલચાલ પસંદ હોય તેણે અતિ શીઘ્રતાથી તે શરૂ કરવી જોઈએ; વેપારી વર્ગને મળવું જોઈએ. તેમ છતાં ઉતાવળથી કાર્ય સિદ્ધ થઈ નહીં શકે એ ચેતવણી આપવાની જરૂર છે. બે દિવસ મોડું થશે તેમાં હું હરકત નથી જોતો પણ સ્વદેશીનો પાયો ચુસ્તપણે રોપાય એ જોવાની મારી તીવ્ર ઇચ્છા છે અને સત્યાગ્રહની ભારે પ્રવૃત્તિ ચાલી રહેલી છે તે સમયે આવી પ્રવૃત્તિઓ સહેજે ચાલી શકે છે એવો મારો અનુભવ છે.

૯-૪-'૧૯

## ૩

# સ્વદેશી વ્રત — ૨

સ્વદેશી વ્રતની પ્રથમ ચર્ચા તા. છઠ્ઠી એપ્રિલે જ્યારે હજારો પુરુષો અને કેટલીક સ્ત્રીઓ સમુદ્રકાંઠે ઊભાં હતાં તે વખતે થઈ, પણ તે વેળાએ વ્રત ન લેવાયું. હવે સ્વદેશીની ચર્ચા ખૂબ થઈ ચૂકી છે અને આપણને દિશા સૂઝી છે. સ્વદેશી વ્રત લેવું એ આપણી ફરજ છે. હિંદુસ્તાનની ખરી આબાદી તેમાં રહેલી છે. હિંદુસ્તાનમાં ઉત્પન્ન થતી અને બનતી ચીજોનો ત્યાગ તજીને હિંદુસ્તાનની બહારની ચીજોનો ઉપયોગ કરવો એ હિંદુસ્તાનનો દ્રોહ કર્યા બરાબર છે, સ્વચ્છંદ છે. આપણા દેશમાં જ વસ્તુ પેદા થઈ શકતી હોય તે વસ્તુ આપણને પસંદ ન પડે તેથી આપણે પરદેશી વસ્તુ વાપરવી એ તો પરદેશી બનવા જેવું છે. આપણા દેશની હવા કરતાં, આપણા દેશની જમીન કરતાં, બીજા દેશના હવા, જમીન સારાં છે છતાં જેમ આપણે દેશનો ત્યાગ કરતા નથી તેમ આપણે દેશી વસ્તુનો પણ ત્યાગ નથી કરી શકતાં એ સ્પષ્ટ વાત જણાય છે. ૧૯૧૭–૧૮ની સાલમાં હિંદુસ્તાનમાં લગભગ પચાસ કરોડ રૂપિયાનો પરદેશી સુતરાઉ માલ દાખલ થયો હતો અને ચાર કરોડ ઉપરાંતનું રેશમ આવ્યું હતું. આપણી વસ્તી ત્રીસ કરોડની છે એટલે આપણે જણ દીઠ એ સાલમાં બે રૂપિયા કપડાંને સારુ બહાર મોકલી આપ્યા. તેનો બદલો દેશનો ભૂખમરો છે. ત્રણ કરોડથી વધારે માણસોને હિંદુસ્તાનમાં એક જ વખત ખાવાનું મળે છે. જ્યારે હિંદુસ્તાનમાં ઘેર ઘેર રૂ કાંતવાનું કામ થતું અને અસંખ્ય માણસો કાપડ વણતા હતા તે વેળા આવો ભૂખમરો ન હતો. જ્યારે જ્યારે પ્રજા પોતાનો ધર્મ ચૂકે ત્યારે ભૂખમરો ઇત્યાદિ ઉપાધિઓનો ઉપદ્રવ થાય તેમાં શી નવાઈ! આ ઉપાધિનું ઔષધ સ્વદેશી વ્રત જ થઈ શકે, તેથી નીચે સૂચવેલું વ્રત તૈયાર કર્યું છે. તેમાં બે પ્રકાર જણાવ્યા છે. પહેલું વ્રત એ પ્રમાણમાં શુદ્ધ છે, પણ શુદ્ધમાં શુદ્ધ વ્રત તો એ જ હોઈ શકે કે જેમાં હાથ વતી કાંતેલા સૂતરનાં હાથે વણેલાં કપડાં વાપરવાની જ ટેક હોય. [illegible] મુશ્કેલીથી આસપાસ આ શુદ્ધ વ્રત લેવું એ લગભગ અશક્ય છે, પણ ઘડી કાઢેલા વ્રત લેનાર ઉપલા આદર્શને કબૂલ રાખશે તો થોડા જ સમયની અંદર આપણે હાથથી કાંતેલા સૂતરનાં કપડાં મેળવી શકશું.

સ્વદેશી અને બોયકોટ વચ્ચે ઘણો તફાવત છે, એ હું બતાવી ગયો છું મારી તો ખાતરી છે કે બોયકોટથી હિંદુસ્તાનને કશો લાભ થવાનો નથી, એ તો મોગલની અદેખાઈએ નાક કાપવા જેવું થાય.

રોલેટ બિલથી થતા દુઃખને નિવારવા સાધારણપણે અંગ્રેજી માલનો બહિષ્કાર કરીને જાપાનનો પગપેસારો કરવા દઈશું ? ગમ્મત તો એવી જ છે કે સ્વદેશીને રોલેટ કાયદા સામેની ચળવળ સાથે કશો સંબંધ નથી સત્યાગ્રહ જેવી ભારે પ્રવૃત્તિ ચાલતી હોય ત્યારે પ્રજા પોતાની જાતનો વિચાર કરતી થઈ જાય છે. તેમ સ્વદેશીને વિષે થયું છે રોલેટ કાયદા નાબૂદ થશે, હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યમાં એક માનીતા ભાગીદારની સ્થિતિ ભોગવતું થઈ જશે, ત્યારે પણ આપણે સ્વદેશી વ્રતનું પાલન તો કરવું જ છે તે વખતે તો આપણું સ્વદેશી વ્રત સંકુચિત નહીં હોય પણ આપણી ઘણી જરૂરિયાતો આપણે હિંદુસ્તાનમાં જ પૂરી પાડવાની શક્તિ ધરાવતા હઈશું સ્વદેશી વ્રતમાં આપણે અંગ્રેજ ભાઈઓને પણ દાખલ થવા વીનવશું

લાખો માણસો સ્વદેશી વ્રત લઈને પાળી શકે તેને માટે વેપારી પ્રામાણિકતાની પૂરેપૂરી જરૂર પડશે મિલના માલિકોએ સ્વદેશ ઉપર પ્રીતિ રાખીને પોતાના ભાવ ઠરાવવા જોઈશે મોટા વેપારીઓએ ને નાના વેપારીઓ જેઓની પાસેથી કરોડો ગરીબ માણસો કપડું ખરીદે છે તેઓ જ્યાં સુધી પ્રામાણિક ન થાય ત્યાં સુધી સ્વદેશી વ્રત આગળ ન જ ચાલી શકે એમાં અમને જરા પણ શંકા નથી

દેશમાં વેપારીઓને પણ સ્વદેશાભિમાનનો જુસ્સો આવેલો છે તેઓ દેશના કલ્યાણને અર્થે પોતાના વહેવારમાં ગરીબોની ઉપર રહેમ લાવી સચ્ચાઈ જાળવશે એવી મારી મમતાથી આ વ્રત પ્રજાની આગળ મૂકવાનો નિયમ જેઓએ વ્રત લઈ લીધું છે તેઓએ કર્યો છે

જેઓની પાસે હાલ વિદેશી કપડાં છે તેઓને વ્રત લેવામાં સંકોચ થતો જોવામાં આવે છે આ વાત સ્વાભાવિક છે, પણ દુઃખદ છે સ્વદેશી વ્રતમાંથી આપણે ભારે પરિણામ લાવવા ઇચ્છીએ છીએ એવાં પરિણામ કાંઈ પણ ભોગ આપ્યા વિના ન જ આવી શકે વળી એવી ઉમેદ રખાય છે કે સ્વદેશી વ્રતની સાથે સાદાઈ પણ આવી જશે અને જેઓ સાદાં અને વધારે ટકાઉ કપડાં લેશે તેઓ પૈસાનો બચાવ કરીને વિદેશી કપડાંમાં ગયેલા પૈસાની ખોટ થોડી મુદતમાં પૂરી પાડી શકશે એટલે ચેતવણી આપી દેવાની જરૂર છે કે સ્વદેશી કપડાંનો ભરાવો એ દમ કોઈએ નહીં ભરી લેવો એ આવશ્યક છે હિંદુસ્તાનમાં કાંઈ એટલું કાપડ તૈયાર નથી કે જેથી આપણે બધા ચાર

ચાર પાચ પાચ વરસનો જથ્થો આજથી જ રાખી શકીએ સ્વદેશી વાપરનારા ઘણા માણસો થશે ત્યારે વેપારીઓ દરેક જગ્યાએ સ્વદેશી કાપડ વેચશે અને દિવસે દિવસે વધારે કાપડ વણાતુ થશે સ્વદેશીવ્રત વાળાએ વિશ્વાસ રાખવો જોઈએ કે પોતાની જરૂરિયાત પૂરી પડે તેટલુ કાપડ વખતોવખત મેળવી શકાશે, એટલુ જ નહીં પણ ખરુ જોતા તો દરેક માણસની એવી નેમ હોવી જોઈએ કે પોતે પોતાનુ કાપડ પોતાના જ ઘરમા વણી લેશે અને તેમ નહીં કરી શકે તે પોતાના વણકર રાખશે અને તેમની મારફતે પોતાનુ કાપડ તૈયાર કરાવશે આમા કઈ દગાને અવકાશ નહીં રહે અને ટમઉ પવિત્ર વસ્ત્રો સૌ પોતપોતાને સારુ તૈયાર કરાવશે આ આપણી પુરાણી પ્રથા છે

## બહેનો પ્રત્યે

સ્વદેશીનો આધાર બહેનોની ઉપર છે મારી ઉમેદ છે કે હજારો બહેનો ગમે તેવા સારા લાગતા પરદેશી કપડા હોય તેનો ત્યાગ કરીને હાલ જેવા સ્વદેશી કપડા મળે તેથી પોતાનો ગુજારો કરીને વ્રત લેશે આપણે આજ સુધી વિદેશી કાપડ પહેરવાની ભૂલ કરેલી છે તેને સારુ કાઈક અગવડો ભોગવવી જોઈએ વળી જે વિદેશી કપડા હોય તેનો બીજો ઉપયોગ કરી શકાય છે એ વસ્ત્રો વેચી શકાય છે પરદેશમા વેચવાને પણ મોકલી શકાય છે બહેનોની પાસેથી એ પણ ઉમેદ પ્રજા રાખી શકે છે કે બાળકોને તુરત સ્વદેશી કપડા પહેરતા કરી મૂકશે વ્રત લેવા ઇચ્છનારાઓની સગવડને સારુ ઑફિસ ખોલવામા આવશે તેની ગોઠવણ ચાલી રહી છે તે બધી ગોઠવણ પૂરી થયે ખબર આપવામા આવશે

૧૪–૫–'૧૯

## પ્રતિજ્ઞા

**શુદ્ધ સ્વદેશી વ્રત** — ઈશ્વરને દરમ્યાન જાણીને હુ પ્રતિજ્ઞા લઉ છુ કે 'આજથી હિદુસ્તાનમા એવા કપડાનો ઉપયોગ નહી કરુ, કે જે હિદુસ્તાનમા કતાયેલા અને વણાયેલા નહી હોય

આ વ્રત હુ આખી જિદગીને સારુ,/વરસને સારુ લઉ છુ

**મિશ્ર સ્વદેશી વ્રત** — ઈશ્વરને દરમ્યાન જાણીને હુ પ્રતિજ્ઞા લઉ છુ કે આજથી હિદુસ્તાનમા એવા કપડાનો ઉપયોગ નહી કરુ કે જે હિદુસ્તાનમા વણાયેલા નહી હોય

સૂતર, ઊન કે રેશમ પરદેશી હોય અને પરદેશમા કતાયેલા હોય તેની આ વ્રતમા બાધા નથી

સમજૂતી: શુદ્ધ સ્વદેશી તો એ છે કે જેમાં હાથથી કાંતેલા સૂતર અને હાથથી વણાયેલાં કપડાંનો જ ઉપયોગ હોય. પણ એવું કાપડ હાલ તુરત જથ્થાબંધ માણસોને સારુ મળવું અશક્ય જણાય છે, છતાં એવી ઉમેદ રાખવામાં આવે છે કે સ્વદેશીને અને ખરી કલાને પૂરી રીતે ચાહનારા પોતે કાંઈક અગવડ ભોગવીને પણ હાથે કાંતેલા સૂતરનાં અને હાથે વણેલાં કપડાં પહેરશે એટલું જ નહીં પણ રેંટિયા અને હાથની સાળોનો પ્રચાર કરવાનો બને તેટલો પ્રયત્ન કરશે.

નોંધ ૧. એટલું યાદ રાખવાની જરૂર છે, કે સ્વદેશી હિલચાલને રોલેટ કાયદા રદ કરવાની હિલચાલ સાથે કશો સંબંધ નથી. એ કાયદાઓ દૂર થવાથી અથવા બીજા કોઈ હકો મળવાથી કે સુધારા થવાથી સ્વદેશી વ્રતમાં કે સ્વદેશીના પ્રચારને સારુ થતી હિલચાલમાં કશોયે ફેર થઈ શકતો નથી.

નોંધ ૨. પ્રતિજ્ઞા લેનારાઓની પાસે જે કાપડ હોય તે બાળી નાખવાની સૂચના તદ્દન મૂકી દેવામાં આવી છે. કેમ કે આ સમયે એ સૂચનાનો અનર્થ થઈ યુરોપિયનની સામે ઇતરાજીનો વધારો થવાની ધાસ્તી રહે છે. એવી ઇતરાજીનો વધારો થાય એવો જરા પણ ખ્યાલ આ સ્વદેશી હિલચાલના શરૂ કરનારાના મનમાં છે જ નહીં. સ્વદેશી વ્રત લેનારે આટલું તો યાદ રાખવું જોઈએ કે પ્રતિજ્ઞા લેતી વખતે જે પરદેશી કાપડ પોતાના કબજામાં હોય તેનો ઉપયોગ પોતાનાથી ન જ થઈ શકે.

નોંધ ૩. મુસલમાનો, પારસી, ખ્રિસ્તી, યહૂદી, તેઓને જેમાં ધાર્મિક અર્થ સમાયેલો હોય એવાં કપડાં પરદેશી હોય છતાં વાપરવાનો ઉપલા સ્વદેશી વ્રતમાં પ્રતિબંધ નથી.

# પરિશિષ્ટ ૨

[રોલેટ સત્યાગ્રહ વખતે અમદાવાદમાં થયેલાં તોફાનો વિષેનું ભાષણ તથા પત્રિકાઓ આ પરિશિષ્ટમાં આપ્યાં છે.]

## ૧

[સાબરમતીના સત્યાગ્રહ આશ્રમમાં અમદાવાદના ભાઈઓની સભા આગળ તા. ૧૪-૪-'૧૯ ના રોજ આપેલું ભાષણ:]

ભાઈઓ,

આજે હું જે કહેવા માગું છું તે મુખ્યપણે ભાઈઓ પ્રત્યે જ છે. અમદાવાદમાં જે બનાવો છેલ્લા પાંચ દિવસ થયાં બનેલા છે એથી અમદાવાદને ભારે નામોશી પહોંચી છે. એ બનાવો મારે નામે બનેલા છે તેથી હું શરમાઉં છું. જે બનાવો બન્યા તેથી, મને તેમાં ભાગ લેનારાઓએ માન નથી આપ્યું પણ મારું અપમાન કર્યું છે. એમ કરવા કરતાં જો કદાચ મને ખંજર ભોંકીને મારી નાખવામાં આવ્યો હોત તો હું વધારે ખેદ નહીં પામત. હું સેંકડો વખત કહી ગયો છું કે સત્યાગ્રહમાં મારામારી કરાય નહીં, કોઈની ઉપર જોરજુલમ કરાય નહીં, કોઈના માલને નુકસાન કરાય નહીં. પણ સત્યાગ્રહ નિમિત્તે આપણે તો મકાનો બાળ્યાં, જોર જુલમથી હથિયારો લીધાં, જોર જુલમથી પૈસા લીધા, બળાત્કાર કરી ગાડીઓ બંધ કરી, તારો તોડ્યા, નિર્દોષ માણસોને માર્યા, દુકાનો અને મકાનો લૂંટ્યાં. આવાં કાર્યોથી મારાથી કેદમાંથી છુટાતું હોય, ફાંસીએથી છુટાતું હોય તોપણ હું તેવો છુટકારો પસંદ નહીં કરું. હું ખચીત કહેવા ઇચ્છું છું કે મારો છુટકારો આવી ખુનામરકીથી થયો નથી. વળી એવી પણ ઘાતકી અફવા અમદાવાદમાં ચાલી કે પૂજ્ય અનસૂયાબહેન પકડાયાં છે. તેથી લોકો વધારે ચિડાયા અને વધારે ઉત્પાત કર્યો. આમ થવાથી પૂજ્ય બહેનનું પણ અપમાન થયું છે. તેને નિમિત્તે અઘોર કર્મ થયાં છે. આ કાર્યોથી પ્રજાને કોઈ પ્રકારનો લાભ નથી થયો. એથી નુકસાન જ થયું છે. જે મિલકતો બાળી તે આપણી જ હતી, અને આપણે જ ખરચે તે મિલકતો ફરી બંધાશે. હાલ દુકાનો બંધ રહે છે તેથી જે નુકસાન જાય છે તે પણ આપણને જ થાય છે. શહેરમાં માર્શલ લૉ

ચાલી રહ્યો છે, તેથી જે નાસ છૂટે છે તેનુ કારણ પણ ખુનામરકી જ છે માર્શલ લૉ જ્યારે જ્યારે થાય છે, ત્યારે ત્યારે કેટલાક નિર્દોષ માણસોના જાન જાય છે તેવુ આ વખતે પણ થયુ કહેવાય છે એ થયુ હોય તો તેનો દોષ પણ ઉપરના બનાવો ઉપર જ છે એટલે આપણે જોઈ શકીએ છીએ કે અમદાવાદમા બનેલા બનાવોથી કાંઈ પણ લાભ નથી થયો, પણ સત્યાગ્રહને ભારે નુકસાન પહોચ્યુ છે જો મારા પકડાયા પછી લોકોએ કેવળ શાતિ રાખીને આંદોલન કર્યું હોત તો રોલેટ કાયદા આજે તો ઊડી ગયા હોત અથવા ઊડવાની અણી પર હોત હવે જો એ કાયદા રદ થતા ઢીલ થાય તો જરાયે નવાઈની વાત ન ગણાય શુક્રવારને દિવસે હુ છૂટયો ત્યારે મે એવો ઇરાદો રાખ્યો હતો કે હુ રવિવારે તો ફરી પાછો દિલ્હીને માર્ગે જઈ પકડાવાનો પ્રયત્ન કરીશ તેથી સત્યાગ્રહને વિશેષ બળ મળ્યુ હોત હવે તો દિલ્હી જવાને બદલે મારો સત્યાગ્રહ આપણી પોતાની સામે કરવો રહ્યો અને જેમ રોલેટ કાયદા રદ કરાવવાની ખાતર સત્યાગ્રહ ચલાવીને મરણ સુધી પણ લડવાનો નિશ્ચય છે તેમ, ખુનામરકી થઈ તે સબધે મારે આપણી પોતાની સામે સત્યાગ્રહ કરવાનો અવસર આવ્યો છે જો આપણે હવે પૂરેપૂરી શાતિ ન જાળવી શકીએ, જાન માલનુ નુકસાન કરતા ન અટકીએ તો મારા શરીરને ભોગે પણ આપણી પોતાની સામે મારે સત્યાગ્રહ કરવો રહ્યો જ્યા સુધી મને ખાતરી ન થઈ શકે કે અમદાવાદમા ફરીથી લોકો ભૂલો નહી કરે ત્યા સુધી મારાથી જેલયાત્રા કેમ થઈ શકે? જેઓને સત્યાગ્રહમા જોડાવુ છે અથવા ન જોડાતા છતા સત્યાગ્રહને મદદ કરવી છે તેઓએ ખુનામરકી કરવાથી તદ્દન મુક્ત રહેવુ જ જોઈએ હુ ફરી પકડાઉ અથવા મને ગમે તે થાય તોપણ સત્યાગ્રહને મદદ કરનારાઓથી કોઈના જાનમાલને નુકસાન ન પહોંચાડી શકાય આ સમયે આપણો અવિશ્વાસ આવવાથી અગ્રેજ સ્ત્રી પુરુષો પોતાના બગલા છોડી શાહીબાગમાં જ રહે છે આ આપણે સારુ વિચાર કરીએ તો ઘણુ શરમ ભરેલુ છે આ સ્થિતિ જેટલી વેળાસર બધ થઈ શકે તેટલી વેળાસર બધ કરવી જોઈએ આપણે અગ્રેજોને પણ આપણા ભાઈ ગણી અભયદાન આપવુ જ જોઈએ એ વિનાનો સત્યાગ્રહ દુરાગ્રહ છે

તમારી અને મારી આમા બે ચોખ્ખી ફરજ રહેલી છે તેમાની એક ફરજ તો એ છે કે હવે પછી આપણાથી દુષ્ટ કાર્ય ન થાય એવો સકલ્પ કરવો અને બીજી ફરજ એ છે કે જે કામ થયા છે તેને સારુ પશ્ચાત્તાપ કરવો, પ્રાયશ્ચિત્ત કરવુ જ્યા સુધી આપણે પશ્ચાત્તાપ ન કરીએ, આપણને આપણી ભૂલ ન જણાય અને તે ભૂલ જાહેરમા કબૂલ ન કરીએ ત્યા સુધી આપણી

વર્તણૂકમા સુધારો નથી કરી શકવાના પહેલુ પ્રાયશ્ચિત્ત તો એ છે કે જબર જસ્તીથી હથિયાર છીન યા છે તેઓએ બધા હથિયાર પાછા આપી દેવા જો તમને બધાને ખરેખરો પશ્ચાત્તાપ થયો હોય તો તમે બધા ઓછામા ઓછો અરધો રૂપિયો અને વધારેમા વધારે જે આપવુ હોય તે અહી ભરી જશો અને તેનો ઉપયોગ જેઓ આપણા દુષ્કૃત્યોથી મરણ પામ્યા છે, તેઓના કુટુમ્બને મદદ કરવામા થશે તેમા ગમે તેટના રૂપિયા ભરીએ, તેથી કાઈ આપણે બતાવેલા દ્વેષ કે વેરનો આપણે બદલો આપી શકતા નથી, પણ થોડઘણુ પણ ભરવુ એ આપણો પશ્ચાત્તાપ સૂચવવાની નિશાની ગણાશે મે પોતે આ ઘોર કાર્યમા ભાગ નથી લીધો એવુ કહી એક પણ માણસ પૈસા આપવા માથી નીકળી નહી જાય એવી મારી ઉમેદ છે ને પ્રાર્થના છે કેમ કે જેણે આ મર્યમા ભાગ નથી લીધો તે બધા જો હિમતપૂર્વક અને બહાદુરીથી એ મધ કરવાને નીકળી પડત તો ખુનામરકીનુ જોર ભાગી પડત અને તોફાન કરનારને પોતાના અઘોર કાર્યનુ તુરત ભાન થાત હુ તો એમ કહેવા ઇચ્છુ છુ કે ધાસ્તી ખાઈને આપણે પૈસા આપ્યા તે ન આપત અને મરણનો ભય છોડીને પણ આપણે મકાનોનો બચાવ કરવામા લાગ્યા હોત, નિર્દોષ મનુષ્યોનો બચાવ કરવામા લાગ્યા હોત તો ઘણુ કરી શકત સ્ત્રી પુરુષો બન્નેમા આવા પ્રકારની હિમત જોવા હુ ઇચ્છું છુ એવી હિમત નહી આવે ત્યા સુધી દુષ્ટ માણસો પોતાની દુષ્ટતાથી આપણને હમેશા ડરાવી દુષ્ટતામા ભાગ લેવરાવશે આમા તો આપણે વીર્યહીન એટલે ધર્મહીન પણ બની જઈએ છીએ વીરતા વિના પોતાનો ધર્મ સાચવી શકાતો જ નથી એટલે જે પાપ થયા છે એમા આપણે બધા ભાગીદાર ગણાઈએ અને તેથી બધાએ જૂજ પ્રાય શ્ચિત્તરૂપે કાઈક ફાળો ભરવો જોઈએ સૌ કોમ પોતપોતાનો ફાળો ઉઘરાવીને આ એક બે દિવસની અદર તે તે કોમના મુખીઓ મારફત અહી મોકલાવી શકે છે મારી સલાહ એવી પણ છે કે જે તમાગથી બરદાસ થઈ શકે તો આ મહાન પાપને સારુ ચોવીસ કલાકનો ઉપવાસ પણ રાખો એ ઉપવાસ સહુએ પોતાનો ખાનગી રાખવાનો છે તેને સારુ ટોળાઓએ સ્નાનાદિ કરવાની જરૂર નથી કેમ કે હાલ તુરતમા ટોળાબધ માણસોએ નીકળવુ ઉચિત નહી ગણાય

આ તો મે સહુ ભાઈઓને સલાહ આપી તમારે શુ પ્રાયશ્ચિત્ત કરવુ તે સૂચવ્યુ પણ હુ, જેની ઉપર તમારા કરતા કરોડગણી વધારે જવાબદારી છે, શુ પ્રાયશ્ચિત્ત કરુ? સત્યાગ્રહ સૂચવનારો હુ તમારી વચમા ચાર વર્ષ થયા વસુ છુ મે અમદાવાદની સેવામા ખસૂસ કઈક ભાગ લીધો છે મારા વિચારોથી અમદાવાદની પ્રજા છેક અજાણ નથી મે વગર વિચાર્યે સત્યાગ્રહની લડતમા હજારો માણસોને ઉતાર્યા એવો મારી ઉપર આરોપ છે, તે કેટલેક

જીએ અમે માનીએ છીએ કે સરકારની શેતાનિયતને ઉઘાડી પાડી પ્રજાને કેળવવી અને લોકોની બુદ્ધિ તથા લાગણીઓને જગાવીને પોતાની અંદરના શારીરિક પશુજુસ્સાને કદી વશ ન થવા, અને મોઢાના શબ્દોથી નહીં પણ પ્રત્યક્ષ અમલ કરીને એટલે કે સરકાર જોડેનો બની શકે તેટલો બધો નાતો તોડી નતાવીને અસહકાર કરવા લોકોને કહેવું એ તદ્દન કાયદેસર, ન્યાયી અને ખાનદાન કામ છે પણ જો સરકારનો ઇરાદો વિચારસ્વાતંત્ર્ય અને શાંતિભર્યું કાર્ય સુધ્ધાં દાબી દેવાનો હોય તો હું ઉમેદ રાખીશ કે તેઓ અમારી સામે નજરકેદના અગર અમુક જ સ્થળમાં રહેવું કે અમુક જ ઠેકાણે ન જવું એવા જેવા હુકમ ન કાઢતાં અમને બાંધી કેદ જ કરે કારણ કે અમારે પોતાને જ હાથે આ ઘડીએ કાયદાનો સવિનય ભંગ ન થાય એવી અમારી ખરા અંતઃકરણની ઇચ્છા છે પણ અમને છૂટા રહેવા દેવા છતાં અમારી હરવા ફરવાની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકનારો કશો હુકમ અમારી ઉપર બજાવવામાં આવશે તો નિરુપાયે તેનો સવિનય અનાદર કરવાની અમારા ઉપર ફરજ આવી પડશે કારણ જ્યાં સુધી અમારા શરીરોની પ્રત્યક્ષ અટકાયત ન કરવામાં આવે ત્યાં સુધી અમારા કાર્યને માટે જ્યાં જ્યાં જવા આવવાની જરૂર જણાય ત્યાં તે શરીરોનો તેવો ઉપયોગ અમારે કરવો જ રહ્યો

તમારી માટે સવિનય દરગુજર ઇચ્છનાર,

'નવજીવન', ૩૧-૧૦-૨૦

તમારો સાચો સેવક
**મોહનદાસ કરમચંદ ગાંધી**

૨

## પ્રત્યેક અંગ્રેજને

પ્રિય મિત્ર !

હું ઇચ્છું છું કે હિંદમાંનો પ્રત્યેક અંગ્રેજ આ પત્રને જુએ અને એની ઉપર વિચાર કરે

સૌ પહેલાં તો હું તમને મારી ઓળખ કરાવી લઉં મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે મેં બ્રિટિશ સરકાર જોડે આજ સુધીમાં જેટલો સહકાર કર્યો છે તેટલો બીજા કોઈ હિન્દીએ નહીં કર્યો હોય બીજા હરકોઈ માણસને બળવો કે બંડાખોર કરવાનું મન થઈ જાય એવા કઠણ સંજોગો વચ્ચે રહીને મેં ૨૯ વરસ સુધી તમારા સામ્રાજ્યની અખંડ સેવા કરી છે અને એ સેવા તમારા કાયદાઓએ યોજેલી સજાઓની બીકથી અગર બીજા કોઈ પણ સ્વાર્થી હેતુથી કરી નથી એ ખાતરી માનજો એ સેવા સ્વતંત્ર મરજિયાત અને બ્રિટિશ સરકારની એકંદર પ્રવૃત્તિ અંતે હિંદુસ્તાનના લાભમાં છે એ શ્રદ્ધાથી

પ્રેરાઈને જ કરેલો હતો. એ જ શ્રદ્ધાથી સામ્રાજ્યને ખાતર ચાર વેળા મે મારી જાતને જોખમમા નાખી : (૧) બોઅર યુદ્ધ વેળાએ; તે વેળા મારા હાથ હેઠળ એક એમ્બ્યુલન્સ (જખમી થયેલાઓને મદદ પહોંચાડનારી) ટુકડી હતી, જેની સેના વિષે જનરલ બુલરે પોતાના ખરીતાઓમા ખાસ ઉલ્લેખ કરેલો, (૨) નાતાલમા ઊઠેલા ઝૂલુ બળવાની વેળાએ, તે વખતે પણ મારી પાસે તેવી જ એમ્બ્યુલન્સ ટુકડી હતી; (૩) છેલ્લા મહાયુદ્ધની શરૂઆતમાં, તે વખતે પણ મે એવી જ ટુકડી ઊભી કરેલી, જેની અતિ શ્રમભરી તાલીમને પરિણામે મને સખત પ્લુરસીનો રોગ થયેલો, અને છેલ્લે (૪) દિલ્હીમા મળેલી યુદ્ધ પરિષદ વખતે મેં લૉર્ડ ચેમ્સફર્ડને લશ્કર ભરતીમા મદદ કરવા વિષે આપેલા વચનનો જીવતોડ અમલ કરીને આ કામને સારુ ખેડા જિલ્લામા રહીને અને લાબી લાબી મજલો કરીને મે એટલી મહેનત ઉઠાવેલી કે એમાથી મને જીવલેણ મરડો લાગુ પડ્યો અને હુ માડ માડ મરતો બચ્યો.

આ બધી સેવાઓ મેં એવી જ શ્રદ્ધાના બળ ઉપર કરેલી કે મારા એ કામોથી સામ્રાજ્યમાં મારા દેશને સમાન દરજ્જો મળશે હજુ છેક ગયા ડિસેમ્બર સુધી સરકાર ઉપર ભરોસો રાખી સહકાર કરવા મે મારા દેશબંધુઓને વીનવ્યા મને ત્યા સુધી એ આશા હતી કે મિ લોઈડ જ્યોર્જ પોતે મુસલમાનોને આપેલા વચનોને પાળશે અને પંજાબના અત્યાચારોની બહાર આવેલી હકીકતો પ્રમાણે પંજાબીઓ પર ગુજરેલા સિતમને માટે પૂરો પશ્ચાત્તાપ કરવામા આવશે પણ મિ લોઈડ જ્યૉર્જે કરેલા વિશ્વાસઘાતથી, તમે તેના વર્તનને જે રીતે વખાણ્યુ તે ઉપરથી, અને પંજાબના અપરાધીના તમે કરેલા ઢાકપિછોડા ઉપરથી સરકારના શુભ હેતુઓ ઉપરનો તેમ જ જે પ્રજા એવી સરકારને ટેકો આપી રહી છે એ પ્રજા ઉપરનો મારો બધો ઇતબાર ઊઠી ગયો છે.

પણ તમારા શુભ હેતુઓ વિશેનો મારો વિશ્વાસ ઊઠી ગયો હોય તો પણ તમારી બહાદુરીને હું ઓળખુ છુ અને હુ જાણુ છે કે ન્યાય અને દલીલને વશ થઈને તમે જે આપવા તૈયાર નહીં થાઓ તે શરાતનને નમીને આપવા રાજી થઈને તૈયાર થશો

સામ્રાજ્યનો અર્થ હિન્દને માટે શું છે તે જુઓ.

૧ ગ્રેટબ્રિટનના લાભને ખાતર હિન્દની સંપત્તિનું શોષણ.

૨. રોજ વધતા જતાં લશ્કરી ખરચ, અને દુનિયાના કોઈ પણ દેશના કરતા વધુ ખરચાળ મુલકી અમલદારોનુ ખાતું

૩ હિન્દની ગરીબાઈનો છાટાભર ખ્યાલ ન કરતા ઉડાઉપણે ચલાવવામા આવતા સઘળા સરકારી ખાતાં

૪. અમારી વચ્ચે વસતા તમારા મૂઠીભર અંગ્રેજોના જાન રખેને જોખમમાં આવે એ બીકે આખી પ્રજાની પાસેથી છીનવી લેવામાં આવેલાં હથિયાર, અને તેને પરિણામે પ્રજામાં આવી ગયેલું નપુંસકત્વ.

૫. આવી અતિ ખર્ચાળ સરકારને નભાવવા દારૂ, અફીણ અને એવા જ બીજા માદક પદાર્થોનો ચલાવવામાં આવતો વેપાર.

૬. પ્રજાના ઉદ્વેગને જાહેર કરવા દિનપ્રતિદિન વધતી જતી પ્રવૃત્તિને દાબી દેવાને ખાતર નિત્ય નવા ઘડાતા દબાણુ અને સખ્તીના કાનૂનો.

૭. તમારી વસાહતોમાં વસતા હિન્દીઓ પ્રત્યે ચલાવવામાં આવતું શરમભર્યું વર્તન; પંજાબના કારોબારને આપેલું શાબાશીનું પ્રમાણપત્ર અને મુસલમાન લાગણીને તુચ્છકારી કાઢી તમે અમારી લાગણીઓની કરેલી અવગણના.

હું જાણું છું કે જો અમે લડીને તમારા હાથમાંથી અમારું રાજ્ય ખૂંચવી લઈ શકીએ તો તે સામે તમે વાંધો ન ઉઠાવો. તમે જાણો છો કે તેમ કરવાની અમારામાં તાકાત નથી; કારણુ કે તમે એવી ખુલ્લી અને ખાનદાનીભરી લડાઈ કરવા જેવી અમારી સ્થિતિ રહેવા દીધી નથી. આમ લડાઈના મેદાનમાં અમારું શૂરાતન સિદ્ધ કરવાનાં બારણાં અમારે માટે બંધ છે. આત્માનું શૂરાતન બતાવવાનો રસ્તો હજુ અમારે માટે ખુલ્લો છે. એ શૂરાતનને પણુ તમે નમશો એ હું જાણું છું. એ શૂરાતન મારી પ્રજામાં જગાવવાનું કાર્ય હું અત્યારે કરી રહ્યો છું. અસહકાર એટલે આપભોગની તાલીમ. જ્યારે અમે જોઈ ચૂક્યા કે આ દેશના તમારા રાજ્યકારોબાર હેઠળ અમે રોજ વધારે ને વધારે ગુલામીમાં ખૂંચતા જઈએ છીએ, ત્યારે અમે હવે શા સારુ તમારી જોડે સહકાર કરીએ?

મારી સલાહ પ્રજા આજ જે આટલી ઝીલી રહી છે તે મારા નામને લીધે નથી. મારા નામને અગર અલી બિરાદરોનાં નામને આ બાબતનો વિચાર કરતી વેળાએ તમે બાજુએ રાખજો. હુ પોતે જો આજે પ્રજાને મુસલમાનોની સામે થવાની સલાહ આપવાની મૂર્ખાઈ કરું, અગર અલી ભાઈઓ તેવી રીતે મુસલમાનોને હિન્દુઓ વિરુદ્ધ ઉશ્કેરવા પોતાનું જાદુઈ બળ વાપરે તો મને તેમ જ તેઓને બન્નેને પ્રજા તત્કાળ ફેંકી દે. લોકોનાં ટોળેટોળાં આજે અમારા બોલ સાંભળવા ધસે છે, કારણુ કે તમારા જુલમ નીચે કકળતી પ્રજાની અંતરની લાગણીઓ અમે બોલી બતાવીયે છીએ. અલી બિરાદરો પણુ કાલ સુધી તમારા મિત્ર હતા; જેવો હુ હતો અને હજી છું. મારો ધર્મ તમારા પ્રત્યે મારા અંતરમાં કોઈ પણુ પ્રકારની કડવાશ સંઘરવાની મને મનાઈ કરે

છે. મારા કાંડામાં જોર હોય તોપણ હું મારો હાથ તમારી સામે ન ઉગામું. મારા કષ્ટસહનથી જ તમને જીતવાની હું ઉમેદ ધરાવું છું. અલી ભાઈઓ તેમનાથી બને તો તેમના દીનની ખાતર અને દેશની ખાતર અવશ્ય તલવાર ખેંચે. પણ પ્રજાની લાગણીઓ જાહેર કરવાના અને તેમના દુઃખનો ઇલાજ શોધવાના કામમાં એમણે અને મેં પ્રજાની જોડે સહિયારું કર્યું છે.

લોકલાગણીના આ ચડતા ઊભરાને દાબી દેવાના ઉપાયની તમે શોધમાં છો. હું તમને સૂચવીશ કે એનો ઉપાય એક જ છે, અને તે એ જ કે રોગનાં કારણો જ શોધીને દૂર કરવાં. હજી આજે તમારા હાથમાં છે. હિન્દને કરેલા ઘોર અન્યાયો માટે તમે પ્રાયશ્ચિત્ત કરી શકો છો. મિ. લોઈડ જ્યૉર્જ પાસે તમે તેમનું વચન પળાવી શકો છો. હું તમને ખાતરી આપું છું કે એમણે જે કર્યું છે તેમાંથી છટકવાની કેટલીયે બારીઓ એમણે જાતે જ રાખેલી છે. ના૦ વાઈસરૉયને પાછા જવાની તમે ફરજ પાડી શકો છો. લાયક માણસને એ જગ્યા આપી શકાય. સર માઈકલ ઑડવાયર તેમ જ જનરલ ડાયરને વિષેના તમારા વિચારો પણ તમે ફેરવી શકો છો. પ્રજાના જાણીતા, તેમણે ચૂંટી કાઢેલા અને સર્વ મતના આગેવાનોની એક પરિષદ બોલાવીને હિન્દુસ્તાનની પ્રજાની ઇચ્છાઓને અનુસરતું સ્વરાજ્ય બક્ષવાનો રસ્તો કાઢવા તમે સરકારને ફરજ પાડી શકો છો.

પણ પ્રત્યેક હિન્દી ખરેખર તમારો બરોબરિયો અને તમારો ભાઈ છે એ તમે ન જુઓ ત્યાં સુધી તમારાથી આ બનવાનું નથી. હું તમારો આશ્રય યાચતો નથી; હું તો મિત્ર તરીકે એક કરુણ પ્રશ્નનો ખાનદાનીભર્યો ઉકેલ તમને દેખાડી રહ્યો છું એટલું જ. બીજો રસ્તો દબાણ અને સખ્તીનો તો તમારી સામે ખુલ્લો છે જ. હું તમને ચેતવું છું કે એ ઇલાજ નિષ્ફળ જશે. એનો આરંભ તો થઈ ચૂક્યો છે. સરકારે પાણીપતના બે બહાદુર પુરુષોને સ્વતંત્ર અભિપ્રાયો ધરાવવા અને તે જાહેર કરવાને સારુ કેદ કર્યા છે. બીજા પર લાહોરમાં કેસ ચાલી રહ્યો છે. અયોધ્યામાં બીજો એક કેદ થયો છે. ત્રીજાનો ચુકાદો હવે થવાનો છે. તમારી આજુબાજુ શું ચાલી રહ્યું છે તે તમારે જોવું જોઈએ. અમારી પ્રવૃત્તિ તો દબાણ અને સખ્તીની આશા રાખીને જ શરૂ થઈ છે. હું માનપૂર્વક તમને બેમાંથી સારો રસ્તો લેવા અને જે હિન્દુસ્તાનનું લૂણ તમે ખાઓ છો તેની પ્રજાનો પક્ષ લેવા વીનવું છું. એની આકાંક્ષાઓને રોકવા પ્રયત્ન કરવો એ આ દેશની બેવફાઈ કરવા બરોબર છે.

તમારો વફાદાર મિત્ર,
મોહનદાસ કરમચંદ ગાંધી

'નવજીવન', ૩૧-૧૦-'૨૦

## ૩

# જવાબનો જવાબ

મિ. પોપલી અને ફિલિપ્સે મારા 'પ્રત્યેક અંગ્રેજને' લખેલા કાગળનો જવાબ આપ્યો છે, જે નીચે આપ્યો છે.* કાગળ મિત્રભાવથી ભરપૂર છે. હું એની પૂરી કદર કરું છું. પણ એની સાથે સાથે જ મારે એ પણ કહેવું રહ્યું કે એમની અને મારી દૃષ્ટિમાં ધરમૂળના ભેદ છે, જેને લીધે તેઓ અને હું સામસામે કાંઠે જઈ પડ્યા છીએ. જ્યાં સુધી મારી એ માન્યતા હતી કે બ્રિટિશ સામ્રાજ્યની પ્રવૃત્તિ તેની અનેક ત્રુટીઓ છતાં

---

***બે અંગ્રેજોનો જવાબ**

વહાલા મિ. ગાંધી,

પ્રત્યેક અંગ્રેજને ઉદ્દેશીને લખેલો તમારો પત્ર અમે વાંચ્યો. તેના સોંસરા ઊતરી જાય એવા છતાં ઉદાર વલણ માટે તમારો આભાર માનીએ છીએ. તમે ઉઠાવેલા ધ્વનિને ઝીલવા અને તેનો પ્રતિધ્વનિ આપવા અમારા અંતરમાંનું કંઈક અમને પ્રેરે છે. અમે કોઈ કાયદેસર સંસ્થાના પ્રતિનિધિ નથી, પણ અમે માનીએ છીએ કે ઇંગ્લંડમાંના અમારા લાખો દેશબંધુઓની તેમ જ હિન્દુસ્તાનમાંના ઘણા અંગ્રેજોની લાગણીઓ અમારા જેવી જ છે. તમારો પત્ર વાંચીને અમારી ખાતરી થઈ છે કે તમારી અને અમારી વચ્ચે સાચી શત્રુતા ઊભી ન જ થઈ શકે.

અમે આપને આરંભમાં જ કહી દઈએ કે જેટલે અંશે બ્રિટિશ સલ્તનત પોતાના લાભની ખાતર બીજી જાતિઓ ઉપર સત્તા જમાવવાની અને તેમને ફોલી ખાવાની હિમાયત કરે છે, તેમની જોડે માણસને ન છાજતી રીતે વર્તન કરવાની, નશો કરનારી માદક ચીજોનો વેપાર કરવાની, જુલમી કાયદાઓ ઘડવાની અને અમૃતસર જેવા કિસ્સાઓ બને એવી ઢબે રાજ્ય કરવાની હિમાયત કરે છે તેટલે અંશે એવી સલ્તનતનો નાશ થયેલો જોવા તમારા જેટલા જ અમે પણ આતુર છીએ. અમે એ પણ સહેજે સમજી શકીએ છીએ કે અત્યારના કટોકટીને પ્રસંગે બ્રિટિશ કારભારના કેટલાંક પગલાંઓ — જેને અમે તમારી પેઠે જ વખોડી કાઢીએ છીએ — તેને લીધે સલ્તનતનું આ કાળું પાસું જ તમને દેખાય છે. પણ અમારા દેશબંધુઓના અંગત અનુભવથી અમે જાણીએ છીએ કે આવી બધી પ્રવૃત્તિઓ — જેને માટે તમે અને અમે સરખા જ દિલગીર છીએ — એક તરફથી ચાલતી હોવા છતાં પણ આજે સ્વતંત્ર પ્રજાઓના એક મહારાજ્યના આદર્શ પ્રત્યેની શ્રદ્ધા રોટીમાં ખમીર પ્રસરે તેમ લોકોના અંતરમાં પ્રસરી રહી છે. આ પ્રજાઓ ભૂતકાળના સમાન અનુભવો અને ભાવિની સમાન આશાઓની સાંકળે સ્વેચ્છાપૂર્વક પરસ્પર સંકળાયેલી રહેશે; એવું મહારાજ્ય આખી દુનિયામાં સ્વતંત્રતા અને પ્રગતિ ફેલાવવા મથશે. અમારા ઘણા દેશબંધુઓની સાથે અમે માનીએ છીએ કે આવો

દુનિયાના અને હિંદુસ્તાનના ભલા તરફ હતી ત્યાં સુધી માતાના સ્તનને બાળક વળગી રહે તેમ બ્રિટિશ સંતનતને હું વળગી રહ્યો પણ એ શ્રદ્ધા આજ ચાલી ગઈ છે બ્રિટિશ પ્રજાએ પંજાબ અને ખિલાફતોના અપરાધને બહાલી આપી છે એમ નાનો વર્ગ અનંગત વિરુદ્ધ રહ્યો છે, પણ જે અલ્પમત

---

આદર્શ સિદ્ધ કરવાની અનુકૂળતા બ્રિટિશ સામ્રાજ્ય ખસુસ કરીને આપે છે, અને તેથી જ તેની આણ માની તે પ્રત્યે વફાદાર રહેવાને અમે અમારો ધર્મ માનીએ છીએ

દરમિયાન હિંદીઓ પ્રત્યે વર્તવામા જે તુમાખીભર્યું વર્તન અમારા દેશબંધુઓમા સામાન્ય થઈ પડેલુ છે તેને સારુ અમે પશ્ચાત્તાપ કરીએ છીએ અમે હિન્દીઓને અમારા ભાઈ તરીકે, બરોબરિયા તરીકે, ઘણાને અમારા કરતા ચઢિયાતા તરીકે ગણીએ છીએ, અને હિન્દુસ્તાનના રાજકર્તા બનવા કરતા તેના સેવક થવુ અમને વધુ પસંદ છે રાજ્યતંત્ર પણ અમે એવુ જ જોવા ઇચ્છીએ છીએ કે જે અંગ્રેજ ઇન્ડિયનોના અથવા બીજી કોઈ કોમના સ્વાર્થ આગળ દબાઈ જાય નહી, અને જે લોકતંત્રના ઉદારમા ઉદાર સિદ્ધાન્તોને અનુસરીને જ અમલ ચલાવે આ માટે સ્વરાજનું બંધારણ નક્કી કરવાને પ્રજાના — એકેએક રાજદ્વારી પક્ષના, એકેએક જાતિ અને પંથના — જાણીતા આગેવાનોની એક રાષ્ટ્રીય પરિષદ ભરાય એમ અમે તો ઇચ્છીએ મુ ાની એકેએક બાબતમા અમે તમારી જોડે સહમત છીએ હિન્દની સેવામા — દાખલા તરીકે શિક્ષણના કાર્યમા — તમે અને અમે અવશ્ય સાથે મળીને કામ કરી શકીએ આવી શ્રદ્ધા અને સહકારના નૂતન યુગનો આરંભ, તમે બધાને એક કરનારા મંત્રને બદલે જુદા પાડનારો મંત્ર હિંદના દરેક સ્વદેશાભિમાની સંતાનના કાનમા ફૂંકીને કરો એ અમારી દૃષ્ટિએ તો એક કરુણ ઘટના છે!

આપણી વચ્ચે તમે અને અમે એક સાથે ઊભા રહી શકીએ એવુ કેટલુ બધુ છે તે અમે જણાવી ચૂક્યા પણ તમારા કાર્યક્રમમાના જે ભાગને માટે અમારા મનમા વસવસો રહ્યા કરે છે તે પણ અમારે સરળતાપૂર્વક સ્પષ્ટપણે કહી દેવો ઘટે કેટલીક નાની બાબતોને વિષે તમે તમારા પત્રમા બ્રિટિશ બાજુને પૂરતો ન્યાય નથી આપી શક્યા તે બાજુએ મૂકતા ત્રણ મુખ્ય બાબતો અહી રજૂ કરવાની અમે રજા લઈએ છીએ એકલા આધ્યાત્મિક બળ ઉપર જ આધાર રાખવાનો તમારો આગ્રહ અમારામા તમારા પ્રત્યે ઊંડુ માન અને તેનુ અનુકરણ કરવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે, પણ તેની સાથે સાથે જ જેઓ ચોક્ક અને ખુલ્લી રીતે તલવારના ન્યાયને માનનારા છે અને શક્ય લાગે તે જ ઘડીએ સમશેર ખેંચવા તૈયાર છે, તેઓની જોડે તમે જાની દોસ્તી કરી રહ્યા છો આ બે વસ્તુઓનો તમે શી રીતે મેળ બેસાડો છો તે અમારી કલ્પનામા નથી આવી શકતુ

સંપૂર્ણ રાષ્ટ્રીય ઢબના શિક્ષણની તમારી ઇચ્છામા અમે ખરા દિલથી પૂરેપૂરા સહમત છીએ, પણ તે સારુ બને તો આવતા જ વરસથી શિક્ષણપદ્ધતિને સંપૂર્ણ હિન્દી બનાવી દેવાનું કરવાને બદલે અગર તો બોલપુર જેવી સેંકડો નવી સંસ્થાઓ દેશમા ખડી કરી દઈ હિન્દના યુવકવર્ગના બુદ્ધિપ્રવાહને તેમા વાળી દેવાને બદલે એ પ્રવાહને તમે તેના અત્યારના વહેણમાથી મઢી લઈને ખુલ્લા રેગિસ્તાનમા મૂકી દેવા માગતા જણાઓ છો, જ્યા તે જોતજોતામા સુકાઈ જાય બીજા શબ્દોમા કહીએ તો કદાચ કેટલાક

વાળાઓ પોતાનો વિરોધ દર્શાવીને માત્ર બેસી રહે છે અને અધર્મ કરનારને મદદ કરવાનું તો ચાલુ જ રાખે છે તે અધર્મમાં પ્રત્યક્ષ ભાગ લે છે જ.

વળી ઓછાવત્તાનો કુલ સરવાળો જ્યારે ઓછામાં જ આવતો હોય ત્યારે તો એકલા વત્તાની રકમ જ ઊંચકી બતાવીને તેનાં વખાણ માંગવાં

---

વર્ષને માટે તમે દેશની આખી કેળવણીને થંભાવી દેવાનું જોખમ પણ ખેડવા હા પાડો છો. આમ કેળવણી વગરના થઈ પડનારા હજારો લાખો યુવાનોને માટે વધુ સારી કેળવણીની વ્યવસ્થા થાય ત્યાં સુધી હાલની જેવીતેવી પણ કેળવણી સદંતર અટકી પડે તે શું સારું છે?

હિન્દુમુસલમાન વચ્ચે એકતા સ્થાપવાની અને તમારા મુસલમાન ભાઈઓની જોડે તેમની ઉમેદો બર લાવવામાં મદદગાર બનવાની તમારી ઇચ્છાને અમે સમજી શકીએ છીએ, અને તે તરફ અમારી સહાનુભૂતિ છે; પણ તમારા પક્ષના કેટલાકોએ માગણી કરી છે તેમ જૂના તુર્ક અમલ નીચેની કેટલીક કોમોને તમે બ્રિટિશ ચૂંસરીને વર્ણવો છો તેના કરતાં પણ બદતર વિદેશી ધૂંસરી હેઠળ મૂકવાની હિમાયત શું જોખમભરેલી નથી? પશ્ચિમ એશિયાની પ્રજાઓને ગુલામીમાં સાંકળીને હિંદુસ્તાનની આઝાદી મેળવવાની ઇચ્છા તો તમારાથી ન જ રાખી શકાય.

ટૂંકમાં તમારા પત્રમાં દેખાઈ આવતી તમારી ઉદારવૃત્તિને માટે અમે તમારો આભાર માનીએ છીએ. એવા જ ઉદાર ભાવથી તેનો જવાબ આપવાનો અમે પ્રયત્ન કર્યો છે. પોતાની ઊંચામાં ઊંચી શક્તિઓને ખીલવી શકે એવી ખરી સ્વતંત્રતા ભોગવતા હિન્દને જોવાની તમારી ઇચ્છામાં અને હિન્દની એ ઊંચામાં ઊંચી શક્તિઓ અત્યારની દુનિયાના દુઃખને માટે એક રામબાણ ઇલાજ હશે એ તમારી માન્યતામાં અમે તમને મળતા થઈએ છીએ.

હિંદુસ્તાનને તેનું ઊંચામાં ઊંચુ ભાવિ સિદ્ધ કરવાની દિશાએ મદદ કરવામાં તમારી જોડે અગર બીજી કોઈ પણ જાતિ કે કોમની જોડે સહકાર કરવાને અમે તૈયાર છીએ. તમારો એવો પણ આગ્રહ છે શું કે અમે અમારી એમદ હિંદી નિશાળને સારુ સરકારી ગ્રાંટ (એટલે હિન્દી પ્રજાનો જ પૈસો) લઈએ તો તે સારુ પણ તમે અમારો સહકાર ત્યાગો? ખરેખર, 'અસહકાર'ના કરતા તો કંઈક વધુ સ્ફૂર્તિદાયક મંત્ર અવશ્ય શોધી કાઢી શકાય. અમે ખુલ્લા દિલથી તમારા કાર્યક્રમમાંની ત્રણ બાબતો તમારી નજરે આણી છે, જે અમારા અભિપ્રાય મુજબ હિન્દની મહત્તાના તમારા ખરા આદર્શો પ્રાપ્ત કરવામાં તમને આડે આવે તેમ છે. બાકી એ આદર્શો પ્રત્યે તો અમારી ખરા દિલની સહાનુભૂતિ છે અને અમે અમારાથી જેટલે સુધી બની શકે તેમ છે તેટલે સુધી એ આદર્શોને પહોંચવાનું કામ કરવા ઇચ્છીએ છીએ. એ જ રીતે અમારા બ્રિટિશ શહેરીપણાની અમે ઓળખ કરાવી શકીએ.

તમારા સાચા,
(સહી) એચ. એ. ચોપસી
(સહી) જી. ઇ. ફિલિપ્સ

બેંગલોર,
૧૫મી નવેમ્બર, ૧૯૨૦

અને તેના વખાણમા સામેલ થનારા લોકોને પોતાની મદદમા લેવા એ વાજબી નથી

સેતાનની તદબીર જ એ હોય છે કે પાપને પુણ્યનો ઢોગ ચડાવીને રજૂ કરવુ જેથી અજાણ્યા મુસાફર અનાયાસે જ એની જાળમા ફસાય એ સેતાનની જાળમા ન ફસાવાનો એક જ રસ્તો દુનિયાને આજ સુધીમા જડ્યો છે અને તે એ કે તેના રાજ્યની હદમા પગ જ ન મૂકવો હુ તો જે અંગ્રેજો પોતે જે આદર્શને કબૂલ રાખે છે તેને અનુસરવા તૈયાર હોય તો, તેમને આજે જ અસહકારવાદીઓના પક્ષમા ભળવાનુ કહું એ સિવાય અધર્મમાથી ચોખ્ખા થવાનો એમને માટે બીજો રસ્તો નથી પ્રખ્યાત ડબ્લ્યુ ટી સ્ટેડ બોઅર લડાઈ વેળા બ્રિટિશ લશ્કરોની હાર માટે ઈશ્વરપ્રાર્થના કરતા સાચી ધાર્મિક અગ્રેજ બાઈ મિસ હોબહાઉસ હરભોગે અગ્રેજો સામે લડવે જવા અને લડાઈ ટકાવી રાખવા બોઅરોને ઉત્તેજન ચડાવતી બ્રિટિશ પ્રજાએ હિંદુસ્તાનને દીધેલો દગો તો તેણે બોઅરોને કરેલા અન્યાયના કરતાં અનેક ગણો મોટો છે. બોઅરો પણ પોતાના હકો માટે લડ્યા અને પોતાના લોહી રેડ્યા આપણે પણ જ્યારે આપભોગની વેદી ઉપર હોમાશુ, આપણા લોહી આપવાને તૈયાર થઈશુ ત્યારે ન્યાય મૂર્તિમંત થશે અને મૂર્તિને જ ઓળખનારી દુનિયા ત્યારે જ એને જોઈ શકશે અને નમશે

પણ મિ પોપની અને ફિનિક્સ મે તલવારના ન્યાયમા માનનારાઓનો સગ કર્યો છે તે માટે વાધો ઉઠાવે છે મને તો એમા કઈ જ અજુગતુ નથી લાગ્યુ હુ અહિંસામા માનનારા આયો છુ તેવા જ તેઓ પણ તલવારમા માનવામા સાચા છે અને લોહી વહેવડાવ્યા વગર લડાઈ જીતવાના ઉગવાનો માર્ગ મ્યાનની સમશેર ખેચાતી અટકાવી એ શુ પ્રયત્ન કરી જોવા જેવુ નથી? જેઓ હિંદુસ્તાને ઉઠાવેલી આ લડતનુ રહસ્ય સમજે છે તેમને માટે તો આ અહિંસાત્મક લડતમા મદદગાર થવુ એ ઈશ્વરનુ કાર્ય બજાવવા બરોબર છે

આ બના અગ્રેજ મિત્રોએ ઉઠાવેલો બીજો વાધો વધારે ગુદાસર છે તે મુસલમાનોનો પક્ષ ન્યાયનો ન હોય તો હુ પોતે અધર્મમા ભળવાનો અપરાધી થાઉ કે નહી? અલબત્ત થાઉ પણ વાત તો એ છે કે ગેરમુસલમાન અને ગેરતુર્ક કોમો ઉપર ફરીથી ધૂસરી કાયમ કરવાની મુસલમાનોની માગણી છે જ નહી હિંદી મુસલમાનો આત્મનિર્ણયની સામે છે જ નહી પણ આત્મનિર્ણયના બહાના હેઠળ મેસોપોટેમિયા જેવા દેશને ફોલી ખાવાની નીચ તદબીરોનો તેઓ અનશન અંત લગી વિરોધ કરશે, આર્મિનિયાની સ્વતંત્રતા

સુરક્ષિત બનાવવાનું જૂઠું બહાનું આગળ ધરીને તુર્કીનો અને તે દ્વારા ઇસ્લામનો તેજોવધ કરવાના નિશ્ચિત પ્રયત્ન સામે તો તેમણે થવું જ રહ્યું.

આ મિત્રોનો ત્રીજો વાંધો મિશનરી નિશાળો સંબંધે છે. મિશનરી અને એવી જ બીજી નિશાળો સરકારી પૈસે ચાલે તેની હું અવશ્ય સામે છું સરકારી પૈસો તે એક કાળે આપણો પૈસો હતો એ સાચું; પણ આ ભલા પાદરીઓ મારું ધન, ધર્મ અને ઇજ્જત લૂંટી ગયેલો કોઈ લૂટારો તેમને પૈસા આપે, તો એ પૈસા મૂળ માલ હતા એટલા માટે એ પૈસા રાખી લઈને તેમાંથી અને કેળવણી આપવાનું વાજબી માનશે કે?

મેં પોતે આટલા દિવસ હિંદના પૈસાની લૂંટ બરદાસ કરી, પણ પંજાબના અત્યાચારના રૂપમાં હિંદની ઇજ્જતની અને ખિલાફતના રૂપમાં તેના દીનની લૂંટ મેં બરદાસ કરી હોત તો હું નરકનો જ અધિકારી થાત આ આકરા શબ્દો છે, પણ મારા અંતરને ખુલ્લું કરી બતાવવાને એથી હળવા શબ્દો મને જડે તેમ નથી બાકી સરકારી કે અર્ધસરકારી શાળાઓ ખાલી કરાવ્યાથી દેશનો યુવકવર્ગ રખડી મરશે એમ માનવાનું કશું જ કારણ નથી ચાલુ શાળાઓ ખાલી થતી જશે તેમ તેમ તેની સાથે જ નવી રાષ્ટ્રીય શાળાઓ પણ ખૂલતી જશે એ વિષે મારા મનમાં કશી જ શંકા નથી

મિ પોપલી અને મિ. ફિલિપ્સને લાગે છે કે પંજાબ અને ખિલાફતના અન્યાયોને લીધે મારી ન્યાયદૃષ્ટિ પર પડળ વળી ગયું છે મને તો એવું કશું જ નથી થયું લાગતું. મેં તો કેટલાકાયે મિત્રોને કહી દીધું છે કે હિંદુસ્તાન ઉપર રાજ્ય સ્થાપીને, બ્રિટિશોએ ઇરાદાપૂર્વક પ્રયત્ન કરીને આ દેશનું એક પણ ભલું કર્યું હોય એવું તેમણે બતાવી આપવું આજે પણ એ જ વિનતી હું ફરીથી કરું છું, અને સાથે તેમને એ પણ ખાતરી આપવા માગું છું કે ખિલાફત અને પંજાબના અન્યાયોની બાબતમાં મર્યાદા બહાર ચાલી જઈને જો મેં ભૂલ કરી છે એવું તેઓ મને સાબિત કરી આપશે તો મારી ભૂલની મોં માગી ભરપાઈ કરી આપવાને હું રજ પણ આનાકાની કરનાર નથી

'નવજીવન', ૧૯-૧૨-'૨૦

## ૪

# ના૦ ડ્યૂક ઑફ્ કૉનોટને

નામદાર,,

આપ નામદાર અત્યાર સુધીમાં અસહકાર, અસહકારવાદીઓ, તેમ જ તેમની કાર્યપદ્ધતિઓ વિષે ઘણું સાંભળી ચૂકયા હશો. તેમાં આ પ્રવૃત્તિના ઉત્પાદક તરીકે અનાયાસે મારે વિષે પણ સાંભળ્યું હશે. મને અંદેશો છે કે આપ નામદારને આપવામાં આવેલી માહિતી એકતરફી હોવી જોઈએ. આવી સ્થિતિ વચ્ચે આપને સત્યશોધનનો માર્ગ કરી આપવા ખાતર, જે અસહકારની લડત હું એકલો જ નહીં પણ ભાઈ શૌકતઅલી અને મહમદઅલી જેવા મારા સૌથી નિકટના સાથીઓ પણ ચલાવી રહ્યા છીએ તેની મર્યાદા કેવડી છે એ વિષેનો ખુલાસો આપ નામદાર આગળ રજૂ કરવો એ હું મારો ધર્મ સમજું છું.

આપ નામદાર જેવાની હિંદની મુલાકાતનો રાષ્ટ્રીય બહિષ્કાર કરવામાં આગળપડતો ભાગ લેવો મારે મન સુખની વાત હોય જ નહીં. મેં કોઈના આગ્રહ વિના સ્વેચ્છાથી જિંદગીનાં સતત ત્રીસ વરસ સુધી સરકારની એકનિષ્ઠાપૂર્વક સેવા કરી છે; એમ માનીને કે એ જ રસ્તે મારા દેશની પરાધીનતા મટી સ્વાતંત્ર્ય સ્થપાશે. એના એ જ મને આજ આપ નામદારના સ્વાગતનો સંપૂર્ણ બહિષ્કાર પ્રજાને સૂચવવામાં જેવીતેવી આનાકાની નથી થઈ.

એક વાત હું આરંભમાં જ સ્પષ્ટ કરી દેવા માગું છું કે એક અંગ્રેજ સજ્જન તરીકે આપ નામદારની સામે અમારામાંના કોઈને કશું છે જ નહીં. આપનું શરીર અમારે મન હરકોઈ વહાલામાં વહાલા મિત્રના જેટલું જ પવિત્ર છે. એ શરીરને જોખમમાં જોતાં મારા મિત્રમાંનો કોઈ પણ પોતાનો પ્રાણ ખરચીને પણ તેની રક્ષા કરતાં પાછો હઠે એવું હું નથી માનતો. વ્યક્તિ તરીકે કોઈ પણ અંગ્રેજ સામે અમે લડાઈ નથી માંડી. અંગ્રેજોની જાન લેવા અમે નથી મથી રહ્યા. પણ જે રાજ્યતંત્રે હિન્દની પ્રજાને શરીરથી, મનથી અને આત્માથી કેવળ નપુંસક અને નાદાર કરી મૂકી એ રાજ્યતંત્રને અમે અવશ્ય જડથી ઉખેડવા ઇચ્છીએ છીએ. જે અંગ્રેજ સ્વભાવમાથી પંજાબમાં ઓડવાયરશાહી અને ડાયરશાહી ઉદ્ભવી શકી, જેમાંથી ઇસ્લામનું — અમારા સાત કરોડ ભાઈઓના મજહબનું — કેવળ નિર્લજ્જતાપૂર્વક અપમાન થયું, કે જે વડાપ્રધાને પોતે જાતે કરેલી પવિત્ર જાહેર પ્રતિજ્ઞાનો સાફ સાફ ભંગ કરીને સિદ્ધ કર્યું છે, તે સ્વભાવની સામે અમારા બધા બળપૂર્વક ઝૂઝવાનો અમે સંકલ્પ

કર્યો છે. આટલા તિરસ્કાર પછી હિંદની ત્રીસ કરોડ નિષ્પાપ પ્રજાની લાગણી-ઓને એક શું, બે શું, અનેક જીવસટોસટના સવાલોની બાબતમાં નિયમ અને વ્યવસ્થાપૂર્વક તુચ્છકારનાર સરસાઈ અને દોરના તોરને હવે વધુ વખત સાંખી બરદાસ કરતા બેસી રહેવું એ અમારા સ્વમાનનું ઘાતક છે. એમાં અમે નામોશી જોઈ રહ્યા છીએ. આપ નામદારને મન પણ ત્રીસ કરોડ હિન્દની પ્રજા એક લાખ અંગ્રેજોને હાથે રાત અને દહાડો જીવના જોખમની બીકથી ફફડતી રહે અને બીકની મારી તેમને આધીન રહે એ સ્થિતિ અભિમાન લેવા જોગ ન જ હોઈ શકે.

આવા રાજ્યતંત્રનો અંત આણવા નહીં પણ તેના મોભાની રક્ષા કરીને તેને અક્ષત રાખવાનું, તેને નભાવવાનું કાર્ય બજાવી આપવાને સારુ અત્યારે આપ નામદારનું આ દેશમાં આગમન થયું છે. આવ્યા પછી આપનું પહેલ-વહેલું જ જાહેર ભાષણ તપાસો. એ લૉર્ડ વિલિંગ્ડનની તારીફમાં વપરાયેલી એક પ્રશસ્તિ જ છે. લૉર્ડ વિલિંગ્ડનની અંગત ઓળખનું હું માન ધરાવું છું. એઓ એક નિખાલસ અને મળતાવડા સ્વભાવના ગૃહસ્થ છે. તેઓ સ્વેચ્છાથી એક કીડી સરખીને પણ ઈજા નહીં કરે. છતાં રાજ્યકર્તા તરીકે તેઓ નિષ્ફળ જ નીવડ્યા છે. તેમણે પોતાની સત્તા કાયમ રાખવાનો સ્વાર્થ ધરાવનાર અમલદારોની આપમતલબી શિખામણ સાંભળીને તે મુજબ પોતાને તણાવા દીધા છે. મદ્રાસમાં પણ તે પોતાના ઇલાકાની પ્રજાનું હૃદય ઓળખી શક્યા નથી દેખાતા. અહીંયાં બંગાળ પ્રાંતમાં આવીને પણ આપ અહીંના ગવર્નરને પ્રશંસાનું પ્રમાણપત્ર આપી રહ્યા છો, જે હાકેમ પણ મેં એમને વિષે જે જે કંઈ સાંભળ્યું છે તે ઉપરથી એક ખાનગી વ્યક્તિ તરીકે પૂરેપૂરા સદ્‌ગૃહસ્થ છે, છતાં હાકેમ તરીકે તેમને પણ બંગાળાના અંતરની અને તેના આંતરિક અભિલાષોની કશી જ ગંધ નથી. બંગાળ એટલે કંઈ કલકત્તા નથી. ફોર્ટ વિલિયમ તથા કલકત્તાના રાજમહેલો, આ સુંદર પ્રાંતની ખૂબ અશરાફ અને અતિશય સંસ્કારી ગ્રામીણ પ્રજાને ઉન્મત્તપણે અને શિરજોરીપૂર્વક નિચોવી કાઢીને ખડાં કરેલાં શરમનાં સ્મારકો નહીં તો બીજું શું છે?

અસહકારીઓ એવા નિર્ણય પર આવ્યા છે કે હિંદની નિર્ધનતા અને નામોશીના આ મહાપ્રશ્નને થીગડું દેવા માગનાર સુધારાઓથી અંજાવામાં સાર નથી; તેમ અધીરાઈથી ઊકળી જઈ માથું વાઢવા તૈયાર થયે પણ કશું વળે તેમ નથી. આવેશ અને ક્રોધમાં ખુનામરકી તરફ અમારાથી ન જ વળી શકાય. અમે વગર આનાકાનીએ કબૂલ કરી લઈએ છીએ કે આજની આ સ્થિતિને માટે અમે પોતે પણ તેટલા જ દોષી છીએ. અમારી ગુલામીને

મારે પાપ સાથેની અમારી આ આપખુશીની ભાગીદારી જેટલી જોખમદાર છે તેટલાં જોખમદાર બ્રિટિશ તોપો અને સંગીનો નથી.

આમ આપ નામદાર જોઈ શકશો કે આપને હાર્દિક સ્વાગત આપવાની હિલચાલમાં ભળવા — ભાગ લેવાને લગતો અમારો ઇનકાર કોઈ પણ રીતે આપ નામદારની પ્રત્યેના અમારા અંગત વિરોધનું ચિહ્ન નથી, પણ જે રાજ્યતંત્રને ટકાવવા આપ આવ્યા છો તે રાજ્યતંત્રની સામેના અમારા વિરોધનો નિદર્શક છે. હું સમજું છું કે અંગ્રેજોના વ્યક્તિગત પ્રયત્નો અંગ્રેજ જાતિનો સ્વભાવ એક દિવસમાં ન ફેરવી શકે, પણ જો અમે અંગ્રેજોના બરોબરિયા થઈએ તો તેઓ અમારી સામે અવિલંબે માનની નજરથી જોતા થાય. તેવા થવા સારુ અમારે સૌ પહેલાં તો ભયરહિત થવું જોઈએ; અમારે સ્વાશ્રયી બનવું જોઈએ; અને જે સરકારને અમે કાં તો સુધારવા અને ન સુધરે તો ફિટાડવા માગીએ છીએ તેના હાથનાં કેળવણી, ન્યાય, રક્ષણ અને આશ્રયથી અમારે સ્વતંત્ર થઈ જવું જોઈએ. આથી જ આ અહિંસામય અસહકારની ઉત્પત્તિ થઈ છે. હું એ પણ જાણું છું કે અમે બધા જ હજી વાણીમાં તેમ જ આચરણમાં અહિંસાધર્મનું સંપૂર્ણ પાલન કરનારા નથી થયા; પણ અત્યાર સુધીમાં એ દિશાએ અમે કરેલી ગતિ કેવળ કલ્પનાતીત છે એવી હું આપ નામદારને ખાતરી આપું છું. આ અહિંસામય લડતનું રહસ્ય અને કિંમત પ્રજા અત્યારે ખૂબ સમજી ગઈ છે. હવે તો હરકોઈ રસ્તે ચાલનાર ત્રાહિતને પણ આ લડત કેવી ધાર્મિક અને આત્મશુદ્ધિના તત્ત્વ ઉપર ખડી થયેલી છે એ દેખાય તેમ છે. અમે દારૂતાડીની ટેવો છોડી રહ્યા છીએ. અમે અસ્પૃશ્યતાના પાપમાંથી હિંદને છોડવવા મથી રહ્યા છીએ. અમે પહેરવાઓઢવામાં દાખલ કરેલો ખોટો પરદેશી ભભકો અને ડાકડમાક ફગાવી દઈ અમારા પુરાણા રેંટિયાનો જીર્ણોદ્ધાર કરી રહ્યા છીએ. અને જીવનની અમારી પુરાતન સાદાઈ તરફ પાછા વળી રહ્યા છીએ. આમ કરીને આજની આ હાનિકારક સંસ્થાને અમે થંભાવી દેવા માગીએ છીએ.

આપ નામદારને એક અંગ્રેજ તરીકે આ પ્રવૃત્તિનો સૂક્ષ્મ અભ્યાસ કરવા અને સામ્રાજ્યને માટે, બલકે આખી દુનિયાનાં દર્દોને માટે, તેમાં રહેલી સુષુપ્ત શક્તિઓનો આંક કાઢવા હું વીનવું છું. અમે દુનિયામાં જે કંઈ નેક છે, પાક છે, તેની સામે લડાઈ કરવા નથી નીકળ્યા. ઇસ્લામનું — અમે મથી રહ્યા છીએ તે ઢબે — રક્ષણ કરવામાં અમે બધા ધર્મોને અભય આપવા મથી રહ્યા છીએ; હિંદુસ્તાનનું માન ભ્રષ્ટ ન થવા દેવામાં અમે આખી માનવજાતિના માનને માટે રક્ષણનો કોટ ચણી રહ્યા છીએ; કારણ અમારાં હથિયાર

કોઈને ઈજા કરે એમ નથી. અંગ્રેજોની જોડે અમે મિત્રને નાતે રહેવા ઇચ્છુક છીએ, પણ એ મૈત્રી વાતમાં તેમ વર્તનમાં બન્નેમાં બે બરોબરિયા વચ્ચે હોય તેવી મૈત્રી હોવી જોઈએ. આ નેમ પાર પડે ત્યાં સુધી અમારે અસહકારની એટલે અમારી પોતાની આત્મશુદ્ધિ કરવાની આ લડત ચાલુ જ રાખ્યે છૂટકો આપ નામદારને અને આપની મારફત પ્રત્યેક અંગ્રેજને અસહકારના આ સ્વરૂપને સમજી લેવા અને તેની કદર કરવા હું વીનવું છું

વિ૦ છું,
આપ નામદારનો સેવક,
મોહનદાસ કરમચંદ ગાંધી

'નવજીવન', ૬-૨-'૨૧

## ૫

## પારસીઓ પ્રત્યે

પ્રિય મિત્રો,

હું જાણું છું કે અસહકારની હિલચાલને તમે રસભેર નિહાળી રહ્યા છો તમે એ પણ માનજો કે જે આત્મશુદ્ધિના પ્રાયશ્ચિત્તવિધિમાંથઈને આજે આખો દેશ પસાર થઈ રહ્યો છે તેમા તમે કેવો ભાગ ભજવવા માગો છો એ તરફ બધા જ વિચારી અસહકારીઓ જોઈ રહ્યા છે મને પોતાને તો સંપૂર્ણ વિશ્વાસ છે કે બરાબર ખરે વખતે તમે ખરી વસ્તુનો જ સાથ કરશો હું આજે આ કાગળ એટલા ખાતર જ લખવા બેઠો છું કે હું માનુ છું કે ખરી પળ આવી લાગી છે

તમારા એક દેશબંધુના નાતા ઉપરાંત બીજા પણ અનેક પવિત્ર સબંધોથી હું તમારી સાથે સંકળાયેલો છું દાદાભાઈની મહાન દેશપ્રીતિએ મારામા પહેલવહેલી દેશપ્રેમની જ્યોત પ્રગટાવી તે કાળે હું બીજા કોઈ આગેવાનને ઓળખતો ન હતો એઓ જ મારા માર્ગદર્શક અને મદદગાર હતા એમની જ પાસે જ્યારે હું હજુ બાળક હતો ત્યારે ઓળખાણનો કાગળ હાથમા લઈને ગયેલો પછી સન ૧૮૯૧ મા મુંબઈના તાજ વગરના રાજા મારા બીજા માર્ગદર્શક બનેલા અને મને કામ કરવાની તાલીમ આપેલી ૧૮૯૨ ની સાલમા એક પોલિટિકલ એજન્ટ સામે ગુનો ઉપાડવા હું ઊકળી રહ્યો હતો ત્યારે મારા જુવાનીના જુસ્સાને રોકી તેમણે મને સંયમ શીખવેલો અને જાહેર જીવનમા અહિંસાવૃત્તિ કેમ કેળવવી એનો પહેલો પાઠ આપેલો હિન્દુસ્તાનની

સેવા કરવી હોય તેણે અંગત અન્યાયોને ગળી જતાં કેમ શીખવું એ એમણે મને શીખવ્યું. દક્ષિણ આફ્રિકામાં મારા સૌથી કીમતી અસીલ તેમ જ મિત્રોમાંના એક શેઠ રુસ્તમજી ઘોરખોદુ પારસી જ હતા. એઓ જાહેર કામોમાં છૂટથી પૈસો ખરચતા અને સત્યાગ્રહ ચાલ્યો તે વેળાએ એઓ અને એમનો બહાદુર પુત્ર બન્ને મારી જોડે જેલમાં આવેલા. ગોરાઓનું ટોળું મને વધેરવા નીકળેલું ત્યારે પણ તેમણે જ મને આશ્રય આપેલો. આજે પણ અહીંની સ્વરાજ્યની હિલચાલ તેઓ ત્યાં બેઠે રસભેર નિહાળી રહ્યા છે અને થોડા જ વખત ઉપર તે માટે તેમણે ચાળીસ હજાર રૂપિયા જેવડી રકમ આપી છે. મારા નમ્ર અભિપ્રાય મુજબ આજે હિન્દુસ્તાનમાં સૌથી શ્રેષ્ઠ સ્ત્રી કદાચ એક પારસી બહેન જ છે. ધરતી જેટલાં તે ક્ષમાવાન છે, અને એમના હૈયામાં તો આખી માનવજાતિ સહેજે સમાઈ જાય તેમ છે. એમનો પરિચય જિંદગીની એક અણમૂલી તક છે. આવાં પવિત્ર સ્મરણો હું કેટલાંયે આપી શકું તેમ છું, પણ મને લાગે છે કે આ પત્ર લખવાનો, મારો હેતુ સમજવાને અને તેનો આંક મેળવવાને તમારે માટે આટલા દાખલા બસ છે.

તમે ભારે ખબરદાર કોમ છો. તમે સંપીલા છો, અને અલબત્ત કોઈ પણ હિલચાલની સ્થિરતા તેમ જ વાજબીપણા માટે ભરપૂર પુરાવો મળ્યા વગર તેમાં ભળવા સ્વાભાવિકપણે જ ના પાડો છો. પણ હવે એવો વખત આવી લાગ્યો છે કે કદાચ તમે હદ બહાર ખબરદાર બનવા જતાં તમારો ધર્મ ચૂકી જાઓ. મને ધાસ્તી છે કે વેપારમાં મળી રહેલી બરકત તમને તમારા લાખો કરોડો દેશબંધુઓની હાજતો અને ભાવનાઓ તરફ રખે આંધળા કરી મૂકે. તાતાઓના મહાન કુટુંબને પશ્ચિમના ધનભૂખ્યા કરોડપતિઓની વૃત્તિના પંજામાં સપડાતું જોઈ હું કંપું છું. હિન્દુસ્તાનના ઉદ્યોગો ખીલવવાના શોખના લાભોની ખાતર ગરીબોને ઘરબાર વગરના કરી મૂકવામાં રહેલાં દુષ્પરિણામ કલ્પી કલ્પીને હું થરથરું છું. છતાં મારી શ્રદ્ધા છે કે આ એક ઊડતો ચેપ જ માત્ર છે. તમારી કુદરતી અગમચેતી તમને આવાં સાહસોમાં રહેલો આપઘાત વગર વિલંબે દેખાડી દેશે. તમારી તીક્ષ્ણ બુદ્ધિ તમને કહી દેશે કે હિન્દને જે જરૂરી છે તે તેનું ધન થોડાક મૂડીવાળાઓના હાથમાં એકઠું થાય એ નથી; એ ધન હિન્દુસ્તાનનાં સાત લાખ ગામડાંમાં વહેંચાઈ જાય અને ૧૯૦૦ માઈલ લાંબા અને ૧૫૦૦ માઈલ પહોળા આ ભરતખંડમાં કોઈ ભૂખ્યું ન સૂએ એ છે. આથી મને તો ખાતરી જ છે કે આજે હિંદને નિચોવી કાઢીને તેનો પ્રાણ લેનાર સામ્રાજ્યસત્તાના પંજામાંથી હિંદને છોડાવવા મથી રહેલા સુધારકોની જોડે એક આખી કોમ તરીકે સામેલ થવામાં તમે માત્ર વખતની જ વાટ જોઈ રહ્યા છો.'

પણ એક બાબત તો એવી છે કે જેમાં તમારી કોમે હવે રાહ જોવી એ ચોખ્ખું પાપ જ છે. હિંદમાં આજે દારૂનિષેધની ચળવળ ઊઠી છે. લોકો સ્વેચ્છાપૂર્વક દારૂનું વ્યસન છોડી શુદ્ધ થવા ઇંતેજાર છે. પ્રજામાં દારૂનું વ્યસન લગભગ અક્ષમ્ય અપરાધ ગણાવા લાગે એટલે સુધી પ્રજામત બંધાઈ રહ્યો છે. દારૂનાં પીઠાં ચલાવનારા મોટે ભાગે પારસીઓ છે. તમે આ બાબતમાં પૂરા દિલથી પ્રજા જોડે સહકાર કરવા તૈયાર થાઓ તો મુંબઈ ઇલાકામાંથી તો આ બદીનાં ધામ ઘડીના છઠ્ઠા ભાગમાં ઉખાડી મૂકી શકાય તેમ છે. સ્થાનિક સરકારો આજે હિંદુસ્તાનમાં લગભગ બધે જ આબકારી ખાતાને લગભગ ઉડાડી મૂકવાની હદ સુધી પહોંચવા કરી રહેલી આ પ્રવૃત્તિને અટકાવવાનો અણછાજતો પ્રયાસ કરી રહી છે. તમે સરકારને મદદ કરશો કે પ્રજાને? મુંબઈ સરકારે હજુ મિજાજ નથી ખોયો. પણ એ સુધ્ધાં દારૂની આવક સાવ જતી કરવા જેટલી હિંમત અને ડહાપણ બતાવી શકે એમ માનવું મુશ્કેલ છે.

આ સ્થિતિમાં તમારે તાબડતોબ નિર્ણય કરી લેવાની જરૂર છે. તમારાં શાસ્ત્રો દારૂને વિષે શું કહે છે તેની મને ખબર નથી, પણ જે અહુરમઝદે નેકી અને બદીના ભેદ કર્યા અને બદી સામે નેકીની જીત ગાઈ તેણે દારૂને માટે શું કહ્યું હશે તે હું સહેજે કલ્પી શકું છું. ધર્મની આજ્ઞાઓનો વિચાર બાજુએ રાખીએ તોપણ અત્યારની આ દારૂનિષેધની પ્રજાકીય ચળવળમાં પૂરા દિલથી સામેલ થવું યા તો તટસ્થ કે ઉદાસીન રહીને ચાય તે જોયાં કરવાનું વલણ અખત્યાર કરવું એ વાતનો તમારે નિર્ણય કરી લેવો જ જોઈએ. મને પૂરી ઉમેદ છે કે હિંદુસ્તાનની એક ચતુર વહેવારુ કોમ તરીકે તમે આજે હિંદમાં શરૂ થયેલી, દુનિયાની કોઈ પણ તેવી ચળવળને ઝાંખી પાડે તેવી દારૂનિષેધની આ મહાન ચળવળમાં પૂરેપૂરા દિલથી જોડાઈ જઈ એ દિશાએ પ્રત્યક્ષ કાર્ય કરવામાં પરોવાઈ જશો.

તમારો સાચો મિત્ર

'નવજીવન', ૨૭-૩-'૨૧ મોહનદાસ કરમચંદ ગાંધી

## ૯

# મૉડરેટ ભાઈઓને

વહાલા મિત્રો,

તાલીમ અને સંગતે કરીને જેઓ આજ દિવસ લગી મૉડરેટોને નામે ઓળખાતા આવ્યા છે તેમના જ સમાગમમાં હું ઊછરેલો છતાં આજે વિચારોમાં હું તેમનાથી વિખૂટો પડી ગયેલો છું એ વાત મારે માટે જેવાતેવા દુઃખની નથી. કંઈક સંજોગોને કારણે ને કંઈક પ્રકૃતિ જ મૂળથી એવી તેને લીધે આટલી જિંદગીમાં હું કદી જ હિન્દુસ્તાનના કોઈ પણ રાજદ્વારી પક્ષમાં તેને પોતાનો કરીને ભળી શકયો નથી. છતાં મારે એમ પણ કહેવું જ જોઈએ કે રાષ્ટ્રીય પક્ષના લોકોના કરતાં મૉડરેટ પક્ષના લોકોની જ મારા જીવન ઉપર વધુ અસર થયેલી છે. દાદાભાઈ, ગોખલે, તૈયબજી, ફિરોજશાહ મહેતા, એ બધાં નામ મારે પૂજ્ય અને પ્રાતઃસ્મરણીય છે. તેમની દેશસેવા પ્રજાથી કદી જ ન ભૂલી શકાય. આ દેશના મારા જેવા કેટલાયનાં જીવનમાં તેમના આદર્શથી દેશભક્તિની જ્યોત પ્રગટી હશે. તમારામાંના ઘણા જેઓ હજુ હયાત છે તેમની જોડે પણ મેં અનેક મધુર પ્રસંગોના લહાવા લીધા છે. આજે કઈ વસ્તુને કારણે હું તમારાથી વિખૂટો પડી રાષ્ટ્રીય પક્ષના લોકોના ખોળામાં ફેંકાયો છું? આજે તમારા કરતાં રાષ્ટ્રીય પક્ષની જોડે મારો વધુ મેળ ખાય છે તેનું શું કારણ? તમે હિન્દુસ્તાનને રાષ્ટ્રીય પક્ષના લોકોના કરતાં ઓછું ચાહો છો એમ માનવાને હું અસમર્થ છું; દેશને સારુ થઈને આપભોગ આપવાને રાષ્ટ્રીય પક્ષના લોકોના કરતાં તમે ઓછા ખુશી છો એવું માનવાની હું ના પાડું છું; તેમ બુદ્ધિમાં, ચારિત્ર્યમાં અને કાર્યશક્તિમાં પણ મૉડરેટો ચડિયાતા નહીં તોપણ રાષ્ટ્રીય પક્ષથી ઊતરે એવા તો નથી જ. આમ ભેદ માત્ર આદર્શનો જ છે એ ખુલ્લું છે.

પણ જુદા જુદા આદર્શના વાદમાં ઊતરીને હું તમને નહીં થકવું. અહીંયાં તો હું માત્ર અસહકારના કાર્યક્રમમાં જે ચણતરનાં પગથિયાં છે તે તરફ જ તમારું લક્ષ ખેંચવા ઇચ્છું છું 'અસહકાર' શબ્દ કદાચ તમને નહીં ગમતો હોય. એ કાર્યક્રમમાંનાં કેટલાંક પગથિયાં પણ તમને અળખામણાં લાગતાં હશે — અને લાગે છે એ હું જાણું છું પણ અસહકારીઓ તમારા જેટલા જ ભારતમૈયાના પૂજારી છે એટલી જ વાત જો તમે કબૂલ રાખતા હો તો તેમના કાર્યક્રમમાંનાં જે પગથિયાંઓને વિષે મતભેદ છે જ નહીં

તેમના અમલ પ્રત્યે પણ શું તમે મૈત્રીની નજરથી ન જુઓ? હું દારૂનિષેધ જેવી બાબતની વાત કરી રહ્યો છું. હું તમને મારા તરફથી ખાતરી આપું છું કે આખી પ્રજા આ બદીથી કંટાળી છે. જે દુર્ભાગી લોકો આ વ્યસનના ગુલામ બનેલા છે તેઓને તેમની પોતાની જ સામે થવામાં મદદ કરી ઉગારવાના છે. કેટલાક તો એવી મદદ પોતાને મોઢે માગી રહ્યા છે. આવી સાર્વત્રિક લોકલાગણીનો મોજો જ્યારે આ બદીની સામે ઊઠ્યો છે તે વખતે તેનો લાભ લેવા હું તમને ન વીનવું? વળી આ હિલચાલ અત્યારે તમે જોઈને કોઈએ ભલીજોઈને ઉઠાવી એવું પણ નથી બન્યું. એ એની મેળે જ ઊઠી છે. હું તમને ખાતરી આપું છું કે સરકારની આબકારી આવક બંધ પાડવાનો હેતુ એમાં છે લો અને આ હિલચાલ ચલાવી રહેનાઓના મનમાં સૌથી ઓછા મહત્ત્વનો છે. એ બાબતથી જ પ્રજા ઘાયલ થઈ છે. આ દેશમાં અત્યારે આ બદીનો જેટલો વિરોધ થઈ રહ્યો છે તેટલા મક્કમ અને કેળવાયેલા વિરોધ સામે દુનિયાના કોઈ પણ દેશમાં દારૂનું વેચાણ ચાલી શકે નહીં. નાગપુરના ટોળાએ કેટલીક ભૂલો કે અત્યાચાર કર્યા હશે, છતાં એમનું ધ્યેય તો પવિત્ર હતું. એમની આંખ સામે માત્ર એક જ વસ્તુ હતી. લોકોના પંચપ્રાણ હરી લેનારા આ મદ્યપાનની જડ સમાજમાંથી કઈ રીતે ઉખાડવી. પ્રજા પાસે પરાણે દારૂ કેમ છોડાવાય, જેમને દારૂ પીવો છે તેમને સારુ સગવડ હોવી જ જોઈએ, એ દલીલથી તમે રખે ભરમાતા. પોતાની પ્રજામાંના દુર્ગુણોને પોષવાનું રાજ્યનું કામ નથી. વ્યભિચારખાનાઓને આપણે વ્યભિચારના ઇજારા દઈને કે નિયમો બાંધી આપીને સગવડો કરી આપતા નથી. ચોરને આપણે તેની ચોરી કરવાની વૃત્તિને સંતોષવાની સોઈ નથી કરી આપતા. દારૂ તો મારે હિસાબે ચોરી કે કદાચ વ્યભિચારના કરતાં પણ બૂરી ચીજ છે. કારણ ઘણી વાર આ બંનેનું કુકર્મનું પિતૃપદ દારૂને જ હોય છે. આવી આ ઘોર બદીને દેશમાંથી સંપૂર્ણ રૂપે દફનાવી દેવાના અને દારૂના એકેએક પીઠાને ઉપાડી મૂકવાના કાર્યમાં સામેલ થવા હું તમને વીનવું છું. કેટલાયે કલાલો તેમણે ભરેલી ઇજારાની રકમો તેમને પાછી મળે તો આજે રાજી થઈને પોતાના પીઠાં બંધ કરવા તૈયાર છે.

'છોકરાઓની કેળવણીનું શું?' એ સવાલ તમે પૂછશો. હું નમ્રતાપૂર્વક જણાવું છું કે દારૂની આવકમાંથી આજે આપણાં બાળકોને કેળવણી લેતાં જોવા એ આપણે માટે ભારેમાં ભારે નામોશી છે. આપણાં બાળકોની કેળવણી જતી કરીને પણ આ બદીને સમાજમાંથી ઉખાડવાને આજે જો આપણે તૈયાર નહીં થઈએ તો ભાવિ પ્રજાના શાપ આપણે માથે ઊતરશે અને આપણે પણ તેને લાયક જ ઠરીશું.

પણ મારે હિસાબે તો આમ કરવા જવામાં આપણે આપણાં બાળકોની કેળવણી ખોયાપણું પણ નથી. હું જાણું છું કે તમારામાંના ઘણા રેંટિયાની મદદથી શાળાકૉલેજોની કેળવણીને સ્વાશ્રયી કરી મૂકવાના મારા ખ્યાલને હાસ્યાસ્પદ ગણો છો. પણ હું તમને ખાતરી આપું છું કે રેંટિયો આપણા કેળવણીના પ્રશ્નનો જેટલો સંતોષકારક ઉકેલ આણે છે તેટલો બીજું કોઈ પણ સાધન લાવી શકે એમ નથી. નવા નવા કર ઊંચકવાની પ્રજામાં શક્તિ રહી નથી. છે તે કરો પણ અસહ્ય થઈ પડ્યા છે. આ સ્થિતિમાં જો પ્રજાની દિવસે દિવસે વધતી જતી ગરીબાઈનો ઇલાજ કરવો હોય તો દારૂઅફીણની આવક જ નહીં પણ બીજી આવક પણ સારી પેઠે ઘટાડવી પડવાની.

અને એ જ સવાલ મને હાલના આ રાજ્યતંત્રના વિષય ઉપર લાવી મૂકે છે. સુધારા મેળવીને દેશ વધુ દરિદ્ર, વધુ ગુલામ જ નથી બન્યો તો બીજું શું થયું છે? સુધારા કેવળ નાહક ખરચો નથી વધ્યા? જેમ જેમ આ રાજ્યતંત્રનો હું વધુ વધુ અભ્યાસ કરતો જાઉં છું તેમ તેમ મારી તો વધુ ને વધુ જ ખાતરી થતી જાય છે કે આ રાજ્યને સુધારવાના કાર્યમાં થીગડાં દઈને ચલાવી લેવા મથવું એ કેવળ ફાંફાં છે. અર્ધદગ્ધ ઇલાજોને હવે સ્થાન જ નથી. ધરમૂળમાંથી મોટો પલટો થવાની જરૂર છે. એવા રાજ્યપલટાનો ઉચ્ચાર સરખો તમને અળખામણો છે એ હું જાણું છું. પણ હું જે રાજ્યપલટાની હિમાયત કરી રહ્યો છું તે ખૂનામરકી અને તોપતલવારથી થનારો નહીં પણ દેશના ઊંચા દરજ્જાના હોદ્દા ભોગવનારાઓના રહેણીકરણીને લગતા ખ્યાલોના પલટાને વિષે છે. મારે સાફ કહી દેવું ઘટે કે સિવિલ સર્વિસની ઉપલી શ્રેણીના નોકરોને મળનારા રોજ ઊઠીને વધતા જતા પગારોનું ધોરણ જોઈને હું તો ચમકું જ છું, અને મને આશા છે કે તમે પણ એથી ચમકી ઊઠશો જ. પાંચઆંકડે પગાર ખેંચનારા આ રાજ્યકર્તાઓની જિંદગીમાં અને તેમના પગ તળે છૂંદાતી ધૂંધવાતી કરોડોની પ્રજા જે જિંદગી ગાળી રહી છે તે વચ્ચે કશુંયે સરખાપણું તમે જોઈ શકો છો? ગામડાંઓમાં કે રસ્તા પર મળતા સેંકડો, હજારો કંગાળ લોકો સામું જુઓ. તેમના ચોંટી ગયેલા પેટ, તેમની આંખોની જગ્યાના કૂવા અને તેમની દૂરથી ગણી શકાતી પાંસળીઓમાં તમે મારા કથનનો જીવતોજાગતો પુરાવો જોશો.

હવે તમે રાજ્યકર્તાઓના વર્ગને પામ્યા છો, તમે સુધારાની છાયામાં પ્રધાનોના પદ પામી રાજ્યકર્તાઓ બન્યા છો. તમારી એડીઓ તમારી અગાઉના પરદેશીઓના કરતાં કશા ઓછા મુલાયમ નથી એવું તમારે વિષે પણ ન બોલાય એ સંભાળજો. શું તમારે પણ પાંચમે માળેથી જ રાજ્ય ચલાવવું જોઈએ? શું તમારે પણ તમે જે ધોરણને એક વરસ અગાઉ વખોડતા હતા તેને જ

ન્નતે અખબાર કરીને રાજ્ય ચલાવવું જોઈએ? તમારા જ અમલ હેઠળ એક માણસને તેના ચોકસ અભિપ્રાયોને સારુ આજે જનમ કાળાપાણીની સજા અપાઈ છે. એના ભાષણમાં ખુનામરકીની ઉશ્કેરણી હતી એ દલીલ તમને નહીં શોભે, કારણ ગઈ કાલ જ તમે પોતે એવી દલીલોથી સંતોષાતા નહોતા. અલી બિરાદર જેવાઓએ પોતાના ભાષણમાં ખુનામરકીની ગંધ હોવાની શંકા ઉડાવાને સારુ પણ મિત્રોની માફી માગી છે. એમણે જેલ જવાની બીકે માફી માગી એવું માનીને તો તમે દેશને મહાઅન્યાય જ કરશો. દેશમાં નવા જ જુસ્સાનો જન્મ થયો છે. દુન્યવી અદાલતના ન્યાયાધીશના કરતાં અંતરની અદાલતના ન્યાયાધીશની બીક પ્રજામાં આવી છે. છેલ્લા ૭ મહિનામાં સંખ્યાબંધ ઉચ્ચ આદર્શોવાળા નવજવાનોએ સરકારે તેમની પાસે માગેલી જામીનગીરીઓ આપવામાં નામોશી માનીને તેવી જામીનગીરી આપવા ઇનકાર કરી તેની જેલોને વહાલી કરી છે એથી તમે વાકેફ છો? તમારા જ અમલ હેઠળ ભોળા અને સાવ નિર્દોષ મોપલા લોકોની ધીરજ કસોટીએ ચડાવવામાં કશી બાકી રાખવામાં આવી નથી, જેમાં અત્યારની ઘડી સુધી મોપલાઓએ હાર ખાધી નથી. હું તો ધારું છું અને હું એમ અંતઃકરણથી માનું છું કે જે શાન્તિ અને ન્યાયને નામે આ બધો કેર અત્યારે વર્તી રહ્યો છે તેમાં તમારો કશો જ હાથ નથી. પણ જ્યાં તમારી આંખમાં પણ ધૂળ નાખવામાં આવતી હોય એવી બાબતો સિવાયની બીજી તો એકે બાબતમાં 'તમારા હાથમાં કશું જ નથી' એમ તો પ્રજાને કે મને તમારાથી ન જ કહેવાય. પણ આમાંથી તો મારે આપણા આદર્શોની ચર્ચા કરવી પડે, જેમાં હું અત્યારે નહીં ઉતરું. જો દારૂની આવક બંધ પાડવાના કામ પૂરતો પણ પ્રજાને આજે તમારો સહકાર મળી શકે તોપણ તમે અત્યાર સુધી દેશની બજાવેલી અનેક સેવાઓમાં ઉમેરો થશે, અને એવું પણ બને કે એવું એક જ પગલું બીજી અનેક શક્યતાઓને વિષે તમારી આંખ ખોલી દે.

તમારો સદાનો

'નવજીવન', ૧૯-૬-'૨૧ મોહનદાસ કરમચંદ ગાંધી

## અંગ્રેજ ભાઈઓને

ભાઈઓ,

તમને બીજી વાર લખવાની હિંમત કરું છું. હું જાણું છું કે તમારામાંથી ઘણાને અસહકારની ચીડ છે. છતાં મારી સચ્ચાઈને વિષે તમારામાં ઇતબાર હોય તો મારી પ્રવૃત્તિમાથી એ પ્રવૃત્તિઓને નોખી કરી તે ધ્યાનમાં લેવાને હું તમને વીનવું છુ. મારા પ્રામાણિકપણા વિષે જો તમને વિશ્વાસ ન હોય તો તે પુરવાર કરવાને મારી પાસે દલીલો નથી. જ્યારે હું કહું છુ કે અંગ્રેજોએ સ્થાપેલા તંત્રનો દ્વેષ કરવા છતાં ખુદ અગ્રેજોનો દ્વેષ કરવાની કશી જરૂર નથી, ત્યારે મારા કેટલાક દેશભાઈઓ મારા પર ગોળ ગોળ વાત કરવાનો આરોપ મૂકે છે. હું તેમને બતાવવાનો પ્રયત્ન કરી રહ્યો છુ કે પોતાના ભાઈનો દ્વેષ કર્યા વગર તેના દુરાચરણનો તિરસ્કાર કરી શકાય છે. ઈશુ ખ્રિસ્તે તેના જમાનાના પંડિતો અને કર્મકાંડી લોકોના દુરાચરણનો ધિક્કાર કર્યો પણ તેમનો કોઈ દિવસ દ્વેષ ન કર્યો. માણસ ઉપર પ્રેમ રાખવા છતા તેના પાપનો ધિક્કાર કરવાનો ઈશુનો સિદ્ધાત તેના એકલાને માટે જ ન હતો. ઈશુએ તે બધા જ લોકોને આચરણમાં મૂકવા માટે ઉપદેશેલો છે. ખરું જોતાં આ સિદ્ધાંત તો દુનિયાનાં બધાં શાસ્ત્રોમાં મળી આવે છે.

મનુષ્યસ્વભાવનો હુ ઠીક અભ્યાસી છુ એમ હુ માનુ છું. મારા પોતાના વિચારો અને લાગણીઓનું પૂરેપૂરું પૃથક્કરણ કરવાનો મને મહાવરો છે. મે જોયું છે કે માણસ પોતાના મત કરતાં મોટો છે. માણસ જે તંત્ર ઊભું કરે છે તેનાથી તે પોતે મોટો હોય છે. અને તેથી જ મને લાગે છે કે તમે ભંધમળથી જે રાજ્યવ્યવસ્થા ઉપજાવી કાઢી છે તેના કરતાં વ્યક્તિ તરીકે તમે અનેક દરજ્જે સારા હો છો. ૧૦મી એપ્રિલના દુર્દેવી દિવસે અમૃતસરમાં મારા દેશભાઈઓનાં જે ટોળા ભેગાં થયા હતાં તે ટોળાં કરતાં તેમાંનો દરેક માણસ વધારે સજ્જન હતો. તેમાંથી કોઈ પણ એક માણસને નિર્દોષ, અશરાફ અંગ્રેજોને મારવાનું કહેવામાં આવત તો તે ના જ પાડત પણ જ્યાં ટોળું ભેગું થયુ ત્યાં ઘણા લોકો પોતાનું ભાન ભૂલી ગયા એ જ ન્યાયે અધિકાર ઉપર બેઠેલો અગ્રેજ સામાન્ય અંગ્રેજ કરતાં જુદો જ હોય છે. હિંદુસ્તાનમાં રહેનાર અંગ્રેજ વિલાયતમાંના અગ્રેજ કરતાં જુદો જ છે. આ દેશમાં તમે જે તંત્રને આધીન છો તેનું પાજીપણું વર્ણવ્યુ જાય તેમ નથી.

તેથી જ દરેક અંગ્રેજના હેતુ અશુદ્ધ હોય છે એવો આરોપ ન મૂકતા છતાં અથવા તો તમે દુષ્ટ છો એમ ન માનતા છતાં તમારા તંત્રને આકરામાં આકરાં વિશેષણો લગાડી તેનો હું નિષેધ કરી શકું છું. અમે જેટલા આ તંત્રના જકડાયેલા છીએ તેટલા જ તમે પણ તેને શરણે છો. માટે તમે પણ તે જ વૃત્તિ ધારણ કરો એ હું ઇચ્છું છું. મારાં લખાણોમાં જે નથી તેવા હેતુઓ તમે મારામાં ન કલ્પી લેશો. જે તંત્ર હેઠળ રહીને હિન્દી રાષ્ટ્ર મૂઠીભર અંગ્રેજોનું દાસ બને છે અને દેશમાં ઠેરઠેર નજરે પડતા કિલ્લાઓ અને તોપોના આશ્રય તળે જ તમે પોતાને સુરક્ષિત માનો છો તેવા તંત્રને બની શકે તો સુધારવા — નહીં તો મિટાવવા હું અધીરો થયો છું એમ જ્યારે કહું છું ત્યારે મેં કશું છાનું રાખ્યું નથી એમ જ તમારે માનવું. આજની સ્થિતિ તો તમને અમને બન્નેને કેવળ શરમ ભરેલી છે. આપણું સામુદાયિક જીવન એકબીજા પ્રત્યેના અણવિશ્વાસ અને બીક ઉપર ઊભેલું છે. તેમાં મરદાઈ નથી એ તો તમે કબૂલ કરશો જ. જે તંત્રને લીધે આવી સ્થિતિ ઉત્પન્ન થાય છે તે જરૂર સેતાની જ કહેવાય. દેશને ચૂસનાર પરદેશીઓ તરીકે નહીં પણ હિંદુસ્તાનની બીજી કોમોની માફક હિંદી બનીને રહેતાં તમને આવડવું જોઈએ. એક અંગ્રેજની જાન સામે એક હજાર હિંદીઓની જાન એ ગણતરી ઘોર નિરાશા ઉપજાવનારી છે, અને છતાંયે તમારા મોટામાં મોટા અધિકારીઓએ ૧૯૧૯માં આ જ સિદ્ધાંત સ્વીકાર્યો હતો. જે તંત્રે આપણને બંનેને આટલી હદ સુધી પાડ્યા છે તેનો સમૂળગો નાશ કરવાના કાર્યમાં તમે અમારી જોડે ભળો એમ તમને કહેવાનું મન થાય છે. પણ મને લાગે છે કે હજી તમે તેમ ન કરી શકો. તે સ્થિતિ લાવવા માટે જેટલી ઉત્કટતા, જેટલો આપભોગ અને સંયમ અમારે કેળવવાં જોઈએ તેટલાં હજી અમે કેળવી બતાવ્યાં નથી.

પણ પરદેશી કાપડનો બહિષ્કાર કરવામાં અને દારૂનિષેધની હિલચાલમાં તો હું તમારી મદદ જરૂર માગું છું.

અંગ્રેજ ઇતિહાસકારોએ બતાવેલું છે કે હિંદુસ્તાનનો પોતાનો વિખ્યાત કાપડનો વેપાર ઇરાદાપૂર્વક અને ચોક્કસ રીતે તોડી પાડી વિલાયતી કાપડ હિંદુસ્તાન ઉપર બળાત્કારે લાદવામાં આવેલું છે. તેથી હિંદ આજે લૅંકેશાયરનું જ નહીં પણ જાપાન, ફ્રાન્સ અને અમેરિકાનું પણ મુહતાજ થઈ બેઠું છે. હિંદુસ્તાન ઉપર આની શી અસર થઈ છે તે એક વાર જુઓ. દર વર્ષે લગભગ સાઠ કરોડ રૂપિયા ફક્ત કાપડને માટે અમે હિંદુસ્તાન બહાર મોકલીએ છીએ. અમને પૂરતું થઈ પડે એટલું રૂ તો અમે આ દેશમાં ઉત્પન્ન કરીએ છીએ જ. આ દેશનું રૂ પરદેશ મોકલી ત્યાં કાપડ વણાવી ફરી આ દેશમાં

લાવવું તે શુદ્ધ મૂર્ખાઈ નથી શું! હિંદુસ્તાનને આવી લાચાર સ્થિતિમાં મૂકવું એ શું વાજબી હતું?

સૈકડો વર્ષ ઉપર અમે અમારે જોઈતું બધું કાપડ જાતે કાંતી વણી લેતા. અમારી સ્ત્રીઓ ઘરમાં બેઠી સુંદર સૂતર કાંતતી અને પોતાના પતિઓની કમાઈમાં ઉમેરો કરતી. ગામડાંના વણકરો તે સૂતર વણી આપતા. અમારા જેવા ખેતીપ્રધાન દેશમાં પ્રજાજીવનની વ્યવસ્થાનું એ એક અગત્યનું અંગ હતું. આ વ્યવસ્થાને લીધે અત્યંત સ્વાભાવિક રીતે નવરાશનો અમે સદુપયોગ કરી શકતા હતા. આજે અમારા દેશની સ્ત્રીઓમાં કાંતવાની આવડત રહી નથી અને કરોડો લોકોને પરાણે નવરા બેસવું પડવાથી દેશ કંગાલ થઈ ગયો છે. ઘણા વણકર ભંગી થઈ ગયા છે, કેટલાક ભાડૂતી સિપાઈઓ બની લશ્કરમાં ભરતી થયા છે. સુંદરમાં સુંદર કાપડ વણનાર વણકરોની અડધી કોમ હાલી-વાલી થઈ ગઈ છે અને બાકીની અડધી હાથે કાંતેલુ સૂતર નહીં મળતું હોવાથી પરદેશી સૂતર વણી રહી છે।

ત્યારે હિંદુસ્તાનને માટે પરદેશી કાપડના બહિષ્કારનો અર્થ શો છે તે હવે કદાચ તમે સમજી શકશો. આ બહિષ્કારની યોજના સજારૂપે કરવામાં નથી આવી. સરકાર આજે ખિલાફત અને પંજાબના અન્યાયો દૂર કરે અને હિંદુસ્તાનને આજે જ સ્વરાજ અખત્યાર કરવા દે તોયે આ બહિષ્કારની હિલચાલ ચાલવાની જ. સ્વરાજનો એ અર્થ તો હોવો જ જોઈએ કે આર્થિક દૃષ્ટિએ રાષ્ટ્રના અસ્તિત્વને જરૂરી એવા ધંધાઓને હિંદુસ્તાન પોષણ આપી શકે અને આ અસ્તિત્વને જોખમમાં નાખનાર એવા માલની આયાતની બંધી કરી શકે. ખેતી અને હાથકંતામણ એ બે રાષ્ટ્રદેહનાં ફેફસાં છે અને હરપ્રયત્ને ક્ષયરોગને એ ફેફસાંમાં પેસતો અટકાવવો જોઈએ

આ વાત રાહ જોવા જેવી નથી. ખેતી સાથે ચાલી શકે એવા ધંધાને અભાવે આખું રાષ્ટ્ર જ્યારે ભૂખે મરે છે ત્યારે પરદેશી કારખાનાંવાળાઓના કે દેશી વેપારીઓના લાભોનો વિચાર ન કરાય.

આ હિલચાલને બધી જાતના પરદેશી માલના બહિષ્કાર તરીકે પણ રખે માની લેતા. બીજાં રાષ્ટ્રો સાથે કોઈ પણ જાતનો વેપાર કરવો જ નહીં એ હિન્દુસ્તાનનું વલણ નથી. કાપડને બાદ કરતાં બીજી વસ્તુઓ હિન્દુસ્તાન કરતાં પરદેશમાં સહેલાઈથી અને સારી બનતી હોય તો ઉભય પક્ષને લાભ થાય એવી શરતે પરદેશ પાસેથી આભાર સાથે લેવાની હિન્દુસ્તાને હા પાડવી જ જોઈએ. અલબત્ત, કોઈ પણ વસ્તુ હિન્દુસ્તાન પોતા પર બળાત્કારે નહીં જ લાદવા દે. પણ ભવિષ્યને વાંચવાનો પ્રયત્ન નહીં કરું. હું જરૂર આશા રાખું છું કે થોડા જ દિવસમાં હિન્દુસ્તાન ઇંગ્લંડ સાથે સમાનતાને નાતે

અહકાર કરી શકશો. આપણા વેપારના સંબંધો તપાસવાનો પ્રસંગ તે વેળાએ આવશે. અત્યારે તો પરદેશી કાપડનો બહિષ્કાર સફળ કરવામાં હું તમારી મદદ ઇચ્છું છું.

એવો જ અને એટલા જ મહત્ત્વનો સવાલ છે દારૂનિષેધનો. દારૂનાં પીણાં એ તો સમાજ ઉપર લાદેલી એક અસહ્ય આફત છે. આ વિષયમાં પ્રજામાં જેટલી જાગૃતિ છે તેટલી આજ સુધી કોઈ કાળે ન હતી. હું કબૂલ કરું છું કે આમાં તમારા કરતાં વધારે મદદ તો અમારા હિન્દી પ્રધાનો કરી શકે એમ છે. છતાં આ સવાલમાં તમે તમારો મત સ્પષ્ટ જાહેર કરો એમ હું ઇચ્છું છું. રાજ્યતંત્ર ગમે તેવું હોય તોપણ મને લાગે છે કે પ્રજા તો દેશમાંથી દારૂની જડ જ કાઢી નાખવા માગે તમારું વજન પ્રજાપક્ષ સાથે ભેળવીને આ દિનપ્રતિદિન વધતી જતી હિલચાલને તમે મદદ કરી શકો છો.

તમારો સાચો મિત્ર,
મોહનદાસ કરમચંદ ગાંધી

'નવજીવન', ૧૦-૭-'૨૧

# સૂચિ

---